# ગ્રન્થ—મહત્ત્વ

એક તો આ પાંચમું અંગસૂત્ર—

એના પ્રણેતા—વર્ત્તમાન શાસનના નાયક ભગવાન શ્રી મહાવીર પરમાત્માના પાંચમા ગણધરભગવાન **શ્રી સુધર્માસ્વામીજી** મહારાજા;

એના ટીકાકાર—નવાંગી ટીકાકાર આચાર્યભગવાન શ્રીમદ્ **અભયદેવસૂરીશ્વરજી** મહારાજા;

અને આ સટીક અંગસૂત્રને અવલંબીને—

વ્યાખ્યાનકાર—પૂ. જૈનરત્ન, વ્યાખ્યાનવાચસ્પતિ, કવિકુલકિરીટ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયલબ્ધિસૂરીશ્વરજી** મહારાજા.

આવા ગ્રન્થના મહત્ત્વ વિષે કાંઈ કહેવાની જરૂર હોય જ નહિ. એટલે મારે જે કાંઈ પણ ટૂંકમાં કહેવાનું છે તે એટલું જ છે કે—આમાં, સંયોજન કરીને સંપાદન કરતાં, પૂ. વ્યાખ્યાનકાર પરમ ગુરુદેવશ્રીનો ભાવ જાળવવાનો પૂરેપૂરો શક્ય પ્રયત્ન કર્યો છે, પણ તેઓશ્રીની ભાષા જાળવાઈ શકી નથી. એટલે, આમાં, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાથી વિરૂદ્ધ કોઈ પણ વચન જો અનુપયોગાદિથી પણ આવી જવા પામ્યું હોય, અગર તો મુદ્રણમાં દૃષ્ટિ-દોષાદિથી કોઈ ભૂલ રહી જવા પામી હોય, તો તે બદલ મિચ્છામિ દુક્કડં દઉં છું.

—સં૦

# ગ્રન્થનિર્માણ અંગે

પૂ. જૈનરત્ન, વ્યાખ્યાનવાચસ્પતિ, કવિકુલકિરીટ, આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજાએ, શ્રી ભગવતીજી સૂત્ર સટીકને અવલંબીને—

વિ. સં. ૧૯૮૧ માં સુરતમાં,
વિ. સં. ૧૯૮૨ માં બુહારીમાં,
વિ. સં. ૧૯૮૮ માં ખંભાતમાં,
વિ. સં. ૧૯૯૦ માં પાલીતાણામાં,
વિ. સં. ૧૯૯૧ માં સીરોહીમાં,
વિ. સં. ૧૯૯૩ માં ખંભાતમાં,
વિ. સં. ૧૯૯૪ માં ઈડરમાં,
વિ. સં. ૧૯૯૬ માં ફ્લોધીમાં,
વિ. સં. ૧૯૯૭ માં બીકાનેરમાં,
વિ. સં. ૧૯૯૯ માં વડાલીમાં,
વિ. સં. ૨૦૦૦ માં ખંભાતમાં,
વિ. સં. ૨૦૦૧ તથા ૨૦૦૨ માં મુંબાઈમાં,
વિ. સં. ૨૦૦૩ માં વાપીમાં અને–
વિ. સં. ૨૦૦૫ માં કરાડમાં,

—વ્યાખ્યાનો આપ્યાં હતાં. તે પૈકી વિ. સં. ૨૦૦૧, વિ. સં. ૨૦૦૨ અને વિ. સં. ૨૦૦૩ નાં વ્યાખ્યાનોનું અવતરણ લેવાયું હતું. એ અવતરણોના સંયોજન અને સંપાદન દ્વારા, આ પ્રથમ વિભાગ નિર્માયો છે.

# આભાર-દર્શન

આ 'શ્રી ભગવતીજી સૂત્રનાં વ્યાખ્યાનો-પહેલો ભાગ' વિ. સં. ૨૦૦૭ માં છપાવીને પ્રગટ કરવામાં આવ્યો હતો. તેની બે હજાર નકલો થોડા જ સમયમાં લગભગ ખલાસ થઈ જવા પામી હતી. પ્રાપ્ત થયેલી અભિપ્રાયો ઉપરથી જણાયું હતું કે-આ ગ્રન્થ સારા પ્રમાણમાં લોકાદરને પાત્ર બન્યો હતો અને ઘણાઓ તરફથી આ ગ્રન્થનો પ્રચાર કરવાનું સૂચન પ્રાપ્ત થતું હતું.

દરમ્યાનમાં, વિ. સં. ૨૦૧૪માં, પૂ. વ્યાખ્યાનકાર પુણ્યપુરૂષના વરદ હસ્તે પૂ. **પં. શ્રી મહિમાવિજયજી** ગણિવરને શ્રી પંન્યાસ પદથી અલંકૃત કરવાનો મહોત્સવ થયો. એ શ્રી પંન્યાસપદારોપણના શુભ નિમિત્તે પૂ. સાધ્વીજી શ્રી **અંજનાશ્રીજીના** સદ્દુપદેશથી બોરસદનિવાસી સ્વ. શા. નાનચંદ પિતામ્બરદાસના પુણ્યાર્થે સ્વર્ગસ્થનાં ધર્મપત્ની **ગં. સ્વ. હીરાબેન** તરફથી રૂ. ૫૦૦) આ બીજી આવૃત્તિ છપાવવાને માટે પ્રાપ્ત થયા. અને **શેઠ આણંદજી મંગળજીની પેઢી -ઇડર** તરફથી પણ જ્ઞાનખાતેથી રૂ. ૫૦૦) આ બીજી આવૃત્તિ છપાવવાના કામમાં મળ્યા. એ ઉપરાન્ત, કેટલાક જ્ઞાનપ્રેમી સજ્જનો તરફથી પણ છૂટક છૂટક રકમો મળી.

કાગળ, છપાઈ વગેરેની આજની મોંઘવારીમાં એટલી રકમમાંથી આ બીજી આવૃત્તિની એક હજાર નકલ તૈયાર થવી

શકય નહોતી. આથી ગ્રન્થમાળા તરફથી અમુક નકલો વેચવાનો નિર્ણય કરીને આ બીજી આવૃત્તિની ૧૦૦૦ નકલો છપાવવામાં આવી છે.

પૂ. પં. શ્રી મહિમાવિજયજી ગણિવરના પદારોહણ નિમિત્તે જ આ બીજી આવૃત્તિનું પ્રકાશન શકય બન્યું હોવાથી, આ આવૃત્તિમાં તેઓની *જીવનઝરમર* ઉમેરવામાં આવી છે.

આ પ્રસંગે અમો ઉપરિનિર્દિષ્ટ સર્વનો આભાર માનીએ છીએ. તેમ જ આ બીજી આવૃત્તિના પ્રકાશનમાં બીજા પણ જે જે મહાનુભાવોએ અમને મદદ કરી છે તેમનો પણ અમે આ તકે આભાર માનીએ છીએ.

આ 'શ્રી ભગવતીજી સૂત્રનાં વ્યાખ્યાનો'નો પહેલો ભાગ જેમ ખલાસ થઈ ગયો હતો, તેમ આનો બીજો ભાગ પણ ઘણા સમયથી ખલાસ થઈ ગયો છે. અને તેની માગણી આવ્યા જ કરે છે. આ કારણે વાંચકોને વિનંતિ કરવાની કે— જો આપનામાંથી કોઈ ભાઈ-બેનની ઇચ્છા થાય તો બીજા ભાગની બીજી આવૃત્તિ પ્રગટ કરવાને માટે સહાય આપવાનું જણાવશો. પૂ. મુનિરાજો અને પૂ. સાધ્વીજી મહારાજ પણ એ કાર્યાર્થે સદુપદેશ આપશે એવી આશા છે.

પ્રકાશક.

## પૂ. પંન્યાસજી શ્રી મહિમાવિજયજી ગણિવરની

# જીવન સૌરભ

ભવ્ય ભારતવર્ષની ત્યાગપૂત ભૂમિનો એવો કયો અણુ હશે કે, જેમાં કોઈ ને કોઈ વૈરાગ્યપૂત આત્માના ભવ્યત્યાગની અપરિસીમ માધુર્યથી છલોછલ ઉભરાતી કહાનીના વૈરાગ્ય ધંટનો પ્રતિઘોષ નહીં ગૂંજતો હોય ?

ભારતવર્ષ એટલે માનવતાની મા ભોમ; ત્યાગ અને વિરાગની જનેતા; સંયમનું સંસ્કારપાન કરાવતી પ્રશાન્ત અમૃતસરિતા; અને શિવ રમણીના અવર્ણનીય સ્વયંવરનો અનુપમ મંડપ !

આ ભોમકાના, આર્યત્વના અમીથી જેના અણુએ અણુ રસાયા છે એવી ભારત ભોમના ગુણ ગાતાં ઋષિ-મુનિઓની, મહાત્યાગી મહર્ષિઓની, ધર્મતીર્થંકર દેવાધિદેવોની વાણીનો પ્રવાહ વણઅટક્યો વહ્યે જ ગયો છે.

જેના ગુણ ગાતાં લોકોત્તર પુરુષો અટક્યા નથી એવી ભોમકાની ગોદમાં જન્મ લેવો એ જેવા તેવા સૌભાગ્યનું સૂચક નથી ! આ ભોમકાની ગોદમાં જન્મ લેવા માટે દેવો પણ ઝંખે છે ! આવી ભોમના લાડીલાઓ મહાપુણ્યથી જ અહીં જનમ્યા હોય છે, એ શંકા વિનાની વાત છે.

આવા ત્યાગપૂત ભારતવર્ષમાં વર્તમાનકાળમાં ગરવી ગૂજરાત, શ્રમણ ભગવાન મહાવીરના ધર્મોપદેશો પાળવા-પ્રચારવામાં, અગ્રસ્થાન ધરાવે છે. શ્રમણ ભગવાન મહાવીરના ત્યાગપંથના ચરણે અનેકાનેક સુકુમાલ પુરપરત્નોને અર્પવામાં આજ ઘણી શતાબ્દિઓથી ગૂજરાત મોખરે છે. શ્રમણ ભગવાન મહાવીરે તીર્થ, અવશ્ય, બિહારમાં પ્રવર્તાવ્યું. એ માટે બિહાર પવિત્ર છે, ધન્ય છે. ચરમ તીર્થપતિના વર્તમાન શાસનનું ઉદ્દગમસ્થાન છે. એમાં શંકા નહીં પણ વર્તમાનકાળ

આપણને કહે છે કે એ શાસનનો પ્રાદુર્ભાવ ભલે બિહારમાં થયો, પણ ગૂજરાત એના આધાર સ્તમ્ભ સમું છે.

આવા ગૂજરાતના ગૌરવ સમું સુરત શહેર. ઇતિહાસપ્રસિદ્ધ ! વ્યાપારનું ધામ અને શ્રી જિનમન્દિરો તથા અનેક શ્રદ્ધાળુ શ્રાવકોથી શોભીતું !

સુરત શહેરમાં એક શ્રાવક વસે છે. શ્રીમંત અને જ્ઞાતિએ ઓસવાલ. જેચંદભાઈ એમનું નામ. જેચંદભાઈ ભારે ધર્મી. ધર્મ પર એમને ભારે અનુરાગ. એમના પિતાનું નામ દયાચંદભાઈ.

જેચંદભાઈને બચપણથી જ સંયમ લેવાની ઇચ્છા હતી. પણ માનવીને જેટલી ઇચ્છા થાય એટલી બધીય ઇચ્છાઓ સફળ થોડી જ થાય છે ? માનવને, ભવ્યમાનવને દર્શનમોહનીય કર્મના ક્ષયોપશમાદિથી સંસારની અસારતાનું ભાન થાય. સંસાર હેય લાગે. અને સંસાર તજવા માટે એ આત્મા પ્રયત્નશીલ બને. પરંતુ જ્યાં સુધી ચારિત્ર-મોહનીય કર્મનો ક્ષયોપશમાદિ ન થાય, ત્યાં સુધી ભાગવતી ભાવદીક્ષાની પ્રાપ્તિ સંભવે જ નહિ. એટલું જ નહિ પણ ભોગપુણ્ય પ્રબલ હોય તો સંસારની ભોગ કેદમાં એ બાંધ્યા વિના રહે પણ નહીં.

જેચંદભાઈને પણ કદાચ આવું જ બન્યું હતું.

ક્યાં સંસારને લાત મારવાની ઇચ્છા અને ક્યાં સંસારની લાત ખાવાનું નક્કર સત્ય !

સયમમા મહાકષ્ટ જરૂર સહવાનુ છે સામે ચાલીને આવતા સુખોને તરછોડીને સ્વેચ્છાએ દુ ખ અવશ્ય, માગી લેવાનુ છે અને મુક્તિ અને બન્ધનના સગ્રામમા મરણિઆ થઈને અવશ્ય ઝઝૂમવાનુ છે એ વાત સાચી પણ આવુ સયમ તો દેવેન્દ્રોને પણ દુર્લભ છે. આ સયમ મેળવવા માટે કેટકેટના મહાકષ્ટ સહવા પડે છે કેટકેટની અનુકૂળતાને તરછોડવી પડે છે અને કેટકેટલા જબ્બર જગ ખેલના પડે છે એ તો યા તો કોઈ ભુક્તભોગી દીક્ષાર્થી જાણે યા કોઈ જ્ઞાની

મુમુક્ષુ જેચદભાઈ! ત્યાગની માળા જપતા જપતા કર્મે એમને રાગના ચકડોળના ચકરાવે ચઢાવી દીધા યોગનુ રટણ કરતા કરતા કર્મે એમને ભોગના ભુનાવામા અટવાવી મૂકયા પણ એટલુ સારુ હતુ કે, હૃદયના ઊડાણમા મુમુક્ષાની જ્યોત બુઝાઈ ન હતી એનુ પ્રમાણ એ હતુ કે, સસારની ભોગ કેદમા જકડાયા છતા એમણે અભિગ્રહ ધારણ કર્યો હતો કે સસારના લોહ પિજરમાથી કોઈ પણ મુમુક્ષુ પખી ઊડવાનો પ્રયાસ કરશે તો એની પાખ કાપવાનુ કે પાખો કોઈ પણ રીતે નિર્બળ બનાવવાનુ પાપ હરગિજ નહિ કરુ એટલુ જ નહિ પણ એ પાખમા મુમુક્ષા અને દીક્ષાની પ્રેરણાના પ્રાણ પૂરવાના બધાય શકય પ્રયત્નો કરીશ !

જેચદભાઈના ત્રણ ત્રણ વાર લગ્ન થયા ત્રીજી પત્નીનુ નામ જસકોર બહેન

સસારના નાનાવિધ સુખો ભોગવતા આ દમ્પતીને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ અવતર્યા

મોટા પુત્રનુ નામ મોતીચદ વચેટ અમરચદ અને નાનો ઇંદ્રકુમાર મોટી સુશીલા, વચલી સુભગના અને નાની સુનન્દા માતા-પિતાની છાયામા ધર્મના સસ્કારના અમૃતપાન કરતા કરતા છએ ભાડુ મોટા થયા જેમ જેમ મોટા થતા ગયા એમ એમ શ્રદ્ધા અને સસ્કારની જ્યોત વધુ ને વધુ દીપ્તિમત બનતી ગઈ એમા પણ

મોતીચંદની શ્રદ્ધા અને સસ્કારની જ્યોતની તેજસ્વિતા સૌમાં જુદી જ ભાત પાડતી હતી.

લગભગ સોળ વર્ષની વયે મોતીચંદનો વ્યવહારિક અભ્યાસ અંગ્રેજી ધોરણ ચાર સુધી અને ધાર્મિક અભ્યાસનાં પાંચ પ્રતિક્રમણ અને ચાર પ્રકરણ સુધી પહોંચી ગયો હતો. ઉપરાન્ત અનેક સ્તવનો અને મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મ. રચિત સવા સો ગાથાનું સ્તવન પણ એમણે કંઠસ્થ કરી લીધું હતું.

ભૌતિક યુગમાં વ્યવહારિક શિક્ષણ ખૂબ લેવાય એ સ્વાભાવિક છે. પણ આવા યુગમાં ધાર્મિક અભ્યાસમાં પ્રતિક્રમણનાં સૂત્રો પછી પ્રકરણ અને પછી સવા સો ગાથાના સ્તવન આદિ અભ્યાસની ગતિ,. સાચે જ, ધર્મશ્રદ્ધા અને એના પ્રત્યેના આકર્ષણની સૂચક જ ગણી શકાય.

મોતીચંદ દશ વર્ષના હતા ત્યારની આ વાત છે.

મોતીચંદ સ્વભાવના ભારે બીકણ. એટલા જ ભોળિયા અને બોલે ત્યારે તો જાણે ગડ ગડ ગાડી ચાલી અને હર્ષના આવેગમાં વેગ વધી જાય તો એ શું બોલે છે એ સમજવું પણ અશક્ય થઈ પડે. પણ મોટી વાત એ કે એમનું હૈયું સરળ અને પુણ્ય પ્રબળ.

રાતનો સમય છે. મોતીચંદ ઘસઘસાટ ઊંઘી રહ્યા છે. ઊંઘમાં એ એક અદ્ભુત દૃશ્ય નિહાળે છે. તેજતેજના અંબારથી ઘેરાયેલો એક દેવ એમની સામે ઊભો છે.

દેવ કહે છે: મોતીચંદ! હું તારો પૂર્વભવનો મિત્ર છું. પણ મોતીચંદ આમેય ડરપોક હતા જ; એમાં આ ગભરાવી નાંખે એવું ય જોઈને એમને ભારે બીક લાગી અને પાષાણવત્ જડ થઈ ગયા.

દેવ ફરી બોલ્યો: મોતીચંદ! ડર મા. હું તારો મિત્ર છું. ભરા મા! પણ મોતીચંદ તો એવા ડરી ગયેલા કે સામે ઉત્તર આપવા જેટલી હિમ્મત એમનામાં આવી જ નહિ.

દેવે કહ્યું : સારું હું અત્યારે જાઉં છું. પછી કોઈક વાર આવીશ. પણ આ વાત તું કોઈને કરીશ નહિ. નહિતો હું આવવાનું બન્ધ કરી દઈશ. અને અત્યારે તારે કાંઈ જોઈએ તો માંગી લે!

પણ મોતીચંદમાં તો બોલવાના હોશકોશ જ કયાં હતા?

દેવ અદૃશ્ય થયો. • •

સવારે મોતીચંદ ઊઠયા ત્યારે દુનિયા નવી જ હોય એમ એમને લાગવા માડ્યું. રાતના દિવ્ય ચમત્કારની ઘટના હજુ એમના મગજમાં ચક્કર કાપી રહી હતી. મગજમા સતત પ્રશ્ન ઊઠયા જ કરતો હતો :

આ શું? રાતના કોણ આવ્યું હશે?

આ વિચારોએ એટલી ઊંડી જડ ઘાલી કે દેવે ના પાડયા છતાં એમના પિતાજીને આ વાત કર્યા વિના એમનાથી રહેવાયું નહિ.

મોતીચંદ પિતાજી! રાતના હું ઘસઘાટ ઊંઘતો હતો ત્યારે દિવ્ય તેજના વર્તુલથી ઘેરાયેલો કોઈ પુરુષ મારી સમક્ષ આવી ઊભો.

જેચંદભાઈ આનન્દ અને આશ્ચર્યની લાગણી પૂર્વક સાંભળી રહ્યા અને બોલ્યા : પછી?

મોતીચંદ: મને કહે, હું તારો પૂર્વજન્મનો મિત્ર છું-દેવ છું. તારે જોઈએ તે માંગ. પણ પિતાજી! હું તો એવો ડરી ગયેલો કે કાંઈ બોલી શકયો જ નહિ

જેચંદભાઈ સહેજ હસ્યા. અને બોલ્યા : ભલા ભાઈ! એમાં ડરવાનું શું હતું? પણ તું છે જ ડરપોક ને?

મોતીચંદ કહે • હવે દેવ ફરી પૂછે તો માંગવું શું?

જેચંદભાઈ બોલ્યા • આપણે શું ખોટ છે, બેટા? ધન જોઈએ એટલું છે. માન-પ્રતિષ્ઠાની ખામી નથી. ચાર જણામાં પૂછ છે. બસ આપણે કાંઈ જોઈતુ નથી. પણ ફરી પૂછે તો એટલું માંગજે કે અમારા કુલમાં ધર્મધ્યાનની નિરન્તર વૃદ્ધિ થાય એવું આપો.

સાચેજ ધર્મી આત્માઓને ધર્મની મહત્તા સમક્ષ સંસારનાં મહત્તમ સુખો પણ વામણાં જ લાગે છે. નહિતો સંસારી માનવ પાસે ગમે એટલું હોય તોપણ મેળવવાની તક આવે ત્યારે ચક્રવર્તી જેવો પણ તૃષ્ણા તરફ ગગનફાળ ભરવાની વૃત્તિ દબાવી શકતો નથી. તો સામાન્ય કરોડપતિ ને લખપતિનું તો પૂછવું જ શું?

પરંતુ સંસારમાં સુવર્ણ નિહાળનારા ધર્મમાં પારસ નિહાળતા થઈ જાય તો એમને સુવર્ણની ગુલામી પસંદ ન જ પડે. ધર્મ પારસ પાસે હશે તો, સુવર્ણ તો ચરણરજ થઈ રહેશે. ચરણરજ થઈને રહે એની ચીજને માથે ચઢાવનાર ધર્મની સાચી સમજથી ઘણો દૂર છે. એટલું તો એ સમજેલા હોય છે.

માગે તો અઢળક સમ્પત્તિ મળી શકે એવી છે. એવી પરિસ્થિતિમાં ધર્મની જ ઇચ્છા કરવી એ ધર્મની પ્રબલ ભાવના વિના ભાગ્યે જ સંભવી શકે!

દિવસો વીતતા ગયા. વાત વિસારે પડી.

દેવ ગયો તે ગયો જ. ફરી પાછો દેખાયો જ નહિ.

કારણ? કારણ જે ગણો તે. મોતીચંદનાં પુણ્ય અધૂરાં ગણો તો એ; મોતીચંદનું ડરપોકપણું ગણો તો એ, જેના પરિણામે એમણે બધી વાત એમના પિતાશ્રીને કહી દીધી!

દેવે આવવાનું બંધ કર્યું પણ દેવને મોતીચંદ પર એવો ભારે રાગ હતો કે એને એની ખબર લીધા વિના ગમે એવું નહોતું. પણ જે વરદાન માંગવાનું કહ્યું હતું, એ એણે ફરી ઉચ્ચાર્યું પણ નહિ.

થોડાક સમય પછી મોતીચંદ સંધિવાના વ્યાધિમાં સપડાયા. સંધિવા એ કેટલો ચીકણો અને કંટાળા ભરેલો વ્યાધિ છે, એનું યથાતથ વર્ણન એના ભુક્તભોગીઓ જ કરી શકે. પરંતુ સંધિવા જેવો ચીકણો વ્યાધિ મોતીચંદને જે રીતે દૂર થયો, એમાં સહેજે

માનવાનું મન થઈ જાય કે એમાં એના મિત્ર દેવની અદશ્ય સહાય હતી.

પુણ્યના યોગથી દેવો પણ આ રીતે સમાધિપ્રાપ્તિમાં સહાયક થાય છે, જો આત્મા સમાધિનો ચાહક હોય તો.

એક સમયની વાત છે.

મોતીચંદ ભગવાન શાન્તિનાથના જિનાલયે જિનેશ્વરદેવની અષ્ટપ્રકારી પૂજા માટે ગયા. પ્રભુની પૂજા કરીને મોતીચંદ સિદ્ધચક્રના ગોખલે ગયા. ત્યાં આ શું? અષ્ટપ્રકારી પૂજાની સામગ્રીથી ભરેલો આ દિવ્ય થાળ કોણે ગોઠવી દીધો?

અરે આ શું? મોતીચંદના મસ્તકમાથી આ પીળો ભૂકો શેનો? એ તો દિવ્ય વાસચૂર્ણ હતું. એની દિવ્ય સુંગધ ચારે તરફ પ્રસરી ગઈ.

આ બધો ચમત્કાર હતો, એમના મિત્રદેવનો! કલિકાળમાં, દેવનું અસ્તિત્વ ન સ્વીકારનાર માટે પ્રત્યક્ષ પરિચય!

આ પ્રસંગ પછી મોતીચંદની ધર્મશ્રદ્ધાના પાયામાં અપરાજેય સ્થિરતા અને અચલ દઢતાના પ્રાણ પુરાયા.

આ પછી મોતીચંદના જીવનમા અનેકાનેક ચમત્કારોના પ્રસંગો બનવા લાગ્યા.

ક્યારેક માથામાંથી ચોખાનો ઢગલો થઈ પડે તો ક્યારેક સરસર કરતું વાસચૂર્ણ સરી પડે. અને ક્યારેક ખોળામાં શ્રીફળ આવી પડે તો ક્યારેક હાથમાથી સુવાસિત ન્હવણજળનો ફુવારો ઊડે.

આમેય મોતીચંદની ધર્મશ્રદ્ધા દઢ હતી પણ જેમ જેમ આ મિત્રદેવના ચમત્કાર થવા લાગ્યા, એમ એમ ધર્મની શ્રદ્ધા એમના હૃદયભોમમાં ઊંડી જડ ઘાલતી ગઈ.

મિત્રદેવના પ્રસગો એમના જીવનમાં એટલા બન્યા છે કે, એ

બધાનું અહીં આલેખન કરવું ઇષ્ટ નથી. અને શક્ય પણ નથી. કારણ પ્રસંગો ક્યા ક્યા અને ક્યારે ક્યારે બન્યા એની નોંધ નથી. અને જે વારંવાર બન્યા જ કરતું હોય એની ભલા! નોંધ પણ શી?

મોતીચન્દને શ્રી જિનમૂર્તિનાં દર્શન કરાવવાં, એમના મસ્તકપર વાસચૂર્ણ વરસાવવું આદિ તો સહજ અને સામાન્ય વાત થઈ પડી હતી.

એકવાર મોતીચંદ ચોપાટી પરથી પસાર થતા હતા. ત્યાં માર્ગમાં જ મિત્રદેવે એમને શ્રી જિનમૂર્તિનાં દર્શન કરાવ્યાં. અને ભલા ભાવુક મોતીચંદ વાહનવ્યવહારથી ખીચોખીચ ભરેલા માર્ગ પરથી અન્તરીક્ષમાં દેખાતી જિનમૂર્તિને ખમાસમણાં દેવા માંડી પડ્યા. અને ચૈત્યવંદનનાં સૂત્રો બોલી ચૈત્યવંદન કરવા લાગ્યા. છતાંય આશ્ચર્ય ઊપજાવે એવી હકીકત એ છે કે, વાહનવ્યવહારથી સંકીર્ણ આવા રાજમાર્ગની વચ્ચે પણ એમને કોઈપણ જાતનો અકસ્માત નડ્યો ન હતો. આવા ચમત્કારો જોવા ઠેરઠેર લોકોની ભારે ઠઠ જામતી. અને લોકો મોંમાં, આંગળાં નાખી જતા. સંયમની ભાવનાના અંકુરા તો મોતીચન્દના હૃદયમાં ક્યારનાય ફૂટી ચૂકયા હતા. પણ ધીમે ધીમે તે પલ્લવિત થયા અને એનો વિકાસ ત્યાંસુધી પહોંચ્યો કે, સંયમ ન લેવાય ત્યાં સુધી એમણે ૭ વિગઈનો ત્યાગ કર્યો. અને અઢાર વર્ષની ભરયુવાનીમાં ચોથું વ્રત ઊચર્યું.

મોતીચન્દને એના વૈરાગ્યતરુનાં મૂળ સીંચનાર મહાત્માઓનો ભેટો થતો ગયો. અને એમનું વૈરાગ્યતરુ ફૂલતું અને ફાલતું ગયું. અને આમાં મહત્ત્વના માળી તરીકે પૂ. પં. શ્રી. ખાન્તિવિ. મ૦; પૂ. આ. શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મ. પૂ. આ. શ્રીમદ્ વિજયપ્રેમસૂરિ મ.; પૂ. આ. શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરિ મ. તથા પૂ. આ. શ્રીમદ્ વિજય-લક્ષ્મણસૂરિ મ. આદિને ગણાવી શકાય.

વિ. સં. ૧૯૮૧ તથા ૧૯૮૩ માં પૂ. આ. શ્રીમદ્ વિજય-લબ્ધિસૂરીશ્વરજી મહારાજે સુરતમાં ચતુર્માસ કર્યાં. આ બે ચતુર્માસમાં

પૂજ્યશ્રીની વ્યાખ્યાનપ્રતિભાના દિવ્ય તેજથી મોતીચંદનો વૈરાગ્ય દીવડો, સો સો જ્યોતે ઝળહળી ઊઠ્યો. હૃદય એ જ રટવા લાગ્યું કે वैराग्यमेवाभयम् ।

ચારિત્રમોહનીય તૂટે અને શીઘ્ર સંયમ પ્રાપ્ત થાય માટે મોતીચંદે શ્રી નવ પદની શાશ્વતી ઓળીની આરાધના શરૂ કરી. જ્ઞાનપંચમીની આરાધનાનું પણ મંડાણ કર્યું. અને ચતુર્માસમાં ઉપવાસ સાથે પૌષધો કરવા માંડ્યા. ઉપરાન્ત અક્ષયનિધિ તથા અષ્ટમહાસિદ્ધિની આરાધના પણ કરી.

મોતીચંદ ગર્ભશ્રીમન્તના પુત્ર એટલે કન્યાનાં માંગાં તો એટલાં બધાં આવતાં કે ન પૂછો વાત! પણ સંયમના રાગે તરબોળ રંગાઈ ગયેલા મોતીચન્દે તો બ્રહ્મચર્યવ્રત-તેમની અઢાર વર્ષની વયે ગ્રહણ કરી લીધું હતું.

સંયમ ગ્રહણ કરવાની ઉત્કંઠા પરાકાષ્ઠાએ પહોંચી ને માતાપિતાએ પણ અનુમતિ આપી. માતાનો જીવ મોહવશ જરા મુંઝાયો ખરો પણ જિનભગવાનની વાણીનાં પાન કર્યાં હોય એવી માતા મુંઝાઈને પણ શું કરે? સંયમ લેવામાં વિઘ્નરૂપ બને? કદી નહિ. મોતીચન્દની માતા આકળવિકળ થઈ પણ મોતીચન્દના વૈરાગ્યના વિરાટ પાસે એમને ઝૂકવું જ પડ્યું; સમ્મતિ આપવી જ પડી.

વિક્રમની ૧૯૮૬ ની સાલ ચાલતી હતી. પૂજ્યશ્રી એ વખતે પાટણમાં બિરાજમાન હતા. મોતીચન્દ તથા એમના પિતાશ્રી પાટણ ગયા. પૂજ્યશ્રીને સુરત પધારવાની વિનંતી કરી. અને કહ્યું કે મોતીચંદ દીક્ષા લેવા તૈયાર થયો છે.

પૂજ્યશ્રીએ કહ્યું: હું અહીં મહત્ત્વના કામમાં રોકાયો છું. અહીં પણ દીક્ષા આપવાની છે. માટે તમે સુરતમાં સાગરજી મ. બિરાજે છે. એમની પાસે દીક્ષા અપાવજો. એ અમારા નામની દીક્ષા આપશે.

મોતીચન્દની અને એમના પિતાશ્રીની ખાસ ઇચ્છા હતી કે પૂજ્યશ્રી સુરત પધારે. પણ વિચિત્ર સંસારમાં બધાંની બધી ઇચ્છાઓ ક્યાં સફળ થાય છે ?

પૂજ્યશ્રીને મુહૂર્ત પૂછતાં વૈ. સુ. ૬ઠનું મુહૂર્ત આપ્યું.

મોતીચન્દ વગેરે સુરત પાછા આવ્યા.

દીક્ષાની ભારે તૈયારીઓ થવા માંડી.

જેચંદભાઈએ મોતીચંદની દીક્ષા નિમિત્તે ભવ્ય મહોત્સવ માંડયો. અને બીજી બાજુ મોતીચંદને સર્વજ સ્થળેથી વાયણાં આવવા માંડયાં. વાયણાં જમાડીને લોકો મોતીચંદની ભૂરિ ભૂરિ અનુમોદના કરવા લાગ્યા.

વૈ. સુ. ૪ ના ઝવેરી નેમચંદ અભેચંદના પ્રમુખપણા નીચે સુરતના વીસા ઓસવાલ સંઘ તરફથી, અને બીજે દિવસે સકલ સંઘ સુરત તરફથી રાયચંદ દીપચંદ કન્યાશાળાના વિશાળ ખંડમાં અજિમગંજ નિવાસી બાબૂ વિજયસિંહજી દૂધેડિયાના પ્રમુખપણા નીચે હૃદયની શ્રદ્ધાંજલી સમર્પતું માનપત્ર અપાયું. આ સમયે જનતાએ દીક્ષાર્થીની ભારે અનુમોદના કરી હતી. અને કેટલાંક ભાવુક હૈયાં ગદ્‌ગદ્ થઈ ગયાં હતાં.

લક્ષ્મીદેવીની સુંવાળી સેજમાં બેઠેલો આવો ઊગતો યુવાન સંસારના ભોગવિલાસોનો સદા માટે ત્યાગ કરીને ભ. મહાવીરના શ્રમણપંથે પળે એ રાગીને આશ્ચર્ય પમાડે અને વિરાગીને આનંદ પમાડે એ સ્વાભાવિક છે.

દીક્ષાનો દિવસ આવી પહોંચ્યો. ઢોલ ઢબૂકયાં અને શરણાઈઓના નાદ ગૂંજી ઊઠયા. સુરત તો ઊમટયું તે ઊમટયું પણ બહારથી પણ ભાવિકોનું પૂર આવ્યું.

દેશવિરતિ સમાજ, મુંબઈનું પોસાતી મંડળ, તથા શ્રેષ્ઠી પોપટલાલ ધારશીભાઈ વગેરે અનેક સંભ્રાન્ત સદ્‌ગૃહસ્થો દીક્ષા નિમિત્તે આવી પહોંચ્યા હતા.

સારીય ઓસવાલની જ્ઞાતિમાં આવો દીક્ષાનો પ્રસંગ સૌ પહેલો જ હતો. ગર્ભશ્રીમંત ! માતા-પિતા હયાત અને પ્રસન્નતાપૂર્વક સમ્મતિ ! અલબત્ત, મોહનો આવેશ માતાના નયનની પલક સુકાવા દેતો ન હતો.

જનતામાં ઉત્સાહનો પાર ન હતો.

સુદ ૬ના મંગલ પ્રભાતે શ્રી વાસુપૂજ્ય જિનાલયની વર્ષગાંઠ હતી. એજ દિવસે મોતીચંદની દીક્ષા હતી. કેવો કુદરતનો સંકેત !

વર્ષગાંઠ હોવાથી જિનાલયમાં પૂજાની બોલી બોલાતી હતી. જેચંદભાઈએ ૧૦૧ મણ ઘીમાં બોલી લઈને મોતીચન્દને દીક્ષાને પવિત્ર દિવસે પૂજાનો લ્હાવો લેવડાવ્યો.

શ્રી ચંદ્રપ્રભસ્વામીના જિનાલયે સ્નાત્ર ભણાવીને સૌ ઘેર આવ્યાં. મોતીચંદ ભવ્ય વેષભૂષામાં સજ્જ થયા. મોંઘેરાં વસ્ત્રો અને હીરા, માણેક ને મોતીથી મઢેલી ટોપી.

મોતીચંદ માતાપિતાને નમ્યા. સંયમની અનુમતિ માંગી. સંઘ સમક્ષ, એમના પિતાશ્રીએ કુમકુમનું મંગલતિલક કર્યું. હાથમાં શ્રીફળ આપ્યું. અને સંયમની અનુમતિ આપી.

મોહ ને ધર્મનું દ્વન્દ્વ મચ્યું. ધર્મ વાચા પર બેઠો. મોહ નયનમાં ઝળક્યો. વાચાએ સંયમની અનુમતિ આપી. નયનમાં મોહનાં નીર ટપક્યાં. આખરી વિજય ધર્મરાજનો થયો.

વાતાવરણ જાણે બોલી રહ્યું હતું.

અનુમતિ દોને મોરા તાય રે,
અનુમતિ દોને મોરી માય રે,
અમે સંયમ લેશું આજ;
માતતાતે, અનુમતિ દીધી,
ને દીધા આશિષ રે,
સંયમ રૂડું પાળજો મારા લાલ !

કલ્યાણકારિણી ભાગવતી દીક્ષાનો વરઘોડો ચડ્યો. અઢાર બેંડોની સ્વરાવલીથી આકાશ ગૂંજી રહ્યું હતું. અઢાર સાંબેલાની અનોખી સજાવટ જનતાનું ધ્યાન ખેંચતી હતી. વરઘોડાના શિરમોર રૂપે હતી ચાર ઘોડાની બગી. ફૂલની સજાવટ ને અદ્દ્ભુત શણગારથી બગી એવી દીપી ઊઠતી કે જાણે સ્વર્ગનું વિમાન ધરતી પર સરી પડ્યું. દેવશા સુકોમલ મોતીચંદ અંદર બેઠા હતા અને વરસીદાનની છોળો ઉછાળતા હતા.

જનતાનું પૂર ઊભરાયું છે. વરઘોડામાં મેદનીની સીમા નથી. નગરમાં વરઘોડો ફર્યો. અદાલતની વાડીએ ઊતર્યો.

મોતીચંદ બગીમાંથી ઊતર્યા. હજારો માનવીનાં સ્નેહવંદન, અભિનંદન ને આશિષ ઝીલતા ઝીલતા નાણ સમક્ષ આવ્યા. પાટ ઉપર શ્રી પૂ. સાગરાનંદસૂરિ મ. વિરાજ્યા હતા. એમણે દીક્ષાની ક્રિયા શરૂ કરી. રજોહરણ આપતાં મોતીચંદ હર્ષના આવેશમાં નાચી ઊઠ્યા હતા. દેવદુર્લભ સંયમ પ્રાપ્ત થાય તો કોણ અભાગી ન આનંદી ઊઠે ?

રજોહરણ લઈને મોતીચંદ મુનિવેષ પહેરવા ગયા. મુનિવેષ પહેરીને આવ્યા ત્યારે બેન્ડના મધુર સરોદોએ એમનું ભાવવાહી સ્વાગત કર્યું હતું.

મોતીચંદભાઈનું દીક્ષાનામ પૂ. મુનિ શ્રી મહિમાવિજયજી રાખવામાં આવ્યું હતું. અને તેમને પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વર મ.ના શિષ્યરત્ન પૂ. મુનિપ્રવર શ્રી (હાલમાં પન્યાસપ્રવર શ્રી) પ્રવીણ વિજયજી મ ના શિષ્ય ઘોષિત કર્યા.

દીક્ષા સમયે એક અદ્દ્ભુત ઘટના ઘટી હતી. અજિમગંજ નિવાસી રાયબહાદુર બાબૂ વિજયસિંહજી દુધોડિયા સભામાં ઉપસ્થિત હતા. દીક્ષાની આખી ક્રિયા દરમિયાન મોતીચંદની પાછળ દેવ-દેવીનું અદ્દ્ભુત નૃત્ય થતું એમણે નિહાળ્યું હતું. આ પ્રત્યક્ષ દશ્યનો એમના પર ભારે પ્રભાવ પડ્યો હતો.

ગરમીના દિવસો હતા. સુરતની આરામ તલબ ઓસવાલની જ્ઞાતિ અને ઘડિયાળ સવાત્રણનો સમય બતાવી રહ્યુ હતું. છતાં કોઈ ચસવાનું નામ નહોતું લેતું.

નૂતન મુનિને મેદની નમી રહી.

દીક્ષાનો વિધિ પૂર્ણ થયો. સૌ વાજતે ગાજતે ભગવાન મહાવીરના જિનાલયમા ગયાં. ચરમતીર્થપતિને નમી રહ્યા.

બહારથી આવનાર સાધર્મીનું જેચંદભાઈ તરફથી સાહમ્મી વચ્છલ થયું. તેમ દીક્ષા બાદ શ્રીફળની પ્રભાવના થઈ હતી.

નૂતન મુનિના જોગ થયા. અંકલેશ્વરમા ધામધૂમથી વડીદીક્ષા થઈ. ત્યાં પણ જેચંદભાઈએ, સંઘજમણ આપ્યું હતું. જિનાલયમાં સુંદર આંગી રચાવાઈ હતી. પૂજાની ભાવનાનાં ભક્તિગીતોથી મંદિર ગૂંજી ઊઠ્યું હતું. શ્રીફળની પ્રભાવના થઈ હતી.

આ પ્રસંગે સુરતથી ત્રણ સોથી પણ અધિક માનવ મેદની ઊમટી હતી શાસનની ખૂબ પ્રભાવના થઈ હતી

પૂજ્ય ગુરુદેવ શ્રી લબ્ધિસૂરિ મહારાજે મોકલેલા મુનિ શ્રી પ્રવીણ-વિજયજી તથા મુનિ શ્રી સત્યવિજયજી મ. પણ ત્યાં આવી પહોંચ્યા હતા.

ચતુર્માસ સુરત થયું. ચતુર્માસ પરિવર્તનનો લાભ જેચંદભાઈએ લીધો હતો. આ વખતે પણ એમણે સારી ધામધૂમ કરી હતી.

સંયમ લીધા પછી, પૂ. મુનિ શ્રી મહિમાવિ. મહારાજે પાંચ કર્મગ્રંથ, સારસ્વત વ્યાકરણ, ભાંડારકરના સંસ્કૃત વ્યાકરણના બે ભાગ, રઘુવંશ આદિ કાવ્ય તથા આગમ આદિનો પોતાની શક્તિ પ્રમાણે અભ્યાસ કર્યો હતો.

પૂ. ગુરુદેવની નિશ્રામાં રત્નત્રયીની આરાધના કરતા મુનિશ્રી અનેક ધર્મવિમુખ આત્માઓને ધર્મસન્મુખ બનાવતાં બનાવતાં નિજ આત્માનું કલ્યાણ કરી રહ્યા હતા.

પૂ. મુનિશ્રી જોકે પ્રકાંડ વિદ્વાન ન હતા. છતાં એમના સમાગમમાં એક એવી દિવ્ય છાયા હતી કે, પરિચયમાં આવનાર ધર્મ પામ્યા વિના ભાગ્યે જ રહે! ભલભલા નાસ્તિકો આસ્તિકતાના પાઠ ભણી જતા ને જિંદગી સુધી એમનો ઉપકાર યાદ કરતા.

પૂ મુનિશ્રી જ્યાં જતા ત્યાં જનતા પર અદ્ભુત છાપ પડતી. લોકો એમની પાસે હોંગે હોંશે વ્રત નિયમ લેતા. એમના ઉપદેશથી પાઠશાળાઓ ખૂલતી. વર્ષોથી વિખરાઈ ગયેલી, સંઘની સંપ કડીઓ જોડાઈને એકમેક થઈ જતી.

પૂ. મુનિશ્રીના ઉપદેશથી વર્ધમાન તપના પાયા નાંખનારની સંખ્યા ઓછી નથી. ઉપરાંત એમના ઉપદેશથી સિદ્ધચક્રનું પૂજન, શાન્તિસ્નાત્ર, નંદીશ્વર દ્વીપની રચના, આદિ અનેક ધર્મપ્રભાવનાનાં કાર્યો થતાં.

છોટાલાલ મણીલાલ બકરી (લલિત બધર્સ) પૂ. મુનિ શ્રી મહિમાવિ. મ ના પરિચયમાં આવતાં ખૂબ જ ધર્માભિમુખ બનેલા. મુંબઈ લાલબાગમાં વિ સં. ૨૦૧૧ માં પૂ. મુનિરાજ શ્રી મહિમાવિ. મ.ના પચ્ચીસમા વર્ષની ભારે ધામધૂમથી ઉજવણી કરેલી. આ ઉજવણીમાં પૂજ્ય મુનિશ્રીના 'લલિત બધર્સ' આદિ ભક્તો; ઝવેરી બાબૂભાઈ પ્રેમચંદ, નાનચંદ જૂઠાભાઈ, મોતીચંદ હીરાચંદ, માણેકચંદ ડાહ્યાભાઈ, શ્રીપતલાલ સુરચંદ તથા સુરતના વીસા ઓસવાલ બંધુઓએ પણ સારો ભાગ લીધો હતો.

આ ઉજવણી નિમિત્તે શ્રી સિદ્ધચક્રજીનું પૂજન, સાધર્મિક વાત્સલ્ય આદિ અનેક પ્રકારની, શાસનપ્રભાવના કરાઈ હતી. આ પ્રસગની યાદ હમેશાં જળવાઈ રહે એ હેતુથી શ્રી છોટાલાલ મણીલાલ બકરી (લલિત બધર્સ) તરફથી આવશ્યક મુક્તાવલી નામનું દળદાર પુસ્તક પ્રકાશિત કરવામાં આવ્યું હતું. જેનું પૂ. સાધુ-સાધ્વી ગણમાં તથા શ્રાવક-શ્રાવિકા ગણમાં છૂટે હાથે વિતરણ કરવામાં આવ્યું હતું.

વિ. સં. ૨૦૧૩ નું ચતુર્માસ છાણીમાં થયું. અને વિ. સં. ૨૦૧૪ના મા. સુ. ૬ઠના મંગલ મુહર્તે પૂ. ગુરુદેવ શ્રી લબ્ધિસૂરિ મ. ના વરદ હસ્તે પૂ. મુનિશ્રીને હજારો માનવ મેદની વચ્ચે પંન્યાસ પદનું પ્રદાન કરવામાં આવ્યું આ પદપ્રદાન નિમિત્તે અઠ્ઠાઈ મહોત્સવ ચૂયો હતો. હાલતી ચાલતી ત્રણ ભવ્ય રચના કરવામાં આવી હતી. આખા ગામમાં શેર સાકરનાં પડીકાંની પ્રભાવના કરવામાં આવી હતી.

આ પ્રસંગે મુંબઈ, સુરત, અહમદનગર, સંગમનેર, સાંગવી, તલેગામ–દાભડા, શાહપુર, વાપી, ઇડર, ટીટોઈ, પૂના, નવસારી, ભરુચ, પાલેજ, મિયાગામ, અમદાવાદ તથા વડોદરા આદિ અનેક સ્થળોએથી ભક્તગણની ભારે મેદની ઊમટી હતી.

પાંચમના દિવસે એક રથયાત્રા કાઢવામાં આવી હતી. જેની અભૂતપૂર્વ શોભાથી અનન્ય શાસનપ્રભાવના થઈ હતી.

છઠના દિવસે ઉપાશ્રયના પવિત્ર આંગણામાં ઊભા કરેલા ભવ્ય મંડપમાં શાન્તિસ્નાત્ર મહોત્સવ કરવામાં આવ્યો હતો.

આ પ્રસંગે બહારગામથી પધારેલ શ્રેષ્ઠિવર્યોમાં મુંબઈથી શેઠ શ્રી છોટાલાલ મણીલાલ બકરી (લલીત બ્રધર્સ), શેઠ નાનચંદ જૂઠાભાઈ, ઝવેરી મોતીચંદ હીરાચંદ, ઝવેરી બાબૂભાઈ પ્રેમચંદ, ઝવેરી માણેકચંદ ડાહ્યાભાઈ, શાહ શ્રીપતલાલ સુરચંદ, ઝવેરી અજિતકુમાર અમરચંદ, ઝવેરી ગુલાબચંદ ભગુભાઈ, ઝવેરી ઝવેરચંદ સોભાગચંદ, શેઠ અમૃતલાલ પદમશી, મહેતા વલ્લભદાસ છબીલદાસ; તેમ ઈડરથી મહેતા બાપાલાલ વેણીચંદ, આદિ; દક્ષિણથી સંગમનેરવાલા વકીલ હિમ્મતલાલ એમ. શાહ; પૂનાથી કાન્તિલાલ ચીમનલાલ; તલેગામ—દાભડાથી મોતીલાલ નેમચંદ; નગરથી પોપટલાલ મોતીલાલ પટવા આદિ; તેમ વાપીથી શા. છગનલાલ પ્રેમચંદ, હીરાચંદ તારાચંદ, કાન્તિલાલ ઝવેરચંદ, શાન્તિલાલ ભાયચંદ આદિ; નવસારીથી છગનલાલ લલ્લુભાઈ, બાબૂભાઈ દેવચંદ, આદિ; પાટણથી કાન્તિલાલ લહેરચંદ મશરૂવાલા; સાણંદથી શેઠ અમરચંદ

પૂ. મુનિશ્રી જોકે પ્રકાંડ વિદ્વાન ન હતા. છતાં એમના સમાગમમાં એક એવી દિવ્ય છાયા હતી કે, પરિચયમાં આવનાર ધર્મ પામ્યા વિના ભાગ્યે જ રહે ! ભલભલા નાસ્તિકો આસ્તિકતાના પાઠ ભણી જતા ને જિંદગી સુધી એમનો ઉપકાર યાદ કરતા.

પૂ. મુનિશ્રી જ્યાં જતા ત્યાં જનતા પર અદ્‌ભુત છાપ પડતી. લોકો એમની પાસે હોંશે હોંશે વ્રત નિયમ લેતા. એમના ઉપદેશથી પાઠશાળાઓ ખૂલતી. વર્ષોથી વિખરાઈ ગયેલી, સંઘની સંપ કડીઓ જોડાઈને એકમેક થઈ જતી.

પૂ. મુનિશ્રીના ઉપદેશથી વર્ધમાન તપના પાયા નાંખનારની સંખ્યા ઓછી નથી. ઉપરાંત એમના ઉપદેશથી સિદ્ધચક્રનું પૂજન, શાન્તિસ્નાત્ર, નંદીશ્વર દ્વીપની રચના, આદિ અનેક ધર્મપ્રભાવનાનાં કાર્યો થતાં.

છોટાલાલ મણીલાલ બકરી ( લલિત બ્રધર્સ ) પૂ. મુનિ શ્રી મહિમાવિ. મ ના પરિચયમાં આવતાં ખૂબ જ ધર્માભિમુખ બનેલા. મુંબઈ લાલબાગમાં વિ. સં. ૨૦૧૧ માં પૂ. મુનિરાજ શ્રી મહિમાવિ. મ.ના પચ્ચીસમા વર્ષની ભારે ધામધૂમથી ઉજવણી કરેલી. આ ઉજવણીમાં પૂજ્ય મુનિશ્રીના 'લલિત બ્રધર્સ' આદિ ભક્તો; ઝવેરી બાબુભાઈ પ્રેમચંદ, નાનચંદ જૂઠાભાઈ, મોતીચંદ હીરાચંદ, માણેકચંદ ડાહ્યાભાઈ, શ્રીપતલાલ સુરચંદ તથા સુરતના વીસા ઓસવાલ બંધુઓએ પણ સારો ભાગ લીધો હતો.

આ ઉજવણી નિમિત્તે શ્રી સિદ્ધચક્રજીનું પૂજન, સાધર્મિક વાત્સલ્ય આદિ અનેક પ્રકારની, શાસનપ્રભાવના કરાઈ હતી. આ પ્રસંગની યાદ હંમેશાં જળવાઈ રહે એ હેતુથી શ્રી છોટાલાલ મણીલાલ બકરી ( લલિત બ્રધર્સ ) તરફથી આવસ્યક મુક્તાવલી નામનું દળદાર પુસ્તક પ્રકાશિત કરવામાં આવ્યું હતું. જેનું પૂ. સાધુ-સાધ્વી ગણમાં તથા શ્રાવક-શ્રાવિકા ગણમાં છૂટે હાથે વિતરણ કરવામાં આવ્યું હતું.

વિ સં ૨૦૧૩ નુ ચતુર્માસ છાણીમા થયુ અને વિ સ. ૨૦૧૪ના મા સુ ૬ના મગન મુહૂર્તે પૂ ગુરુદેવ શ્રી લબ્ધિસૂરિ મ ના વરદ હસ્તે પૂ. મુનિશ્રીને હજારો માનવ મેદની વચ્ચે પન્યામ પદનુ પ્રદાન કરવામા આવ્યુ આ પદપ્રદાન નિમિત્તે અઠ્ઠાઈ મહોત્સવ થયો હતો હાલતી ચાલતી ત્રણ ભવ્ય રચના કરવામા આવી હતી આખા ગામમા શેર સાકરના પડીકાની પ્રભાવના કરવામા આવી હતી

આ પ્રસગે મુબઈ, સુરત, અહમદનગર, સગમનેર, સાગવી, તનેગામ-દાભડા, શાહપુર, વાપી, ઇડર, ટીંટોઈ, પૂના, નવસારી, ભરુચ, પાલેજ, મિયાગામ, અમદાવાદ તથા વડોદરા આદિ અનેક સ્થળોએથી ભક્તગણની ભારે મેદની ઊમટી હતી

પાચમના દિવસે એક રથયાત્રા કાઢવામા આવી હતી જેની અભૂતપૂર્વ શોભાથી અનન્ય શાસનપ્રભાવના થઈ હતી

છઠના દિવસે ઉપાશ્રયના પવિત્ર આગણામા ઊભા કરેલા ભવ્ય મડપમા શાન્તિસ્નાત્ર મહોત્સવ કરવામા આવ્યો હતો

આ પ્રસગે બહારગામથી પધારેલ શ્રેષ્ઠિવર્યોમા મુબઈથી શેઠ શ્રી છોટાલાલ મગનલાલ બકરી (લલીત બ્રધર્સ), શેઠ નાનચદ જૂઠાભાઈ, ઝવેરી મોતીચદ હીરાચદ, ઝવેરી બાબુભાઈ પ્રેમચદ, ઝવેરી માણેકચદ દલ્લાભાઈ, શાહ શ્રીપતલાલ સુરચદ, ઝવેરી અજિતકુમાર અમરચદ, ઝવેરી ગુલાબચદ ભગુભાઈ, ઝવેરી ઝવેરચદ સોભાગચદ, શેઠ અમૃતલાલ પદમશી, મહેતા વનમાલીદાસ છમીનદાસ તેમ ઈડરથી મહેતા બાપાલાલ વેણીચદ, આદિ દક્ષિણથી સગમનેરવાળા વકીલ ચિમનલાલ એમ. શાહ, પૂનાથી કાન્તિલાલ ચીમનલાલ તનેગામ—દાભડાથી મોતીલાલ નેમચદ નગરથી પોપટલાલ મોતીલાલ પટવા આદિ, તેમ વાપીથી શા છગનલાલ પ્રેમચદ, હીરાચદ તારાચદ, કાન્તિલાલ ઝવેરચદ, શાન્તિલાલ ભાયચદ આદિ નવસારીથી છગનલાલ લલ્લુભાઈ, બાબુભાઈ દેવચદ, આદિ પાટણથી કાન્તિલાલ લહેરચદ મચ્છરવાળા, સાણદથી શેઠ અમરચદ

સુખલાલ તથા મહેતા કાન્તિલાલ રાયચંદભાઈ: અમદાવાદથી ભંડારી જયંતિલાલ ચુનીલાલ, શાન્તિલાલ દીપચંદ, ચીમનલાલ નાથાલાલ (શ્રીકાન્ત) આદિ; તેમ ગોધરાથી રમણલાલ મગનલાલ; ભાવનગરથી નવનીતલાલ જેઠાલાલ; તેમ જ સુરતથી આવેલા અનેક સદ્‌ગૃહસ્થો અને બીજાં અનેક ગામોના અન્ય શ્રેષ્ઠિવર્યોની હાજરી ઉલ્લેખનીય હતી.

આખા ચતુર્માસ અને મહોત્સવના ભવ્ય પ્રસંગને દીપાવવામાં શેઠ નગીનદાસ મોતીલાલ, તથા તેમના સુપુત્રો શેઠ સોભાગચંદ નગીનદાસ તથા શ્રી રમણલાલે તન, મન અને ધનનો જે અનુકરણીય ભોગ આપ્યો છે અને પ્રશસ્ત શાસનસેવા બજાવી છે એ સાચે જ અવિસ્મરણીય છે.

આ પ્રસંગે પૂ.પાદ આચાર્યદેવેશના વરદ હસ્તે તેઓશ્રીના શિષ્ય પ્રશિષ્યોમાંથી શાંતમૂર્તિ ક્રિયાભિરુચિ પૂ. મુનિરાજ શ્રી પદ્મવિજયજી મહારાજને તથા વિદ્વદ્વર્ય પૂ. મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી મહારાજને પણ પંન્યાસ પદથી વિભૂષિત કરવામાં આવ્યા હતા.

હાલપણ પૂ. પંન્યાસજી શ્રી મહિમાવિજયજી ગણિવર પોતાની દિવ્ય છાયા ફેલાવતા સ્થળે સ્થળે વિહાર કરી રહ્યા છે. અને લોકોને ધર્મમાં જોડી રહ્યા છે.

વન્દન હો એ દિવ્યપ્રભાવી મુનિવરને!

"શ્રી. દ્વિરેફ"

# અનુક્રમણિકા

સુખલાલ તથા મહેતા કાન્તિલાલ રાયચંદભાઈ: અમદાવાદથી ભંડારી જયંતિલાલ ચુનીલાલ, શાન્તિલાલ દીપચંદ, ચીમનલાલ નાથાલાલ (શ્રીકાન્ત) આદિ; તેમ ગોધરાથી રમણલાલ મગનલાલ; ભાવનગરથી નવનીતલાલ જેઠાલાલ; તેમ જ સુરતથી આવેલા અનેક સદ્‌ગૃહસ્થો અને બીજાં અનેક ગામોના અન્ય શ્રેષ્ઠિવર્યોની હાજરી ઉલ્લેખનીય હતી.

આખા ચતુર્માસ અને મહોત્સવના ભવ્ય પ્રસંગને દીપાવવામાં શેઠ નગીનદાસ મોતીલાલ, જ્યાં તેમના સુપુત્રો શેઠ સૌભાગચંદ નગીનદાસ તથા શ્રી રમણલાલે તન, મન અને ધનનો જે અનુકરણીય ભોગ આપ્યો છે અને પ્રશસ્ત શાસનસેવા બજાવી છે એ સાચે જ અવિસ્મરણીય છે.

આ પ્રસંગે પૂ પાદ આચાર્યદેવેશના વરદ હસ્તે તેઓશ્રીના શિષ્ય પ્રશિષ્યોમાંથી શાંતમૂર્તિ ક્રિયાભિરૂચિ પૂ મુનિરાજ શ્રી પદ્મવિજયજી મહારાજને તથા વિદ્વદ્વર્ય પૂ. મુનિરાજ શ્રી ભદ્રંકરવિજયજી મહારાજને પણ પંન્યાસ પદથી વિભૂષિત કરવામાં આવ્યા હતા.

હાલપણ પૂ. પંન્યાસજી શ્રી મહિમાવિજયજી ગણિવર પોતાની દિવ્ય છાયા ફેલાવતા સ્થળે સ્થળે વિહાર કરી રહ્યા છે. અને લોકોને ધર્મમાં જોડી રહ્યા છે.

વન્દન હો એ દિવ્યપ્રભાવી મુનિવરને !

"શ્રી. દ્વિરેફ"

# અનુક્રમણિકા

## ૯ ભગવાનની સાર્વીય તરીકે સ્તવના ૩૪૦

# શ્રી જિનસ્તુતિ

सर्वज्ञमीश्वरमनन्तमसङ्गमग्र्यं,
सार्वीयमस्मरमनीशमनीहमिद्धम्।
सिद्धं शिवं शिवकरं करणव्यपेतं,
श्रीमज्जिनं जितरिपुं प्रयतः प्रणौमि ॥ १ ॥

[ શ્રી જિનસ્તુતિ રૂપ આ એક શ્લોક વિષે જ,
આ આખા પુસ્તકમાં વિવેચન છે. ]

## ૧. પ્રણેતા અને વિવરણકાર

આજના મંગલ દિવસથી, અહીં, શ્રી ભગવતીજીના નામથી સુવિખ્યાત સૂત્રની વાચના શરૂ કરાય છે. આ સૂત્રગ્રન્થ જૈન સમાજમાં ઘણે ભાગે 'શ્રી ભગવતીજી સૂત્ર' એવા પૂજ્યવાચક નામથી ઓળખાય છે અને આ સૂત્રગ્રન્થના ટીકાકાર પરમર્ષિએ પણ–

"इयं च भगवतीत्यपि पूज्यत्वेनाभिधीयत्ते।"

–એવું ફરમાવીને, આ સૂત્રના શ્રી ભગવતીજી એવા નામની યથાર્થતા તેમજ પ્રાચીનતા જણાવી છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના અને વર્ત્તમાન કાલે આ ક્ષેત્રમાં અનન્ત ઉપકારી ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં બાર સૂત્રો 'અંગસૂત્રો' તરીકે ગણાય છે અને એ બાર સૂત્રોના સમૂહને 'દ્વાદશાંગી' તરીકે ઓળખાય છે. આ દ્વાદશાંગી પૈકીના પાંચમા અંગસૂત્રનું નામ 'વિવાહપન્નત્તિ' સૂત્ર છે. 'વિવાહપન્નત્તિ' નામનો શબ્દાર્થ કરતાં, આ અંગસૂત્રને, 'વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ' આદિ તરીકે વર્ણવેલ છે અને તે વસ્તુ આ સૂત્રની ટીકામાં આવે છે, એટલે હાલ તે વિષયના વિવેચનમાં ઉતરવાની જરૂર નથી. અહીં તો એટલું જ સૂચવવાનું છે કે–દ્વાદશાંગી પૈકીનું 'વિવાહપન્નત્તિ' નામનું જે અંગસૂત્ર, તે જ આ શ્રી ભગવતીજી સૂત્ર છે.

**પ્રણેતાની વિશ્વસનીયતા :**

આ સૂત્રના પ્રણેતા કોણ? આ વિચાર બહુ જ અગત્યનો છે. પ્રણેતા પ્રત્યેનો વિશ્વાસ અગર તો અવિશ્વાસ, પ્રણેતાએ રચેલા ગ્રન્થ પ્રત્યે વિશ્વાસ અગર તો અવિશ્વાસ ઉત્પન્ન કરવામાં, બહુ જ અગત્યનો ભાગ ભજવે છે. પ્રણેતાની વિશ્વાસપાત્રતા, તેની રચનાની વિશ્વાસપાત્રતાને જન્માવે છે. કહેવાય છે કે-"पुरुषविश्वासे वचनविश्वासः।"-કોઈ પણ પ્રણેતા વિષે જ્યાં એવી ખાતરી થઈ જાય કે-એમને અજ્ઞાન અગર રાગાદિ દોષો છળી શકે તેમ હતું નહિ; એટલું જ નહિ, પણ એ એવા ગુણી હતા કે-પોતાનું કે પરનું આંશિક પણ અહિત થાય તેવું વચન તેમનું હોય જ નહિ; એવા પ્રણેતાએ જે કાંઈ કહ્યું હોય, તે યથાર્થ જ કહ્યું હોય, એમ લાગ્યા વિના રહેતું નથી. 'સજ્જન માણસ સારું જ બોલે' -એવું નિશ્ચયથી કહી શકાય; પણ 'જે કોઈ સારું બોલે તે સજ્જન જ હોય'-એવું કહી શકાય નહિ. કારણ? કારણ એ કે-દુર્જન પણ માણસ સજ્જનની કોટિમાં ગણાવાને માટે અગર તો અમુક સ્વાર્થને સિદ્ધ કરવાને માટે દંભાદિકથી પણ સારું બોલનાર હોઈ શકે છે; જ્યારે સજ્જન માણસ તો સારું જ બોલવાના સ્વભાવવાળો હોય છે. આથી, વ્યાખ્યાતાએ પહેલાં તો શ્રોતાઓને એ વાત સમજાવવી જોઈએ કે-જેનું કહેલું હું કહેવાનો છું, તે એવા પ્રમાણિક અને જ્ઞાની પુરૂષ છે કે-એમના વચન પ્રત્યે

**જેટલા ગણધર ભગવાનો એટલી દ્વાદશાંગીઓ :**

તમે જાણતા તો હશો જ કે-દ્વાદશાંગીની રચના ગણધર ભગવાનો કરે છે. બાર અંગસૂત્રો પૈકીનું આ પાંચમું અંગસૂત્ર છે. એટલે આ સૂત્રની રચના પણ ગણધર ભગવાને જ કરેલી છે. જે પરમ તારક ભગવાન શ્રી જિનેશ્વરદેવનું શાસન આજે આ ભરતક્ષેત્રને વિષે વિદ્યમાન છે અને જે તારક શાસનના આધારે આ ક્ષેત્રમાં, આ કાળમાં પણ, ભવ્યાત્માઓ સદ્ધર્મ રૂપ કલ્પતરુની આરાધના કરી રહ્યા છે, તે ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ ત્રીસ વર્ષની વયે દીક્ષિત બનીને, બાર બાર વર્ષો પર્યન્ત ઘોર તપશ્ચર્યાને તપીને, પોતાનાં ચાર ઘાતી કર્મોને સર્વથા ક્ષીણ કરી નાખીને, પોતાના આત્મામાં સ્વભાવથી જ રહેલા કેવલજ્ઞાનને પ્રગટાવ્યું. કેવલજ્ઞાન, એ આત્માનો સ્વભાવસિદ્ધ ગુણ છે. સર્વ આત્માઓમાં એ ગુણ હોય જ છે. એ ગુણ સર્વ આત્માઓમાં હોવા છતાં ય, બલિહારી તો એ ગુણને પ્રગટાવનારાઓની છે. આત્માનો સ્વભાવ કર્મોથી આવરાએલો છે. દીપક ઉપરના ઢાંકણ જેવું એ છે. કર્મનું ઢાંકણ ખસે, એટલે અનન્તજ્ઞાનાદિ પ્રગટે. આ સૂત્રને વાંચવાનો અને સાંભળવાનો આશય પણ, આત્માના સ્વભાવને આવરનાર કર્મો રૂપી ઢાંકણને, સર્વથા દૂર કરવાનો જ હોવો જોઈએ. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ, પોતાનાં ચાર ઘાતી કર્મોનો સર્વથા ક્ષય કરીને કેવલજ્ઞાનાદિને ઉપાર્જે છે અને તે પછીથી ગણધરદેવોની સ્થાપના કરે છે. ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ ઋજુવાલુકા નદીના ઉત્તર તટે કેવલજ્ઞાન

ઉપાર્જ્યું, એટલે નિયમાનુસાર દેવતાઓએ આવીને તે જ સ્થળે એ તારકના પ્રથમ સમવસરણની રચના કરી. ભગવાને એ સમવસરણમાં વિરાજીને, કલ્પ મુજબ પહેલી દેશના તો દીધી; પણ એ બનાવ તો 'નિષ્ફળ દેશના'ના આશ્ચર્યભૂત બનાવ તરીકે નોંધાયો છે. પ્રભુની પ્રથમ દેશનામાં જ તીર્થની સ્થાપના થાય, પણ ત્યાં તેવા યોગ્ય જીવના અભાવે, ભગવાન શ્રી મહાવીર પરમાત્માની પહેલી દેશના નિષ્ફલ નીવડી. આથી, પોતાના કલ્પ મુજબ ત્યાં પ્રથમ દેશનાને દઈને, ભગવાન 'અપાપા' નામની પુરીના 'મહસેન' નામના ઉદ્યાનમાં પધાર્યા. દેવતાઓએ ત્યાં સમવસરણ રચ્યું અને એ સમવસરણમાં વિરાજીને ભગવાને દેશના દેવાનો પ્રારંભ કર્યો. એ દરમ્યાનમાં, શ્રી ઇન્દ્રભૂતિ આદિ ભગવાનની પાસે આવ્યા, ભગવાને તેમની શંકાઓનું સમાધાન કર્યું અને તેમ થતાં શ્રી ઇન્દ્રભૂતિ આદિએ ભગવાનની પાસે દીક્ષા ગ્રહણ કરી. એ પછી, ભગવાને, શ્રી ઇન્દ્રભૂતિ આદિ અગિયારને શ્રી ગણધરપદે સ્થાપિત કર્યા. ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ ચતુર્વિધ શ્રીસંઘની સ્થાપના કર્યા બાદ, શ્રી ઇન્દ્રભૂતિ આદિ એ અગિયારેય ગણધર ભગવાનોએ, પોતપોતાની દ્વાદશાંગીની રચના કરી.

પ્રશ્ન૦ અગિયાર દ્વાદશાંગીઓ રચાઈ?

હા, તે સમયે અગીઆર દ્વાદશાંગીઓની રચના થઈ.

પ્રશ્ન૦ એમાં કાંઈ પરસ્પર ભિન્નતા ખરી?

એ અગિયાર દ્વાદશાંગીઓમાં પરસ્પર ભિન્નતા હતી એમ પણ કહેવાય અને તેમાં પરસ્પર ભિન્નતા નહોતી

એમ પણ કહેવાય. અર્થની દૃષ્ટિએ કહીએ તો, એ અગિયાર દ્વાદશાંગીઓમાં પરસ્પર ભિન્નતા નહોતી એમ કહેવાય. અરે, એ અગિયારની જ વાત શું કરવાને કરીએ ? અત્યાર સુધીમાં અનન્તી ઉત્સર્પિણીઓ અને અનન્તી અવસર્પિણીઓ થઈ છે તેમજ ભવિષ્યમાં અનન્તી ઉત્સર્પિણીઓ અને અનન્તી અવસર્પિણીઓ થવાની છે, એટલે અત્યાર સુધીમાં જેમ અનન્તા શ્રી તીર્થંકર ભગવાનો થયા છે અને તે તારકોના અનન્તા શ્રી ગણધર ભગવાનો થયા છે, તેમ ભવિષ્યકાળમાં પણ અનન્તા શ્રી તીર્થંકરદેવો થવાના છે અને એ તારકોના શ્રી ગણધર ભગવાનો પણ અનન્તા થવાના છે. એ થયેલા અને થનારા અનન્તા ય શ્રી ગણધર ભગવાનો પોતપોતાની દ્વાદશાંગીને રચે, એટલે અનન્તી દ્વાદશાંગીઓ થઈ, પણ જો એ દ્વાદશાગીઓના અર્થની દૃષ્ટિએ કહીએ, તો એ અનન્તી દ્વાદશાગીઓમાથી એક દ્વાદશાગી પણ કશી જ ભિન્નતાવાળી હોઈ શકે નહિ આમ અર્થની અપેક્ષાએ ભિન્નતા ન હોય, તો પછી કયી અપેક્ષાએ ભિન્નતા હોઈ શકે, એ વિચારવાનુ રહ્યું ને ? દ્વાદશાંગીઓમાં પરસ્પર ભિન્નતા સંભવી શકે, પણ તે શબ્દની અપેક્ષાએ ! અનન્તી દ્વાદશાગીઓમા પણ શબ્દની અપેક્ષાએ પરસ્પર ભિન્નતા સંભવી શકે, પણ અર્થની અપેક્ષાએ તો અનન્તી દ્વાદશાગીઓમા પણ અભિન્નતા જ હોય.

પ્રશ્ન૦ શ્રી ઇન્દ્રભૂતિજી વગેરે અગિયાર ગણધર ભગવાનોએ રચેલી દ્વાદશાગીઓમા અર્થભેદ નહોતો પણ શબ્દભેદ હતો, એમ ને ?

ઉપાર્જ્યું, એટલે નિયમાનુસાર દેવતાઓએ આવીને તે જ સ્થળે એ તારકના પ્રથમ સમવસરણની રચના કરી. ભગવાને એ સમવસરણમાં વિરાજીને, કલ્પ મુજબ પહેલી દેશના તો દીધી; પણ એ બનાવ તો 'નિષ્ફળ દેશના'ના આશ્ચર્યભૂત બનાવ તરીકે નોંધાયો છે. પ્રભુની પ્રથમ દેશનામાં જ તીર્થની સ્થાપના થાય, પણ ત્યાં તેવા યોગ્ય જીવના અભાવે, ભગવાન શ્રી મહાવીર પરમાત્માની પહેલી દેશના નિષ્ફલ નીવડી. આથી, પોતાના કલ્પ મુજબ ત્યાં પ્રથમ દેશનાને દઈને, ભગવાન 'અપાપા' નામની પુરીના 'મહસેન' નામના ઉદ્યાનમાં પધાર્યા. દેવતાઓએ ત્યાં સમવસરણ રચ્યું અને એ સમવસરણમાં વિરાજીને ભગવાને દેશના દેવાનો પ્રારંભ કર્યો. એ દરમ્યાનમાં, શ્રી ઇન્દ્રભૂતિ આદિ ભગવાનની પાસે આવ્યા, ભગવાને તેમની શંકાઓનું સમાધાન કર્યું અને તેમ થતાં શ્રી ઇન્દ્રભૂતિ આદિએ ભગવાનની પાસે દીક્ષા ગ્રહણ કરી. એ પછી, ભગવાને, શ્રી ઇન્દ્રભૂતિ આદિ અગિયારને શ્રી ગણધરપદે સ્થાપિત કર્યા. ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ ચતુર્વિધ શ્રીસંઘની સ્થાપના કર્યા બાદ, શ્રી ઇન્દ્રભૂતિ આદિ એ અગિયારેય ગણધર ભગવાનોએ, પોતપોતાની દ્વાદશાંગીની રચના કરી.

પ્રશ્ન૦ અગિયાર દ્વાદશાંગીઓ રચાઈ?

હા, તે સમયે અગીઆર દ્વાદશાંગીઓની રચના થઈ.

પ્રશ્ન૦ એમાં કાંઈ પરસ્પર ભિન્નતા ખરી?

એ અગિયાર દ્વાદશાંગીઓમાં પરસ્પર ભિન્નતા હતી એમ પણ કહેવાય અને તેમાં પરસ્પર ભિન્નતા નહોતી

એમ પણ કહેવાય. અર્થની દૃષ્ટિએ કહીએ તો, એ અગિયાર દ્વાદશાંગીઓમાં પરસ્પર ભિન્નતા નહોતી એમ કહેવાય. અરે, એ અગિયારની જ વાત શું કરવાને કરીએ ? અત્યાર સુધીમાં અનન્તી ઉત્સર્પિણીઓ અને અનન્તી અવસર્પિણીઓ થઈ છે તેમજ ભવિષ્યમાં અનન્તી ઉત્સર્પિણીઓ અને અનન્તી અવસર્પિણીઓ થવાની છે; એટલે અત્યાર સુધીમાં જેમ અનન્તા શ્રી તીર્થંકર ભગવાનો થયા છે અને તે તારકોના અનન્તા શ્રી ગણધર ભગવાનો થયા છે, તેમ ભવિષ્યકાળમાં પણ અનન્તા શ્રી તીર્થંકરદેવો થવાના છે અને એ તારકોના શ્રી ગણધર ભગવાનો પણ અનન્તા થવાના છે. એ થયેલા અને થનારા અનન્તા ય શ્રી ગણધર ભગવાનો પોતપોતાની દ્વાદશાંગીને રચે, એટલે અનન્તી દ્વાદશાંગીઓ થઈ; પણ જો એ દ્વાદશાંગીઓના અર્થની દૃષ્ટિએ કહીએ, તો એ અનન્તી દ્વાદશાંગીઓમાંથી એક દ્વાદશાંગી પણ કશી જ ભિન્નતાવાળી હોઈ શકે નહિ. આમ અર્થની અપેક્ષાએ ભિન્નતા ન હોય, તો પછી કયી અપેક્ષાએ ભિન્નતા હોઈ શકે, એ વિચારવાનું રહ્યું ને ? દ્વાદશાંગીઓમાં પરસ્પર ભિન્નતા સંભવી શકે, પણ તે શબ્દની અપેક્ષાએ ! અનન્તી દ્વાદશાંગીઓમાં પણ શબ્દની અપેક્ષાએ પરસ્પર ભિન્નતા સંભવી શકે, પણ અર્થની અપેક્ષાએ તો અનન્તી દ્વાદશાંગીઓમાં પણ અભિન્નતા જ હોય.

પ્રશ્ન૦ શ્રી ઇન્દ્રભૂતિજી વગેરે અગિયાર ગણધર ભગવાનોએ રચેલી દ્વાદશાંગીઓમા અર્થભેદ નહોતો પણ શબ્દફેર હતો, એમ ને ?

એ વાતનો જ ખુલાસો થતો હતો. શ્રી ઇન્દ્રભૂતિજી આદિ અગિયાર ગણધર ભગવાનો પૈકી પહેલા સાત ગણધર ભગવાનોએ [ ૧. શ્રી ઇન્દ્રભૂતિજી, ૨. શ્રી અગ્નિભૂતિજી, ૩. શ્રી વાયુભૂતિજી, ૪. શ્રી વ્યક્તજી, ૫. શ્રી સુધર્માસ્વામીજી, ૬. શ્રી મંડિકજી અને ૭. શ્રી મૌર્યપુત્રજીએ ] રચેલી દ્વાદશાંગીઓમાં પરસ્પર શબ્દની અપેક્ષાએ ભિન્નતા હતી. શ્રી અંકપિત નામના ગણધર ભગવાન અને શ્રી અચલભ્રાતા નામના ગણધર ભગવાન–એ બે ગણધર ભગવાનોની દ્વાદશાંગીઓમાં પરસ્પર શાબ્દિક ભિન્નતા પણ નહોતી; પણ એને પહેલા સાત ગણધર ભગવાનોની સાત દ્વાદશાંગીઓની સાથે જો સરખાવીએ તો, શ્રી અંકપિત નામના અને શ્રી અચલભ્રાતા નામના ગણધર ભગવાનની રચેલી દ્વાદશાંગીઓ પહેલી સાત દ્વાદશાંગીઓથી શબ્દની અપેક્ષાએ ભિન્ન હતી. એવી જ રીતિએ, શ્રી મેતાર્ય નામના અને શ્રી પ્રભાસ નામના ગણધર ભગવાનોએ રચેલી બે દ્વાદશાંગીઓમાં પરસ્પર શાબ્દિક ભિન્નતા પણ નહોતી, પરન્તુ પહેલા સાત ગણધર ભગવાનોની સાત દ્વાદશાંગીઓ અને આઠમા–નવમા ગણધર ભગવાનોની દ્વાદશાંગીઓમાં શાબ્દિક ભિન્નતા નહિ હોવાથી તે બેની એક દ્વાદશાંગી ગણાય, એટલે એ મુજબ થતી પહેલાંની આઠ દ્વાદશાંગીઓની સાથે સરખાવીએ તો, શ્રી મેતાર્ય નામના અને શ્રી પ્રભાસ નામના ગણધર ભગવાનોની રચેલી દ્વાદશાંગીઓ, પહેલી આઠ દ્વાદશાંગીઓથી, શબ્દની અપેક્ષાએ ભિન્ન હતી. આથી તમે સમજી શક્યા હશો કે– આમ તો ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં કુલ

અગિયાર ગણુધર ભગવાનો થયા હતા અને તેથી કુલ અગિયાર દ્વાદશાંગીઓ રચાઈ હતી, પણ તે અગિયાર દ્વાદશાંગીઓને જો શાબ્દિક ભિન્નતાની અપેક્ષાએ ગણવામાં આવે તો તે નવ દ્વાદશાંગીઓ થતી હતી. એ અગિયાર દ્વાદશાંગીઓ પૈકીની માત્ર એક દ્વાદશાંગીની જ પરંપરા હાલ ચાલુ છે, પણ તે તો આપણે આગળ જોઈશું.

## નિપદ્યાત્રય અને ત્રિપદી :

ગણુધર ભગવાનો, દ્વાદશાંગીને રચવાનું સામર્થ્ય કેવા પ્રકારે પ્રાપ્ત કરે છે, એ પણ જાણવા જેવું છે. તેઓ દીક્ષિત બનીને લાંબો કાળ અધ્યયનાદિ કર્યા પછીથી જ દ્વાદશાંગીની રચના કરે છે, એવું નથી જ. વળી, દ્વાદશાંગીની રચના કરવામાં ગણુધર ભગવાનોને એક મુહૂર્ત્તથી અધિક સમય પણ લાગતો નથી. દ્વાદશાંગીની રચના ત્રિજગદ્ગુરુ ભગવાનના ઉપદેશને જ આધીન હોય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શ્રીમુખેથી ત્રિપદીનું શ્રવણ કરવા માત્રથી જ, ગણુધર ભગવાનોના આત્માઓમા રહેલું દ્વાદશાંગીની રચના કરવા જોગું અદ્ભુત સામર્થ્ય આવિર્ભૂત થાય છે. કોઈ કહેશે કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવથી ઉચ્ચારાએલી ત્રિપદીમાં એવું તે કેવુંક સામર્થ્ય, કે જે ત્રિપદીને પામતાંની સાથે જ ગણુધર ભગવાનો દ્વાદશાંગીની રચના કરી શકે અને જે ત્રિપદીને પામ્યા વિના ગણુધર ભગવાનોના આત્માઓથી પણ દ્વાદશાંગીની રચના થઈ શકે નહિ ? વિચારવા જેવી આ વાત છે ને ? બને છે એવું કે–ભગવાન તીર્થની સ્થાપના કરે,

એટલે ગણધર ભગવાનો, ભગવાન શ્રી જિનેશ્વરદેવને એક પ્રદક્ષિણા દઈને, એ તારકના ચરણે નમસ્કાર કરે છે અને તે પછીથી ભગવાનને પૂછે છે કે-' भंते ! किं तत्तं ? ' ગણધર ભગવાનોના આ પહેલા પ્રશ્નના ઉત્તરમાં ભગવાન શ્રી જિનેશ્વરદેવ ફરમાવે છે કે-' उप्पन्नेइ वा। ' આ ઉત્તર દ્વારા, ભગવાન શ્રી જિનેશ્વરદેવ, દ્રવ્યના પર્યાયના ઉત્પાદનો સિદ્ધાન્ત વ્યક્ત કરે છે. ગણધર ભગવાનો, ભગવાન શ્રી જિનેશ્વરદેવે આપેલા ઉત્તરને સાંભળીને, એ વિષે વિચારણા કરે છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવે આપેલા ઉત્તર વિષે વિચારણા કરતાં, ગણધર ભગવાનોને વધુ પૂછવાની જરૂર લાગે છે. આથી ભગવાન શ્રી જિનેશ્વરદેવને ગણધર ભગવાનો બીજી વાર પ્રદક્ષિણા દઈને, એ તારકના ચરણે નમસ્કાર કરે છે અને તે પછીથી ભગવાનને બીજી વાર પણ એનો એ જ પ્રશ્ન પૂછે છે કે-' भंते ! किं तत्तं ? ' ગણધર ભગવાનોના આ બીજા પ્રશ્નના ઉત્તરમાં ભગવાન શ્રી જિનેશ્વરદેવ ફરમાવે છે કે-' विगमेइ वा। ' આ ઉત્તર દ્વારા ભગવાન શ્રી જિનેશ્વરદેવ પ્રત્યેક દ્રવ્યમાં વ્યય, વિગમ અથવા વિનાશનો સિદ્ધાન્ત વ્યક્ત કરે છે. ગણધર ભગવાનો, ભગવાન શ્રી જિનેશ્વરદેવે આપેલા આ ઉત્તરને સાંભળીને, એ વિષે પણ વિચારણા કરે છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવે આપેલા ઉત્તર વિષે વિચારણા કરતાં, હજુ પણ ગણધર ભગવાનોને વધુ પૂછવાની જરૂર લાગે છે. કેવળ ઉત્પન્ન જ થયા કરે, એ પણ કેમ બને? અને ઉત્પન્ન થાય ને નષ્ટ થાય, એ ય કેમ બને ? આ કારણે, ભગવાન શ્રી જિનેશ્વરદેવને ગણધર

ભગવાનો ત્રીજી વાર પ્રદક્ષિણા દઈને, એ તારકના ચરણે નમસ્કાર કરે છે અને તે પછીથી તેઓ ભગવાનને ત્રીજી વાર પણ એનો એ જ પ્રશ્ન પૂછે છે કે-'भंते! किं तत्तं?' ગણધર ભગવાનોએ પૂછેલા આ ત્રીજી વારના પ્રશ્નના ઉત્તરમાં, ભગવાન શ્રી જિનેશ્વરદેવ ફરમાવે છે કે-'धुवेइ वा।' આ ઉત્તર દ્વારા ભગવાન શ્રી જિનેશ્વરદેવ દ્રવ્યના ધ્રૌવ્યનો સિદ્ધાન્ત વ્યક્ત કરે છે. આ ત્રીજો ઉત્તર ભગવાન શ્રી જિનેશ્વરદેવના શ્રી-મુખેથી સાંભળતાંની સાથે જ, શ્રી ગણધર ભગવાનોને તત્ત્વસ્વરૂપ પરિપૂર્ણપણે સમજાઈ જાય છે. શ્રી ગણધર ભગવાનોએ 'भंते! किं तत्तं?' એવો પ્રશ્ન ત્રણ વાર પૂછ્યો; એ પ્રશ્નત્રયીને શ્રી જૈન શાસનમાં 'निषद्यात्रय' આદિ તરીકે ઓળખાવેલ છે; અને ભગવાન શ્રી જિનેશ્વર-દેવે પહેલી વાર 'उप्पन्नेइ वा', બીજી વાર 'विगमेइ वा' અને ત્રીજી વાર 'धुवेइ वा' એમ ત્રણ પદો દ્વારા જે ત્રણ ઉત્તરો આપ્યા, તે ત્રણ ઉત્તરોને શ્રી જૈન શાસનમાં 'ત્રિપદી' આદિ તરીકે ઓળખાવાય છે. ભગવાન શ્રી જિને-શ્વરદેવના શ્રીમુખે ઉચ્ચારાએલ ત્રિપદીના શ્રવણથી, ગણધર ભગવાનોને ગણધર-નામકર્મનો ઉદય થાય છે અને તેઓને પોતપોતાના જ્ઞાનાવરણીય કર્મનો એવો તો સુન્દર ક્ષયો-પશમ થાય છે, કે જેથી તેઓને ઉત્કૃષ્ટ કોટિનું મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય છે. ગણધર-નામકર્મનો ઉદય થવાથી અને ઉત્કૃષ્ટ મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન પ્રાપ્ત થવાથી, શ્રી ગણધર ભગવાનો એક મુહૂર્ત્ત માત્રમાં જ દ્વાદશાંગીની રચના કરી શકે છે.

ત્રણ ઉત્તરપદોનો ક્રમ પણ વાસ્તવિક જ છે :

'उप्पन्नेइ वा, विगमेइ वा અને धुवेइ वा' એ ત્રિપદીમાં દ્વાદશાંગીના સમસ્ત સારનો સમાવેશ થઈ જાય છે. આ ત્રિપદીનો ક્રમ પણ ઘણો જ વાસ્તવિક છે. "ભગવાને પહેલા પ્રશ્નના ઉત્તરમાં 'उप्पन्नेइ वा' એમ કેમ ફરમાવ્યું અને 'विगमेइ वा' અથવા 'धुवेइ वा' એવો ઉત્તર પહેલા જ પ્રશ્નના જવાબમાં કેમ ફરમાવ્યો નહિ?" એ વાત પણ જરા વિચારી લઈએ. પહેલા જ પ્રશ્નના ઉત્તરમાં જો 'विगमेइ वा' કહેવામાં આવ્યું હોત, તો તે અસ્થાને ગણાત અને ઘણી મોટી મુઝવણને પેદા કરત. દ્રવ્યનો વિગમ અથવા વિનાશ થાય છે એમ કોઈ કહે, તો પહેલી જ મુઝવણ એ થાય કે–જે ઉત્પન્ન થયેલ નથી, તેનો વિનાશ જ શાનો હોય? વિગમ અથવા વિનાશ તો તેનો જ હોય ને, કે જે ઉત્પન્ન થયેલ હોય? કોઈ પણ વસ્તુ અસ્તિત્વમાં આવ્યા વિના વિનાશને પામે, એ બને જ શી રીતિએ? વળી જો વિનાશ થાય છે એ જ તત્ત્વ હોય તો જગતનું અસ્તિત્વ સંભવે શી રીતિએ? જે જન્મે એનું મરણ થાય, પણ જેનો જન્મ જ થયો નથી એનું મરણ થાય ખરું? નહિ જ, માટે ભગવાને પહેલાં 'उप्पन्नेइ वा' એવો ઉત્તર આપ્યા પછીથી, બીજા પ્રશ્નના ઉત્તરમાં 'विगमेइ वा' એવો ઉત્તર ફરમાવ્યો તે વ્યાજબી ઠરે છે. કોઈ કહેશે કે–તો 'धुवेइ वा' એવો ઉત્તર પહેલા પ્રશ્નના જવાબ રૂપે કેમ ફરમાવ્યો નહિ? પ્રથમ પ્રશ્નના ઉત્તર રૂપે 'धुवेइ वा' એમ પણ જો ભગવાને ફરમાવ્યું હોત, તો તેથી પણ મોટી

મુઝવણુ થવા પામત એક તો જગતમા ઉત્પત્તિ અને વિનાશ સ્પષ્ટ દેખાતા હોય અને ભગવાન ફરમાવે કે–બધુ ધ્રુવ છે, તો એથી પ્રત્યક્ષ વિરોધ લાગે ને ? વળી માત્ર ધ્રુવતા જ હોય, તો પછી ધર્મ કરવા આદિની જરૂર પણુ શી ? આથી જ ભગવાને પહેલા પ્રશ્નના ઉત્તર રૂપે 'उप्पन्नेइ वा' એવુ ફરમાવ્યુ પહેલા તો ભગવાને ઉત્પત્તિસૂચક ઉત્તર આપ્યો, પછી વિગમસૂચક ઉત્તર આપ્યો, એમ ઉત્પત્તિ અને વિગમ સૂચવ્યા અને તે પછીથી ધ્રૌવ્યસૂચક ઉત્તર આપ્યો જગતમા ઉત્પન્ન થવુ અને વિનાશ પામવુ, એ બે તો પ્રથમ દર્શને જ દેખાતી વસ્તુઓ છે ને ? સામાન્ય અક્કલવાળો પણુ સમજે છે કે–જન્મે તે મરે છે અને મર્જાય તેનો સહાર થાય છે. આ કારણે ઉત્પાદનો સિદ્ધાત અને તે પછી વ્યયનો સિદ્ધાન્ત દર્શાવ્યા બાદ, ભગવાને ધ્રૌવ્યનો સિદ્ધાન્ત જણાવ્યો. જો ઉત્પન્ન થવુ અને વિનાશ પામવુ–એટલુ જ હોય અને ધ્રુવતા ન જ હોય, તો પરભવ, પુણ્ય–પાપનુ ફળ, મોક્ષ અને મોક્ષમાર્ગની આરાધના, એ વગેરેને અવકાશ જ ન રહે ઉત્પાદ અને વ્યયના સિદ્ધાન્ત સાથે ધ્રુવતાનો સિદ્ધાન્ત ભળતાં જ, તત્ત્વનો સિદ્ધાત પરિપૂર્ણતાને પામે છે પછી કાઈ કહેવાનુ બાકી રહેતુ જ નથી. પછી તો જે કાઈ કહેવાનુ રહે છે, તે એ ત્રણને સમજાવવાને માટે જ.

**મૂળથી જ અનેકાન્તવાદ :**

ભગવાન શ્રી જિનેશ્વરદેવો ત્રણ ઉત્તરોમાં ક્રમે કરીને ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યને સૂચવે છે–એમ કહેવુ, એ જેમ

સાચું છે, તેમ ભગવાન શ્રી જિનેશ્વરદેવો ત્રણ ઉત્તરો પૈકીના દરેકે દરેક ઉત્તરમા ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્ય એ ત્રણેયને સૂચવે છે–એમ કહેવું, એ પણ સાચું જ છે.

પ્રશ્ન૦ એ શી રીતિએ ?

એનું કારણ એ છે કે–ભગવાને ત્રણેય પદોચ્ચારોમાં 'वा' અવ્યય ઉચ્ચારેલ છે.અને એ 'वा' ના ઉચ્ચાર દ્વારા ઉત્પાદનો સિદ્ધાંત સૂચવતી વખતે વ્યય–ધ્રૌવ્યનું, વ્યયનો સિદ્ધાંત સૂચવતી વખતે ઉત્પાદ–ધ્રૌવ્યનું અને ધ્રૌવ્યનો સિદ્ધાન્ત સૂચવતી વખતે ઉત્પાદ–વ્યયનું સૂચન કરેલ છે. દરેકે દરેક ઉત્તરમાં 'वा'નો પણ ભેગો પ્રયોગ કરવા દ્વારા, ભગવાને દ્રવ્યના અન્ય ધર્મોના અસ્તિત્વનો સ્વીકાર કરવા સાથે, તેનો ખ્યાલ પણ આપ્યો છે. ભગવાનનું શાસન અનેકાન્તમય છે, એ તો આ ત્રિપદી ઉપરથી પણ સમજી શકાય છે. આજે કેટલાક અજ્ઞાનીઓ અધૂરી અને ઊંધી સમજણને લીધે એમ કહે છે કે–'ભગવાનના શાસનમાં અનેકાન્તવાદ પાછળથી આવ્યો છે.' પણ તેમને ગમ નથી કે–અહીં તો મૂળથી જ અનેકાન્તવાદ અથવા સ્યાદ્વાદ છે. આ ત્રિપદીના સ્વરૂપને પણ તેઓ જો બરાબર વિચારે, તો તેમની ભ્રમણા ભાંગે અને તેમને લાગે કે–શ્રી જૈન શાસનમાં કોઈ પણ કાળે અનેકાન્તવાદ નહોતો એવું હતું જ નહિ.

**અપેક્ષાએ જ ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્ય :**

ભગવાન શ્રી જિનેશ્વરદેવો ત્રિપદી દ્વારા ફરમાવે છે કે એકનું એક દ્રવ્ય અપેક્ષાએ ઉત્પન્ન પણ થાય છે, અપેક્ષાએ

નષ્ટ પણ થાય છે અને અપેક્ષાએ ધ્રુવ પણ રહે છે. કોઈ પણ જીવ કે અજીવ દ્રવ્ય, માત્ર ઉત્પન્ન થાય છે એમ પણ નહિ; માત્ર વિનષ્ટ થાય છે એમ પણ નહિ, માત્ર ઉત્પન્ન થાય છે તથા વિનષ્ટ થાય છે એમ પણ નહિ, માત્ર ધ્રુવ રહે છે એમ પણ નહિ, અને, માત્ર ઉત્પન્ન થાય છે તથા ધ્રુવ રહે છે એમ પણ નહિ ! આ જગતમાં જેટલા દ્રવ્યો વિદ્યમાન હતાં, છે અને રહેશે, તે સર્વ દ્રવ્યોનો સમાવેશ જીવ અને અજીવ એમ બે વિભાગમાં થઈ જાય છે. આ જગતમાં જેટલાં જીવ દ્રવ્યો અગર અજીવ દ્રવ્યો અનાદિકાળથી છે, તેટલાં જ જીવ દ્રવ્યો અને અજીવ દ્રવ્યો આજે છે અને અનન્તાનન્ત કાલ વહી ગયા બાદ પણ વિદ્યમાન રહેવાનાં છે. અનન્તાનન્ત કાલ પૂર્વે જગતમા જેટલા જીવ દ્રવ્યો અને અજીવ દ્રવ્યો હતાં, તેટલાં જ જીવ દ્રવ્યો અને અજીવ દ્રવ્યો જગતમા આ સમયે પણ વિદ્યમાન છે અને આ સમયથી અનન્તાનન્ત કાલ વહી ગયા બાદ પણ તેટલાં જ જીવ દ્રવ્યો અને અજીવ દ્રવ્યો વિદ્યમાન રહેવાનાં છે. અવિદ્યમાન કદી પણ વિદ્યમાન બનતું નથી અને વિદ્યમાન કદી પણ અવિદ્યમાન બનતું નથી ત્યારે પ્રશ્ન એ ઊભો થાય છે કે–ઉત્પાદ અને વ્યયનો સિદ્ધાન્ત ખોટો છે? નહિ જ, ઉત્પાદ અને વ્યયનો સિદ્ધાન્ત પણ એટલો જ સાચો છે. દ્રવ્યના પર્યાયોના પરિવર્તનની અપેક્ષાએ ઉત્પાદ અને વ્યય છે જીવના અને અજીવનાં અવસ્થાન્તરો થયા કરે છે અને તેની અપેક્ષાએ ઉત્પાદ અને વ્યય થાય છે, એમ કહેવાય છે પ્રાચીન અવસ્થા નષ્ટ થાય અને નવીન અવસ્થા ઉત્પન્ન થાય, વળી

પાછી એ અવસ્થા નષ્ટ થાય અને નવીન અવસ્થા ઉત્પન્ન થાય, એમ ઉત્પાદ અને વ્યય થયા કરે, પણ મૂળ દ્રવ્ય તો કાયમનું કાયમ જ રહે, એટલે દ્રવ્યની એ ધ્રુવતા પણ ગણાય.

ત્રિપદીમાં જ દ્વાદશાંગીઓ : -

ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યનો સિદ્ધાન્ત જેમ પદાર્થની સઘળી જ અવસ્થાઓની અપેક્ષાએ છે, તેમ પદાર્થની પર્યાયાત્મક અવસ્થાઓની દૃષ્ટિએ પણ છે. સઘળા જીવને અને સઘળા અજીવને આ ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યનો સિદ્ધાન્ત લાગુ પડે છે. લોકનો કોઈ પણ પદાર્થ આ ત્રિપદી દ્વારા સૂચિત સિદ્ધાન્તોથી પર નથી અને એથી આ સિદ્ધાન્તના જ્ઞાનમાં જગતના જીવાજીવાદિ સઘળા પદાર્થોના પરિપૂર્ણ જ્ઞાનનો પણ સમાવેશ થઈ જાય છે. અનન્ત ઉપકારી જ્ઞાની મહાપુરૂષો ફરમાવે છે કે-જે એકને જાણે તે સર્વને જાણે અને જે સર્વને જાણે તે જ એકને જાણે; કારણ કે-એક દ્રવ્યના ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યનું વાસ્તવિક કોટિનું તથા પરિપૂર્ણ કોટિનું જ્ઞાન ત્યારે જ થાય છે, કે જ્યારે સર્વ દ્રવ્યોના ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યનું વાસ્તવિક કોટિનું તથા પરિપૂર્ણ કોટિનું જ્ઞાન થાય છે. આથી તમો સમજી શકયા હશો કે-ત્રિપદી એ કેટલી બધી મહત્ત્વની વસ્તુ છે? અને, શ્રી ગણધર ભગવાનો જ્યારે શ્રી જિનેશ્વર ભગવાનને 'તત્ત્વ શું?'-એવા પ્રશ્નો કરે છે, ત્યારે ભગવાન શ્રી જિનેશ્વરદેવ તે પ્રશ્નોના ઉત્તરો તરીકે અન્ય કાંઈ પણ નહિ જણાવતાં, આ ત્રિપદીને જ કેમ સંભળાવે છે? આ

ત્રિપદીમાં જગતના સઘળાય પદાર્થોના સઘળાય સ્વરૂપનો સમાવેશ થઈ જાય છે, માટે જ દ્વાદશાંગીનું મૂળ આ ત્રિપદી છે. આ ત્રિપદીમાં આવતું ન હોય એવું કશું જ દ્વાદશાંગીમાં નથી અને દ્વાદશાંગીમાં એવું એક પણ કથન નથી, કે જે કથનના ભાવનો સમાવેશ આ ત્રિપદીમાં થતો ન હોય. દ્વાદશાંગીના સમસ્ત ભાવનો સમાવેશ ત્રિપદીથી ઓછાં પદોમાંય થઈ શકે તેમ નથી અને દ્વાદશાંગીના સમસ્ત ભાવને સમગ્ર રૂપે જણાવવાને માટે ત્રિપદીથી વિશેષ પદોની આવશ્યકતા પણ નથી. આમ છતાં પણ, શ્રી ગણધર ભગવાનો દ્વાદશાંગીની રચના કરે છે, કારણ કે-ત્રિપદી માત્રમાંથી જગતનાં સઘળાં જ જીવાજીવાદિ દ્રવ્યોના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થાય, એવી અદ્‌ભુત ક્ષયોપશમની શક્તિ તો, શ્રી ગણધર ભગવાનોના પુણ્યાત્માઓને જ વરેલી હોય છે. શ્રી ગણધર ભગવાનોના આત્માઓમાં પણ દ્વાદશાંગીની રચના કરવા જોગી શક્તિ આ ત્રિપદીના શ્રવણ યોગે જ પ્રગટે છે. કોઈ કહેશે કે-'તો એ ત્રિપદીના શ્રવણથી આપણામાં એવી શક્તિ કેમ પ્રગટતી નથી?' ત્યારે કહેવું પડે કે-અસરકારક વસ્તુની પણ અસર થવામાં દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ અગત્યનો ભાગ ભજવે છે. ખુદ ભગવાન પણ જો એની એ જ ત્રિપદી બીજા આત્માઓને કહે, તોય તે બીજા આત્માઓમાં શ્રી ગણધર ભગવાનોના આત્માઓ જેવી શક્તિ પ્રગટે નહિ. સામા પાત્રમાં એવી લાયકાત જોઈએ ને? એ દ્રવ્ય, એ ક્ષેત્ર, એ કાલ અને એ ભાવનો યોગ ક્યાંથી લાવવો? શ્રી ગણધર ભગવાનોના આત્માઓએ તો, પૂર્વે, શ્રી ગણધર નામકર્મને ઉપાર્જેલું

હોય છે, એટલે એ પુણ્યાત્માઓના તે ગણધર નામકર્મનો ઉદય ત્રિપદીના શ્રવણ યોગે થઈ જાય છે. વળી તે સાથે જ શ્રી ગણધર ભગવાનોના આત્માઓમાં એ ત્રિપદીના શ્રવણથી એવો અપૂર્વ ક્ષયોપશમ સધાય છે કે–એથી તેઓને ઉત્કૃષ્ટ મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન પ્રાપ્ત થાય છે. આવી કર્મસ્થિતિ અને યોગ્યતા બીજા જીવોએ ઉપાર્જેલી હોય તો જ ત્રિપદીના શ્રવણ યોગે દ્વાદશાંગીની રચના કરવા જોગું સામર્થ્ય તે જીવોમાં પ્રગટે ને ?

**દ્વાદશાંગી એટલે અજોડ અરીસો :**

આટલું વિવેચન થયા બાદ, હવે તો તમે એ વાત ઘણી જ સહેલાઈથી વિચારી શકશો કે–દ્વાદશાંગીમાં હોય શું ? કહો કે–દ્વાદશાંગીમાં ભગવાને કહેલી ત્રિપદીનો જ વિસ્તાર હોય. એક યા બીજા રૂપમાં પણ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય વિષેની જ વાત દ્વાદશાંગીમાં હોય. જગતમાં જીવોય અનન્તાનન્ત છે અને અજીવ પુદ્ગલોય અનન્તાનન્ત છે. એ અનન્તાનન્ત જીવોના અને એ અનન્તાનન્ત પુદ્ગલોના ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય વિષેની વાત દ્વાદશાંગીમાં હોય. એનો અર્થ એ થયો કે–જગતમાં બનેલી, બનતી અને બનવાની કોઈ પણ અવસ્થાનું સૂચન દ્વાદશાંગીમાં ન હોય એવું બને જ નહિ. જેનો જેટલો ક્ષયોપશમ હોય, તેટલું તે તેમાંથી લઈ શકે. મિથ્યાત્વનો ઉદય જોરદાર હોય તો રુચે નહિ અને વિપરીત ભાવ પેદા કરે; મન્દ મિથ્યાત્વ હોય અને સુયોગ્ય નિશ્રા મળી જાય, તો લાભનો ઘણો

સંભવ; પણ સમ્યગ્દષ્ટિ આત્મા હોય તોય તે દ્વાદશાંગીમાંથી કેટલુંક લઈ શકે? પોતાના જ્ઞાનાવરણીયાદિ કર્મોના ક્ષયોપશમાનુસારે! જીવના સ્વભાવ અને વિભાવને લગતી તથા અજીવના સ્વભાવ અને તેનાં થતા અવસ્થાન્તરોને લગતી તેમજ જીવે વિભાવથી છૂટીને એકલા સ્વભાવમાં જ રમતા બનવાને માટે શું કરવું જોઈએ, તેની વાત દ્વાદશાંગીમાં હોય. જીવ–અજીવ ક્યાં ક્યાં છે, કેમ કેમ છે, એને કેટલો સંબંધ હોઈ શકે તથા કેટલો સંબંધ ન હોઈ શકે, એ સંબંધ કેવો હોય અને કેવો ન હોય તેમજ એ સંબંધ બંધાય કેમ અને છૂટે કેમ, એ વગેરે વાતો દ્વાદશાંગીમાં હોય. દ્વાદશાંગી એટલે સારાય જગતના ત્રિકાલના સ્વરૂપનું સ્વચ્છ, સ્પષ્ટ અને વાસ્તવિક દર્શન કરવાનો અજોડ અરીસો. આપણને જેટલું જોતાં આવડે એટલું આપણે જોઈ શકીએ. જ્ઞાનચક્ષુ જેટલું શુદ્ધ અને આવરણરહિત હોય, તેટલું જ શુદ્ધ દર્શન થઈ શકે. આદરથી વિધિપૂર્વક દ્વાદશાંગીનું અધ્યયન અને શ્રવણ આદિ કરવાથી પણ જ્ઞાનચક્ષુ શુદ્ધ અને આવરણરહિત બનતું જાય છે. આવી મહા પ્રભાવક વિજ્ઞાનમયી દ્વાદશાંગીનું પાંચમું અંગ, તે જ આ શ્રી ભગવતીજી સૂત્ર.

**પ્રણેતા ગ. ભ. શ્રી સુધર્માસ્વામીજી:**

આપણી મૂળ વાત તો એ હતી કે–જે સૂત્રને વાંચવાની અહીં શરૂઆત કરાય છે, તે સૂત્રના પ્રણેતા કોણ? એ પ્રણેતા વિશ્વસનીય છે કે અવિશ્વસનીય? એ માટે, આપણે નક્કી કરી આવ્યા કે–દ્વાદશાંગીને અર્થથી કહેનાર તો ભગવાન શ્રી

જિનેશ્વરદેવ પોતે જ હોય છે, કારણ કે–એ તારકના શ્રીમુખે ત્રિપદી ઉચ્ચારાયા બાદ, તેના જ આધારે દ્વાદશાંગીની રચના કરાય છે. દ્વાદશાંગીને અર્થથી કહે ભગવાન શ્રી જિનેશ્વર-દેવ અને એને શબ્દથી ગૂંથે શ્રી ગણધર ભગવાનો. દ્વાદશાં-ગીને અર્થથી કહેનાર અને શબ્દથી કહેનાર બન્નેય વ્યક્તિઓ એવી છે કે, દ્વાદશાંગીના એક પણ વચન કે એક પણ વચનના એક પણ ભાગ માટે, તે અવાસ્તવિક હોવાનો સંદેહ માત્ર પણ ઉત્પન્ન થઈ શકે નહિ. કોઈ વચન સમજમાં ન આવે તો આપણી ખામી, પણ એ વચનની ખામી તો મનાય જ નહિ. આ કારણે, આ સૂત્રને ખૂબ ભક્તિભાવ અને ખૂબ શ્રદ્ધાભાવ સાથે વાંચવું તથા સાંભળવું જોઈએ અને પ્રત્યેક વચનના રહસ્યને પામવાનો પરિશ્રમ કરવો જોઈએ. આ ક્ષેત્રમાં હાલ ભગવાન શ્રી મહાવીર પરમાત્માનું શાસન વિદ્યમાન છે, એટલે આ શાસનમાં રચાયેલી દ્વાદશાંગીઓને અર્થથી પ્રરૂપનારા તો ભગવાન શ્રી મહાવીર પરમાત્મા જ છે; પણ આપણે પહેલાં વિચારી આવ્યા છીએ કે–ભગવાન શ્રી મહાવીર પરમાત્માને શ્રી ઇન્દ્રભૂતિજી આદિ અગિયાર ગણધર ભગવાનો હતા અને એ દરેકે દરેક ગણધર ભગવાને પોતપોતાની દ્વાદશાંગીની રચના કરી હતી. આમ અગિયાર દ્વાદશાંગીઓ ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં રચાઈ, પણ ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં એ અગિયારેય દ્વાદશાંગીઓની પરંપરા ચાલી નથી. પરંપરા તો માત્ર એક જ દ્વાદશાંગીની ચાલી છે. આથી શ્રી ઇન્દ્ર-ભૂતિજી આદિ અગિયાર ગણધર ભગવાનો પૈકીના કયા

ગણધર ભગવાને રચેલી દ્વાદશાંગીની પરંપરા ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં ચાલી અને આજે પણ ચાલી રહી છે, એ વાત પણ સમજી લેવી જોઈએ અને ત્યારે જ આ શ્રી ભગવતીજી સૂત્રના પ્રણેતા સંબંધીનો નિર્ણય પૂર્ણતાને પામેલો ગણાય. સામાન્ય રીતિએ વિચારનારને તો એમ જ લાગે એ સંભવિત છે કે-' પહેલા ગણધર ભગવાન શ્રી ઈન્દ્રભૂતિજી, કે જેઓ ગૌતમ ગોત્રના હોવાના કારણે જૈન સમાજમાં શ્રી ગૌતમસ્વામીજીના નામથી વિશેષતઃ ઓળખાય છે, તેમણે રચેલી દ્વાદશાંગીની પરંપરા ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં ચાલી હશે અને તે જ પરંપરા આજે પણ વિદ્યમાન હશે. ' પરંતુ, વસ્તુતઃ તેમ બન્યું નથી. પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજી સિવાયના, શ્રી ઈન્દ્રભૂતિજી આદિ દશેય ગણધર ભગવાનોએ રચેલી દ્વાદશાંગીની, પરંપરા ચાલી નથી; તે દ્વાદશાંગીઓનો તો વિચ્છેદ જ થઈ જવા પામ્યો છે; એટલે એક માત્ર પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ રચેલી દ્વાદશાંગીની જ પરંપરા ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં ચાલી છે. ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ રચેલી દ્વાદશાંગીનો પણ ઘણો ભાગ નષ્ટ થઈ જવા પામ્યો છે, તો પણ આ કાળમાં દ્વાદશાંગી પૈકીનો જેટલો ભાગ વિદ્યમાન છે, તે ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ રચેલી દ્વાદશાંગીમાંનો જ ભાગ છે. આથી તમે સમજી શક્યા હશો કે—આ શ્રી ભગવતીજી સૂત્રની રચના પણ ભગવાન શ્રી મહાવીર પરમાત્માના ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ જ કરેલી છે.

**ગ. ભ. શ્રી સુધર્માસ્વામીજીની જ પરંપરા કયા કારણે?**

અહીં તમે એ વાત પણ સમજી લો કે–બીજા ગણધર ભગવાનોની વાત તો બાજૂએ મૂકીએ, પણ પહેલા ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજીની રચેલી દ્વાદશાંગીની તથા મુનિઓમાં પણ તેઓશ્રીની પાટ–પરંપરા નહિ ચાલતાં, પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ રચેલી દ્વાદશાંગીની તેમજ મુનિઓમાં પણ તેઓશ્રીની જ પાટ–પરંપરા ચાલી, તેનું કારણ શું ? જો કે–પહેલા ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજીનો પ્રભાવ ઘણો જ જબરો હતો. લબ્ધિઓના નિધાન તરીકે તો એ તારકની ખ્યાતિ છે. શ્રી અષ્ટાપદગિરિ ઉપર એ મહાકાય ગણધર ભગવાન સૂર્યના કિરણના આલમ્બન માત્રથી જ ચઢી ગયા હતા. લબ્ધિના બળે જ એ તારકે પંદર સો તાપસોને ક્ષીરાન્નથી પારણું કરાવ્યું હતું. એક ખેડુતનો જીવ, કે જેને ભગવાન શ્રી મહાવીર પરમાત્માના જીવ સાથે પૂર્વભવમાં વૈરના સંસ્કાર પડી ગયા હતા, તે જીવને પણ ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજીએ ભગવાનની આજ્ઞાથી જાતે જઈને પ્રતિબોધ પમાડ્યો હતો. એ જીવ ખુદ ભગવાનથી પ્રતિબોધ પામે એ શક્ય નહોતું, પણ ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજીથી એ જીવ પ્રતિબોધને પામ્યો અને દીક્ષિત બન્યો. એ ખેડૂત દીક્ષિત બનીને ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજીની સાથે ભગવાન શ્રી મહાવીર પરમાત્માની પાસે આવ્યો, પણ ભગવાનનું દર્શન થતાંની સાથે જ, તેના પૂર્વભવના વૈરના સંસ્કારો તાજા થઈ ગયા અને એ કારણે એ ખેડૂત રજોહરણને ફેંકી દઈને

ત્યાંથી ભાગી ગયો. જો એવું ન બન્યું હોત, તો એ જીવ પણ એજ ભવમાં નિયમા કેવલજ્ઞાન પામીને મુક્તિએ જાત; કારણ કે–ભગવાન શ્રી મહાવીર પરમાત્માના વરદ હસ્તે દીક્ષિત થયેલાઓ પૈકીના સઘળાઓ જ તે ભવમાં કેવલજ્ઞાનને પામીને મુક્તિએ ગયા–એવું બન્યું નથી કે અન્ય ગણધર ભગવાનોના હાથે દીક્ષિત થયેલાઓ પૈકીના સઘળા જ તે ભવમાં કેવલજ્ઞાનને પામીને મુક્તિએ ગયા–એવું બન્યું નથી; પણ ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજીના વરદ હસ્તે દીક્ષિત થયેલાઓ પૈકીના સઘળા જ તે ભવમાં કેવલજ્ઞાનને પામીને મુક્તિએ ગયા છે. આવો તો એ તારકનો પ્રભાવ હતો. આમ છતાં પણ, પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજી મહાભાગ્યશાળી કે–એ તારકની રચેલી દ્વાદશાંગીની જ પરંપરા ચાલી અને મુનિઓની પાટ–પરંપરા પણ એ તારકની જ ચાલી. આનું કારણ શું ? કારણ એ જ કે–અગિયાર ગણધર ભગવાનોમાં પૂર્ણ આયુષ્યવાળા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજી જ હતા.

**પહેલા ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજીનો** કુલ દીક્ષાપર્યાય ૪૨ વર્ષનો હતો; તેમાં ૩૦ વર્ષનો છદ્મસ્થ-પર્યાય અને ૧૨ વર્ષનો કેવલિપર્યાય.

**બીજા ગણધર ભગવાન શ્રી અગ્નિભૂતિજીનો** કુલ દીક્ષાપર્યાય ૨૮ વર્ષનો હતો; તેમાં ૧૨ વર્ષનો છદ્મસ્થ-પર્યાય અને ૧૬ વર્ષનો કેવલિપર્યાય.

**ત્રીજા ગણધર ભગવાન શ્રી વાયુભૂતિજીનો** પણ કુલ દીક્ષાપર્યાય ૨૮ વર્ષનો જ હતો; પણ તેમાં ૧૦ વર્ષનો

છદ્મસ્થપર્યાય હતો અને ૧૮ વર્ષનો કેવલિપર્યાય હતો.

**ચોથા ગણધર ભગવાન શ્રી વ્યક્તસ્વામીજીનો** કુલ દીક્ષાપર્યાય ૩૦ વર્ષનો હતો; તેમાં ૧૮ વર્ષનો છદ્મસ્થપર્યાય અને ૧૨ વર્ષનો કેવલિપર્યાય હતો.

**પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીનો** કુલ દીક્ષાપર્યાય ૫૦ વર્ષનો હતો; તેમાં ૪૨ વર્ષનો છદ્મસ્થપર્યાય અને ૮ વર્ષનો કેવલિપર્યાય હતો.

**છઠ્ઠા ગણધર ભગવાન શ્રી મંડિતસ્વામીજીનો** કુલ દીક્ષાપર્યાય ૩૦ વર્ષનો હતો; તેમાં ૧૪ વર્ષનો છદ્મસ્થપર્યાય અને ૧૬ વર્ષનો કેવલિપર્યાય.

**સાતમા ગણધર ભગવાન શ્રી મૌર્યપુત્રસ્વામીજીનો** પણ કુલ દીક્ષાપર્યાય ૩૦ વર્ષનો હતો; તેમાં તેમનો પણ છદ્મસ્થપર્યાય ૧૪ વર્ષનો અને કેવલિપર્યાય ૧૬ વર્ષનો હતો.

**આઠમા ગણધર ભગવાન શ્રી અકંપિતસ્વામીજીનો** પણ કુલ દીક્ષાપર્યાય ૩૦ વર્ષનો હતો; તેમાં ૯ વર્ષનો છદ્મસ્થપર્યાય અને ૨૧ વર્ષનો કેવલિપર્યાય.

**નવમા ગણધર ભગવાન શ્રી અચલભ્રાતાસ્વામીજીનો** કુલ દીક્ષાપર્યાય ૨૬ વર્ષનો હતો; તેમાં ૧૨ વર્ષનો છદ્મસ્થપર્યાય અને ૧૪ વર્ષનો કેવલિપર્યાય.

**દશમા ગણધર ભગવાન શ્રી મેતાર્યસ્વામીજીનો** પણ કુલ દીક્ષાપર્યાય ૨૬ વર્ષનો હતો, પણ તેમાં છદ્મસ્થપર્યાય ૧૦ વર્ષનો હતો અને કેવલિપર્યાય ૧૬ વર્ષનો હતો.

**અગિયારમા ગણધર ભગવાન શ્રી પ્રભાસસ્વામીજીનો** કુલ દીક્ષાપર્યાય ૨૪ વર્ષનો હતો; તેમાં ૮ વર્ષનો

છદ્મસ્થપર્યાય અને ૧૬ વર્ષનો કેવલિપર્યાય હતો.

અગિયાર ગણધર ભગવાનોના દીક્ષાપર્યાયમાં સૌથી વધારે લાંબા સમયનો દીક્ષાપર્યાય પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીનો હતો. અને એથી જ ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ, પોતાના અગિયાર ગણધરો પૈકી પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીને, પોતાની પાટે સ્થાપિત કર્યા હતા. ભગવાન શ્રી મહાવીર પરમાત્મા નિર્વાણને પામ્યા તે સમયે, એ તારકના અગિયાર ગણધરો પૈકી માત્ર બે જ ગણધર ભગવાનો વિદ્યમાન હતા. પહેલા ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજી અને પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજી. એ બે સિવાયના નવેય ગણધર ભગવાનો, ભગવાન શ્રી મહાવીર પરમાત્મા નિર્વાણને પામ્યા તે પહેલાં જ નિર્વાણને પામી ચૂકયા હતા. નિયમ એવો છે કે–ગણધર ભગવાનો પોતાના નિર્વાણને પામવાના સમયથી એક મહિના પૂર્વે પાદપોપગમન અનશનને સ્વીકારે છે, એટલે એ નવેય ગણધર ભગવાનોએ પાદપોપગમન અનશનને સ્વીકારતાં પહેલાં, પોતપોતાનો ગણ, પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીને સુપરત કર્યો હતો. ભગવાન શ્રી મહાવીર પરમાત્માના નિર્વાણ બાદ બાર વર્ષે પહેલા ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજી પણ નિર્વાણને પામ્યા છે, એટલે એ તારકે પણ નિર્વાણ પામ્યાના એક મહિના પહેલાં જ પોતાનો ગણ પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીને સુપરત કર્યો હતો. આથી એમ સમજી શકાય છે કે–ભગવાન શ્રી મહાવીર પરમાત્માના નિર્વાણ બાદ લગ-

ભગ બાર વર્ષે, એ તારકના પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીની નિશ્રામાં, ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનના સમસ્ત મુનિગણો આવી ગયા હતા. આમ થવાથી, એ તદ્દન જ સ્વાભાવિક છે કે-પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ રચેલી દ્વાદશાંગીની જ પરંપરા ચાલે તેમજ ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનના મુનિઓની પરંપરા પણ તેઓશ્રીની જ ગણાય.

**આ સૂત્રના વિવરણકાર :**

આ રીતિએ આપણે આ શ્રી ભગવતીજી સૂત્રના પ્રણેતા કોણ છે અને તે કેવા વિશ્વસનીય છે, એ વાતનો નિર્ણય તો કરી લીધો; પણ અહીં વાંચવા ધારેલ શ્રી ભગવતીજી સૂત્ર માત્ર મૂલસૂત્ર રૂપે જ નથી, પરંતુ સટીક છે અત્રે વાંચવા ધારેલ શ્રી ભગવતીજી સૂત્ર વિવરણયુક્ત છે. આ કારણે, શ્રી ભગવતીજી સૂત્રના વિવરણના રચયિતા પણ કેવા પ્રમાણપુરૂષ છે, એ તમારે જાણી લેવું જોઈએ. નવાંગી ટીકાકાર તરીકે સુવિખ્યાત થયેલા આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ શ્રી ભગવતીજી સૂત્રનું આ વિવરણ લખેલું છે શ્રી ઠાણાંગ સૂત્રથી લઈને શ્રી વિપાકસૂત્ર સુધીના નવ અંગસૂત્રોના વિવરણો આ આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ રચેલાં છે અને એથી

વિવરણોને લખવાને માટે શાથી ઉત્સાહિત થયા, તેના સબંધમાં, આચાર્ય શ્રી પ્રભાચન્દ્રસૂરિજીએ પોતાના રચેલા શ્રી પ્રભાવક-ચરિત્ર નામના ગ્રંથમાં, સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે.

તેઓશ્રીએ લખ્યું છે કે-શ્રીમાન્ અભયદેવસૂરિજીના સમયમા દુકાળના ઉપદ્રવને લીધે દેશની દુર્દશા થવા પામી અને તેથી સિદ્ધાન્ત તથા તેની વૃત્તિનો ઉચ્છેદ થવા લાગ્યો. તેમાંથી જે કાંઈ સૂત્રો બચી જવા પામ્યાં, તેમાં પ્રેક્ષાનિપુણ મુનિઓને પણ શબ્દાર્થ દુર્બોધ થઈ પડ્યો

શાસ્ત્રોને અંગે આવી સ્થિતિ ઉપસ્થિત થવા પામી, તે દરમ્યાનમાં એક વાર એવું બનવા પામ્યું કે-શાસનદેવી આચાર્ય શ્રી અભયદેવસૂરિજી મહારાજાની પાસે આવ્યાં

મધ્યરાત્રિનો એ સમય હતો મધ્યરાત્રિના સમયે પણ શ્રીમાન્ અભયદેવસૂરિજી મહારાજા તો સાવધાનપણે ધર્મધ્યાનમાં મગ્ન બનીને બેઠા હતા.

શાસનદેવીએ આવી, તેમને નમસ્કાર કરીને કહ્યુ કે-"શ્રી શીલાંગકોટિ નામના આચાર્યશ્રીએ પૂર્વે અગિયાર અંગસૂત્રોની જે વૃત્તિઓ બનાવી હતી, તેમાથી હાલ માત્ર બે જ અંગસૂત્રોની વૃત્તિઓ વિદ્યમાન છે અને બાકીના નવ અંગસૂત્રોની વૃત્તિઓ દુષ્કાલને અંગે વિચ્છિન્ન થઈ જવા પામી છે, આથી શ્રીસંઘ ઉપરના અનુગ્રહને માટે તમે, જે નવ અંગસૂત્રોની વૃત્તિઓનો વિચ્છેદ થઈ જવા પામ્યો છે, તે નવ અંગસૂત્રોની વૃત્તિઓની રચના કરો!"

શાસનદેવીના આવા સૂચનને સાભળતા, શ્રી અભયદેવ સૂરિજી મહારાજા તો, આશ્ચર્યચકિત બની ગયા નવ અંગસૂત્રો-

ભગ બાર વર્ષે, એ તારકના પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીની નિશ્રામાં, ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનના સમસ્ત મુનિગણો આવી ગયા હતા. આમ થવાથી, એ તદ્દન જ સ્વાભાવિક છે કે–પાંચમા ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ રચેલી દ્વાદશાંગીની જ પરંપરા ચાલે તેમજ ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનના મુનિઓની પરંપરા પણ તેઓશ્રીની જ ગણાય.

**આ સૂત્રના વિવરણકાર :**

આ રીતિએ આપણે આ શ્રી ભગવતીજી સૂત્રના પ્રણેતા કોણ છે અને તે કેવા વિશ્વસનીય છે, એ વાતનો નિર્ણય તો કરી લીધો; પણ અહીં વાંચવા ધારેલ શ્રી ભગવતીજી સૂત્ર માત્ર મૂલસૂત્ર રૂપે જ નથી, પરંતુ સટીક છે. અત્રે વાંચવા ધારેલ શ્રી ભગવતીજી સૂત્ર વિવરણયુકત છે. આ કારણે, શ્રી ભગવતીજી સૂત્રના વિવરણના રચયિતા પણ કેવા પ્રમાણપુરૂષ છે, એ તમારે જાણી લેવું જોઈએ. નવાંગી ટીકાકાર તરીકે સુવિખ્યાત થયેલા આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ શ્રી ભગવતીજી સૂત્રનું આ વિવરણ લખેલું છે. શ્રી ઠાણાંગ સૂત્રથી લઈને શ્રી વિપાકસૂત્ર સુધીનાં નવ અંગસૂત્રોનાં વિવરણો આ આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ રચેલાં છે અને એથી જ આ મહાપુરૂષ આપણા સમાજમાં 'નવાંગી ટીકાકાર' તરીકેની ખ્યાતિને પામેલા છે.

આ મહાપુરૂષ શ્રી ઠાણાંગસૂત્ર આદિ નવ અંગસૂત્રોનાં

વિવરણોને લખવાને માટે શાથી ઉત્સાહિત થયા, તેના સબંધમાં, આચાર્ય શ્રી પ્રભાચન્દ્રસૂરિજીએ પોતાના રચેલા શ્રી પ્રભાવક-ચરિત્ર નામના ગ્રંથમાં, સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે.

તેઓશ્રીએ લખ્યું છે કે-શ્રીમાન્ અભયદેવસૂરિજીના સમયમાં દુકાળના ઉપદ્રવને લીધે દેશની દુર્દશા થવા પામી અને તેથી સિદ્ધાન્ત તથા તેની વૃત્તિનો ઉચ્છેદ થવા લાગ્યો. તેમાંથી જે કાંઈ સૂત્રો બચી જવા પામ્યાં, તેમાં પ્રેક્ષાનિપુણ મુનિઓને પણ શબ્દાર્થ દુર્બોધ થઈ પડ્યો.

શાસ્ત્રોને અંગે આવી સ્થિતિ ઉપસ્થિત થવા પામી, તે દરમ્યાનમાં એક વાર એવું બનવા પામ્યું કે-શાસનદેવી આચાર્ય શ્રી અભયદેવસૂરિજી મહારાજાની પાસે આવ્યાં.

મધ્યરાત્રિનો એ સમય હતો. મધ્યરાત્રિના સમયે પણ શ્રીમાન્ અભયદેવસૂરિજી મહારાજા તો સાવધાનપણે ધર્મધ્યાનમાં મગ્ન બનીને બેઠા હતા.

શાસનદેવીએ આવી, તેમને નમસ્કાર કરીને કહ્યું કે-" શ્રી શીલાંગકોટિ નામના આચાર્યશ્રીએ પૂર્વે અગિયાર અંગસૂત્રોની જે વૃત્તિઓ બનાવી હતી, તેમાંથી હાલ માત્ર બે જ અંગસૂત્રોની વૃત્તિઓ વિદ્યમાન છે અને બાકીનાં નવ અંગસૂત્રોની વૃત્તિઓ દુકાલને અંગે વિચ્છિન્ન થઈ જવા પામી છે; આથી શ્રીસંઘ ઉપરના અનુગ્રહને માટે તમે, જે નવ અંગસૂત્રોની વૃત્તિઓનો વિચ્છેદ થઈ જવા પામ્યો છે, તે નવ અંગસૂત્રોની વૃત્તિઓની રચના કરો!"

શાસનદેવીના આવા સૂચનને સાંભળતાં, શ્રી અભયદેવસૂરિજી મહારાજા તો, આશ્ચર્યચકિત બની ગયા નવ અંગસૂત્રો-

ની વૃત્તિઓને રચવાની તેઓશ્રીને કદી કલ્પના પણ નહિ આવેલી. પોતે એ વાતમાં પણ શંકિત જ હતા કે–' મારામાં એવું સામર્થ્ય જ કયાં છે, કે જેથી હું નવ અંગસૂત્રોની વૃત્તિઓને રચી શકું ?' બીજી તરફ સૂચન શાસનદેવીનું હતું. આ કારણે શ્રીમાન્ અભયદેવજીસૂરિજીએ મનોવ્યગ્રતા અનુભવી અને તે વ્યગ્રતાને શાસનદેવી સમક્ષ પ્રગટ કરતાં કહ્યું કે–' માતા! હું તો અલ્પમતિ જડ જેવો છું. ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ રચેલા ગ્રન્થોને યથાર્થ રૂપમાં જોવા જોગી બુદ્ધિ પણ મારામાં નથી, એટલે હું તેની વૃત્તિ રચું અને મારા અજ્ઞપણાથી તેમાં જો કાંઈ પણ ઉત્સૂત્ર મારાથી કહેવાઇ જાય, તો તેથી મને મહાપાપ લાગે ! ઉત્સૂત્રકથન કરનારને અનંત સંસારમાં પરિભ્રમણ કરવું પડે, એવું પૂર્વાચાર્ય પરમર્ષિઓનું કથન છે. આ એક મુઝવણ અને મારી બીજી મુઝવણ એ છે કે–તમારી વાણી પણ અલંઘનીય છે; માટે તમે જ કહો કે–મારે કરવું શું ?'

નવાંગી ટીકાકાર આચાર્ય શ્રી અભયદેવસૂરિજી મહારાજાએ આપેલો આ જવાબ છે ! વિચાર કરો કે–મહાપુરૂષો કેવા નમ્ર, ગંભીર અને પાપભીરુ હોય છે ? ખરેખર, ઉત્સૂત્રકથન રૂપ પાપ, એ એક અતિશય ભયંકર કોટિનું પાપ છે. સંસારમાં જેટલાં પાપો છે, તેમાં ભયંકરમાં ભયંકર કોટિનું પાપ ઉત્સૂત્રકથન છે. ઉત્સૂત્રકથન રૂપ પાપ સમાન અન્ય કોઈ જ પાપ નથી. અન્ય પાપોથી બચવાનો ગમે તેટલો પ્રયત્ન કરનારો પણ, જો ઉત્સૂત્રકથન રૂપ પાપને સેવનારો હોય, તો અન્ય પાપોથી બચવાનો તેનો પ્રયત્ન નિષ્ફલ જેવો જ

છે. કારણ કે-ઉત્સૂત્રકથન રૂપ એક જ પાપ પણ તેને અનંત સંસારમાં રૂલાવનારૂં બને છે. ભવભીરુ આત્માઓએ તો, બીજા પાપોનો પરિત્યાગ થઈ શકે નહિ તો પણ, છેવટમાં છેવટ ઉત્સૂત્રપ્રરૂપણા રૂપ ભયંકર પાપથી બચવાને માટે તો સદાને માટે ઉપયોગશીલ અને પ્રયત્નશીલ રહેવુ જોઈએ જો કે-ભવભીરુ આત્માઓએ તો પાપ માત્રનો પરિત્યાગ કરવાને માટે ઉપયોગશીલ અને પ્રયત્નશીલ રહેવું જોઈએ, કારણ કે-પાપ માત્રનો પરિત્યાગ કર્યા વિના, મોક્ષમાર્ગની સુન્દર કોટિની આરાધના શક્ય નથી, પરન્તુ ઉત્સૂત્રપ્રરૂપણા રૂપ પાપથી તો અવશ્યમેવ બચવું જોઈએ. કારણ કે-આત્માને અનંત સંસારમા રૂલાવવાનું જેવું સામર્થ્ય ઉત્સૂત્રપ્રરૂપણા રૂપ પાપમાં છે, તેવું સામર્થ્ય અન્ય કોઈ પણ પાપમાં નથી ઉત્સૂત્રપ્રરૂપણા રૂપ પાપના વિષયમા જેઓ ઉપેક્ષા સેવે છે, તેઓ અન્ય પાપોના ત્યાગની ગમે તેટલી વાતો કરતા હોય કે અન્ય પાપોના ત્યાગનો ગમે તેટલો પ્રયત્ન પણ કરતા હોય, તો પણ તેઓ અનન્તજ્ઞાનિઓએ ફરમાવેલા પાપકર્મના વાસ્તવિક સ્વરૂપને સમજ્યા જ નથી આ કાળમા તો, ઉત્સૂત્રપ્રરૂપણાથી બચવાને માટે ખૂબ જ લક્ષ્ય રાખવા જેવું છે આજે એવું એવું સાહિત્ય પ્રચાર પામી રહ્યુ છે કે-અજ્ઞાન જીવોને સૂત્રવિરૂદ્ધના માર્ગે દોરી જાય અને તેમા જો આગ્રહ થઈ જાય તથા એ આગ્રહને વશ થઈને જો પોતે માની લીધેલ વસ્તુનું સમર્થન કરવાનુ મન થઈ જાય, તો ઉત્સૂત્રકથનનું મહાપાપ પલ્લે પડી જતાં વાર લાગે નહિ ભવથી નિસ્તારને પામવાની વૃત્તિવાળા આત્માઓએ તો,

આખર તેમની અભિલાષા પૂર્ણ થઈ. તેમને પોતાને જ તેવા સમર્થ બે શિષ્યોની પ્રાપ્તિ થઈ ગઈ.

એક વાર આચાર્ય શ્રી વર્ધમાનસૂરિજી ભવ્યાત્માઓને પ્રતિબોધ કરતા થકા ધારાનગરીમાં પધાર્યા. ધારાનગરીમાં તે સમયે લક્ષ્મીપતિ નામે એક મહાધનિક પણ વસતો હતો. તે શેઠ શ્રી જૈન ધર્મનો ઉપાસક હતો. તે શેઠને ત્યા શ્રીધર અને શ્રીપતિ નામના બે બ્રાહ્મણ યુવાનો વસતા હતા. એ બે બ્રાહ્મણ યુવાનો, ઘણા મોટા વિદ્વાન હોવા સાથે સૂક્ષ્મબુદ્ધિને ધરનારા હતા. તેમની દેહાકૃતિ પણ જોનારની નજરને આકર્ષે તેવી હતી. તેઓ મૂળ તો મધ્યદેશના વતની હતા, પણ દેશાટન કરવાને નીકળ્યા હતા. દેશાટન કરતાં કરતાં તે બંને યુવાન બ્રાહ્મણો ધારાનગરીમાં આવી પહોંચ્યા. લક્ષ્મીપતિ શેઠે તેમની આકૃતિથી આકર્ષાઈને તે બન્નેને ભિક્ષાદાન કર્યું તથા આશ્રય આપ્યો. એક વાર શેઠને એ બન્નેય બ્રાહ્મણ યુવાનોની અજાયબી પમાડે તેવી સ્મૃતિશક્તિનો અનુભવ થયો. તેમની સ્મૃતિ શક્તિના પ્રભાવથી જ, લક્ષ્મીપતિ શેઠ એક ભારે વિમાસણમાથી ઊગરી ગયા. ત્યારથી તો લક્ષ્મીપતિ શેઠે એ બન્નેય બ્રાહ્મણ યુવકોને પોતાના ઘરમાં જ સન્માનભેર રાખ્યા.

આમ વધુ ને વધુ પરિચય થતા, શેઠને અનુભવ થયો કે–આ બે યુવકો જેમ ભારે વિદ્વાન અને ભારે બુદ્ધિશાળી છે, તેમ ભારે શાન્ત અને ભારે જિતેન્દ્રિય પણ છે શ્રીધર અને શ્રીપતિ નામના એ બંને બ્રાહ્મણ યુવકોનો આવો અનુભવ થતાં, શેઠને એજ વિચાર આવ્યો કે–'જો આ

બન્ને યુવકો મારા ગુરૂના શિષ્યો બને, તો કેવું સારૂં થાય ? કેમ કે-આ બનેય શ્રીસંઘના ભૂષણ રૂપ બને એવા છે.'

વિચાર કરો કે-શેઠને આવો વિચાર શાથી આવ્યો હશે ? શેઠના હૈયામાં કેટલી બધી ગુરૂભક્તિ વસી હશે ? શ્રી જિનશાસનની પ્રભાવના અને શ્રીસંઘની શોભા તરફ શેઠનું કેટલું બધું લક્ષ્ય હશે ? પ્રતિભાશાલી આકૃતિ, ભારે વિદ્વત્તા, તેજસ્વિની બુદ્ધિ, શાન્ત પ્રકૃતિ અને જિતેન્દ્રિયપણું-એ બધાને જોઈને, એ બન્ને બ્રાહ્મણ યુવકોનો બીજા કોઈ પણ પ્રકારનો ઉપયોગ કરવાનું મન થાય નહિ અને તેઓને શાસનપ્રભાવક સાધુ બનાવવાનું જ મન થાય, એથી શેઠના હૈયામાં રહેલા સાચા ધર્મરાગની પ્રતીતિ થાય છે.

તમને તમારા સંતાનો અને આશ્રિતો માટે આવો વિચાર આવે ખરો ? તમારાં સંતાનો અને આશ્રિતો દેખાવડાં અને બુદ્ધિશાલી હોય તેમજ શાસનને ઉપયોગી થાય તેવાં હોય, તો તેમને શાસનને સમર્પી દેવાનું તમને મન થાય કે તેમને પેઢી વગેરેમાં જોડી દેવાનું તમને મન થાય ? પેઢી વગેરે તો આ ભવની ચીજ; તેય પુણ્યોદયને આધીન અને પાપનું કારણ; જ્યારે શાસનની આરાધના તો ભવોભવને માટેની ઉપયોગી અને નિયમા કલ્યાણની કરનારી. આમાં તો જે જોડે તેનું પણ કલ્યાણ થાય અને જે જોડાય તેનું પણ કલ્યાણ થાય, તે છતાં પણ તમારૂં હૈયું કયી તરફ ઢળે ?

પેલા લક્ષ્મીપતિ શેઠ તો, પોતાનો વિચાર કેમ અમલમાં આવે તે જોતા હતા. એવામા આચાર્ય શ્રી વર્ધમાનસૂરિજી ધારાનગરીમાં પધાર્યા. શેઠને લાગ્યું કે-જે તકની હું રાહ

ઓતો હતો, તે તક આવી લાગી. શેઠ જ્યારે ગુરૂમહારાજને વન્દન કરવાને માટે ગયા, ત્યારે શ્રીધર અને શ્રીપતિ નામના તે બે બ્રાહ્મણ યુવકોને પણ શેઠ પોતાની સાથે લઈ ગયા.

આચાર્ય શ્રી વર્ધમાનસૂરિજીની પાસે પહોંચીને શેઠે સર્વ અભિગમપૂર્વક આચાર્યશ્રીને વન્દન કર્યું અને તે પછી જ પોતે પોતાને ઉચિત આસને બેઠા. પેલા બે બ્રાહ્મણ યુવકો પણ હસ્તાંજલિ કરીને ત્યાં બેઠા. આચાર્યશ્રીએ એ બન્નેય બ્રાહ્મણ યુવકોની આકૃતિને શ્રેષ્ઠ લક્ષણોથી યુક્ત જોઈ અને એથી પ્રેમપૂર્વક કહ્યું કે-' આ બન્નેની અસાધારણ આકૃતિ સ્વ-પરને જીતનારી છે.' એ બન્ને બ્રાહ્મણ યુવકોને પણ આચાર્યશ્રી તરફ ખૂબ જ આકર્ષણ થયું. તેમણે આચાર્યશ્રીની નિશ્રાને સ્વીકારવાનો નિર્ણય કર્યો અને આચાર્યશ્રીએ પણ તેમને દીક્ષાને યોગ્ય જાણીને દીક્ષા આપી.

દીક્ષા આપ્યા બાદ, એ બન્નેય યુવાન મુનિઓને આચાર્યશ્રીએ સિદ્ધાન્તનો અભ્યાસ સારી રીતિએ કરાવ્યો અને તે પણ તપના નિધાન એવા યોગોનું વહન કરાવવા પૂર્વક ! ગુરૂ પ્રેમથી વિધિ મુજબ સિદ્ધાન્તને ભણાવનાર હોય અને શિષ્યો શ્રદ્ધા અને વિનયથી વિધિપૂર્વક ભણનાર હોય-તેમાં ય શિષ્યો વિદ્વાન અને સૂક્ષ્મમતિને ધરનારા હોય, તો કમીના શી રહે ? એ ભણતર કયું સુન્દર પરિણામ નિપજાવ્યા વિના રહે ? એવું ભણતર તો અલ્પ કાળમાં જ ઘણું ભવ્ય પરિણામ નિપજાવે. અલ્પ કાળમાં જ એ બન્નેય મુનિઓએ સિદ્ધાંતનો સુન્દર અભ્યાસ કરી લીધો.

આચાર્યશ્રીએ જોયું કે-' હવે આ બન્નેય મુનિઓ

સૂરિપદને યોગ્ય બન્યા છે ' આથી આચાર્યશ્રીએ તે બન્નેને શ્રી સૂરિપદ ઉપર સ્થાપન કર્યા અને ત્યારથી તે બન્નેય મહાત્માઓ, શ્રી જિનેશ્વરસૂરિજી અને શ્રી બુદ્ધિસાગરસૂરિજી એવા પવિત્ર નામોથી સુપ્રખ્યાત થયા

આમાના એક આચાર્ય શ્રી જિનેશ્વરસૂરિજીએ, નવાગી ટીકાકાર આચાર્ય શ્રી અભયદેવસૂરિજીને તૈયાર કર્યા અને આચાર્ય શ્રી બુદ્ધિસાગરસૂરિજીએ આઠ હજાર શ્લોક પ્રમાણ એક નવું વ્યાકરણ બનાવ્યુ, કે જે વ્યાકરણ 'બુદ્ધિસાગર' એવા નામથી સુપ્રસિદ્ધ થયુ આથી તમે કલ્પના કરી શકશો કે-એ બન્નેય કેટલા બધા સમર્થ હતા !

એ તો બધું પાછળથી બન્યુ છે, પણ સૌથી પહેલા તો આચાર્ય શ્રી વર્ધમાનસૂરિજીએ, પોતાના તે બન્ને શિષ્યોની પાસે, પોતાની જે મહેચ્છા હતી તે પાર પડાવી છે આચાર્ય શ્રી વર્ધમાનસૂરિજીએ એ બન્નેને શ્રી સૂરિપદનુ દાન કર્યા પછીથી, તેમને અલગ વિહારની અનુજ્ઞા આપી અલગ વિહારની તેમને અનુજ્ઞા આપતા, આચાર્ય શ્રી વર્ધમાનસૂરિજીએ તેમને કહ્યું કે–'પાટણમા રહેલા ચૈત્યવાસી આચાર્યો, સુવિહિત સાધુઓને ત્યા રહેવા દેતા નથી અને તેમને હેરાન કરે છે સુવિહિત સાધુઓની એ તકલીફનુ, તમારે તમારી શક્તિ અને બુદ્ધિથી નિવારણ કરવાનુ છે, કારણ કે-આ કાળમા એ કાર્ય કરવાને તમે જ સમર્થ છો '

પોતાના ગુરૂદેવની એ આજ્ઞાને, શ્રી જિનેશ્વરસૂરિજીએ તથા શ્રી બુદ્ધિસાગરસૂરિજીએ માથે ચડાવી અને તરત જ ગૂજરાત તરફ વિહાર કર્યો તે બન્નેએ પાટણ પહોચીને,

પોતાની વિદ્વત્તા અને પ્રતિભાના બળે, એક વિદ્વાન પુરોહિતને ત્યાં આશ્રય મેળવ્યો. ચૈત્યવાસી આચાર્યો તરફથી ત્યાં ઉપદ્રવ આવતાં, પુરોહિતે રાજસભામાં જઈ ને રાજાની પાસે બધી હકીકત રજૂ કરી. ચૈત્યવાસી આચાર્યોએ પણ રાજાને પોતાના અધિકારની હકીકત જણાવી. આથી રાજાએ કેવળ ઉપરોધથી તે બન્ને આચાર્યોને પાટણમાં રહેવા દેવાનું જણાવ્યું અને ચૈત્યવાસી આચાર્યોએ રાજાનું તે કથન માન્ય રાખ્યું. પછી તો પુરોહિતે રાજાની પાસેથી ઉપાશ્રયને માટેની જમીન મેળવી અને તે જમીન ઉપર ઉપાશ્રય કરાવ્યો. ત્યારથી સુવિહિત સાધુઓનું પાટણમાં આવીને રહેવાનું ફરીથી શરૂ થયું અને વર્ષો થયાં જે વિહારભૂમિ સુવિહિત સાધુઓને માટે વિઘ્નમયી બની ગઈ હતી, તે વિહારભૂમિ આમ પુનઃ નિર્વિઘ્ન બની ગઈ.

આ પ્રસંગ ઉપરથી સમજી શકાય તેમ છે કે—નવાંગી ટીકાકાર આચાર્ય ભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાના દાદાગુરૂ આચાર્ય ભગવાન શ્રીમદ્ વર્ધમાનસૂરિજી મહારાજા, સુવિહિત મુનિમાર્ગના એવા દૃઢ ઉપાસક હતા કે–સુવિહિત મુનિમાર્ગ નિર્વિઘ્ન બને તેની તેમજ ભવ્યાત્માઓ સુવિહિત મુનિમાર્ગથી સુપરિચિત રહે તેની પણ, તેઓશ્રીને ખૂબ જ કાળજી હતી. વળી આ પ્રસંગ ઉપરથી એ વાત પણ સમજી શકાય તેમ છે કે-શ્રી અભયદેવસૂરિજીના ગુરૂમહારાજ પણ મહા વિદ્વાન, બુદ્ધિનિધાન, પ્રતિભાસંપન્ન અને સુવિહિત મુનિમાર્ગના પાલક હોવા સાથે, સુવિહિત મુનિમાર્ગના રક્ષક પણું હતા. આવા દાદાગુરૂ અને આવા ગુરૂમહારાજની નિશ્રાને પામેલો આત્મા જો લાયકાતવાળો હોય, તો એનામાં

કયી વાતની કમીના રહે ? ખરેખર, એવો આત્મા શાસનનો પરમ આરાધક અને સાથે સાથે શાસનનો પરમ પ્રભાવક પણ પાકે, તેમાં નવાઈ પામવા જેવું કાંઈ છે જ નહિ.

પાટણમાં સુવિહિત મુનિઓના પ્રવેશને અને નિવાસને નિર્વિઘ્ન બનાવવાનું શાસનરક્ષાનું શુભ કાર્ય સફલપણે પરિપૂર્ણ કરીને, આચાર્ય શ્રી જિનેશ્વરસૂરિજી વિહાર કરતા કરતા, કેટલાક સમય બાદ પુનઃ ધારાનગરીમાં પધાર્યા તે વખતે ધારાનગરીમાં મહીધર નામે પણ એક શેઠ વસતા હતા અને ધનદેવી નામે તેમની ધર્મપત્ની હતી તેમનો અભયકુમાર નામે પુત્ર હતો એ અભયકુમાર બાલપણથી જ ગુણોના સમૂહને ધરનારો હતો.

ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં અભયકુમારનું નામ એટલું બધું પ્રસિદ્ધ છે કે–અભયકુમાર નામ આવતાંની સાથે જ, શ્રી શ્રેણિકપુત્ર અભયકુમાર આપણને યાદ આવ્યા વિના રહે નહિ. એ અભયકુમાર અને આ અભયકુમાર–બન્નેય આ શાસનમાં જૂદી જૂદી રીતિએ પણ સુન્દર પ્રકારની ખ્યાતિને પામેલા છે; પરન્તુ એકની ખ્યાતિ તેમના સંસારિપણાના નામથી એટલે કે-અભયકુમાર એવા નામથી છે, ત્યારે આ બીજાની ખ્યાતિ શ્રી અભયદેવસૂરિજી એ નામથી છે. આ અભયકુમાર તો, નવાંગી ટીકાકાર તરીકે સુવિખ્યાત થયા છે.

આ અભયકુમાર કેવી રીતિએ નવાંગી ટીકાકાર આચાર્ય શ્રી અભયદેવસૂરિજી બન્યા, તે પણ હવે જોઈ લઈએ. આચાર્ય શ્રી જિનેશ્વરસૂરિજી ધારાનગરીમાં પધારતાં, મહીધર શેઠ

પોતાની વિદ્વત્તા અને પ્રતિભાના બળે, એક વિદ્વાન પુરોહિતને ત્યાં આશ્રય મેળવ્યો. ચૈત્યવાસી આચાર્યો તરફથી ત્યાં ઉપદ્રવ આવતાં, પુરોહિતે રાજસભામાં જઈ ને રાજાની પાસે બધી હકીકત રજૂ કરી. ચૈત્યવાસી આચાર્યોએ પણ રાજાને પોતાના અધિકારની હકીકત જણાવી. આથી રાજાએ કેવળ ઉપરોધથી તે બન્ને આચાર્યોને પાટણમાં રહેવા દેવાનું જણાવ્યું અને ચૈત્યવાસી આચાર્યોએ રાજાનું તે કથન માન્ય રાખ્યું. પછી તો પુરોહિતે રાજાની પાસેથી ઉપાશ્રયને માટેની જમીન મેળવી અને તે જમીન ઉપર ઉપાશ્રય કરાવ્યો. ત્યારથી સુવિહિત સાધુઓનું પાટણમાં આવીને રહેવાનું ફરીથી શરૂ થયું અને વર્ષો થયાં જે વિહારભૂમિ સુવિહિત સાધુઓને માટે વિઘ્નમયી બની ગઈ હતી, તે વિહારભૂમિ આમ પુનઃ નિર્વિઘ્ન બની ગઈ.

આ પ્રસંગ ઉપરથી સમજી શકાય તેમ છે કે—નવાંગી ટીકાકાર આચાર્ય ભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાના દાદાગુરૂ આચાર્ય ભગવાન શ્રીમદ્ વર્ધમાનસૂરિજી મહારાજા, સુવિહિત મુનિમાર્ગના એવા દૃઢ ઉપાસક હતા કે—સુવિહિત મુનિમાર્ગ નિર્વિઘ્ન બને તેની તેમજ ભવ્યાત્માઓ સુવિહિત મુનિમાર્ગથી સુપરિચિત રહે તેની પણ, તેઓશ્રીને ખૂબ જ કાળજી હતી. વળી આ પ્રસંગ ઉપરથી એ વાત પણ સમજી શકાય તેમ છે કે–શ્રી અભયદેવસૂરિજીના ગુરૂમહારાજ પણ મહા વિદ્વાન, બુદ્ધિનિધાન, પ્રતિભાસંપન્ન અને સુવિહિત મુનિમાર્ગના પાલક હોવા સાથે, સુવિહિત મુનિમાર્ગના રક્ષક પણ હતા. આવા દાદાગુરૂ અને આવા ગુરૂમહારાજની નિશ્રાને પામેલો આત્મા જો લાયકાતવાળો હોય, તો એનામાં

કયી વાતની કમીના રહે ? ખરેખર, એવો આત્મા શાસનનો પરમ આરાધક અને સાથે સાથે શાસનનો પરમ પ્રભાવક પણ પાકે, તેમાં નવાઈ પામવા જેવું કાંઈ છે જ નહિ.

પાટણમાં સુવિહિત મુનિઓના પ્રવેશને અને નિવાસને નિર્વિઘ્ન બનાવવાનું શાસનરક્ષાનું શુભ કાર્ય સફલપણે પરિપૂર્ણ કરીને, આચાર્ય શ્રી જિનેશ્વરસૂરિજી વિહાર કરતા કરતા, કેટલાક સમય બાદ પુનઃ ધારાનગરીમાં પધાર્યા. તે વખતે ધારાનગરીમાં મહીધર નામે પણ એક શેઠ વસતા હતા અને ધનદેવી નામે તેમની ધર્મપત્ની હતી. તેમનો અભયકુમાર નામે પુત્ર હતો. એ અભયકુમાર બાલપણથી જ ગુણોના સમૂહને ધરનારો હતો.

ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનમાં અભયકુમારનું નામ એટલું બધું પ્રસિદ્ધ છે કે–અભયકુમાર નામ આવતાંની સાથે જ, શ્રી શ્રેણિકપુત્ર અભયકુમાર આપણને યાદ આવ્યા વિના રહે નહિ. એ અભયકુમાર અને આ અભયકુમાર–બન્નેય આ શાસનમાં જૂદી જૂદી રીતિએ પણ સુન્દર પ્રકારની ખ્યાતિને પામેલા છે; પરન્તુ એકની ખ્યાતિ તેમના સંસારિપણાના નામથી એટલે કે-અભયકુમાર એવા નામથી છે, જ્યારે આ બીજાની ખ્યાતિ શ્રી અભયદેવસૂરિજી એ નામથી છે. આ અભયકુમાર તો, નવાંગી ટીકાકાર તરીકે સુવિખ્યાત થયા છે.

આ અભયકુમાર કેવી રીતિએ નવાંગી ટીકાકાર આચાર્ય શ્રી અભયદેવસૂરિજી બન્યા, તે પણ હવે જોઈ લઈએ. આચાર્ય શ્રી જિનેશ્વરસૂરિજી ધારાનગરીમાં પધારતાં, મહીધર શેઠ

પોતાના પુત્ર અભયકુમારને સાથે લઈને, ગુરૂમહારાજને વન્દન કરવાને માટે ગયા ત્યા ગુરૂમહારાજના શ્રીમુખેથી, પિતા-પુત્રે, સંસારની અસારતાને જણાવનાર ધર્મના ઉપદેશને સાંભળ્યો.

સદ્ગુરૂઓના ઉપદેશનો સાર શો હોય ? એજ કે-'સંસાર અસાર છે, તેથી તજવા લાયક છે અને મોક્ષ સર્વ સુખમય છે, તેથી તેને મેળવવાને માટે ભગવાને કહેલો વિરતિધર્મ-ત્યાગધર્મ સેવવા લાયક છે.' જેને આ વાત રૂચે, એથી જેનામાં સંસારના ત્યાગનો ઉલ્લાસ પ્રગટે અને એકાંતે મોક્ષમાર્ગનું આરાધન કરવાને માટે જે સમર્થ અને યોગ્ય જણાય, તેને વિધિપૂર્વક દીક્ષા દેવાય. તમારો છોકરો વ્યાખ્યાન સાંભળવા આવ્યો હોય અને તેને ધર્મોપદેશ રૂચી જાય, તો એ તમને ગમે તો ખરૂં જ, કેમ ? ધર્મોપદેશ રૂચવાથી તે જો સંસારનો ત્યાગ કરવાને માટે ઉલ્લસિત થાય, તો તમે રાજી થાવ કે નારાજ થાવ ? એને તમે કાચી બુદ્ધિનો માનો કે તમારા કરતાં વધારે લઘુકર્મી અને ભાગ્યશાળી માનો ? તમારી પાસે જ્યારે એ દીક્ષા લેવાની રજા માગે, ત્યારે તમને એમ થવું જોઈએ કે-'હું રહી ગયો અને આ પામી ગયો !'

અહીં તો ગુરૂમહારાજના શ્રીમુખેથી સંસારની અસારતાને દર્શાવનાર ધર્મોપદેશનું શ્રવણ કરવાના યોગે, શ્રી અભયકુમારનો આત્મા વૈરાગ્યવાસિત બની ગયો. અને એ વૈરાગ્યના યોગે સંયમને ગ્રહણ કરવાને માટે ઉલ્લસિત બનેલા શ્રી અભય-કુમારે, પોતાના પિતા પાસે, સંયમને લેવાની અનુમતિ માગી. શ્રી અભયકુમારના પિતા શ્રી મહીધર શ્રેષ્ઠિએ પણ શ્રી અભય કુમારને દીક્ષા લેવાની અનુજ્ઞા આપી. આથી આચાર્ય શ્રી

જિનેશ્વરસૂરિજી મહારાજાએ શ્રી અભયકુમારને દીક્ષિત બનાવ્યા

શ્રી અભયકુમારે દીક્ષિત બન્યા બાદ, ગુરૂમહારાજાની પાસે ગ્રહણ અને આસેવન રૂપ બન્નેય પ્રકારની શિક્ષાઓ ગ્રહણ કરી. ગુરૂમહારાજાએ તેમને, પોતાને પોતાના ગુરૂમહારાજે કરાવ્યો હતો તેમ, સિદ્ધાન્તનો અભ્યાસ પણ કરાવ્યો. આથી તેઓ જબરા ક્રિયાનિષ્ઠ અને જબરા શાસ્ત્રજ્ઞ બન્યા. એ સમયે તેમના દાદાગુરૂ આચાર્ય શ્રી વર્ધમાનસૂરિજી પણ ત્યાં જ વિરાજતા હતા. શ્રી વર્ધમાનસૂરિજીએ તેમને શ્રી સૂરિપદને યોગ્ય ધાર્યા અને એથી તેમણે પોતાના શિષ્ય શ્રી જિનેશ્વરસૂરિજીને શ્રી અભયમુનિજીને શ્રી સૂરિપદે પ્રતિષ્ઠિત કરવાનો આદેશ કર્યો. પોતાના ગુરૂના આદેશથી, આચાર્ય શ્રી જિનેશ્વરસૂરિજીએ પણ શ્રી અભયમુનિજીને શ્રી સૂરિપદે પ્રતિષ્ઠિત કર્યા અને તે સમયથી તે મુનિ, શ્રી અભયદેવસૂરિજીના શુભ નામથી સુવિખ્યાત થયા.

આવા ભવ્ય વારસાને પામેલા હોવા છતાં પણ અને પોતે સમર્થ જ્ઞાની હોવા છતાં પણ, આચાર્ય શ્રી અભયદેવસૂરિજી મહારાજા, શાસનદેવીને જવાબ દેતાં શું બોલ્યા ? 'હું તો અલ્પમતિ જડ જેવો અને અલ્પજ્ઞ છું' એવું કહ્યું ને ? આ જેવી-તેવી નમ્રતા અને નિરહંકારતા છે ? વળી એ ગંભીર પણ કેવા હતા ? 'અંગસૂત્રોની વૃત્તિ રચવાની લાયકાત મારામા નથી'-એમ તેમણે સૂચવ્યું, પણ તેમ કરવાની ના પાડી નહિ અને શાસનદેવીની પાસેથી જ તેનો ખુલાસો મેળવવાનો પ્રયત્ન કર્યો.

પોતાના પુત્ર અભયકુમારને સાથે લઈને, ગુરૂમહારાજને વન્દન કરવાને માટે ગયા. ત્યાં ગુરૂમહારાજના શ્રીમુખેથી, પિતા–પુત્રે, સંસારની અસારતાને જણાવનાર ધર્મના ઉપદેશને સાંભળ્યો.

સદ્ગુરૂઓના ઉપદેશનો સાર શો હોય ? એજ કે– 'સંસાર અસાર છે, તેથી તજવા લાયક છે અને મોક્ષ સર્વ સુખમય છે, તેથી તેને મેળવવાને માટે ભગવાને કહેલો વિરતિધર્મ–ત્યાગધર્મ સેવવા લાયક છે.' જેને આ વાત રૂચે, એથી જેનામાં સંસારના ત્યાગનો ઉલ્લાસ પ્રગટે અને એકાંતે મોક્ષમાર્ગનું આરાધન કરવાને માટે જે સમર્થ અને યોગ્ય જણાય, તેને વિધિપૂર્વક દીક્ષા દેવાય. તમારો છોકરો વ્યાખ્યાન સાંભળવા આવ્યો હોય અને તેને ધર્મોપદેશ રૂચી જાય, તો એ તમને ગમે તો ખરૂં જ, કેમ ? ધર્મોપદેશ રૂચવાથી તે જો સંસારનો ત્યાગ કરવાને માટે ઉલ્લસિત થાય, તો તમે રાજી થાવ કે નારાજ થાવ ? એને તમે કાચી બુદ્ધિનો માનો કે તમારા કરતાં વધારે લઘુકર્મી અને ભાગ્યશાળી માનો ? તમારી પાસે જ્યારે એ દીક્ષા લેવાની રજા માગે, ત્યારે તમને એમ થવું જોઈએ કે–'હું રહી ગયો અને આ પામી ગયો !'

અહીં તો ગુરૂમહારાજના શ્રીમુખેથી સંસારની અસારતાને દર્શાવનાર ધર્મોપદેશનું શ્રવણ કરવાના યોગે, શ્રી અભયકુમારનો આત્મા વૈરાગ્યવાસિત બની ગયો. અને એ વૈરાગ્યના યોગે સંયમને ગ્રહણ કરવાને માટે ઉલ્લસિત બનેલા શ્રી અભયકુમારે, પોતાના પિતા પાસે, સંયમને લેવાની અનુમતિ માગી. શ્રી અભયકુમારના પિતા શ્રી મહીધર શ્રેષ્ઠિએ પણ શ્રી અભયકુમારને દીક્ષા લેવાની અનુજ્ઞા આપી. આથી આચાર્ય શ્રી

જિનેશ્વરસૂરિજી મહારાજાએ શ્રી અભયકુમારને દીક્ષિત બનાવ્યા

શ્રી અભયકુમારે દીક્ષિત બન્યા બાદ, ગુરૂમહારાજાની પાસે ગ્રહણ અને આસેવન રૂપ બન્નેય પ્રકારની શિક્ષાઓ ગ્રહણ કરી. ગુરૂમહારાજાએ તેમને, પોતાને પોતાના ગુરૂમહારાજે કરાવ્યો હતો તેમ, સિદ્ધાન્તનો અભ્યાસ પણ કરાવ્યો. આથી તેઓ જબરા ક્રિયાનિષ્ઠ અને જબરા શાસ્ત્રજ્ઞ બન્યા. એ સમયે તેમના દાદાગુરૂ આચાર્ય શ્રી વર્ધમાનસૂરિજી પણ ત્યાં જ વિરાજતા હતા. શ્રી વર્ધમાનસૂરિજીએ તેમને શ્રી સૂરિપદને યોગ્ય ધાર્યા અને એથી તેમણે પોતાના શિષ્ય શ્રી જિનેશ્વરસૂરિજીને શ્રી અભયમુનિજીને શ્રી સૂરિપદે પ્રતિષ્ઠિત કરવાનો આદેશ કર્યો. પોતાના ગુરૂના આદેશથી, આચાર્ય શ્રી જિનેશ્વરસૂરિજીએ પણ શ્રી અભયમુનિજીને શ્રી સૂરિપદે પ્રતિષ્ઠિત કર્યા અને તે સમયથી તે મુનિ, શ્રી અભયદેવસૂરિજીના શુભ નામથી સુવિખ્યાત થયા

આવા ભવ્ય વારસાને પામેલા હોવા છતાં પણ અને પોતે સમર્થ જ્ઞાની હોવા છતા પણ, આચાર્ય શ્રી અભયદેવસૂરિજી મહારાજા, શાસનદેવીને જવાબ દેતા શું બોલ્યા? 'હુ તો અલ્પમતિ જડ જેવો અને અલ્પજ્ઞ છું' એવું કહ્યુ ને? આ જેવી-તેવી નમ્રતા અને નિરહંકારતા છે? વળી એ ગંભીર પણ કેવા હતા? 'અંગસૂત્રોની વૃત્તિ રચવાની લાયકાત મારામા નથી'-એમ તેમણે સૂચવ્યું, પણ તેમ કરવાની ના પાડી નહિ અને શાસનદેવીની પાસેથી જ તેનો ખુલાસો મેળવવાનો પ્રયત્ન કર્યો.

શ્રી અભયદેવજીસૂરિજી મહારાજાને શાસનદેવીએ પણ સુન્દર અને સચોટ જવાબ દીધો છે. શાસનદેવીએ કહ્યું કે-'હે સુજ્ઞશિરોમણિ! સિદ્ધાન્તના અર્થની વ્યાજબી વિચારણા કરવાની તમારામાં યોગ્યતા છે, એવી મારી ખાત્રી છે. આમ છતાં પણ, જો ક્યાંક સન્દેહ પડે તો તમે મને યાદ કરજો, એટલે હું તરત જ તમારી પાસે હાજર થઈશ અને તમારી સૂચવેલી સંદેહવાળી બાબત ભગવાન શ્રી સીમંધરસ્વામીજીને પૂછી આવીને તમને જણાવીશ.'

શાસનદેવીએ આ પ્રમાણે ઉત્સાહ અને આશ્વાસન આપવાથી, આચાર્ય ભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ, શ્રી આચારાંગ અને શ્રી સૂયગડાંગ નામનાં બે અંગસૂત્રો સિવાયનાં, શ્રી ઠાણાંગસૂત્ર આદિ નવ અંગસૂત્રોની વૃત્તિઓની રચના કરવાનો સ્વીકાર કર્યો. આવા દુષ્કર કાર્યનો સ્વીકાર કરવાની સાથે, એ મહાપુરૂષે એવી પણ દુષ્કર પ્રતિજ્ઞા ગ્રહણ કરી કે-'જ્યાં સુધી શ્રી ઠાણાંગસૂત્ર આદિ નવેય અંગસૂત્રોની વૃત્તિઓને રચવાનું કાર્ય હું પરિપૂર્ણ કરૂં નહિ, ત્યાં સુધી મારે હંમેશને માટે આયંબીલ જ કરવું.'

શ્રી જૈન શાસનમાં આયંબીલનો તપ પણ મહામંગલ રૂપ ગણાય છે. એ મંગલની આચરણાથી વિઘ્નો નાશ પામે છે અને સિદ્ધિઓ આવી મળે છે. વૃત્તિની રચના એ ભાવમંગલ અને એમાં મળ્યો આયંબીલનો તપ. આમ પોતાના દેહને અને મનને પણ મંગલમય બનાવનારો સુયોગ એ મહાપુરૂષે સાધ્યો. આથી નવેય અંગસૂત્રોની

વૃત્તિઓની રચના કરવામાં એ મહાપુરૂષને કશું જ વિઘ્ન નડયું નહિ. શાસનદેવીએ આપેલા વચન મુજબ શાસન-દેવીએ પણ એ મહાપુરૂષને સહાય કરી. આટલુ છતા પણ, નવાંગી ટીકાકાર આચાર્ય ભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ, તે કાલમાં વિદ્યમાન એવા મહા શ્રુતધર મુનિવરોની પાસે, પોતાની રચેલી વૃત્તિઓને શુદ્ધ કરાવી; અને તે પછીથી જ, તે વૃત્તિઓનુ શ્રાવકો દ્વારા લેખનકાર્ય એટલે કે તેની નકલો કરાવવાનું કાર્ય શરૂ કરાવાયું.

આ વસ્તુ જો તમારા લક્ષ્યમા હોય, તો મૂળ સૂત્ર પ્રત્યે જેમ ભક્તિભર્યો વિશ્વાસભાવ રહે, તેમ આ ટીકા પ્રત્યે પણ ભક્તિભર્યો વિશ્વાસભાવ રહે એ હેતુથી જ, શ્રી અભયદેવ-સૂરિજી મહારાજાને લગતી કેટલીક વિગતો, તમને અહીં કાંઈક વિસ્તારથી જણાવવામાં આવી છે.

**શાસનદેવીની પ્રેરણાનો પ્રસંગ, એ દન્તકથા માત્ર નથી :**

નવાંગી ટીકાકાર આચાર્ય ભગવાન શ્રીમદ્ અભયદેવ-સૂરીશ્વરજી મહારાજાએ, શાસનદેવીની પ્રેરણાને પામીને નવ અંગસૂત્રો ઉપરની વૃત્તિઓની રચના કરી, એવુ શ્રી પ્રભાવક-ચરિત્રના રચયિતા આચાર્ય શ્રી પ્રભાચન્દ્રસૂરિજીએ જણાવ્યું છે શ્રી અભયદેવસૂરિજીના પ્રબંધમાંની આ હકીકતના સંબંધમા, એક આધુનિક વિદ્વાન મુનિશ્રીએ, એવો અભિ-પ્રાય વ્યક્ત કર્યો છે કે—

"પ્રબન્ધના લેખ પ્રમાણે અભયદેવના સમયમાં નવ અંગસૂત્રો ઉપર કોઈ ટીકા નહોતી રહી તેથી અભયદેવે

નવી ટીકાઓ બનાવી, પણ અભયદેવસૂરિના પોતાના જ લેખ પ્રમાણે તે વખતે સૂત્રો ઉપર પ્રાચીન ટીકાઓ વિદ્યમાન હતી. દાખલા તરીકે અભયદેવસૂરિ ભગવતીની ટીકામાં ભગવતી ઉપર તે વખતે બે પ્રાચીન ટીકાઓ હોવાનું લખે છે. એ જ પ્રમાણે બીજાં સૂત્રો ઉપર પણ તે સમયે ટીકાઓ વિદ્યમાન હોવાના તેમના ઉલ્લેખો છે. આ પરિસ્થિતિમાં, કાલવશાત્ ટીકાઓના નાશથી અભયદેવે શાસનદેવીના આદેશથી નવી ટીકાઓ બનાવી, એ હકીકત દન્તકથા માત્ર ઠરે છે."

આ હકીકત વિષે પણ, અહીં પ્રસંગ છે તો થોડીક વિચારણા કરી લઈએ. શાસનદેવીની પ્રેરણાથી શ્રી અભયદેવસૂરિજીએ નવ અંગસૂત્રોની વૃત્તિઓની રચના કરી, એવી શ્રી પ્રભાવકચરિત્રમાં જણાવેલી હકીકતને 'દન્તકથા' રૂપ ઠરાવવાને માટે, માત્ર એક જ હેતુ જણાવવામાં આવ્યો છે અને તે એ કે–'ખુદ શ્રી અભયદેવસૂરિજીના જ લેખ પ્રમાણે તે વખતે સૂત્રો ઉપર પ્રાચીન ટીકાઓ વિદ્યમાન હતી.' આ હેતુના સમર્થનમાં, એ આધુનિક વિદ્વાન મુનિરાજે શ્રી ભગવતીજી સૂત્ર ઉપરની શ્રી અભયદેવસૂરિજી કૃત ટીકામાંના કથનનો એક જ દાખલો નોંધ્યો છે.

વાત પણ સાચી છે કે–આ શ્રી ભગવતીજી સૂત્ર ઉપરની શ્રી અભયદેવસૂરિજી–કૃત ટીકામાં, ઉપોદ્ઘાતમાં જણાવવામાં આવ્યું છે કે–

"मुनियोधैरनाबाधमधिगमनाय पूर्वमुनिशिल्पिकल्पित-योर्बहुभवरगुणत्वेऽपि हस्वतया महतामेव वाञ्छितवस्तुसाधन-समर्थयोर्वृत्तिचूर्णिनाडिकयोस्तदन्येषां च जीवाभिगमादिविवि-

घविवरणदवरकलेशानां संघट्टेन बृहत्तरा अत एवामहताम-
प्युपकारिणी×××वृत्तिरारभ्यते ।"

શ્રી અભયદેવસૂરિજી મહારાજાના આ કથનથી એ વાત સુનિશ્ચિતપણે સાબીત થાય છે કે-'જે સમયે તેમણે નવ અંગસૂત્રોની વૃત્તિઓની રચના કરી, તે સમયે શ્રી ભગવતીજી સૂત્રની પ્રાચીન ટીકા અને ચૂર્ણિ વિદ્યમાન હતી તેમજ શ્રી જીવાભિગમાદિ સૂત્રો ઉપરના પ્રાચીન આચાર્યોનાં બનાવેલાં વિવરણો પણ તે સમયે વિદ્યમાન હતા' એટલે તે મુનિશ્રીએ જણાવ્યું છે તે મુજબ બીજાં સૂત્રો ઉપર પણ પ્રાચીન ટીકાઓ તે સમયે વિદ્યમાન હોવાના શ્રી અભયદેવસૂરિજીના પોતાના જ ઉલ્લેખો છે. આમ એ મુનિશ્રીનું કથન બરાબર હોવા છતાં પણ, વિચારવા જેવું એ છે કે-એ મુનિશ્રીએ પ્રભાવક ચરિત્રમાંની શાસનદેવીની પ્રેરણાવાળી હકીકતને માટે, "એ હકીકત દન્તકથા માત્ર છે" એવું જે જણાવ્યું છે, તે બરાબર છે?

એ મુનિશ્રીએ કરેલી કલ્પનાને જો વ્યાજબી માનવી હોય, તો પહેલો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે-'અંગસૂત્રો ઉપરની ટીકાઓ વિદ્યમાન હોવા છતા પણ, શ્રી અભયદેવસૂરિજી મહારાજાએ અંગસૂત્રો ઉપર ટીકાઓની રચના કરી, તેનો હેતુ શો?' આવા પ્રશ્નના ઉત્તરમાં કદાચ એમ કહેવામાં આવે કે-'ઓછા વિદ્વાન મુનિઓને પણ, નિરાબાધપણે, સૂત્રમાં સૂચવેલી હકીકત સમજાય, એ માટે જ મેં આ ટીકાઓની રચના કરી છે, એવો શ્રી અભયદેવસૂરિજી મહારાજાએ પોતે જ ખુલાસો કર્યો છે'

આવા ખુલાસાને માન્ય રાખવામાં આવે, તો પણ બીજો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે–' તો પછી શ્રી અભયદેવસૂરિજીએ અગિયારેય અંગસૂત્રોની ટીકાઓની રચના નહિ કરતાં, માત્ર નવ જ અંગસૂત્રોની ટીકાઓની રચના કેમ કરી ? ' આવા પ્રશ્નના ઉત્તરમાં જો એવી કલ્પના કરવામાં આવે કે–' નવ અંગસૂત્રોની ટીકાઓને રચ્યા પછી તરતમાં જ તેઓને લોહીવિકારની બીમારી થઈ હતી, એટલે એ અંગસૂત્રોની ટીકાઓ લખવાનું કાર્ય તેમનાથી નહિ બની શક્યું હોય. ' તો એ કલ્પના ખોટી ઠરે તેવી છે; કારણ કે–નવ અંગસૂત્રોની વૃત્તિઓને બનાવ્યા પછી, તે વૃત્તિઓને મહાશ્રુતધર આચાર્યાદિએ શોધી અને તે વૃત્તિઓની સંખ્યાબંધ નકલો થઈ ગઈ, તે પછીથી જ શ્રી અભયદેવસૂરિજીને લોહીવિકારનો રોગ થયો હતો. વળી એ લોહીવિકારનો રોગ તો પાછો થોડા જ વખતમાં મટી ગયો હતો અને તે પછી સુન્દર આરોગ્યવાળા બનેલા શ્રી અભયદેવસૂરિજી વર્ષો પર્યન્ત જીવ્યા હતા; તો, તે મહાપુરૂષને જો બાકીનાં બે અંગસૂત્રોની વૃત્તિઓ બનાવવી જ હોત, તો તે બનાવવાનો તેમની પાસે પૂરતો સમય હતો.

આમ છતાં પણ, જો એમ જ કહેવામાં આવે કે–' પાછળથી શ્રી અભયદેવસૂરિજી ગમે તે કારણસર બાકીનાં બે અંગસૂત્રોની વૃત્તિઓને રચવાને માટે ઉત્સાહિત નહિ બન્યા હોય.' તો એ ખુલાસો પણ તદ્દન પાંગળો ગણાશે; કારણ કે–જો શ્રી અભયદેવસૂરિજીને માત્ર નવ અંગસૂત્રો ઉપર નહિ પણ અગિયારેય અંગસૂત્રો ઉપર વૃત્તિઓની રચના કરવાની

ઇચ્છા હોત, તો તેમણે પ્રથમાંગસૂત્ર શ્રી આચારાંગથી જ સૂત્રોની વૃત્તિઓને રચવાનું કાર્ય શરૂ કર્યું હોત, પણ શ્રી અભયદેવસૂરિજીએ તો ક્રમવાર ત્રીજા અંગસૂત્ર શ્રી ઠાણાંગ-સૂત્રથી અગિયારમા અંગસૂત્ર સુધીની વૃત્તિઓની રચના કરી છે અને એથી એમ જ સાબીત થાય છે કે-શ્રી અભયદેવસૂરિ-જીની ઇચ્છા પહેલેથી જ એવી હતી કે-માત્ર શ્રી ઠાણાંગાદિ નવ અંગસૂત્રો ઉપર જ વૃત્તિઓ રચવી

હવે એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે-'શ્રી અભયદેવ સૂરિજીને નવ અંગસૂત્રો ઉપરની વૃત્તિઓને રચવાની ઇચ્છા હતી અને પ્રથમાંગસૂત્ર શ્રી આચારાંગ તથા દ્વિતીયાંગસૂત્ર શ્રી સૂયગડાંગની વૃત્તિઓ રચવાની ઇચ્છા નહોતી, તો તેનું કારણ શું ?' આવા પ્રશ્નનો ખુલાસો એ છે કે-તે સમયે શ્રી આચારાંગ-સૂત્રની અને શ્રી સૂયગડાંગસૂત્રની શ્રી શીલાંકાચાર્યે બનાવેલી વિસ્તૃત ટીકાઓ વિદ્યમાન હતી, જ્યારે એ જ શ્રી શીલાંકાચા-ર્યની બનાવેલી બાકીનાં નવ અંગસૂત્રોની ટીકાઓ ગમે તે કારણે વિચ્છિન્ન થઈ જવા પામી હતી, આથી શ્રી અભયદેવ-સૂરિજીએ પહેલા અને બીજા અંગસૂત્ર ઉપર ટીકાઓ લખી નહિ અને ત્રીજાથી અગિયારમા અંગસૂત્ર ઉપર ટીકાઓ લખી. આજે પણ પહેલા અને બીજા અંગસૂત્રની ટીકાઓ શ્રી શીલાંકાચાર્યની બનાવેલી અને બાકીનાં નવ અંગસૂત્રોની નવ ટીકાઓ શ્રી અભયદેવસૂરિજીની બનાવેલી પ્રચારમાં છે. શ્રી શીલાંકાચાર્યની બનાવેલી અગિયારેય અંગસૂત્રોની અગિ-યારેય ટીકાઓ જો શ્રી અભયદેવસૂરિજીના સમયમાં વિદ્યમાન હોત, તો કાં તો શ્રી અભયદેવસૂરિજી કોઈ પણ અંગસૂત્રની

ટીકા બનાવત જ નહિ અગર અગિયારેય અંગસૂત્રોની નવી ટીકાઓ બનાવત. શ્રી અભયદેવસૂરિજીએ નવ અંગસૂત્રો ઉપર નવ ટીકાઓ રચવા ઉપરાન્ત, શ્રી પંચાશકજી આદિ અનેક પ્રકરણગ્રન્થો ઉપર વિવરણો લખ્યાં છે તેમજ શ્રી આગમ-અષ્ટો ત્તરી આદિ પ્રકરણગ્રન્થોની રચના પણ કરી છે આથી એ સૂચિત થાય છે કે-શ્રી અભયદેવસૂરિજીને પહેલાં બે અંગમૂત્રો સિવાયનાં નવ અંગમૂત્રોની જ ટીકાઓ રચવાની ઈચ્છા હતી અને તેનું કારણ એટલું જ હતું કે-શ્રી શીલાંકાચાર્ય મહારાજની રચેલી પહેલા અને બીજા અંગમૂત્ર ઉપરની ટીકાઓ તે વખતે વિદ્યમાન હતી અને બાકીનાં નવ અંગમૂત્રો ઉપર રચેલી તેમની ટીકાઓનો તે વખતે વિચ્છેદ થઈ જવા પામ્યો હતો.

એવું પણ માની શકાય નહિ કે-'શ્રી શીલાંકાચાર્ય મહારાજે પહેલા અને બીજા અંગસૂત્ર ઉપર લખેલી ટીકાઓ વિસ્તૃત હતી અને એથી તે ઓછા જ્ઞાનવાળા કે અલ્પ મતિવાળા મુનિરાજોને પણ સૂત્રાર્થનો સારી રીતિએ બોધ કરાવે તેવી હતી; જ્યારે એ જ શ્રી શીલાંકાચાર્ય મહારાજે રચેલી બાકીનાં નવ અંગમૂત્રોની ટીકાઓ એવી હતી, કે જેથી તે ટીકાઓ દ્વારા ઓછા જ્ઞાનવાળા કે અલ્પ મતિવાળા મુનિરા-

અહીં એક એવી શંકાને પણ અવકાશ છે કે-'શ્રી પ્રભાવક ચરિત્રના કર્ત્તા આચાર્યશ્રીએ અગિયાર અંગોની વૃત્તિઓમાંથી નવ અંગોની વૃત્તિઓ વિચ્છેદ પામ્યાનું જણાવ્યું છે, જ્યારે ખૂદ શ્રી અભયદેવસૂરિજી મહારાજના લેખથી જણાય છે કે-તે વખતે બે અંગો સિવાયનાં અંગોની વૃત્તિઓ પણ વિદ્યમાન હતી. તો, શ્રી અભયદેવસૂરિજી મહારાજાના કથનથી જ શ્રી પ્રભાવકચરિત્રના કર્ત્તાનું કથન ખોટું ઠરતું નથી ?' આવી શંકાનું નિરાકરણ પણ, જો બે વસ્તુઓને ખ્યાલમાં રાખવામાં આવે, તો ઝટ થઈ જાય તેવું છે. તેમાં એક વસ્તુ એ છે કે-શ્રી પ્રભાવકચરિત્રકાર આચાર્યશ્રીએ, શ્રી શીલાંગકોટિ નામના આચાર્યશ્રીની બનાવેલી, એટલે કે-શ્રી શીલાંકાચાર્ય મહારાજની બનાવેલી અગિયાર અંગોની ટીકાઓ પૈકીની નવ અંગોની ટીકાઓ વિચ્છેદ પામ્યાનું જણાવ્યું છે; એટલે શ્રી શીલાંકાચાર્યથી અન્ય એવા કોઈ આચાર્યશ્રીની રચેલી સામાન્ય રૂપમાં શબ્દાર્થાદિને જણાવતી ટૂંકી વૃત્તિઓ તે સમયે વિદ્યમાન હોય, તો તેટલા માત્રથી શ્રી પ્રભાવકચરિત્રકારનું કથન ખોટું ઠરી જતું નથી. બીજી વસ્તુ એ છે કે-શ્રી અભયદેવસૂરિજી મહારાજાએ તે સમયે બીજી વૃત્તિઓ વિદ્યમાન હતી એવું સૂચવનારી વાત જેમ લખી છે, તેમ તેની સાથે સાથે જ એમ પણ લખ્યું છે કે-એ વૃત્તિઓ અલ્પ પ્રમાણવાળી હોવાના કારણે વિશેષજ્ઞાની મુનિવરોને જ સૂત્રાર્થનો સારી રીતિએ બોધ કરાવનારી છે.

બનવાજોગ છે કે-શાસનદેવીએ એવી ટૂંકી વૃત્તિઓ વિદ્યમાન હોવાનું જાણવા છતાં પણ, એ વૃત્તિઓની સહાયથી

સૂત્રાર્થનો બોધ દુર્લભ સમજીને જ અને શ્રી શીલાંકાચાર્ય મહારાજે રચેલી અગિયાર અંગોની વિસ્તૃત વૃત્તિઓમાંથી નવ અંગસૂત્રોની વૃત્તિઓ વિચ્છેદ પામેલી હોવાથી, શ્રી અભયદેવસૂરિજીને નવ અંગસૂત્રોની વૃત્તિઓની રચના કરવાની પ્રેરણા કરી હોય. અહીં આપણે જે રીતિએ વિચારણા કરી તેવી રીતિએ જો એ વિદ્વાન મુનિશ્રીએ વિચારણા કરી હોત, તો શ્રી અભયદેવસૂરિજીને નવાંગોની ટીકાની રચના કરવાની શાસનદેવીએ કરેલી પ્રેરણાના પ્રસંગની બાબતમાં, તેઓ એવું ન જ લખી શકત કે–' એ હકીકત દન્તકથા માત્ર ઠરે છે.'

**પ્રભુબિમ્બના પ્રગટીકરણથી રોગનું નિવારણ:**

> **પ્રશ્ન૦** શ્રી અભયદેવસૂરિજી મહારાજાને થયેલા લોહીવિકારનો રોગ તો શ્રી સ્થંભન પાર્શ્વનાથ ભગવાનના બિમ્બને પ્રગટાવવાથી દૂર થયો હતો ને?

એ સંબંધમાં એમ કહેવાય છે કે–નવ અંગસૂત્રોની વૃત્તિઓને રચવાનું ભગીરથ કાર્ય પરિપૂર્ણ કર્યા બાદ, સંયમયાત્રાના નિર્વાહને નિમિત્તે, વિહાર કરતા કરતા શ્રી અભયદેવસૂરિજી મહારાજા ધવલક નામના નગરે પધાર્યા. આયંબીલ તપને અંગે વર્ષો પર્યન્ત તેઓ ઘી, દૂધ આદિ લઈ શકેલ નહિ. વળી ઉજાગરા પણ ઘણા થયેલા અને શ્રમ પણ ઘણો પડેલો. આ સંયોગોમાં શ્રી અભયદેવસૂરિજી મહારાજાને લોહીવિકારનો કારમો રોગ ઉત્પન્ન થવા પામ્યો. આચાર્યશ્રી તો સમજતા જ હતા કે–' મારાં પૂર્વકત દુષ્કર્મોના ઉદયનો જ આ પ્રભાવ છે. મારાં કરેલાં કર્મો

મારે ભોગવવાં જ જોઈએ. મારે માટે તો આ પણ એક સુન્દર વસ્તુ છે, કારણ કે–આ રોગને સમભાવે સહવાથી, આ રોગના કારણ રૂપ મારાં અશુભ કર્મો તો નિર્જરશે, પણ સાથે સાથે મારાં બીજાં પણ ઘણા અશુભ કર્મો નિર્જરશે.'

આવી સમજને ધરનારાઓને પણ રોગની પીડા ભોગવવી પડે છે અને આવી સમજને નહિ ધરનારાઓને પણ રોગની પીડા ભોગવવી પડે છે, પરન્તુ જેઓ આવી સમજને ધરનારા હોતા નથી, તેઓને રોગની પીડા ભોગવવા સાથે માનસિક અસમાધિની અને માનસિક અસમાધિના યોગે ઉત્પન્ન થતી બીજી પણ ઘણી પીડાઓ ભોગવવી પડે છે. એટલે તેમની પીડામા ઘણો મોટો વધારો થઈ જવા પામે છે. તેઓને માત્ર આટલો જ ગેરલાભ થાય છે, એમ સમજવાનું નથી. તેઓ કેવળ પોતાની માનસિક અસમાધિના કારણે જ તેમજ એ માનસિક અસમાધિના કારણે તેઓ જે બીજી–ત્રીજી પાપક્રિયાઓ આચરે છે તેના કારણે પણ, ઘણાં અશુભ કર્મો ઉપાર્જે છે. આમ તેઓ વર્ત્તમાનમાં પણ પોતાના દુઃખમાં મોટો વધારો કરે છે અને ભવિષ્યને પણ દુઃખમય બનાવી દે છે. કર્મના ઉદય સંબંધી સાચી સમજને ધરનારો આત્મા, રોગની પીડાને ભોગવી લે છે, પણ માનસિક અસમાધિથી બચવાની અને મનને સમાધિપૂર્ણ રાખવાની કાળજી રાખે છે, અને એથી, એના રોગની પીડાનું જોર વધતું તો નથી જ, પણ એ પીડાની અસર ઘણે અંશે ઘટી જાય છે વળી, અસમાધિના ત્યાગથી અને સમાધિના સેવનથી, તે સમજુ માણસ, પોતાના બીજાં પણ ઘણાં અશુભ કર્મોની નિર્જરા

સાધવા દ્વારા, પોતાના ભવિષ્યને સુધારી શકે છે.

શ્રી અભયદેવસૂરિજી મહારાજા તો મહા વિવેકી અને મહા જ્ઞાની હતા. એટલે લોહીવિકારના ભયંકર રોગની પીડાથી તેઓ અસમાધિને પામે એવું તો હતું જ નહિ. પરન્તુ આ રોગના નિમિત્તથી તેઓશ્રીને પણ એવું એક કારણ મળ્યું, કે જે કારણે તેઓશ્રીને પણ બેચેન બનાવી મૂકયા. એ કારણથી તેઓ શોકથી માત્રં બેચેન જ બની ગયા એમ નહિ, પણ તેઓ પોતાના દેહાન્તની ઈચ્છાવાળા પણ બની ગયા.

એ કારણ એ હતું કે-ઈર્ષ્યાળુ જનોએ તદ્દન જુઠો પ્રચાર આદરી દીધો હતો. ઈર્ષ્યાળુ લોકોએ એવો પ્રચાર આદર્યો હતો કે–'ઉત્સૂત્રના કથનથી કુપિત થયેલા શાસનદેવતાઓએ આ વૃત્તિકારને કોઢરોગ ઉત્પન્ન કર્યો છે.' આવા પ્રચારથી દેખીતી રીતિએ બે ફાયદા થાય. એક તો, શ્રી અભયદેવસૂરિજી પ્રત્યે ચતુર્વિધ શ્રીસંઘમાં અનાદરભાવ પ્રગટે, કારણ કે– ચતુર્વિધ શ્રીસંઘ ઉત્સૂત્રપ્રરૂપકો પ્રત્યે આદરભાવને ધરનારો હોય જ નહિ. ચતુર્વિધ શ્રીસંઘ તો એમ જ માનનારો હોય કે–'ઉત્સૂત્રપ્રરૂપક પ્રત્યે સહજ પણ સદ્ભાવ એ મહા પાપનું કારણ છે અને એથી એવાનું દર્શન પણ પાપને માટે થાય છે.' આમ હોવાથી, ચતુર્વિધ શ્રીસંઘમાંની વ્યક્તિઓ જો એવું માની લે કે–'શ્રી અભયદેવસૂરિજીએ ઉત્સૂત્રપ્રરૂપણા કરી છે' તો તેથી તેમના અન્તરમાં શ્રી અભયદેવસૂરિજી પ્રત્યે અનાદરભાવ પ્રગટયા વિના રહે જ નહિ. આ પહેલો ફાયદો. અને બીજો ફાયદો એ થાય કે–શ્રી અભયદેવસૂરિજીની રચેલી વૃત્તિઓ ચતુર્વિધ શ્રીસંઘમાં આદરપાત્ર બને નહિ અને શ્રીસંઘ તેનો નાશ કરે.

55176



પ્રશ્ન૦ આ કાંઈ ફાયદા કહેવાય ?

ભલા માણસ, ઈર્ષ્યાળુ લોકો તો એવાં જ પરિણામોને ફાયદા રૂપે માનનારા હોય ને ? એમને કાંઈ એવી ચિન્તા થોડી જ હોય કે–'સૂત્રાનુસારી કથનને ઉત્સૂત્રકથન કહેવા રૂપ ઉત્સૂત્રકથનથી અમારી કયી દુર્દશા થશે ? અને અમારા જુઠ્ઠા પ્રચારથી ચતુર્વિધ શ્રીસંઘનું સૂત્રાર્થને સમજાવનારૂં મહાન આલંબન નષ્ટ થશે, તો તેથી ચતુર્વિધ શ્રીસંઘના ભાવકલ્યાણના સાધનને નષ્ટ કરી નાખવા રૂપ અમારૂં આ પાપ, અમને કયી દુર્ગતિમાં ઘસડી જશે ?' જો આટલો વિચાર હોય, તો તેઓ ઈર્ષ્યા જ કરે નહિ, અને કદાચ ઈર્ષ્યા આવી જાય, તો પણ સૂત્રાનુસારી કથનને ઉત્સૂત્રકથનના રૂપમાં ઓળખાવવાનું ઘોર પાપ તો તેઓ કરે જ નહિ.

ઈર્ષ્યાળુઓ શું કરે અને શું ન કરે, એ કહી શકાય નહિ. ઈર્ષ્યાની માત્રા વધી ગયા પછી, કેવળ પોતાની ઈર્ષ્યાને સંતોષવાને માટે, સારામાં સારા લાગતા માણસો પણ ભયંકરમાં ભયંકર કોટિના અનાચરણને આચરતાં અચકાતા નથી. અહંતા અને મમતા, એ ઈર્ષ્યાની જડ છે. જ્યાં અહંતા અને મમતા ન હોય, ત્યાં ઈર્ષ્યા હોઈ શકે જ નહિ. અહંતા અને મમતાનું જોર જેટલું વધારે, તેટલું જ ઈર્ષ્યાનું જોર પણ વધારે. અહંતામાં રાચતો આદમી, બીજા કોઈ પણ સારા કે ખોટા, ઉપકારી કે અપકારીના ઉત્કર્ષને સહી શકતો નથી અને એથી તે એની ઈર્ષ્યા કર્યા કરે છે. મમતામાં રાચતો આત્મા પણ, બીજાઓને થતા લાભને ખમી શકતો નથી અને એથી તે એની ઈર્ષ્યા કર્યા કરે છે. રાગ અને દ્વેષ છે, ત્યાં સુધી અહંતા

અને મમતાનો સર્વથા અભાવ થાય નહિ, પરન્તુ અહંતા અને મમતા આપણને ઈર્ષ્યાળુ બનાવે નહિ–તેનો ખ્યાલ તો જરૂર રાખવો જોઈએ. ઈર્ષ્યા આવે, એટલે ગુણવાનના ગુણોને ગુણો રૂપે જોવાની શક્તિ નષ્ટ થઈ જાય. ગુણાનુરાગેય ન રહે અને દયાભાવ પણ ન રહે. ઈર્ષ્યાળુઓ તો સ્વના અને પરના હિતના ઘાતકો બને છે. આમ છતાં, આ જગતમાં ઈર્ષ્યાનું સામ્રાજ્ય પણ ઘણું જ વિસ્તરેલું છે. આજે ઈર્ષ્યાના યોગે પણ ચતુર્વિધ શ્રીસંઘમાં કેટલીક નહિ ઈચ્છવા જોગ પરિસ્થિતિએ ઉત્પન્ન થવા પામેલી છે. શ્રી અભયદેવસૂરિજી મહારાજાના કાળમાં, એમના જેવા સમર્થ વિવેકી અને સમર્થ વિદ્વાન મહાપુરૂષોની પણ ઈર્ષ્યા કરનારાઓ જો હતા, તો આ કાળમાં સૂત્રાનુસારી ઉપદેશકોની અને સત્પુરૂષોની ઈર્ષ્યા કરનારા હોય; તેમાં નવાઈ પામવા જેવું પણ શું છે?

ઈર્ષ્યાથી બચવાને માટે, મૈત્રી આદિ ભાવનાઓથી પોતાના અન્તઃકરણને ભાવિત બનાવી દેવું જોઈએ. સૌનું ભલું ચિન્તવવું. આપણું ભલું ન થતું હોય તો પણ, બીજાનું ભલું થતું હોય તો એ જોઈને રાજી થવું. કોઈનું ય ભૂંડું ચિન્તવવું નહિ. આપણું ખરાબમાં ખરાબ કરનારનું પણ ભૂંડું ચિન્તવવું નહિ અને ચિન્તવવું કે–'એ તો બિચારો મારા અશુભ કર્મના ઉદયમાં નિમિત્ત બનીને, પોતાના આત્માને પાપથી લેપી રહ્યો છે. એના નિમિત્તે મારૂં અશુભ કર્મ તો ખપવા માંડ્યું, એટલે વાસ્તવિક રૂપમા મને તો એણે લાભ જ કર્યો છે, પરન્તુ એ બિચારો દુષ્કર્મને ઉપાર્જી રહ્યો છે એ ઠીક નથી.' આવું ચિન્તવીને, એની પ્રણ દયા જ ચિન્તવવી. આ ઉપરાન્ત, ગુણના

અનુરાગી બનવું. કોઈનોય દ્વેષ ખરાબ છે, પણ ગુણવાનનો દ્વેષ તો બહુ જ ભયંકર છે. આપણી ગુણપ્રાપ્તિના દ્વારને માટે એ અર્ગલા સમાન છે. બીજાના થોડા પણ ગુણને જોઈને, હૈયાને પ્રફુલ્લ બનાવવુ વિચાર કરવો કે-'સંસારમાં ગુણ જ દુર્લભ છે. સંસારમાં દોષોનો તો તોટો જ નથી. આવા સંસારમા જેને થોડો પણ ગુણ મળ્યો છે તે ભાગ્યશાલી છે.' ગુણને ગુણ રૂપે સમજવાને માટે પણ વિવેકી બનવું. અવિવેકી તો પરિણામે દોષ રૂપ બને તેવા દેખીતા ગુણનો પક્ષપાતી બની જાય છે આપણે તો વિવેકપૂર્વક ગુણના અનુરાગી બનવાનું છે. ગુણનો અનુરાગ હોય, તો બીજાના સારાને ખમી શકાય અને દયાભાવ હોય, તો દોષિતના દોષને પણ ખમી શકાય. એથી ગુણીને અધિકગુણી અને દોષિતને નિર્દોષ બનાવવાનો પ્રયત્ન થઈ શકે. ઈર્ષ્યા હોય તો આમાંનું કાંઈ જ બની શકે નહિ.

ઈર્ષ્યાળુ લોકોએ જ્યારે એવો જ પ્રચાર આદરી દીધો કે-"શ્રી અભયદેવસૂરિજીએ અંગસૂત્રોની વૃત્તિઓની રચનાઓમાં ઉત્સૂત્રકથન કર્યું છે અને એથી જ કુપિત થયેલા શાસનદેવોએ એ વૃત્તિકારના દેહમાં કોઢ રોગ ઉત્પન્ન કર્યો છે' ત્યારે એ પ્રચારને શ્રી અભયદેવસૂરિજી મહારાજા સહી શક્યા નહિ.

પોતાનાથી, અજ્ઞપણાના યોગે પણ, ઉત્સૂત્રકથન થઈ જવા પામે નહિ, એ માટે શ્રી અભયદેવસૂરિજી મહારાજાને કેટલી બધી ચિન્તા હતી, તે આપણે જોઈ આવ્યા છીએ. શાસનદેવીએ જ્યારે નવ અંગસૂત્રોની વૃત્તિઓની રચના કરવાનું તેમને જણાવ્યું હતું, ત્યારે પણ તેમણે એ જ વાત કહી હતી, 'શંકા પડની બાબતો શ્રી શ્રીમંધરસ્વામીજી ભગવાનને પૂછી લાવીને

તમને જણાવીશ'–એવું શાસનદેવીએ વચન આપ્યું તે પછીથી જ, શ્રી અભયદેવસૂરિજી મહારાજાએ અંગસૂત્રોની વૃત્તિઓની રચના કરવા કાર્યનું હાથ ધર્યું હતું; અને અંગસૂત્રોની વૃત્તિઓની રચના પૂર્ણ થયા બાદ, તેની નકલો કરાવતાં પૂર્વે પણ, શ્રી અભયદેવસૂરિજી મહારાજાએ મહા શ્રુતધર આચાર્યાદિને તે વૃત્તિઓ બતાવીને, તેઓની પાસે તે વૃત્તિઓ શુદ્ધ કરાવી હતી. આમ છતાં પણ, જો ઈર્ષ્યાળુઓએ શ્રી અભયદેવસૂરિજી મહારાજાની રચનાઓમાંથી કયાં કયાં કથનો ઉત્સૂત્રકથનો છે તે અને શાથી તે ઉત્સૂત્રકથનો છે તે, શ્રી અભયદેવસૂરિજી મહારાજાને જણાવ્યું હોત, તો એથી ઉત્સૂત્રકથનના અતિ ભીરૂ એવા શ્રી અભયદેવસૂરિજી મહારાજાને આનંદ જ થાત અને જો તેમને પોતાની ભૂલ થયેલી લાગત તો તે જરૂર સુધારી લેત ! પણ ખોટો પ્રચાર કરનારાઓને, સૂત્રાનુસારી કથન કે ઉત્સૂત્ર-કથનની ચિન્તા થોડી જ હતી ? તેમને તો ઉત્સૂત્રકથનની કલ્પિત બૂમો પાડીને, શ્રી અભયદેવસૂરિજી મહારાજા પ્રત્યેની પોતાની ઈર્ષ્યા–રાક્ષસીને જ ભક્ષ્ય પૂરો પાડવો હતો.

શ્રી અભયદેવસૂરિજી મહારાજાના ઈર્ષ્યાળુઓએ, ' શ્રી અભયદેવસૂરિજીએ અંગસૂત્રોની વૃત્તિઓમાં ઉત્સૂત્રકથન કર્યું છે અને એથી જ કુપિત થયેલા શાસનદેવોએ તેમના શરીરમાં કોઢ રોગ ઉત્પન્ન કર્યો છે ? આવો જુઠ્ઠો પ્રચાર એવા જોરથી આદરી દીધો કે–એ સાંભળીને, શ્રી અભયદેવસૂરિજી મહારાજા જેવા સમર્થ મહાપુરુષ પણ શોકથી વ્યાકુળ બની ગયા અને પોતાના અન્તરમાં પરલોકની ઈચ્છા કરવા લાગ્યા.

પોતાના અંતરમાં પરલોકને ઈચ્છતા શ્રી અભયદેવ-

સૂરિજી મહારાજાએ, એક વાર રાત્રે ધરણેન્દ્રનું ધ્યાન ધર્યું. એ રાત્રે આચાર્યશ્રીએ સ્વપ્નમાં નાગેન્દ્રને પોતાના દેહને ચાટતો જોયો. આચાર્યશ્રીએ, પોતાને થયેલા એવા સ્વપ્ન-દર્શનના ફળ સંબંધી, એવી જ કલ્પના કરી કે-'આ વિકરાળ સર્પ એ સર્પ નહિ હતો, પણ સર્પના રૂપે આવેલ કાળ હતો. એ કાળ રૂપે આવેલા વિકરાળ સર્પે મારા શરીરને ચાટયું છે, એથી સમજાય છે કે-મારૂં આયુષ્ય હવે પૂર્ણ થવા આવ્યું છે, આથી, હવે તો મારે અનશન આદરવું એ જ યોગ્ય છે.'

વસ્તુતઃ, આચાર્યશ્રીની આ કલ્પના બરાબર નહોતી. સ્વપ્નમાં આચાર્યશ્રીના દેહને ચાટનાર અન્ય કોઈ નહિ પણ ધરણેન્દ્ર જ હતા; પરન્તુ આચાર્યશ્રી એટલા બધા હતાશ થઈ ગયા હતા કે-સ્વપ્નમાં પોતાના દેહને ચાટનારો સર્પ કાળના જ એક પ્રતીક રૂપ હતો, એમ તેમને લાગ્યું. તેમને આવી અસર થવાથી, બીજે દિવસે ધરણેન્દ્રે સ્વપ્નમાં તેમને કહ્યુ કે-'મેં જ તમારા દેહને ચાટીને તમારા રોગને દૂર કર્યો છે.'

ધરણેન્દ્રના આવા કથનથી, આશ્વાસનને અને આનંદને પામેલા શ્રી અભયદેવસૂરિજી મહારાજાએ, ધરણેન્દ્રને કહ્યું કે-'મૃત્યુના ભયથી મને ખેદ થતો નથી, પરન્તુ મારા શરીરે થયેલા આ કોઢ રોગને નામે પિશુન લોકો જે અપવાદને બોલે છે, તે અપવાદ મારાથી સહન થઈ શકતો નથી.'

આચાર્યશ્રીના હૈયામાં શોકની વ્યગ્રતા કયા કારણસર હતી, એ વાત આચાર્યશ્રીના આ કથનથી, બહુ જ સારી રીતિએ સ્પષ્ટ થઈ જાય છે.

ધરણેન્દ્ર આચાર્યશ્રીને કહે છે કે-'હવે તમારે એ બાબતમા ખેદ કરવાની જરૂર નથી. હવે તમે દીનતાને તજી દો અને હું જણાવું છું તે શ્રી જિનબિંબનો ઉદ્ધાર કરો. એથી તમારો સમસ્ત રોગ પણ જશે અને તમારા હાથે શાસનની સુન્દર પ્રભાવના પણ થશે.' આવું કહેવા સાથે, સ્થંભનપુર નામના ગામે, સેઢી નામની નદીના તટે, વૃક્ષઘટાની અંદર શ્રીકાંતાનગરીના ધનેશ શ્રાવકે સ્થાપેલી, શ્રી સ્થંભન પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમાજી અંગેની વાત, ધરણેન્દ્રે શ્રી અભયદેવસૂરિજી મહારાજાને સૂચવી.

ધરણેન્દ્રના સૂચનનો આ પ્રસંગ, આચાર્યશ્રીએ સંઘને કહી સંભળાવ્યો. શ્રી જિનબિમ્બનો ઉદ્ધાર કરવાને માટે જતા આચાર્યશ્રીની સાથે જવાને માટે શ્રીસંઘ પણ તૈયાર થઈ ગયો. સંઘમાં નવસો તો માત્ર ગાડાં જ હતાં. એટલે સંઘમાં માણસોની સંખ્યા અને બીજી સામગ્રી કેટલા વિપુલ પ્રમાણમાં હશે, તેની કલ્પના તમે કરી શકશો.

સંઘે સેઢી નદીના તીરે આવીને પડાવ નાખ્યો. પછી, આચાર્યશ્રીએ પોતે જ ત્યાં તપાસ કરવા માંડી. ગોવાળોની સાથે વાતચીત કરતાં, આચાર્યશ્રીને એવી બાતમી મળી કે-'પાસેના ગામમાં મહીણલ નામે એક મુખી પટેલ રહે છે. તેને ત્યાં એક કાળી ગાય છે. એ ગાય અમુક જગ્યાએ આવીને રોજ પોતાના સઘળા આંચળોથી દૂધ ઝરી જાય છે. એ ગાય જ્યારે પટેલને ઘેર પાછી જાય છે, ત્યારે એ ગાયને દોહવાનો પટેલ ઘણો ઘણો પ્રયત્ન કરે છે, પણ એ ગાય પટેલને ઘરે દૂધ ઝરતી નથી. રોજ આવું બને છે, એટલે

અહીં બધાને આશ્ચર્ય થાય છે. બધાને એમ થાય છે કે–રોજ ને રોજ એ ગાય એ જ જગ્યાએ આવીને બધા દૂધને કેમ ઝરી જાય છે ? પણ તેનું કારણ શું છે, તે કોઈ સમજી શકતું નથી.'

આવી બાતમી મળવાથી, આચાર્યશ્રીએ તે ગોવાળને તે જગ્યા બતાવવાનું કહ્યું. ગોવાળોની સાથે આચાર્યશ્રી તે જગ્યાએ આવ્યા અને ત્યાં દૂધ ઝર્યાની નિશાનીઓ જોઈ. આચાર્યશ્રીને ખાત્રી થઈ ગઈ કે–ધરણેન્દ્રે જે સ્થળ વિષે મને સ્વપ્નમાં સૂચવ્યું હતું, તે જ આ સ્થળ છે.

આથી, પંચાંગ પ્રણિપાતને કરીને આચાર્યશ્રી તે સ્થળે બેઠા અને પોતાની નાસિકાના અગ્રભાગ ઉપર પોતાની દૃષ્ટિને સ્થિર બનાવીને, મનની એકાગ્રતાપૂર્વક, શ્રી પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિમય બત્રીસ પ્રાકૃત ગાથાઓવાળું શ્રી જયતિહૂયણ સ્તોત્ર આચાર્યશ્રી બોલ્યા. એ સ્તવનના પ્રતાપે, હળવે હળવે જાણે ખુદ પ્રભુનું જ પ્રતિબિમ્બ હોય તેવું, શ્રી પાર્શ્વનાથ ભગવાનનું તેજસ્વી બિમ્બ પ્રગટ થયું. સંઘસહિત આચાર્યશ્રીએ તે બિમ્બને વંદન કર્યું અને એથી આચાર્યશ્રીના શરીરનો સમસ્ત રોગ નાબૂદ થઈ ગયો.

કેટલાકોનું કહેવું એવું છે કે–શ્રી સ્તંભન પાર્શ્વનાથ પ્રભુના બિમ્બનું ન્હવણ શરીરે લગાડવાથી, શ્રી અભયદેવસૂરિજી મહારાજાના શરીરનો સમસ્ત રોગ ગયો.

આ શ્રી જિનબિમ્બના સંબંધમાં એમ કહેવાય છે કે–પ્રતિવાસુદેવ શ્રી રાવણના સમયની નીલ મણીની બનાવેલી શ્રી પાર્શ્વનાથ ભગવાનની આ બહુ જ ચમત્કારી મૂર્તિ છે.

આ મૂર્તિ હાલ ખંભાતમાં વિદ્યમાન છે. પ્રથમ એ મૂર્તિને શ્રી જિનમૂર્તિની પીઠમાં રાખવામાં આવતી હતી. હમણાં જ, થોડા વખત પહેલાં, કહો કે શેઠ પોપટભાઈ અમરચંદના વખતમાં, એ મૂર્તિને એક ચોર ઉઠાવી ગયો હતો. સાંજે દેરાસરમાં ભગવાન દેખાયા નહિ, એટલે આખા ખંભાતમાં મોટો ખળભળાટ મચી ગયો. હાહાકાર-અરેકાર થઈ ગયો. કેટલાંકોએ ઉપવાસ આદર્યાં અને કેટલાંકોએ આયંબીલાદિ શરૂ કર્યાં. એક કણબી, કે જે જૈન બન્યો હતો, તેને મૂર્તિ કોણ ઉઠાવી ગયો છે, તેની માહિતી મળી. એ તો સીધો જ હાથમાં તલવાર લઈને પેલાને ત્યાં ગયો અને તેની છાતી ઉપર ચઢી બેસીને, તેની પાસે ભગવાનની પ્રતિમાની માગણી કરી. ઈતર જૈન થાય એમાં જૈન ધર્મના પ્રેમનું પૂર આટલું જ્વલન્ત હોય છે, જ્યારે કુળપરંપરાના જૈનોમાં તેવું કવચિત્ હોય છે. એ કણબીએ એ રીતિએ પ્રભુની મૂર્તિને પાછી મેળવી. ચોરી કરનાર સોની હતો. નીલ મણીની એ મૂર્તિને તોડવાને માટે તેણે હથોડો હાથમાં લીધો હતો, પણ તેની તોડવાની હિંમત ચાલેલી નહિ. પછી એ મૂર્તિને ખારવાડામાં શ્રી જિનમન્દિર બાંધીને વિરાજમાન કરાઈ. આજે પણ ખંભાતના ખારવાડામાં એ પ્રભુનું આલીશાન મંદિર અને તેમાં આ ચમત્કારી જિનબિમ્બ દીપી રહ્યું છે.

**આપણું મંગલાચરણ :**

શ્રી અભયદેવસૂરિજી મહારાજાનો પુણ્યદેહ રોગમુક્ત બન્યો, એ વાતને તો આજે વર્ષો વીતી ગયાં છે. સૈકાઓ વીતી

ગયા છે છતા આજે પણ આપણને એ મહાપુરૂષ રોગમુક્ત બન્યા એ હકીકત સાભળતા કે સભારતા આનંદ થાય છે. કેમ કે-આપણા ઉપર એ મહાપુરૂષનો પણ અસાધારણ કોટિનો ઉપકાર છે આજે તમે ને અમે આ શ્રી ભગવતીજી સૂત્રનો રસાસ્વાદ લઈ શકીએ છીએ, સૂત્રોના અર્થો કરીને રહસ્યને સમજી શકીએ છીએ, તે નવાગી ટીકાકાર શ્રી અભયદેવ-સૂરીશ્વરજી મહારાજાના પુણ્યપ્રાગ્ભારનો પ્રભાવ છે એ મહા-પુરૂષે શ્રી ઠાણાગસૂત્ર આદિ નવ અગસૂત્રો ઉપર એવી તો સરળ, સરસ અને સવિસ્તર ટીકાઓ રચી છે કે-એના જ પ્રતાપે, ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ સૂત્રોમા ગુથેલી શ્રી જિનવાણીનુ આપણે સુધાપાન કરી શકીએ છીએ અગિ-યાર અંગસૂત્રોના શબ્દાર્થને સમજવાને માટે, શ્રી શીલાકા ચાર્ય મહારાજાની બનાવેલી શ્રી આચારાગસૂત્ર અને શ્રી સૂયગડાગસૂત્રની બે ટીકાઓ તથા શ્રી અભયદેવસૂરિજી મહારા જાની બનાવેલી શ્રી ઠાણાગસૂત્ર આદિ નવ અગસૂત્રોની નવ ટીકાઓ, એ જ આપણે માટે આ કાળમા અજોડ અને પરમ ઉપયોગી સાધન છે આથી આપણે અત્યાર સુધીમા શ્રી જિનેશ્વર ભગવાનની, શ્રી ગણધર ભગવાનોની, દ્વાદશાગીની અને ટીકાકાર મહાપુરૂષની કથા કરી જો કે-આપણે પ્રારભમા જ, ટીકાકાર મહાત્માએ શ્રી ભગવતીજી સૂત્રની ટીકાના આરભમા કરેલા મગલાચરણનુ ઉચ્ચારણ કરવા દ્વારા, આપણે કરવા યોગ્ય મંગલાચરણ પણ કરેલુ જ છે, છતા પણ, અત્યાર સુધીમા આપણે શ્રી જિનેશ્વર ભગવાન આદિની કથા કરી આવ્યા, તે પણ આપણે માટે પવિત્ર મગલાચરણની જ ગરજ

સારનાર છે, એ નિર્વિવાદ વસ્તુ છે! કારણ કે–એ સઘળી જ કથા આપણે એ તારકો પ્રત્યેના ભક્તિભાવપૂર્વક જ કરી છે અને વાત વાતમાં આપણા હૃદયમાં તેઓ પ્રત્યે નમસ્કારનો ભાવ જાગૃત થતો રહ્યો છે. ખરેખર, તારકોના ઉપકારની ઝાંખી થાય, એટલે હૈયું નમ્યા વિનાનું રહી શકે જ નહિ.

## ૨. મંગલાચરણ માટે શ્રી જિનસ્તુતિ કેમ?

ટીકાકાર મહર્ષિ શ્રી જિનસ્તુતિ કરવા દ્વારા–
–આપણામાં યોગ્યતાનું સ્થાપન કરે છે:

આ પંચમાંગ શ્રી ભગવતીજી સૂત્રના અર્થોનું જ્ઞાનામૃત-પાન, આત્માની સ્વાભાવિક એવી જે અજરામર અવસ્થા, તેને પ્રાપ્ત કરાવનાર છે. મુક્તિગામી આત્માઓ જ આનું શ્રવણ ભાવપૂર્વક કરી શકે છે. સૂત્રનું સુધાપાન કરતાં પહેલાં, સૂત્રનું સુધાપાન કરવાની લાયકાત મેળવવાને માટે અને લાયક બનીને પણ સૂત્રનું સુધાપાન આપણે નિર્વિઘ્નપણે કરી શકીએ એ માટે, આપણે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ રૂપ સુધાપાન કરવાનું છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ રૂપ સુધાપાન, વક્તાની અને શ્રોતાની–ઉભયની શક્તિને –ક્ષયોપશમને વધારે છે. શ્રી જિનસ્તુતિ રૂપ સુધાપાન કરવાના યોગે, આપણે સૂત્રામૃતના ઘુંટડેઘુંટડા સુખેથી પી શકીએ અને એમાં આવતાં વિઘ્નોના ટૂકડેટૂકડા કરી શકીએ, એ માટે જ પ્રથમ ટીકાકાર મહર્ષિ, આપણને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ રૂપ અમૃતપાન કરાવે છે. ભગવાન

શ્રી જિનેશ્વરદેવોના ગુણગણની સ્તવના રૂપ સુધાથી જેનું હૃદય પાવન બન્યું હોય અને જે આત્માએ અમુક કર્મોનું છેદન કર્યું હોય, તે જ આત્મા આ સૂત્રને સાંભળવાને માટે પણ લાયક ગણાય છે. આયુષ્ય કર્મ સિવાયનાં સાત કર્મોની સ્થિતિ જ્યાં સુધી એક કોડાકોડીથી પણ ઓછી થતી નથી, ત્યાં સુધી ભગવાન શ્રી જિનેશ્વરદેવોનાં વચનોનું, ભાવથી શ્રવણ થઈ શકતું જ નથી. મિથ્યાત્વમોહનીય કર્મની સ્થિતિ સીત્તેર કોડાકોડી પ્રમાણ છે એ સીત્તેર કોડાકોડી પ્રમાણ સ્થિતિમાંથી અગનોસીત્તેર કોડાકોડીથી પણ કાંઈક વધુ સ્થિતિ મિથ્યાત્વ–મોહનીય કર્મની કપાય અને તે સાથે વીસ કોડાકોડી પ્રમાણ સ્થિતિવાળાં નામ અને ગોત્ર કર્મોની પણ ઓગણીસ કોડાકોડીથી પણ કાંઈક વધુ સ્થિતિ કપાય તેમજ જ્ઞાનાવરણીય આદિ શેષ કર્મોની ત્રીસ કોડાકોડી પ્રમાણ સ્થિતિમાંથી ઓગણત્રીસ કોડાકોડીથી પણ કાંઈક વધુ સ્થિતિ કપાય, એટલે કે–આયુષ્ય કર્મ સિવાયનાં સાતેય કર્મો જ્યારે એક કોડાકોડી સ્થિતિથી પણ ઓછી સ્થિતિવાળાં બનવા પામે, ત્યાર પછી જ આત્મા, ભગવાન શ્રી જિનેશ્વરદેવોનાં વચનોનું ભાવથી શ્રવણ કરી શકે છે. જ્ઞાનાવરણીય આદિ સાત કર્મોની સ્થિતિનું પ્રમાણ, એટલી હદ સુધીનું ન્યૂન બને નહિ, ત્યાં સુધી તો આ વચનોને ભાવપૂર્વક સાંભળવાની યોગ્યતા જ આત્મામાં પ્રગટી શકતી નથી. આવી લઘુકર્મિતાને પામેલો આત્મા, જો ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિના આલમ્બનવાળો બને, તો તેને સકળ કર્મોને ચૂરવામાં વિલંબ ન થાય શ્રી જિનવચનનું શ્રવણ કરવા જોગી લઘુકર્મિતાને પામેલા આત્માને, શ્રી જિનસ્તુતિ,

શ્રી જિનવચનના શ્રવણ માટેના જરૂરી સંસ્કારોનું દાન કરી શકે છે, પણ માત્ર ભવ્ય આત્માઓ જ એ સંસ્કારોના દાનને ઝીલી શકે છે. આપણે કહી તેવી લઘુકર્મિતાને તો અભવ્ય આત્માઓ પણ પામી શકે છે, પરન્તુ તે આત્માઓ શ્રી જિન-સ્તુતિ દ્વારા કરાતા સંસ્કારોના દાનને ઝીલી શકતા નથી. ભવ્ય આત્માઓમાં પણ જે આત્માઓની ભવિતવ્યતા સારી હોય છે, એટલે કે–જે ભવ્યાત્માઓ અલ્પસંસારી હોય છે, તેઓ જ આપણે કહી તેવી લઘુકર્મિતાને પામ્યા બાદ જ, શ્રી જિનસ્તુતિ દ્વારા કરાતા સંસ્કારોના દાનને ઝીલી શકે છે. અભવ્યો તો એ સંસ્કાર–દાનને ઝીલી શકતા જ નથી અને ભવ્યો પણ લઘુકર્મિતાની સાથે સારી ભવિતવ્યતાવાળા હોય તો જ શ્રી જિનસ્તુતિ દ્વારા કરાતા સંસ્કાર–દાનને ઝીલી શકે છે. આપણને એ સંસ્કાર–દાનને ઝીલવાને માટે લાયક બનાવવા છે, એ માટે ટીકાકાર મહર્ષિએ આ સૂત્રગ્રન્થની વૃત્તિના આરંભમાં શ્રી જિનસ્તુતિ કરી છે. દરેક વસ્તુ માટે પહેલાં લાયક બનવું જોઈએ. લાયકાત ન હોય તો સારામાં સારી ચીજ પણ ફળે નહિ. પાચનશક્તિ ન હોય તો પૌષ્ટિક પદાર્થો કોઈ ખવડાવે ત્યારે પુષ્ટિ થવાને બદલે ઝાડા થઈ જાય અને એથી જે શક્તિ હોય તેમાં પણ ન્યૂનતા આવી જાય. મંદિ-રમાં જવું હોય તો શુદ્ધિ જોઈએ અને પૂજા કરવી હોય તો વિશેષ શુદ્ધિ જોઈએ. પૂજાના વિધિમાં શું કહ્યું ? **प्रथमं स्नानमाचरेत्** અર્થાત્–પ્રથમ સ્નાન કરવું જોઈએ. સ્નાન કરીને પવિત્ર વસ્ત્રોનું પરિધાન કરવું જોઈએ. એમ કર્યા વિના કોઈ અશુદ્ધપણે જ મંદિરમાં પેસી જવાને ઇચ્છે તે ચાલી શકે

નહિ. અશુદ્ધ વાતાવરણમાં રહેનારાઓને મંદિરમાં પ્રવેશ કરાવવાનું કહેવા નીકળેલાઓમાં શુદ્ધિની બુદ્ધિ નથી. આર્યત્વનો ખ્યાલ નથી. એમને મંદિરપ્રવેશના વિધિ–અવિધિની પડી નથી. પ્રજાનો પોકાર સાંભળવો નથી. પ્રજાના અમુક ભાગને જ ખુશ કરવાને ખાતર, પ્રજાના અન્ય ભાગના હિતની વાત તરફ દુર્લક્ષ્ય કરવું અગર ધાર્મિક માન્યતાઓને તજી દેવાનું કહેવું, એ અન્યાય છે. આત્મિક શુદ્ધિને સાધવાને માટે બાહ્ય શુદ્ધિ પણ આવશ્યક છે. બાહ્ય શુદ્ધિની સાથે બુદ્ધિની શુદ્ધિ પણ આવશ્યક છે. ટીકાકાર મહર્ષિ શ્રી અભયદેવસૂરીશ્વરજી મહારાજા, દેવાધિદેવ શ્રી જિનેશ્વર ભગવંતોની સ્તુતિ દ્વારા, આપણામાં યોગ્યતાને સ્થાપે છે. આપણી બુદ્ધિની શુદ્ધિ કરે છે. આ સ્તુતિ એવી છે કે–જે આત્માઓને આ સ્તુતિ બરાબર રુચી જાય, તેઓ નિયમા ભવ્ય છે અને ભવ્ય હોવા સાથે નિયમા અલ્પસંસારી પણ છે, એ નિશ્ચિત થઈ જાય. જેને જેને આ સ્તુતિ રુચે, તે બધામાંથી એકેય ન તો અભવ્ય હોય કે ન તો દુર્ભવ્ય હોય.

**મંગલસ્વરૂપ વસ્તુથી પણ મંગલને સાધવાને માટે–**
**–તેને મંગલબુદ્ધિએ જ ગ્રહણ કરવી જોઈએ :**

શ્રી ભગવતીજીની ટીકા, એ પાવનમાં પાવન, ભગીરથ તથા પરમ કલ્યાણકારી કાર્ય છે. એટલે એમાં 'શ્રેયાંસિ બહુવિઘ્નાનિ।' એ ન્યાયે વિઘ્નોની હારમાળા આવે, અડી થાય, એ બનવાજોગ છે. એને હરવાને માટે મંગલની જરૂર છે. મંગલ વિઘ્નને હરે છે. મંગલ જંગલમાં પણ મંગલ કરે છે.

શ્રી ભગવતીજી પરમ મંગલસ્વરૂપ છે. એની ટીકા પણ પરમ શ્રેયસ્કર હોવાથી પરમ મંગલસ્વરૂપ છે. છતાં પણ મંગલ કરવું આવશ્યક છે. કેમ ? વિઘ્નો આવે નહિ અને આવે તો દૂર થઈ જાય—એ માટે મંગલ જરૂરી તો છે જ; પણ મંગલ કરવાથી એ પણ એક ફાયદો થાય છે કે–" આ શાસ્ત્ર મંગળસ્વરૂપ છે " એવા પ્રકારની બુદ્ધિ, શિષ્યજનોમાં, આ મંગલના આચરણથી પ્રગટાવી શકાય છે. એવું કહેનારા પણ નીકળે કે–'મંગળ રૂપ ભગવતીને વળી મંગળ શા માટે ? સાકરમાં સાકર ? મરચાંનું શાક અને એમાં વળી મરચાં ? આંબાના વૃક્ષને આંબાનું તોરણ ? ' આવું કહેનારાઓને કહેવાય કે–શ્રી ભગવતીજી સૂત્ર આખુંય મંગલસ્વરૂપ છે, એ વાત તદ્દન સાચી છે; પણ ' આ સૂત્ર મંગલસ્વરૂપ છે' એવા પ્રકારની પિછાણ શિષ્યને કરાવવાને માટે પણ મંગળ આવશ્યક છે. મંગલસ્વરૂપ વસ્તુને પણ મંગલસ્વરૂપ વસ્તુ તરીકે ગ્રહણ કરાય, તો જ તે વસ્તુ, તેને ગ્રહણ કરનારને માટે, મંગલસ્વરૂપ પરિણમે છે. મંગલસ્વરૂપ વસ્તુને પણ જો અમંગલબુદ્ધિએ ગ્રહણ કરવામાં આવે, તો તે ગ્રહણ કરાએલી વસ્તુ મંગલસ્વરૂપ હોવા છતાં પણ, તેને અમંગલબુદ્ધિથી ગ્રહણ કરનારને માટે તે વસ્તુ મંગલકારી બની શકશે નહિ. આ કારણે, શિષ્ય આ શાસ્ત્રને મંગલની બુદ્ધિથી જ ગ્રહણ કરે, એ માટે મંગલને આચરવાની જરૂર છે. શ્રી ભગવતીજી સૂત્ર આખુંયે મંગલસ્વરૂપ છે ખરૂં, પણ આ શ્રી ભગવતીજી સૂત્ર આપણે માટે મંગલ રૂપ ક્યારે બને ? ત્યારે જ, કે જ્યારે આપણે આ શ્રી ભગવતીજી સૂત્રને મંગલ તરીકે ગણીને ગ્રહણ કરીએ.

મંગલસ્વરૂપ વસ્તુના ગ્રહણથી મંગલને મેળવવું હોય, તો તે વસ્તુને મંગલબુદ્ધિથી જ ગ્રહણ કરવી જોઈએ. જેમ કે–સાધુ પણ મંગલ છે. '**अरिहंता मंगलं, सिद्धा मंगलं, साहू मंगलं, केवलिपन्नत्तो धम्मो मंगलं**'–એમ બોલો છો ને ? શ્રી અરિહંતો પણ મંગલ, શ્રી સિદ્ધો પણ મંગલ, સાધુઓ પણ મંગલ અને શ્રી કેવલજ્ઞાની ભગવન્તોએ પ્રરૂપેલો ધર્મ પણ મંગલ. આમ સાધુ મંગલસ્વરૂપ હોવા છતાં પણ, સાધુને જે મંગળસ્વરૂપે માને, સાધુને જે મંગલસ્વરૂપે ગ્રહણ કરે, મંગલબુદ્ધિથી સાધુની જે સેવા–સ્તવનાદિ કરે, તેને માટે જ સાધુ મંગળકારી બને ને ? સાધુ સામે મળે, તો સાધુને મંગલસ્વરૂપ માનનારને એથી આનંદ થાય; એને લાગે કે–માંગલિક દર્શન થયું; એને બદલે 'સારા કામે જતાં આ મુંડીઓ ક્યાં સામે મળ્યો ?'–એવું જેને લાગે, એવા મિથ્યાદૃષ્ટિઓને સાધુના દર્શનથી શો લાભ થાય ? સાધુ પોતે મંગલસ્વરૂપ હોવા છતાં પણ, એમના દર્શનને જે અપશુકન રૂપ માને, તેને માટે તો સાધુદર્શન મંગલકારી બનવાને બદલે અપમંગલકારી જ બને. સાધુદર્શનને જો મંગલકારી બનાવવું હોય, તો મંગલસ્વરૂપ સાધુને મંગલબુદ્ધિએ જ જોવા જોઈએ. એ પ્રમાણે, આ શ્રી ભગવતીજી સૂત્ર અને એની ટીકા મંગલસ્વરૂપ જ છે, પણ આના પ્રત્યે મંગલબુદ્ધિ પ્રગટવી જોઈએ અને તો જ આ મંગલસ્વરૂપ સૂત્રાદિ દ્વારા આપણું મંગલ સધાય. એ કારણે, શિષ્યના હૈયામાં આ સૂત્રાદિ પરત્વે મંગલબુદ્ધિ ઉત્પન્ન કરવાને માટે પણ, મંગલાચરણ આવશ્યક છે.

**મંગલબુદ્ધિએ પણ મંગલસ્વરૂપ સાધુ આદિને જ–**
**–જો ગ્રહણ કરાય તો જ તે મંગલકારી બને:**

'મંગલસ્વરૂપ વસ્તુને પણ જો મંગલબુદ્ધિથી ગ્રહણ કરાય તો જ તે વસ્તુ મંગલકારી થાય છે'–એમ શાસ્ત્રકાર મહાત્માઓ કહે છે અને તે અનુસારે આપણે પણ એમ જ કહીએ છીએ; પરન્તુ આ વાતની સામે જો તર્ક કરવો હોય, તો તર્ક કરનાર એમેય કહે કે–"જો મંગલસ્વરૂપ સાધુ આદિને પણ મંગલબુદ્ધિથી ગ્રહણ કરાય તો જ તે મંગલકારી બને છે, તો મંગલસ્વરૂપ વસ્તુ એ મહત્ત્વની વસ્તુ રહી નહિ, પણ મંગલબુદ્ધિ એ જ મહત્ત્વની વસ્તુ ઠરી. આમ હોવાથી, અસાધુ આદિ જે મંગલસ્વરૂપ નથી અને અમંગળસ્વરૂપ છે, તેવા અસાધુઓને પણ જો મંગળબુદ્ધિએ ગ્રહણ કરવામાં આવે, તો તે પણ મંગલકારી થવા જોઈએ." શાસ્ત્રકાર મહાપુરૂષોના કથનની સામે આવો તર્ક પણ કરાયો છે, પરન્તુ આ તર્ક ટકી શકતો નથી. એક સાદું દૃષ્ટાન્ત વિચારો. કોઈ સ્થળે હીરો અગર મણિ છે. એ મહા મૂલ્યવાન છે. એવો કિંમતી છે કે–એ એક મળી જાય તોય આ ભવનું દળદર ફીટી જાય તેમ છે. એની એટલી કિંમત ઉપજે તેમ છે કે–મરતાં સુધી તમે ગમે તેટલું ખર્ચો, તોય મરતી વખતે તમે વારસામાં મોટી મૂડીને મૂકીને જઈ શકો. આવો કિંમતી હીરો કે મણિ રસ્તામાં પડ્યો હોય, તમારી ઠેસે પણ આવતો હોય, છતાં પણ તમે જો તેના ખરા મૂલ્યને જાણતા ન હો, તો શું થાય? કાં તો એ હીરાને કે મણિને તમે હાથમાં જ લો નહિ અને કદાચ ચળકતી વસ્તુ સમજીને તે હીરાને કે મણિને ઉઠાવી લો, તો પણ શું

કરો ? છોકરાંને રમવાને આપી દો, કયાંક તોરણમાં ભરાવી દો અથવા એવું જ બીજું કાંઈક કરો; પણ એને વેચીને એનું ખરૂં મૂલ્ય ઉપજાવવાનો અને એ મૂલ્યને મેળવીને ઋદ્ધિમાન બનવાનો વિચાર સરખોય તમને આવે નહિ. એવી મહા મૂલ્યવાન વસ્તુ અનાયાસે પ્રાપ્ત થઈ જવા છતાં પણ, તમે તો ગરીબના ગરીબ જ રહો. એનું કારણ શું ? એ જ કે- વસ્તુ કિંમતી છે, પણ 'આ વસ્તુ કિંમતી છે'-એવી બુદ્ધિએ તમે એ વસ્તુને ગ્રહણ કરી નથી. એ વસ્તુના કિંમતીપણાનો ખ્યાલ નહિ હોવાથી, તમને કિંમતી વસ્તુ પણ કિંમતી લાગી નહિ; ઊલટી અકિંમતી લાગી અને એથી તમને એ લાભકારી થવાને બદલે બોજારૂપ બની. જેમ પશુપાલ અને જયદેવની કથામાં આવે છે કે-ભરવાડને જંગલમાં રખડતાં ચિન્તામણી મળ્યો, તો એણે એને બીજા પથરાઓ કરતાં રૂપાળા પથરાની બુદ્ધિથી ગ્રહણ કર્યો અને પોતાની બકરીના ગળે બાંધી દીધો. બીજા કોઈ એક ભરવાડને ચિન્તામણિ મળ્યો હતો, તો એણે કાગડાને ઉડાડી મૂકવાને માટે ચિન્તામણિનો ઉપયોગ કર્યો હતો. એટલે કિંમતી વસ્તુથી પણ લાભ ત્યારે જ થાય છે, કે જ્યારે તે વસ્તુને કિંમતી વસ્તુની બુદ્ધિથી ગ્રહણ કરવામાં આવે. આથી ડાહ્યા માણસો સલાહ તો એવી જ આપે કે-'ચિન્તામણિને ચિન્તામણિની બુદ્ધિથી ગ્રહણ કરવો.' આવી સલાહ સાંભળીને કોઈ મૂર્ખ આદમી રસ્તાના પથરાને ચિન્તામણિની બુદ્ધિથી ગ્રહણ કરે, તો એને ચિન્તામણિની પ્રાપ્તિથી જે લાભ થવો જોઈએ, તે લાભ થાય ખરો ? રસ્તે રખડતા પથરાને હાથમાં લઈને, તેને ચિન્તામણિ તરીકે

બજારમાં વેચવા જનાર હાંસિપાત્ર તો બને, પણ કદાચ કોઈ એને 'છેતરવા આવનાર બદમાશ' સમજીને પોલીસને સ્વાધીન કરી દે અથવા તો મેથીપાક પણ આપી દે. કહેવાનું તાત્પર્ય એ છે કે-ચિન્તામણિની બુદ્ધિ ચિન્તામણિ માટે ન હોય તો ચિન્તામણિથી મળવો ઘટે તેવો લાભ મળી શકે જ નહિ, એ ચોક્કસ બીના; અને એ મુજબ સાધુ મંગલસ્વરૂપ હોવા છતાં પણ, તેમને મંગલબુદ્ધિથી ગ્રહણ કરવામાં આવે તો જ, તે ગ્રહણ કરનારને માટે સાધુ મંગલકારી બને; પરન્તુ અસાધુને મંગલબુદ્ધિએ ગ્રહણ કરવાથી તે અસાધુ કાંઈ મંગલકારી બને નહિ, કેમ કે-અસાધુ સ્વયં મંગલસ્વરૂપ નથી. જેમ રસ્તે રખડતો પથરો ચિન્તામણિ નહિ હોવાથી, તે પથરાને ચિન્તામણિની બુદ્ધિથી ગ્રહણ કરનારને લાભ થતો નથી પણ પ્રાયઃ હાનિ થાય છે, તેમ અસાધુ પોતે મંગલ રૂપ નહિ હોવાથી, અસાધુને મંગલબુદ્ધિએ ગ્રહણ કરવાથી તે મંગલ-કારી બની શકે જ નહિ. આ શ્રી ભગવતીજી સૂત્ર અને આની ટીકા, એ સ્વયં મંગલસ્વરૂપ જ છે; પરન્તુ આ ગ્રન્થને ભણવા, વાંચવા, સાંભળવા બેઠેલ શિષ્ય આ ગ્રન્થને મંગલબુદ્ધિએ ગ્રહણ કરે, એ ઘણું જ જરૂરનું હોવાથી, એ માટે પણ શ્રી અભયદેવસૂરિજી મહારાજાએ શ્રી ભગવતીજી સૂત્રની રચના કરવાનો પ્રારંભ કરતાં, શરૂઆતમાં જ, શ્રી જિનસ્તુતિ રૂપ મંગલની આચરણા કરી છે, એમ કહી શકાય

જળ અગ્નિને શમાવે, પણ-

—આગના પ્રમાણમાં જળછંટકાવ થાય તો :

વળી મંગલાચરણ કરવું, એ પણ શિષ્ટજનોનું એક

કર્તવ્ય ગણાય છે. ગ્રન્થના આદિમાં, મધ્યમાં અને અન્તમાં મંગલ કરવું જોઈએ. એ ત્રણ સ્થાનોએ કરાતાં ત્રણ મંગલોના જૂદા જૂદા હેતુઓ છે. ગ્રન્થના આરંભમાં કરાતા મંગલનો મુખ્ય હેતુ એ છે કે શાસ્ત્રના અર્થના પારને વિઘ્નરહિતપણે પામી શકાય. જે શાસ્ત્રની રચના કરવાની ઈચ્છા હોય, તે શાસ્ત્રની રચનાને નિર્વિઘ્નપણે સમાપ્ત કરી શકાય, એ માટે પહેલું મંગલ છે; જ્યારે શાસ્ત્રનાં મધ્ય ભાગમાં કરાતું મંગલ, શાસ્ત્રાર્થની સ્થિરતાના હેતુએ કરાય છે અને શાસ્ત્રના અન્ત ભાગમાં કરાતું મંગલ, શિષ્ય–પ્રશિષ્યાદિની પરંપરામાં શાસ્ત્રાર્થનો વિચ્છેદ થવા પામે નહિ, એ માટે કરાય છે. આ ટીકા પુણ્યકાર્ય છે, માટે ટીકાકાર મહર્ષિએ સ્તુતિ રૂપ મંગલ–જળનો પ્રવાહ છોડ્યો છે. જેથી વિઘ્નોની આગ ઉત્પન્ન થવા પામે નહિ અને ઉત્પન્ન થઈ જાય તો બુઝાઈ જવા પામે. કાદંબરીમાં મંગલ હોવા છતાંય તે ગ્રંથનું કાર્ય અપૂર્ણ રહ્યું, આથી કોઈ એમ કહેવાને તૈયાર થાય કે–મંગલ વિઘ્નોને હરવામાં અસમર્થ છે, તો તે ખોટું છે; કેમ કે–ઘર સળગી રહ્યું હોય ત્યાં આગના પ્રમાણમાં પાણી છંટાવું જોઈએ. તે વખતે કોઈ એકાદ લોટો પાણી છાંટે તો તેથી આગ ન બુઝાય. પણ એથી 'પાણી આગને શાન્ત કરનાર નથી' એમ કહેવું તે ખોટું છે. 'પાણી આગને શાન્ત કરનાર નથી'–એમ કહેનાર જેટલો ખોટો છે, તેટલો જ ખોટો 'મંગલ વિઘ્ન શમાવનાર નથી' એમ કહેનાર છે. વિઘ્નની આગ વધારે લાગી હોય, ત્યાં મંગલ–જળનો છંટકાવ પણ પુષ્કળ જોઈએ. સળગતા ઘરની આગને બુઝાવવાને માટે બંબાઓ પાણીની રેલમછેલ કરી

મૂકે છે. જ્યાં પાણીની રેલમછેલ કરી શકાતી નથી, ત્યાં ઘર સળગી જાય છે અને એ સળગતા ઘરને લોકો તોડી પાડે છે. કેમ કે–એની આગ પાસેનાં મકાનોને પણ સળગાવી દે છે. એથી મંગલમાં વિઘ્નનાશની તાકાત તો છે જ, પણ મંગલની તાકાત ન પહોંચે એવાં અમંગલો પહેલાં થઈ ગયાં હોય અથવા તો મંગલમાં ક્ષતિઓ થવા પામી હોય, તો એ દોષ કાંઈ મંગલનો નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ રૂપ મંગલ તો મહામંગલ છે, કેમ કે–આ લોકોત્તર મંગલ છે. આ ભાવમંગલ હૃદયની ભાવનાની શુદ્ધિને કરીને સૂત્રના અર્થોને લખવાની બુદ્ધિમાં તીવ્રતા સમર્પે છે. બુદ્ધિમાં ક્ષયો-પશમની ખામી રૂપ, શરીરમાં રોગ રૂપ તેમજ અન્ય હજારો પ્રકારોનાં વિઘ્નોને આ મંગલ હરનાર છે તથા સહસ્રશઃ લાભ કરનાર છે. શ્રી જિનરાજની સ્તુતિ, એ અજોડ મંગલ છે. આ મંગલને કરનારાઓએ, એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ કરનારા અનન્તા આત્માઓએ આજ સુધીમાં, તેઓ શ્રી જિનની હરોલમાં ગણાય તેવા ગુણો પ્રાપ્ત કર્યા છે; જ્યારે તેમ નહિ કરનારા, તેની સન્મુખ પણ નહિ બનનારા અનન્તા આત્માઓ, દુઃખોમાં અને દુર્ગતિઓમાં સબડ્યા કરે છે. શ્રી જિનેન્દ્રની સ્તુતિમાં તો ચાર ઘાતી કર્મોનો ચૂરેચૂરો કરી નાખવાની અને તેમ કરીને સ્તુતિ કરનારને પૂરેપૂરો જ્ઞાની બનાવી દેવાની તાકાત પણ છે. શ્રી જિનેન્દ્રની સ્તુતિમાં, સ્તુતિ રૂપ મંગલમાં આવી જબ્બર તાકાત છે. એટલે એનાથી વિઘ્નોના સમૂહનો વિનાશ થાય, એમાં આશ્ચર્યકારી શું છે? માત્ર સ્તુતિ કરનારનો ભાવ શુદ્ધ અને તાકાતવાળો જોઇએ.

**ગૃહસ્થો માટે ભાવપૂજાના ધ્યેયવાળી દ્રવ્યપૂજા આવશ્યક છે :**

શ્રી જિનેન્દ્રની સ્તુતિ, એ પણ એ તારકોની પૂજા છે. એ તારકોની આજ્ઞાનું પાલન, એ પણ એ તારકોની પૂજા છે. સ્તુતિમાં આજ્ઞાપાલનના ઉત્સાહને પ્રગટાવવાની તાકાત છે. સ્તુતિમાં આત્માને શ્રી જિનવાણીની વિચારણાઓમાં રમતો કરવાની તાકાત છે. શ્રી જિનેન્દ્રની સ્તુતિ, શ્રી જિનેન્દ્રના સ્વરૂપનું ભાન કરાવે છે અને સ્તુતિ કરનારને પોતાના તેવા આત્મિક સ્વરૂપને પ્રગટાવવાની પ્રેરણા કરે છે. સ્તુતિ, એ પણ શ્રી જિનેન્દ્રની ભાવપૂજાનો એક પ્રકાર છે. શ્રી જિનેન્દ્ર પ્રત્યે સાચો ભક્તિભાવ પ્રગટે, તો જ એ તારકની સાચી ભાવમયી સ્તુતિ થઈ શકે છે. શ્રી જિનેન્દ્ર પ્રત્યે ભક્તિભાવ પ્રગટે છે, એટલે શ્રી જિનેન્દ્રની સેવામાં પોતાનું સઘળું જ સારૂં સમર્પી દેવાનું મન થાય છે તમે જે દ્રવ્યપૂજા કરો છો, એ એનું પ્રતીક છે દ્રવ્યવાળાએ દ્રવ્યથી અને ભાવથી એમ ઉભય પ્રકારે પૂજા કરવી જોઈએ. દ્રવ્યવાળો દ્રવ્યપૂજા ન કરે, તો એ એને માટે દોષ રૂપ છે. પોતાને જિનભક્ત કહેવડાવે છે અને પોતાની પાસે દ્રવ્ય પણ છે, તો પછી એ ભગવાનની દ્રવ્યપૂજા શા માટે કરે નહિ ? દરેક શ્રાવકે પોત-પોતાની શક્તિને અનુસારે, પોતાનાં જ શક્તિ મુજબનાં ઉત્તમ દ્રવ્યોથી, શ્રી જિનરાજની અષ્ટપ્રકારી પૂજા રોજ કરવી જોઈએ. ઋદ્ધિમંત પોતાની ઋદ્ધિને અનુસારે અને ગરીબ પોતાની શક્તિ-સામગ્રીને અનુસારે ઉત્તમ દ્રવ્યોથી શ્રી જિનરાજની પૂજા કરે. ભગવાન શ્રી જિનેશ્વરદેવો પ્રત્યે સાચો ભક્તિભાવ પ્રગટે, એટલે શક્તિ મુજબનાં પણ ઉત્તમોત્તમ

દ્રવ્યો જ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની પૂજામાં વાપરવાનું મન થયા વગર રહે નહિ. ગૃહસ્થો માટે દ્રવ્યપૂજા એ ભાવપૂજાની તૈયારી છે. ભાવપૂજાના યોગે જ દ્રવ્યપૂજાની સફળતા છે. ગૃહસ્થોને ભાવપૂજામાં એકતાનતા મેળવવામાં દ્રવ્યપૂજા સહાયક બને છે. પોતાનાં ઉત્તમ દ્રવ્યોથી શ્રી જિનરાજની પૂજા કરવાથી મન પ્રસન્ન બને છે. શ્રી જિનરાજ પ્રતિનું આકર્ષણ જામે છે. પોતાનાં એટલાં દ્રવ્યો લેખે લાગ્યાં એમ થાય છે. પોતે પાપમય ગૃહવાસમાં હોવા છતાં પણ, પુણ્યમય કાર્યોમાં પોતાનાં દ્રવ્યો વપરાયાં, એનો આનંદ જેવો-તેવો નથી હોતો. પછી ભાવપૂજા કરે તેમાં ઓર આનંદ આવે. દ્રવ્યપૂજા સાથે પણ ભાવપૂજા સંકળાયેલી જ છે અને ભાવપૂજાની એ મહત્તા છે. દ્રવ્યપૂજાનું પણ સર્વોત્તમ ફળ ભાવપૂજા દ્વારા જ મેળવી શકાય છે. એકલી દ્રવ્યપૂજાથી તેવું ફળ ના મળે. તમે એકલી દ્રવ્યપૂજા કરીને ચાલતી પકડો તથા ચૈત્યવન્દનાદિમય ભાવપૂજા ન કરો, તો તે એકલા દ્રવ્યને મહત્તા આપી કહેવાય. દ્રવ્યપૂજા પણ ભાવમય હોવી જોઈએ અને દ્રવ્યપૂજા કર્યા પછીથી ભાવપૂજા પણ અવશ્ય કરવી જોઈએ. મહાપુરૂષોએ, જ્ઞાનિઓએ નિયત કરેલા પૂજાના વિધિને જાણો અને વિચારો, તો બધું જ સમજાય. એ વિધિનું પાલન કરો તો બધું મેળવાય. મંદિરમાં, જિનાલયમાં 'નિસિહી' કહીને જ પેસવું જોઈએ. સંસારના વિચારોનો, વચનોનો અને વર્તનોનો પણ ત્યાગ કરીને હું શ્રી જિનરાજની સેવામાં હાજર થાઉં છું, એવો ભાવ 'નિસિહી'ના ઉચ્ચારથી પેદા થાય છે. અથવા 'નિસિહી'નો ઉચ્ચાર આ સ્થાનમાં મારે કેવા વિચાર,

કેવાં વચન અને કેવા વર્તનનો ત્યાગ કરવાનો છે, તેનો ખ્યાલ આપે છે અને એવો ત્યાગ મેં કર્યો એમ સૂચવે છે. પછી અંદર પેસતાં જ, શ્રી જિનરાજનું દર્શન થતા જ, નમસ્કાર થઈ જ જાય. એવો ભાવ હોય અને એવો સંસ્કાર પણ હોય તો શ્રી જિનરાજને દેખતાં જ 'નમસ્કાર કરવો'–એમ કહેવા કરતાં, 'નમસ્કાર થઈ જ જાય'–એમ કહેવું તે વધારે સમુચિત છે. પછી પ્રભુ સન્મુખ ઊભા રહી, નમસ્કાર કરી, પ્રભુની સ્તુતિ બોલવી જોઈએ. પુરૂષોએ પ્રભુની જમણી બાજુએ ઊભા રહીને અને સ્ત્રીઓએ પ્રભુની ડાબી બાજુએ ઊભા રહીને સ્તુતિ કરવી જોઈએ. આ પછી યતનાપૂર્વક ચૈત્યકાર્ય કરીને શ્રી જિનરાજની અષ્ટપ્રકારી પૂજા કરવી જોઈએ. આમ યથાવિધિ દ્રવ્યપૂજા કર્યા બાદ, ચૈત્યવંદનમય ભાવપૂજા કરવી જોઈએ. એટલે કે–ભાવસ્તવન રૂપ ચૈત્યવન્દન કરવું જોઈએ. ચૈત્યવન્દન એટલે ભાવથી જિનસ્તુતિ. દ્રવ્યપૂજનથી અનંતગુણું ફળ ભાવપૂજનનું કહ્યું છે, પણ ઢુંઢિયાઓની જેમ દ્રવ્યપૂજનને છોડીને કેવળ ભાવપૂજન ફલદાયી છે–એમ માનવાનું નથી. દ્રવ્યપૂજન, એ ભાવપૂજનનું કારણ છે. ભાવ, ભાવ બોલવાથી ભાવ ન આવે. ભાવ લાવવાને માટે દ્રવ્ય આવશ્યક છે; પરમ આવશ્યક છે. દ્રવ્યપૂજન ભાવપૂજનને લાવનારૂં દ્રવ્ય–ધન છે. ભાવપૂજા માટે દ્રવ્યપૂજા કરવાની અને ભાવપૂજા માટેની દ્રવ્યપૂજા પણ ભાવથી કરવાની.

**સાધુઓ દ્રવ્યપૂજા નથી કરતા તેનું કારણ :**

પ્રશ્ન૦ દ્રવ્યપૂજાની આટલી મહત્તા છે, તો સાધુઓ કેમ દ્રવ્યપૂજા કરતા નથી ?

સાધુઓને દ્રવ્યપૂજા તરફ અણગમો છે, માટે સાધુઓ દ્રવ્યપૂજા કરતા નથી–એવું નથી. સાધુઓ દ્રવ્યની મૂર્છાથી દ્રવ્યપૂજા કરતા નથી, એમ પણ નથી. પહેલાં જ કહેવાયું કે–ભાવપૂજા એ દ્રવ્યપૂજાનું વિશિષ્ટ ફળ છે તથા ભાવપૂજાને માટે જ દ્રવ્યપૂજા કરવાની છે; જ્યારે સાધુઓએ તો પોતાનું સમગ્ર જીવન, પોતાના સઘળાં જ યોગો ભાવપૂજામાં યોજી દીધા છે. સાધુનું સમગ્ર જીવન શ્રી જિનાજ્ઞાના પાલનથી અંકિત છે અને શ્રી જિનાજ્ઞાનું પાલન એ પણ ભાવપૂજા છે. વળી સાધુઓએ દ્રવ્યનો સર્વથા ત્યાગ કરેલો છે. સાધુઓએ પોતાની પાસે જે કાંઈ દ્રવ્ય હતું તેનો સાધુ થતી વખતે ત્યાગ કર્યો છે; એટલું જ નહિ, પણ હવેથી જીવનના અન્ત પર્યન્ત દ્રવ્યને નહિ મેળવવાની, દ્રવ્ય મળી જાય તો પણ દ્રવ્યને નહિ લેવાની અને કોઈની પણ દ્રવ્યપ્રાપ્તિની કે દ્રવ્યસંચય આદિની પ્રવૃત્તિને કલ્યાણકારી નહિ માનવાની સાધુએ પ્રતિજ્ઞા કરેલી છે. દ્રવ્યવાળાને માટે જ દ્રવ્યપૂજાનું વિધાન છે. સંસારની ક્રિયાઓમાં પડેલાઓ અને એથી દ્રવ્યને મેળવવા, સાચવવા, ભોગવવા આદિ રૂપ પાપક્રિયાઓને કરનારાઓને માટે દ્રવ્યપૂજા છે. દ્રવ્યપૂજા ક્રમે ક્રમે આત્માને ભાવમાં સ્થિર બનાવે છે અને પછી ભાવપૂજા કરવાને યોગ્ય બનેલો તે ગૃહસ્થ સુન્દર પ્રકારે ભાવપૂજા કરી શકે છે. ગૃહસ્થનું ચિત્ત પૌદ્‌ગલિક પ્રવૃત્તિઓથી વ્યાક્ષિપ્ત હોય છે, જ્યારે સાધુનું ચિત્ત વ્યાક્ષિપ્ત હોતું નથી, કેમ કે–એમની સઘળી જ ક્રિયા કેવળ આત્માને ઉદ્દેશીને જ હોય છે અને વિશુદ્ધ પ્રકારની હોય છે. સાધુઓ જો દ્રવ્યપૂજા કરે તો તે ખામી ગણાય.

એમાં એની સાધુપણાની પ્રતિજ્ઞાનો ભંગ છે. પ્રતિજ્ઞાપાલન એ ભાવપૂજા છે. જેની પાસે જે કાંઈ સારૂં હોય, તેનો તેણે શ્રી જિનરાજની પૂજામાં સદુપયોગ કરવો જોઈએ સાધુઓ દ્રવ્ય વિનાના છે, દ્રવ્યના ત્યાગી છે, પ્રતિજ્ઞાબદ્ધ છે અને શ્રી જિનાજ્ઞાનુસાર ચરણ–કરણ સીત્તરીની આરાધના કરનાર તથા શ્રી જિનવાણીમય શ્રી જિનાગમાદિનો અભ્યાસાદિ કરનારા છે. માટે એમને દ્રવ્યપૂજા કરવાની હોય નહિ. તમારે પણ ધ્યેય તો ભાવપૂજાનું જ રાખવાનું છે. દ્રવ્યપૂજા કરનાર જો ભાવપૂજાને ભૂલે, તો એની દ્રવ્યપૂજા એ વાસ્તવિક કોટિની દ્રવ્યપૂજા નથી; કારણ કે–દ્રવ્યપૂજાની પણ સાચી સફળતા ભાવપૂજાને આધારે જ છે.

**શ્રી નાગકેતુ માત્ર દ્રવ્યપૂજાથી નહિ, પણ–**
**–ભાવપૂજાના પ્રતાપે જ કેવલજ્ઞાન પામ્યા હતા :**

**પ્રશ્ન૦** નાગકેતુએ પુષ્પપૂજા કરતાં કેવલજ્ઞાન મેળવ્યું અને પુષ્પપૂજા એ તો દ્રવ્યપૂજા જ છે.

પુષ્પપૂજા એ દ્રવ્યપૂજા જ છે–એમાં ના નથી, પણ શ્રી નાગકેતુએ કોરી પુષ્પપૂજાથી જ કેવળજ્ઞાન મેળવ્યું છે એમ નથી.

એક વાર શ્રી નાગકેતુ, શ્રી જિનેન્દ્ર ભગવાનની પુષ્પપૂજા કરતા હતા. પૂજા માટેનાં પુષ્પોમાંના એક પુષ્પમાં ઝીણો સાપ હતો. શ્રી નાગકેતુને એની ખબર નહોતી. જે પુષ્પમાં સાપ હતો, તે પુષ્પ શ્રી જિનેન્દ્ર ભગવાનને ચઢાવવાને માટે લેવા જતાં જ, એમાં રહેલો સાપ શ્રી નાગકેતુને કરડ્યો. શ્રી નાગકેતુ નાગના ડંખને સમજી ગયા અને એથી તેઓ તરત જ સુસ્વસ્થ

બની ગયા. સર્પે ડસવા છતાં પણ, તેઓ જરાય વ્યગ્ર બન્યા નહિ. તેમણે પોતાના મનમાં અનિત્યાદિ ભાવનાઓ ભાવવા માડી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ કહેલા આત્માના, પુદ્ગલના અને આત્મા સાથેના પુદ્ગલના સંબંધના સ્વરૂપને ચિન્તવવા માંડ્યું. એ પ્રકારની ભાવનારૂઢતાના પ્રતાપે, શ્રી નાગકેતુએ, ત્યાં ને ત્યાં જ કેવલજ્ઞાન ઉપાર્જ્યું.

એક તો પુષ્પપૂજા ભાવપૂર્વક કરતા હતા અને પાછું ભાવપૂજાનું લક્ષ્ય હતું, માટે પોતાને સર્પ ડસ્યો છે-એવો ખ્યાલ આવવા છતાં પણ, શ્રી નાગકેતુ વ્યગ્ર બન્યા નહિ. એમની જગ્યાએ અન્ય કોઈ હોત તો? ભાવના ભાન વિનાનો કોઈ જો એમની જગ્યાએ હોત, તો ત્યાં ને ત્યાં ધમાલ મચાવી મૂકત. દેહની સેવામાં એવો પડી જાત કે-ભગવાનેય ભૂલાઈ જાત અને આત્માય ભૂલાઈ જાત. વ્યગ્ર બનીને એ તો દુર્ધ્યાનમાં જ આરૂઢ બની જાત.

શ્રી નાગકેતુ તો જરાય ચલચિત્ત બન્યા નથી. ભગવાનની પૂજા કરતાં ભગવાનની સન્મુખ આવું બન્યું, એ તો એમને લાગ્યું કે-'આ આપત્તિ મહાસંપત્તિને આપવાને આવી છે. પ્રસૂતિની પીડા જેવી-તેવી નથી હોતી. એ તો એને જે અનુભવે તે જ જાણે. પણ દીકરાને માટે તલસતી સ્ત્રીને જ્યારે ખબર પડે કે-મારે પેટે પુત્ર અવતર્યો છે, એટલે એ એવી તો આનંદમાં આવી જાય છે કે-એ તાજી એવી પણ પ્રસૂતિની ભયંકર પીડાને વિસરી જાય છે એને જેમ પુત્રનો મોહ હોય છે, તેમ આત્માર્થીઓને આત્માનો ખ્યાલ હોય છે. આત્માના અને પુદ્ગલના સ્વરૂપને યથાર્થપણે સમજેલા અને આત્માના

સ્વરૂપને પ્રગટાવવાની તીવ્ર ભાવનાવાળા જીવો, આપત્તિઓમાંથી પણ સંપત્તિઓને પેદા કરનારા હોય છે.

શ્રી નાગકેતુનો આત્મા તો, અઠ્ઠમ તપના ધ્યાનમાં પૂર્વભવના દેહને તજીને નાગકેતુ તરીકે અવતર્યો હતો; અને નાગકેતુના ભવમાં પણ એ દૂધપીતા–ધાવતા બાળકે અઠ્ઠમનો તપ કર્યો હતો; કારણ કે–શ્રી પર્યુષણપર્વ નજદીક હોવાથી ઘરમાં અઠ્ઠમ તપની વાતો ચાલતી હતી અને એ વાતો શ્રી નાગકેતુના કાને પડતાં, શ્રી નાગકેતુને અતિ બાલ્યાવસ્થામાં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું હતું. આ પણ ભાવમંગલનો જ પ્રભાવ છે કે બીજું કાંઈ છે? અઠ્ઠમ તપના ચિન્તનમાં મૃત્યુ થયું, એટલે મૃત્યુ સમયે ભાવમંગલ ચાલુ હતું એના પ્રતાપે એવું ઉત્તમ કુળ મળ્યું, કે જ્યાં ધર્મની વાતો ચાલતી હોય. કુટુમ્બમાં ચાલતી વાતોની અસરમાં પણ, પૂર્વભવના ભાવમંગલે કામ આપ્યું. અઠ્ઠમની વાતો થતી હતી, એ વાતો સાંભળવામાં આવી અને એનું ચિન્તન કરતાં કરતા જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, એટલે ફરી પાછું ભાવમંગલ કર્યું. કર્યું? એ કે–અઠ્ઠમનો તપ કર્યો.

જીવનના પ્રારંભકાળમાં જેમણે આવું ભાવમંગળ કર્યું, તે શ્રી નાગકેતુનું જીવન મંગલમય બને, એમાં નવાઈ છે? જેણે એવું ભાવમંગલ કર્યું હોય, તે સર્પના ડસવાથી ડરે ખરો? જેણે એવું ભાવમંગલ કર્યું હોય, તેને સર્પનો દંશ શરીરમાં લાગે, ત્યારે એ પોતાનાં ઘાતી કર્મોને દંશ દે. શ્રી નાગકેતુએ તો પોતાનાં ઘાતી કર્મોને એવો દંશ દીધો કે–એ ખલાસ જ થઈ ગયાં; એ આત્મામાં ઘાતી કર્મોની

નિશાની પણ રહેવા પામી નહિ; જ્યારે સર્પનો દંશ તો એમને કાંઈ જ કરી શક્યો નહિ. સર્પના દંશનું નિમિત્ત મળ્યું, તો કેવલજ્ઞાન આવી મળ્યું. ભાવમંગલનો આ પ્રતાપ જેવો-તેવો છે ? પ્રશ્નકારે શ્રી નાગકેતુને એટલા માટે વચ્ચે ધર્યા કે-ભાવપૂજાની ચાલુ વાતને દંશ લાગે, પણ ફળ એ આવ્યું કે-ભાવપૂજાની વાત વધારે પુષ્ટ થઈ. જેમ ત્યાં ડસ્યો સર્પ અને ફસ્યાં કર્મ, તેમ અહીં પણ એવું જ બન્યું કે-પ્રશ્ન જ ફસી ગયો.

શ્રી નાગકેતુ, ભાવમંગલના પ્રતાપે તો, બાળ વયથી જ જિતેન્દ્રિય થવા સાથે પરમ શ્રાવક બન્યા હતા. એટલું જ નહિ, પણ એ ભાવમંગલના પ્રતાપે જ, એ ચન્દ્રકાન્તા નામની નગરી વિનાશના મુખમાંથી બચી જવા પામી હતી. વિનાશના મુખમાં આવી પડેલી એ નગરી, શ્રી નાગકેતુ હોય નહિ અને ખલાસ થઈ ગયા વિના રહે નહિ, એવી સ્થિતિ હતી.

એ નગરીનો રાજા વિજયસેન નામનો હતો. તે રાજાએ કોઈ એક આદમીને ચોર ઠરાવીને દેહાન્ત-દંડની સજા કરી હતી. પણ ખરી રીતિએ એ આદમી ચોર ન હતો.

એ આદમી રાજાએ હણાવવાથી મરીને વ્યન્તર થયો.

વ્યન્તર દેવોને વિભંગજ્ઞાન હોય છે. એ વ્યન્તરદેવે વિભંગજ્ઞાનથી જાણ્યું કે-ચન્દ્રકાન્તા નામની નગરીના રાજા વિજયસેને મારે માથે ચોરીનું ખોટું કલંક ઓઢાડીને મને મારી નખાવ્યો હતો. આથી તે વ્યંતરને એટલો બધો ગુસ્સો ચઢ્યો કે-રાજા સહિત આખીય ચન્દ્રકાન્તા નગરીને સાફ કરી નાખવાનો એણે નિર્ણય કર્યો.

દરેકે દરેક જ્ઞાન ફાયદો જ કરે, એવો નિયમ નથી. મોટામાં મોટું નુકસાન પણ વિવેકશૂન્ય જ્ઞાનથી જ થાય છે. માણસોએ, અને તેમાં પણ બુદ્ધિશાલી અને વિજ્ઞાનચતુર માણસોએ તો, જગતમાં મોટામા મોટા વિપ્લવો અને ઉલ્કાપાતો જગાવ્યા છે. આજે આપણી ચર્મચક્ષુ માટે દૃશ્યમાન ગણાતી આખીય દુનિયાને યુદ્ધમાં સંડોવીને, જગત ઉપર મોટી આફતોને ઉતારનાર હીટલર કોણ હતો ? માણસ. ભણેલો કે અભણ ? કહો કે-ભણેલો. બુદ્ધિશાલી કેવો ? ભલભલાની બુદ્ધિને ચક્કર ખવડાવી દે એવો. એની બુદ્ધિએ અને એના જ્ઞાને, જગત ઉપર કેવો વિનાશ નોતર્યો ? કેટકેટલાંઓનાં હૈયાંઓને થડકાવી મૂક્યાં ? કેટલાય મર્યા અને કેટલીય રાંડી. કેટલાઓ તારાજ થયા અને કેટલાઓ ભટકતા થઈ ગયા, એનો કાઈ હિસાબ છે ? જગતની કેટલી સંપત્તિ પાતાળમાં પહોંચી કે અગ્નિમા હોમાઈ, એની કાઈ ગણત્રી છે ? અણુબોમ્બે જાપાનમાં શું કર્યું ? એક અણુબોમ્બે સેંકડો માઇલોમાં કેવી ભયકર ખુવારી કરી નાખી ? આજે પણ એનો ભય દેશ-દેશના સંચાલકોને મુઝવી રહ્યો છે. આ અણુબોમ્બને શોધનારાઓ ઓછા ભણેલા અને ઓછા બુદ્ધિશાળી છે, એમ ધારો છો ? માણસો, ભણેલા ને હોશિયાર માણસો જેવા વિનાશને નોંતરી શકે છે, તેવા વિનાશને તો કોઈ નોંતરી શકતું નથી. એટલે જ્ઞાન ફાયદો જ કરે છે, એવું તમારાથી નહિ કહી શકાય. અમે તો કહીએ છીએ કે-'જ્ઞાન જેવી ફાયદો કરનારી કોઈ વસ્તુ જ નથી.' પણ સાથે સાથે જ કહીએ છીએ કે-'જ્ઞાન વિવેકપૂર્વકનું હોવું જોઇએ. જ્ઞાન વિના

વળી તેનું જ્ઞાન જો વિવેકપૂર્વકનું હોત, તો એને એમ પણ થાત કે-'મારે હવે એવી રીતિએ વર્તવાને માટે સાવધ રહેવું, કે જેથી મારો આત્મા પાપકર્મોથી લેપાવા પામે નહિ.'

કહો, વિચાર કરો કે-જ્ઞાન વિવેકપૂર્વકનું હોય અને વિવેકશૂન્ય હોય, એ બે વચ્ચે કેટલો મોટો ફરક છે? આ ઉપરથી તમે સમજી શકશો કે-વિવેકવિમુખ અને વિવેકને પમાડવામાં અસમર્થ એવા જ્ઞાનનો શા માટે નિષેધ કરવામાં આવે છે અને વિવેકપૂર્વકના તથા વિવેકને પમાડનારા જ્ઞાનની કયા હેતુથી તરફદારી કરવામાં આવે છે! આટલું સ્પષ્ટ હોવા છતાં પણ, આજે જેઓ જૈન સાધુઓને-અમુક અમુક સાધુઓને 'શિક્ષણના વિરોધી' આદિ તરીકે ઓળખાવે છે, તેઓ ઇરાદાપૂર્વક જ જુઠ્ઠો પ્રચાર કરે છે અથવા તો તેમનું જ્ઞાન વિવેકવિમુખ છે માટે તેઓ જુઠ્ઠો પ્રચાર કરે છે, એમ તમારે પણ માનવું પડશે.

પેલા વ્યન્તરે તો રાજા સહિત આખીય ચન્દ્રકાન્તા નગરીને તારાજ કરી નાખવાને માટે, તે આખીય નગરીના જેવડી એક મોટી શિલા, તે નગરીના ઉપરના ભાગમાં જ આકાશમાં વિકુર્વી. વ્યન્તર પણ દેવ છે અને એથી એનામાં એવી શક્તિ તો હતી જ. દેવ પણ આવા વિનાશને સર્જનારો બની શકે છે, પણ તે કવચિત્-નિમિત્તને પામીને જ. પેલા વ્યન્તર દેવે એવી મોટી શિલાને વિકુર્વીને, પહેલું કામ તો એ કર્યું કે-જે રાજાએ તેને પૂર્વભવમાં ચોર નહિ છતાં ચોરનું કલંક દઈને મરાવી નાખ્યો હતો, તે વિજયસેન નામના રાજાને લાત મારીને સિંહાસન ઉપરથી નીચે પટકી દીધો

અને લોહી-વમતો કરી નાખ્યો. કેમ ? એને અને બીજાઓને ખબર પડે કે એના પાપે જ આ નગરીના વિનાશને સર્જ્યો છે.

નગરીમાં તો હા-હાકાર વર્તી રહ્યો છે કે-જેવી આ શિલા આકાશમાંથી તૂટી પડી કે-આપણે પણ ખલાસ અને આખી નગરીય ખલાસ. પોતાનું મરણ અને પોતાની વસ્તુઓનો વિનાશ, કોને ગમે છે ? આમ જ્યારે જીવિતના અને સર્વસ્વના નાશના ભયથી આખી નગરીના લોકો થરથરી રહ્યા છે, ત્યારે આપણા શ્રી નાગકેતુ, કે જે પૂર્વભવથી ભાવમંગલ કરતા આવ્યા છે અને આ ભવમાં પણ બાલ્યકાળથી જ ભાવમંગલને આચરી રહ્યા છે, તેઓ જુદો જ વિચાર કરે છે. એમનો વિચાર એવો છે કે-એમને માટે પણ આપણને એમ કહેવાનું મન થઈ જાય કે-'જાણે ભાવમંગલની મૂર્તિ જ જોઈ લો !' શ્રી નાગકેતુ વિચાર કરે છે કે-

"कथं इमं संघप्रासादविध्वंसं जीवन् पश्यामि ?"

શ્રીસંઘના આ શ્રી જિનપ્રાસાદના વિધ્વંસને હું જીવતો કેમ જોઈ શકું ? આ વિચાર શું સૂચવે છે ? શ્રી નાગકેતુના હૈયામાં કોણ હતું અને એમને પ્યારું શું હતું ? શ્રી નાગકેતુના હૃદયમાં બીજી કોઈ પણ વસ્તુને, ખુદ એમના પોતાના જીવિતવ્યને પણ તે સ્થાન નહોતું, કે જે સ્થાન શ્રી જિનેન્દ્રને હતું ! અને, પૌદ્ગલિક વસ્તુઓમાં એમને સૌથી વધારે પ્યારું શ્રી જિનમન્દિર હતું ! આ પણ શું પુષ્પપૂજાનો પ્રભાવ છે ? કહો કે-પુષ્પપૂજામાં રહેલો એમનો સુન્દર ભાવ તેમજ પુષ્પમાં રહેલ સર્પ ડસ્યો એ નિમિત્તે કેવલજ્ઞાનનું ઉપાર્જન, એ એમના હૈયામાં વિરાજતા શ્રી જિનેન્દ્ર ભગવાન પ્રત્યેના

અનુપમ ભક્તિભાવનો જ પ્રભાવ હતો.

શ્રી નાગકેતુ પોતાની આંખ સામે શ્રી જિનપ્રાસાદના વિધ્વંસને જોવાને ઈચ્છતા નથી શ્રી જિનપ્રાસાદના વિધ્વંસ પહેલા, એ પોતાના વિધ્વંસને ઈચ્છે છે એમ નહિ માનતા કે–શ્રી નાગકેતુ આત્મહત્યા કરવાને ઇચ્છે છે આત્મહત્યા, એ તો ઘોર પાપ છે અજ્ઞાની, અધીર, કાયર અને કષાયમય જીવ આત્મહત્યા કરવાને ઇચ્છે છે જ્ઞાની તો મધર્ષીય આપત્તિઓને ધીરતાથી, વીરતાથી અને સમભાવથી સહવાને ઈચ્છે છે શ્રી નાગકેતુ તો, પોતાના જીવનનો અન્ત આવે તો પણ, શ્રી જિનપ્રાસાદનું રક્ષણ કરતા કરતા પોતાના જીવનનો અન્ત આવે એવુ ઈચ્છે છે અને એથી જ તેઓ શ્રી જિનપ્રાસાદના શિખર ઉપર ઊંચે ચઢી જાય છે

શ્રી જિનપ્રાસાદનુ શિખર કેટલુ ઊંચુ હોય? શ્રી જિન-પ્રાસાદની ધ્વજા ગગનમા લહેરાતી હોય અને વાદળા સાથે ક્રીડા કરતી હોય નગરીમા એનાથી ઊંચુ કોઈ મકાન ન હોય શ્રી જિનેન્દ્ર પ્રત્યેના ભક્તિભાવથી જે પુણ્યાત્માઓ શ્રી જિનમન્દિરો બધાવે, તેનો ધ્વજાદંડ ખુલ્લા આકાશને જ ક્રીડાંગણ બનાવતો હોય ને?

પોતાના બચ્ચાના નાશને-એના કરાતા શિકારને દેખીને ડરપોક અને નિર્બળ એવી હરિણી પણ સિંહની સામે થઈ જાય છે જો હરિણી જેવી ડરપોક અને નિર્બળ પશુજાતમા પણ 'મોહ' આટલુ જોમ પ્રેરી શકે છે-પેદા કરી શકે છે, તો શ્રી જિનેન્દ્ર પ્રત્યેની ભક્તિ, જ્ઞાનપૂર્વકની ભક્તિ, શ્રી જિનપ્રાસાદના રક્ષણને માટે જેવું સૂઝે તેવુ પણ શકય કરી છૂટવાની તાલાવેલી અને તેવા પ્રકારનુ જોમ પેદા ન કરે, એ કેમ જ બને?

આજે બધા બૂમો પાડે છે કે-શાસન પર આ આક્રમણ છે ને તે આક્રમણ છે પણ એ આક્રમણોને હઠાવી દેવાને, અટકાવી દેવાને, નામશેષ કરી નાખવાને માટે જે જોમ જોઈએ, તે કયા છે? આપણે વાતો કરીએ છીએ. ચિન્તા કરીએ છીએ કાંઈક કરી છૂટવું જોઈએ-એમ પણ ઘણાઓને થાય છે એ શ્રી જિનેન્દ્ર ભગવાન અને એ તારકના શાસન પ્રત્યેની એટલી ભક્તિ સૂચવે છે, છતાં પણ, જે કરવા જોગું આપણે નથી કરી શકતા અને જે લાવવા જોગું પરિણામ છે તે પરિણામને આપણે લાવી શકતા નથી, એમા આપણા જોમની ખામી મોટી છે, કેમ કે-શ્રી જિનેન્દ્ર પ્રત્યેના આપણા ભક્તિભાવમા એટલી ખામી છે નહિતર, આવડો મોટો સમાજ, જેમા ત્યાગીઓ, તપસ્વીઓ, વિદ્વાનો, વિચારકો, ધીમન્તો, શ્રીમન્તો વગેરેનો તોટો નથી, એવો સમાજ જેનો ભક્ત હોય, ઉપાસક હોય, જેને પ્રાણથી પણ અધિક માનનારો હોય, એવા શ્રી જિનેન્દ્રના શાસન ઉપર આક્રમણ આવે શાના? અને કદાચ નાલાયકો તરફથી આક્રમણો આવી પણ જાય, તોય તે ટકી શકે શાના? એ તો આવ્યા, ન આવ્યાં,

ત્યાં તો એના ફુરચા જ ઉડી જાય. સાચી ભક્તિનું સાચું જોમ એ કોઈ જુદી જ વસ્તુ છે. આખી ભોમનું જોમ પણ એની પાસે તો રદ જ છે.

શ્રી નાગકેતુમાં શું એટલીયં અક્કલ, એટલીય સમજણ નહોતી કે–મારો હાથ દેવાથી તે કાંઈ આવડી મોટી શિલા પડતી અટકી જવાની છે? પણ ખરી વાત એ જ છે કે–જ્યાં એકાન્ત ભક્તિમયતામાંથી જ પ્રગટેલું જોમ હોય છે, ત્યાં એવા વિચારો આવતા જ નથી. એને તો પોતાનાથી શકય એટલું બધું જ, બનતું બધું જ કરી લેવાની તમન્ના જાગે છે. ધાર્યું પરિણામ આવે કે ન આવે, રક્ષણ થાય કે ન થાય, પણ મારે તો મારાથી બનતું કરી જ લેવું–આ ભાવના હોય છે. શ્રી નાગકેતુનું ધ્યેય શું હતું? પોતે જૂએ અને શ્રી જિનપ્રાસાદનો વિધ્વંસ થાય, એ એમને જોઈતું નહોતું. જીવવું તો શ્રી જિનપ્રાસાદનું રક્ષણ થાય એવી સ્થિતિમાં જીવવું, નહિ તો શ્રી જિનપ્રાસાદનો વિધ્વંસ થતાં પહેલાં શ્રી જિનપ્રાસાદનું રક્ષણ કરતે કરતે મૃત્યુને ભેટવું, આ શ્રી નાગકેતુનું ધ્યેય હતું. એટલે જ શ્રી નાગકેતુએ શ્રી જિનપ્રાસાદના શિખર ઉપર ચઢી જઈને, પોતાના હાથને ઊંચો કર્યો અને પોતાના હાથ વડે એ મહાશિલાને ધરી રાખી હોય–એવી રીતિએ શ્રી નાગકેતુ શિખર ઉપર ઊભા રહ્યા.

શ્રી નાગકેતુનું મૃત્યુ એમ થવાનું નહોતું. શ્રી જિનપ્રાસાદનો વિધ્વંસ થવાનો નહોતો. સારીય નગરીનું રક્ષણ થવાનું હતું અને રાજાનો ઉપદ્રવ પણ દૂર થવાનો હતો. એટલે બન્યું એવું કે–પેલો વ્યન્તર શ્રી નાગકેતુની તપઃશક્તિને,

શ્રી નાગકેતુના ભાવમંગલે પેદા કરેલા પ્રભાવને સહી શક્યો નહિ. એ પ્રભાવ આગળ એની શક્તિ પાંગળી પડી ગઈ. આથી, તરત જ તે વ્યન્તર દેવે પોતે વિકુર્વેલી મહાશિલાને સંહરી લીધી. તે પછીથી તે વ્યન્તરે શ્રી નાગકેતુની પાસે આવીને નાગકેતુને નમસ્કાર કર્યો. વળી વિજયસેન રાજાને તેણે લોહી વમતો કરી મૂક્યો હતો, તેના ઉપદ્રવને પણ તે વ્યન્તર દેવે શ્રી નાગકેતુના વચનથી દૂર કરી દીધો.

કોઈક વાર ઉગ્ર પુણ્યના સ્વામી એવા એકના યોગે પણ આખા નગરનું રક્ષણ થઈ જાય અને કોઈક વાર ઉગ્ર પાપના સ્વામી એવા એકના યોગે પણ આખા નગરનો વિનાશ થઈ જાય. પાપથી બચાવનાર અને પુણ્યમાં ઝિલાવનાર શ્રી જિન-સ્તુતિ છે–ભાવમંગલ છે. ભાવમંગલ, એ નિર્જરા માટે પણ અનુપમ કારણ છે અને ઉચ્ચ તથા ઉગ્ર પુણ્યના બંધ માટે પણ અનુપમ કારણ છે.

**પ્રશ્ન૦** ધરણેન્દ્ર કહી ગયા હતા ને કે–આ નાગકેતુ આ ભવમાં જ મુક્તિને પામવાના છે, એટલે એમને તો ડરવાનું કોઈ કારણ જ નહિ હતું ને?

વાહ, કમાલ કરી. શું શોધી કાઢયું છે? નબળાઓ જો આવું શોધી કાઢે નહિ, તો પોતે નબળા છતાં પોતાને સબળા માનીને જીવે જ શી રીતિએ? પરમ સત્ત્વશીલ મહા-પુરૂષની સત્ત્વમય પ્રવૃત્તિને પણ ઝાંખી પાડી દેવાનો આ કેવો પ્રયત્ન છે? હશે, આ પ્રશ્ન આવ્યો તો આના યોગે પણ ઠીક વિચાર થઈ શકશે. અહીં શ્રી નાગકેતુના ભાવમંગલનો જે એક પ્રભાવ વર્ણવાયો નહોતો, તે પણ વર્ણવાઈ જશે.

ત્યાં તો એના ફુરચા જ ઉડી જાય. સાચી ભક્તિનું સાચું જોમ એ કોઈ જુદી જ વસ્તુ છે. આખી ભોમનું જોમ પણ એની પાસે તો રદ જ છે.

શ્રી નાગકેતુમાં શું એટલીયે અક્કલ, એટલીય સમજણ નહોતી કે–મારો હાથ દેવાથી તે કાંઈ આવડી મોટી શિલા પડતી અટકી જવાની છે? પણ ખરી વાત એ જ છે કે–જ્યાં એકાન્ત ભક્તિમયતામાંથી જ પ્રગટેલું જોમ હોય છે, ત્યાં એવા વિચારો આવતા જ નથી. એને તો પોતાનાથી શક્ય એટલું બધું જ, બનતું બધું જ કરી લેવાની તમન્ના જાગે છે. ધાર્યું પરિણામ આવે કે ન આવે, રક્ષણ થાય કે ન થાય, પણ મારે તો મારાથી બનતું કરી જ લેવું–આ ભાવના હોય છે. શ્રી નાગકેતુનું ધ્યેય શું હતું? પોતે જૂએ અને શ્રી જિનપ્રાસાદનો વિધ્વંસ થાય, એ એમને જોઈતું નહોતું. જીવવું તો શ્રી જિનપ્રાસાદનું રક્ષણ થાય એવી સ્થિતિમાં જીવવું, નહિ તો શ્રી જિનપ્રાસાદનો વિધ્વંસ થતાં પહેલાં શ્રી જિનપ્રાસાદનું રક્ષણ કરતે કરતે મૃત્યુને ભેટવું, આ શ્રી નાગકેતુનું ધ્યેય હતું. એટલે જ શ્રી નાગકેતુએ શ્રી જિનપ્રાસાદના શિખર ઉપર ચઢી જઈને, પોતાના હાથને ઊંચો કર્યો અને પોતાના હાથ વડે એ મહાશિલાને ધરી રાખી હોય–એવી રીતિએ શ્રી નાગકેતુ શિખર ઉપર ઊભા રહ્યા.

શ્રી નાગકેતુનું મૃત્યુ એમ થવાનું નહોતું. શ્રી જિનપ્રાસાદનો વિધ્વંસ થવાનો નહોતો. સારીય નગરીનું રક્ષણ થવાનું હતું અને રાજાનો ઉપદ્રવ પણ દૂર થવાનો હતો. એટલે બન્યું એવું કે–પેલો વ્યન્તર શ્રી નાગકેતુની તપઃશક્તિને,

શ્રી નાગકેતુના ભાવમંગલે પેદા કરેલા પ્રભાવને સહી શક્યો નહિ. એ પ્રભાવ આગળ એની શક્તિ પાંગળી પડી ગઈ. આથી, તરત જ તે વ્યન્તર દેવે પોતે વિકુર્વેલી મહાશિલાને સંહરી લીધી. તે પછીથી તે વ્યન્તરે શ્રી નાગકેતુની પાસે આવીને નાગકેતુને નમસ્કાર કર્યો. વળી વિજયસેન રાજાને તેણે લોહી વમતો કરી મૂક્યો હતો, તેના ઉપદ્રવને પણ તે વ્યન્તર દેવે શ્રી નાગકેતુના વચનથી દૂર કરી દીધો.

કોઈક વાર ઉગ્ર પુણ્યના સ્વામી એવા એકના યોગે પણ આખા નગરનું રક્ષણ થઈ જાય અને કોઈક વાર ઉગ્ર પાપના સ્વામી એવા એકના યોગે પણ આખા નગરનો વિનાશ થઈ જાય. પાપથી બચાવનાર અને પુણ્યમાં ઝિલાવનાર શ્રી જિન-સ્તુતિ છે-ભાવમંગલ છે. ભાવમંગલ, એ નિર્જરા માટે પણ અનુપમ કારણ છે અને ઉચ્ચ તથા ઉગ્ર પુણ્યના બંધ માટે પણ અનુપમ કારણ છે.

**પ્રશ્ન૦** ધરણેન્દ્ર કહી ગયા હતા ને કે-આ નાગકેતુ આ ભવમાં જ મુક્તિને પામનારા છે, એટલે એમને તો ડરવાનું કોઈ કારણ જ નહિ હતું ને?

વાહ, કમાલ કરી. શું શોધી કાઢયું છે? નબળાઓ જો આવું શોધી કાઢે નહિ, તો પોતે નબળા છતાં પોતાને સબળા માનીને જીવે જ શી રીતિએ? પરમ સત્ત્વશીલ મહા-પુરૂષની સત્ત્વમય પ્રવૃત્તિને પણ ઝાંખી પાડી દેવાનો આ કેવો પ્રયત્ન છે? હશે; આ પ્રશ્ન આવ્યો તો આના યોગે પણ ઠીક વિચાર થઈ શકશે. અહીં શ્રી નાગકેતુના ભાવમંગલનો જે એક પ્રભાવ વર્ણવાયો નહોતો, તે પણ વર્ણવાઈ જશે.

ત્યાં તો એના ફુરચા જ ઉડી જાય. સાચી ભક્તિનું સાચું જોમ એ કોઈ જુદી જ વસ્તુ છે. આખી ભોમનું જોમ પણ એની પાસે તો રદ જ છે.

શ્રી નાગકેતુમાં શું એટલીયે અક્કલ, એટલીય સમજણ નહોતી કે–મારો હાથ દેવાથી તે કાંઈ આવડી મોટી શિલા પડતી અટકી જવાની છે? પણ ખરી વાત એ જ છે કે–જ્યાં એકાન્ત ભક્તિમયતામાંથી જ પ્રગટેલું જોમ હોય છે, ત્યાં એવા વિચારો આવતા જ નથી. એને તો પોતાનાથી શક્ય એટલું બધું જ, બનતું બધું જ કરી લેવાની તમન્ના જાગે છે. ધાર્યું પરિણામ આવે કે ન આવે, રક્ષણ થાય કે ન થાય, પણ મારે તો મારાથી બનતું કરી જ લેવું–આ ભાવના હોય છે. શ્રી નાગકેતુનું ધ્યેય શું હતું? પોતે જૂએ અને શ્રી જિનપ્રાસાદનો વિધ્વંસ થાય, એ એમને જોઈતું નહોતું. જીવવું તો શ્રી જિનપ્રાસાદનું રક્ષણ થાય એવી સ્થિતિમાં જીવવું, નહિ તો શ્રી જિનપ્રાસાદનો વિધ્વંસ થતાં પહેલાં શ્રી જિનપ્રાસાદનું રક્ષણ કરતે કરતે મૃત્યુને ભેટવું, આ શ્રી નાગકેતુનું ધ્યેય હતું. એટલે જ શ્રી નાગકેતુએ શ્રી જિનપ્રાસાદના શિખર ઉપર ચઢી જઈને, પોતાના હાથને ઊંચો કર્યો અને પોતાના હાથ વડે એ મહાશિલાને ધરી રાખી હોય–એવી રીતિએ શ્રી નાગકેતુ શિખર ઉપર ઊભા રહ્યા.

શ્રી નાગકેતુનું મૃત્યુ એમ થવાનું નહોતું. શ્રી જિનપ્રાસાદનો વિધ્વંસ થવાનો નહોતો. સારીય નગરીનું રક્ષણ થવાનું હતું અને રાજાનો ઉપદ્રવ પણ દૂર થવાનો હતો. એટલે બન્યું એવું કે–પેલો વ્યન્તર શ્રી નાગકેતુની તપઃશક્તિને,

શ્રી નાગકેતુના ભાવમંગલે પેદા કરેલા પ્રભાવને સહી શક્યો નહિ. એ પ્રભાવ આગળ એની શક્તિ પાંગળી પડી ગઈ. આથી, તરત જ તે વ્યન્તર દેવે પોતે વિકુર્વેલી મહાશિલાને સંહરી લીધી. તે પછીથી તે વ્યન્તરે શ્રી નાગકેતુની પાસે આવીને નાગકેતુને નમસ્કાર કર્યો. વળી વિજયસેન રાજાને તેણે લોહી વમતો કરી મૂક્યો હતો, તેના ઉપદ્રવને પણ તે વ્યન્તર દેવે શ્રી નાગકેતુના વચનથી દૂર કરી દીધો.

કોઈક વાર ઉગ્ર પુણ્યના સ્વામી એવા એકના યોગે પણ આખા નગરનું રક્ષણ થઈ જાય અને કોઈક વાર ઉગ્ર પાપના સ્વામી એવા એકના યોગે પણ આખા નગરનો વિનાશ થઈ જાય. પાપથી બચાવનાર અને પુણ્યમાં ઝિલાવનાર શ્રી જિન-સ્તુતિ છે–ભાવમંગલ છે. ભાવમંગલ, એ નિર્જરા માટે પણ અનુપમ કારણ છે અને ઉચ્ચ તથા ઉગ્ર પુણ્યના બંધ માટે પણ અનુપમ કારણ છે.

**પ્રશ્ન૦** ધરણેન્દ્ર કહી ગયા હતા ને કે–આ નાગકેતુ આ ભવમાં જ મુક્તિને પામવાના છે, એટલે એમને તો ડરવાનુ કોઈ કારણ જ નહિ હતું ને?

વાહ, કમાલ કરી. શું શોધી કાઢ્યું છે? નબળાઓ જો આવું શોધી કાઢે નહિ, તો પોતે નબળા છતાં પોતાને સબળા માનીને જીવે જ શી રીતિએ? પરમ સત્ત્વશીલ મહાપુરૂષની સત્ત્વમય પ્રવૃત્તિને પણ ઝાંખી પાડી દેવાનો આ કેવો પ્રયત્ન છે? હશે; આ પ્રશ્ન આવ્યો તો આના યોગે પણ ઠીક વિચાર થઈ શકશે. અહીં શ્રી નાગકેતુના ભાવમંગલનો જે એક પ્રભાવ વર્ણવાયો નહોતો, તે પણ વર્ણવાઈ જશે.

શ્રી નાગકેતુ આગલા ભવમાં એક વણિક્પુત્ર હતા. તેમની માતાનું મૃત્યુ થવાથી, બાલપણમાં જ તે માતાવિહોણા થઈ ગયા હતા. એ વણિપુક્ત્રના પિતાએ એક પત્નીનું મૃત્યુ થતાં બીજી પત્ની કરી મોટે ભાગે સ્ત્રીઓને બાળકોનો ચાહ –બાળકોનો મોહ વિશેષ હોય છે, પરન્તુ તે પોતાનાં જ બાળકોનો ! અતિ મમતાશીલ જીવોનો સ્વભાવ બહુલતયા એવો હોય છે કે–' જે મારું નહિ તે સારું નહિ અને જે મારું તે અવશ્ય સારું.' મમત્વ અન્ધ બનાવે છે, તે આનું નામ. પોતાનો હોય તો કાળો પણ રૂપાળો લાગે અને પારકો હોય તો રૂપાળો પણ કદરૂપો લાગે. આંખના અંધપણા કરતાં પણ મમત્વનું અંધપણું વધારે ખરાબ છે, કારણ કે–જે જેમ હોય, તેને તે રૂપે જોઈ શકાતું નથી. ' જે મારો તે જ સારો અને જે મારો નહિ તે સારો પણ નહિ ' આ જેવી–તેવી અન્ધતા નથી. શ્રી નાગકેતુના જીવને, તેના પિતાએ બીજી પત્ની કરવાથી માતા તો મળી, પણ તે અપરમાતા મળી ! માતા મળવાથી બાળકને આનંદ થાય, સુખ થાય, શાન્તિ થાય; જ્યારે શ્રી નાગકેતુના જીવ વણિક્પુત્રને માતાના અભાવનું દુઃખ તો હતું જ અને એ સિવાય જે કાંઈ સુખશાન્તિ હતી, તે પણ અપરમાતા આવતાં હરાઈ ગઈ. અપરમાતાએ તેને ખૂબ જ પીટવા માંડ્યો. છોકરો પોતાનો નથી, પણ પોતાના ધણીનો તો છે ને ? અપરમાતાને પણ છોકરો માતા કહીને જ સંબોધે છે ને ? પણ વિવેકહીન હોવાથી અતિશય મમત્વવાળું હૈયું હોય, એટલે એને પારકા ઉપર પ્રેમ થવાને બદલે ઈર્ષ્યા જાગે. દયા પણ આવે નહિ.

જે જ્ઞાન વિવેકશૂન્ય હોય અગર વિવેકને પમાડવાને માટે અસમર્થ હોય, તે જ્ઞાનને શ્રી જૈનશાસન અજ્ઞાન કહે છે, મિથ્યાજ્ઞાન કહે છે. કારણ? વણિક્પુત્રની માતાને જે જ્ઞાન હતું કે–'આ મારો પુત્ર નથી, પણ મારી શોકયનો પુત્ર છે' તે શું અજ્ઞાન હતું? મિથ્યાજ્ઞાન હતું? હા, કારણ કે–તે જ્ઞાને એ બાઈને દ્વેષિણી બનાવી. તેનો પોતાનો પુત્ર હોત, તો તે બાઈને પોતાના પુત્ર સંબંધીનું જ્ઞાન રાગિણી બનાવી દેત. આ મારો પુત્ર નથી–એ જ્ઞાન અને આ મારો પુત્ર છે–એ જ્ઞાન જો સાચું જ્ઞાન હોત, એટલે વિવેકપૂર્વકનું એ જ્ઞાન હોત, તો એ બાઈને એ ઉભય પ્રકારનાં જ્ઞાનો થવા સાથે ખ્યાલ આવત કે–પુત્ર તરીકેનો સંબંધ અને પુત્ર તરીકેના સંબંધનો અભાવ, એ માત્ર આ ભવને આશ્રયીને છે. આ ભવમા જે મારો પુત્ર નથી, પારકો પુત્ર છે, તે પૂર્વના ને આવતા ભવાન્તરોમા મારો પુત્ર નહોતો ને મારો પુત્ર નહિ હશે, એવું કહી શકાય નહિ, તેમ જ આ ભવમા જે મારો પુત્ર છે, તે પૂર્વના ને આવતા ભવાન્તરોમાં પણ મારો જ પુત્ર હશે, એવુય કહી શકાય નહિ. આ મારો પુત્ર છે અને આ પારકો પુત્ર છે, એ તો ઉપચારભાષા છે, વ્યવહારભાષા છે, સાપેક્ષ ભાષા છે. આ ભવમાં પારકો ગણાતો, ભવાન્તરોમાં મારા પુત્ર રૂપે પણ હોઈ શકે, મારા પતિ રૂપે પણ હોઈ શકે, મારા પિતા રૂપે પણ હોઈ શકે, હું પતિ હોઉં ને એ પત્ની રૂપે હોય એમેય બની શકે, મારા ભાઈ રૂપે પણ હોઈ શકે અને મારી બેન રૂપે પણ હોઈ શકે–એમ તેની સાથે મારે અનેક સંબંધો હોઈ શકે. વળી આ ભવમાં મારો ગણાતો, ભવાન્તરોમાં પારકો પણ હોઈ શકે ને

મારો દુશ્મન વગેરે પણ હોઈ શકે. અનન્તાનન્ત ભવોમાં એક જીવને અન્ય જીવોની સાથે અનન્તાનન્ત સારા–માઠા સંબંધો થયેલા હોય. 'આ બીજાનો પુત્ર છે' અગર 'આ મારો પુત્ર છે'–એ જ્ઞાન જો વિવેકપૂર્વકનું હોય, તો આવા ઘણા ખ્યાલો આવે. જ્યારે એ જ્ઞાન જો વિવેકહીન હોય, તો પારકો કેવળ પારકો જ અને પોતાનો કેવળ પોતાનો જ લાગે. આવું લાગે તેમાં એ જીવોની સાથેના અન્ય સંબંધોનો નિષેધ થઈ જાય છે, માટે તે જ્ઞાનને અજ્ઞાન અગર મિથ્યાજ્ઞાન કહેવાય છે. વિવેક હોય ત્યાં રાગ–દ્વેષનો સર્વથા અભાવ જ હોય એવું કહેવાય નહિ, પણ વિવેક હોય ત્યાં જે રાગ–દ્વેષ હોય તે અન્ધ બનાવનાર ન હોય. 'આ મારો પુત્ર અને આ પારકો પુત્ર'–એવું લાગે, તો પણ 'મારો આત્મા એકલો છે; હું કોઈનો નથી અને કોઈ મારું નથી; જીવ માત્ર સ્વતન્ત્ર છે; સંબંધ કર્મજન્ય છે; સારા–નરસા કર્મથી સારો–નરસો સંબંધ હોય; કર્મનો ફંદ ન હોય તો કશો સંબંધ ન હોય.' –આવો ખ્યાલ પણ વિવેકના યોગે આવ્યા વિના રહે નહિ. 'આ પારકો પુત્ર અને આ મારો પુત્ર' એ જ્ઞાન સર્વથા ખોટું પણ નથી અને સર્વથા સાચું પણ નથી. અપેક્ષાએ એ જ્ઞાન સમ્યક્ પણ છે અને અપેક્ષાએ એ જ્ઞાન મિથ્યા પણ છે. આપણે વિચારી આવ્યા તેમ વિવેકપૂર્વકનો ખ્યાલ હોય તો એ સમ્યગ્જ્ઞાન છે અને એવો ખ્યાલ ન હોય તો અન્ય સંબંધોનો નિષેધ થતો હોવાથી એ જ્ઞાન મિથ્યાજ્ઞાન છે. આ ઉપરથી તમે સમજી શકશો કે–વિવેકશૂન્ય અને વિવેકને પમાડવામાં અસમર્થ એવા જ્ઞાનને, શ્રી જૈન શાસન કયા કારણે

અજ્ઞાન અગર મિથ્યાજ્ઞાન તરીકે ઓળખાવે છે. દરેક જીવના અને દરેક અજીવના દરેક પ્રકારના જ્ઞાનને, આ રીતિએ સમ્યગ્જ્ઞાન કે મિથ્યાજ્ઞાન રૂપે ઘટાવી શકાય.

શ્રી નાગકેતુના જીવ વણિક્પુત્રની, તેની અપરમાતાના યોગે જેવી દશા થઈ જવા પામી, તેવી દશા આજે જો કોઈની પણ થઈ જવા પામી હોય, તો એવા વખતે, અજ્ઞાન મિત્રો એને કેવીક સલાહ આપે? કાં તો માની સામે થવાનું કહે, કાં તો બાપની સામે થવાનું કહે. કાં તો માને રંજાડવાનો ઉપાય સૂચવે અથવા તો ઘરમાંથી જે કાંઈ હાથ લાગે તે લઈને ક્યાંક ભાગી જવાની સલાહ આપે. આવું કાંઈ કરે કે બીજું કાંઈ કરે? 'ભાઈ! થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ'–એવું જ કહેનારા મિત્રો મોટે ભાગે મળે ને? 'તારો બાપ આંધળો છે, વિષયલુબ્ધ છે, તારા તરફ પ્રેમ વિનાનો છે અને તારી મા તારી દ્વેષિણી છે. તારા બાપને પણ એણે જ ભરમાવી દીધો છે.'–આવું આવું કહીને એ દુઃખી પુત્રને ઉશ્કેરનારા અને તેના હૈયામાં તેનાં માતા–પિતા પ્રત્યે કારમો દ્વેષ ઉત્પન્ન કરનારા મિત્રો જ મોટે ભાગે મળે ને? વિચાર કરો ને કે–તમે પોતે જ એ વણિક્પુત્રના કે એના જેવા કોઈ દુઃખીના મિત્રને સ્થાને હો, તો તમે એને એવા વખતે કેવી સલાહ આપો?

પ્રશ્ન૦ એવા વખતે કેવી સલાહ આપવી જોઈએ?

શ્રી નાગકેતુના જીવ વણિક્પુત્રને તેના મિત્રે જેવી સલાહ આપી છે, તેવા જ પ્રકારની સલાહ આપવી જોઈએ.. એ મિત્રે વણિક્પુત્રના વિચારની આખી દિશાને જ પલટાવી

નાખી. વણિક્પુત્રને જે પીડા ભોગવવી પડતી હતી, તે પીડાના કારણ રૂપે વણિક્પુત્ર પોતાની અપરમાતાને સમજતો હતો. ત્યારે તેના મિત્રે તેને સમજાવ્યું કે-'તારી પીડાનું મૂળ કારણ તો તું પોતે જ છો. તું પોતે જો તારી પીડાનું કારણ બનેલો ન હોત, તો તારી અપરમાતા તને પીડા આપવાને સમર્થ બની શકત જ નહિ. તને પીડા આપવા જોગું તારી અપરમાતાનું સામર્થ્ય, મુખ્યત્વે તો તારાં પોતાના જ દોષને આભારી છે. પૂર્વભવે તેં પાપ આચર્યું છે અને પુણ્ય આચર્યું નથી, માટે જ તું તારી અપરમાતા તરફથી પીડાનો ભોગ બની ગયો છે.' અહીં પણ જૂઓ કે-જ્ઞાન વિવેકપૂર્વકનું હોય તો કેવી સલાહ આપવાનું સૂઝે છે? વિવેકપૂર્વકનો જ્ઞાની એવી સલાહ આપે કે-એ સલાહને અનુસરવાથી કોઈનેય નુકસાન થાય નહિ અને શક્ય એટલો સૌને લાભ થાય. વણિક્પુત્રને એના મિત્રે જે સલાહ આપી છે, તે એવી છે કે-વણિક્પુત્રને પોતાના પિતા તરફ કે પોતાની અપરમાતા તરફ રોષ પ્રગટે નહિ અને પહેલાં તેમના તરફ જો રોષ પ્રગટ્યો હોય, તો તે પણ ચાલ્યો જાય. એના યોગે તે પાપચિન્તાઓથી તથા પાપકાર્યોથી અટકી જાય અને પુણ્યકાર્ય તરફ વળે. આમ બેય પક્ષનું કલ્યાણ થાય. વણિક્પુત્રને એના મિત્રે એ જ કહ્યું છે કે-

**'त्वया पूर्वजन्मनि तप: न कृतं, तेनैव पराभवं लभसे।'**

પૂર્વજન્મમાં તેં તપ નથી કર્યો, તેથી તું આવા પરાભવને-બીજાઓ તરફથી આવતી પીડાઓને પામે છે!

આ વાત ઘણી ટૂંકી છે, પણ આ ઘણી ટૂંકી વાતમાંય ઘણો મોટો સાર રહેલો છે. સલાહ આપો તો આવી આપો!

પોતાના મિત્રની આવી સુન્દર સલાહથી, વણિક્પુત્ર પ્રતિબોધિત થાય છે અને ત્યારથી તે યથાશક્તિ તપશ્ચરણ કરવામાં રક્ત બની જાય છે. થઈ ને ભાવમંગલની શરૂઆત ? વણિક્પુત્રની ભવિતવ્યતા ઘણી સુન્દર છે, એટલે એને મિત્ર પણ વિવેકપૂર્વકના જ્ઞાનને ધરનારો મળે છે અને એની સલાહ પણ વણિક્પુત્રને રુચી જાય છે. વણિક્પુત્રની ભવિતવ્યતા સારી ન હોત, તો એને કોઈ આજના અજ્ઞાનિઓના જેવો મિત્ર મળત અથવા વિવેકપૂર્વકના જ્ઞાનને ધરનારો મિત્ર મળત, તો પણ તેની સુન્દરમાં સુન્દર એવીય સલાહ વણિક્પુત્રને રુચત નહિ જેવી ભવિતવ્યતા હોય છે, તેવા જ સંયોગો આવી મળે છે, તે આનું નામ ! દરેક કાર્યો ભવિતવ્યતા આદિ પાંચ કારણોના યોગે જ બને છે, પણ એ પાંચ કારણોમાં આ પ્રસંગમાં ભવિતવ્યતાની પ્રધાનતા જણાય છે.

તમારામાંના કોઈને એમ તો નથી થતું ને કે મહારાજ શ્રી ભગવતીજી સૂત્ર વાંચવા બેઠા છે કે શ્રી નાગકેતુની કથા વાંચવા બેઠા છે ? આવો વિચાર કરવા જેવો પણ નથી. શ્રી નાગકેતુની કથા તો દરેક પજુસણમાં વંચાય છે, કેમ કે–શ્રી કલ્પસૂત્રની ટીકાઓમાં તેનો અધિકાર વર્ણવાએલો છે, પરન્તુ તે સમયે આટલા વિસ્તારથી આ વાત વર્ણવાતી નથી. અહીં તો ભાવમંગલનો અધિકાર ચાલે છે અને શ્રી નાગકેતુની કથા ભાવમંગલના પ્રભાવથી ભરપૂર છે. એટલે કહેવાય છે કથા, પણ વિષય પુષ્ટ બને છે ભાવમંગલનો ! તેય તમે–તમારામાંનાઓએ પ્રશ્નો કર્યા, એટલે ભાવમંગલના પ્રભાવને સમજાવવાને માટે આ પણ એક ઘણું જ સુન્દર ઉદાહરણ

છે, એવી સ્મૃતિ તાજી થઈ વગર ઉપયોગે ઉપયોગમાં આવે એવું જ્ઞાન આપણી પાસે નથી. શ્રી નાગકેતુના જીવનનું જ્ઞાન હતું, પણ પ્રશ્નોના નિમિત્તથી તે જ્ઞાન ઉપયોગને પામ્યું. વળી આ કથાના પ્રસંગોથી–તેનાં વર્ણનમાં ઊતરવાથી, પીઠિકા સુન્દર અને મજબૂત બનતી જાય છે. શ્રી ભગવતીજી સૂત્રને સાંભળવાની લાયકાત તમારામાં ન હોય તો આવે અને હોય તો તે નિર્મળ બને, એ માટે પણ આ વર્ણન ઉપયોગી છે. પ્રસંગે પ્રસંગે આ કથામાં અને તે પૂર્વે પણ જે જે બાબતો કહેવાઈ છે, તે બાબતો જો તમને બરાબર યાદ રહેશે, તો તમે ટીકાકાર મહર્ષિએ મંગલાચરણ કરતાં કરેલી શ્રી જિનસ્તુતિના સારને તેમજ તે પછી આવનારા અધિકારોના સારને બહુ જ સારી રીતિએ ગ્રહણ કરી શકશો.

સન્મિત્રની સાચી સલાહથી, વણિક્પુત્ર યથાશક્તિ તપશ્ચરણ કરવામા રક્ત બની ગયો છે. એવામાં શ્રી પર્યુષણાપર્વ નજદીકમાં આવી પહોચે છે. આથી એક વાર રાતના સૂતી વખતે તે વણિક્પુત્ર મનમાં એવો નિશ્ચય કરે છે કે–'આગામી પર્યુષણાપર્વમાં હું અવશ્ય અટ્ઠમનો તપ કરીશ ' આવો વિચાર કરીને તે સૂઈ ગયો. એ વણિક્પુત્રને સૂવાને માટેની રોજની જગ્યા તો બીજી હતી, પણ ભવિતવ્યતાના યોગે તે વણિક્પુત્ર તે રાત્રે ઘાસની ઝૂંપડીમાં સૂઈ ગયો.

એની અપરમાતાના હૈયામાં તો એના પ્રત્યે અતિશય દ્વેષ હતો અને એથી એ બાઈ તો એના મૃત્યુને જ ઝખી રહી હતી. વણિક્પુત્રનું મન જેટલું વિશુદ્ધ હતું, તેટલું જ તેની અપરમાતાનું મન અશુદ્ધ હતું. તેણીને ખબર પડી કે–

આજે છોકરો ઘાસની ઝૂંપડીમાં સૂઈ ગયો છે, એટલે એને તો ગોળનું ગાડું મળવા જેવો આનંદ થયો. તેણીને લાગ્યું કે-'આજે ઘણે સમયે ખરેખરી તક મળી ગઈ છે. આવી તક ફરી ફરીને મળે નહિ, માટે આજે ચૂકવા જેવું નથી.' આમ વિચારીને, તરત જ તેણીએ નજદીકમાં જે અગ્નિ હતો, તેમાંના એક કણને લઈને ઝૂંપડીમાં નાખ્યો.

ઘાસની ઝૂંપડીને સળગતાં વાર કેટલી ? અને ઘાસની ઝૂંપડી ચોમેરથી સળગે, પછી અંદરનો આદમી જો બચે તો એ આશ્ચર્ય જ ગણાય. ઝૂંપડીના સળગી જવાની સાથે પેલા વણિક્‌પુત્રનો દેહ પણ સળગી ગયો, પણ અટ્ઠમના ધ્યાનના પ્રભાવે એ વણિક્‌પુત્રનો જીવ, ચન્દ્રકાન્તા નામની નગરીમાં શ્રીકાન્ત નામના એક મોટા ધનિકને ત્યાં, તે શેઠની શ્રીસખી નામની ભાર્યાથી પુત્રપણે ઉત્પન્ન થયો. એ જ આ શ્રી નાગકેતુ.

શ્રી નાગકેતુને કુટુંબમાં ચાલી રહેલી શ્રી પર્યુષણાપર્વમાં અટ્ઠમનું તપ કરવાની વાત કાને પડતાં, જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું અને એથી તેમણે સ્તનપાન કરવાની અવસ્થામાં પણ અટ્ઠમનો તપ કર્યો. ધાવતું બાળક અટ્ઠમના તપને જીરવી શકે ? આત્માનું બળ ખરું, પણ શરીરનું બળ નહિ ને ? શરીર તો અતિશય કોમળ, એટલે એ કરમાયા વગર રહે નહિ. શ્રી નાગકેતુને કરમાતા જોઈને મા-બાપે ઘણા ઉપાયો કર્યા, પણ તે નિષ્ફળ ગયા. શ્રી નાગકેતુ ધાવે પણ નહિ અને મોઢું ખોલે પણ નહિ. થોડા વખતમાં શ્રી નાગકેતુ મૂર્છાધીન બની ગયા. એમની મૂર્છાને સ્વજનોએ મૃત્યુ રૂપે કલ્પી અને એથી તેઓ એ બાળકને ભૂમિમાં દાટી આવ્યા.

પાછળ ને પાછળ, તરત જ, શ્રી નાગકેતુના પિતા પણ મૃત્યુ પામ્યા. એકનો એક છોકરો. ઘણાં વર્ષોની માન્યતાઓથી જન્મેલો. તે પણ જીવ્યો નહિ, એના આઘાતથી શ્રી નાગકેતુના પિતાનું મૃત્યુ થયું.

એ સમયે એ રાજ્યમાં એવો રિવાજ હતો કે–જે માણસનું મૃત્યુ થાય, તે જો પુત્ર વિનાનો, સંતાન વિનાનો હોય, તો તેનું ધન રાજા લઈ જાય. આથી શ્રી નાગકેતુના પિતાનું મૃત્યુ થતાં, તેનું ધન લેવાને માટે રાજાના સુભટો શ્રી નાગકેતુના ઘરે આવી પહોંચ્યા.

બીજી તરફ શ્રી નાગકેતુના અઠ્ઠમ તપના પ્રભાવથી ધરણેન્દ્રનું સિંહાસન કંપ્યું. ધરણેન્દ્રે અવધિજ્ઞાનના ઉપયોગથી, શ્રી નાગકેતુ જીવતા દટાયા છે, એ વગેરે જાણ્યું. તરત જ ત્યાં આવીને, ધરણેન્દ્રે શ્રી નાગકેતુને અમૃત છાંટીને સચેત બનાવ્યા અને આશ્વાસન દીધું. પછી બ્રાહ્મણના રૂપને ધરીને, ધરણેન્દ્ર, શ્રી નાગકેતુના ઘરમાં આવ્યા અને રાજાના સુભટોને શ્રી નાગકેતુના પિતાનું ધન ગ્રહણ કરતાં અટકાવ્યા.

રાજાને એ વાતની ખબર પડી, એટલે રાજા જાતે ત્યાં આવ્યો અને બ્રાહ્મણના રૂપમાં રહેલા ધરણેન્દ્રને તેણે ધન લેતાં અટકાવવાનું કારણ પૂછ્યું.

ધરણેન્દ્રે કહ્યું કે–'આ શેઠનો પુત્ર મરી ગયો નથી પણ જીવે છે.' એમ કહીને, રાજાએ પૂછવાથી, ધરણેન્દ્ર શ્રી નાગકેતુને જીવિતાવસ્થામાં ભૂમિમાંથી બહાર કાઢી લાવ્યા.

આવું અતર્કિત બનતાં, સૌએ ચકિત થઈને તે બ્રાહ્મણને પૂછ્યું કે–'તમે કોણ છો?'

બ્રાહ્મણે કહ્યુ કે-'હું ધરણેન્દ્ર છું અને આ બાળ મહાત્માએ અટ્ઠમનો તપ કરેલો હોવાથી, તેમની સહાયે હું આવ્યો છું.'

રાજાદિકે પૂછ્યું કે-'આવડા નાના બાળકે અટ્ઠમનો તપ શી રીતિએ કર્યો?'

ધરણેન્દ્રે રાજાદિકને શ્રી નાગકેતુના પૂર્વભવની–વણિકપુત્રના ભવની હકીકત કહી. અન્તે કહ્યું કે-'આ બાળે પૂર્વભવે કરવા ધારેલો અટ્ઠમનો તપ અહીં કર્યો આ મહાપુરૂષ લઘુકર્મી છે અને આ ભવને અન્તે જ મુક્તિને પામનાર છે, માટે તમારે તેનું યતનાથી પાલન કરવુ આ મહાપુરૂષ તમારા પણ મોટા ઉપકારને માટે થશે.'

આમ કહીને, ધરણેન્દ્રે પોતાનો હાર તે બાળ મહાપુરૂષના કંઠમાં નાખ્યો અને તે પછીથી તે પોતાના સ્થાને ગયા.

તેમના ગયા બાદ, સ્વજનોએ, શ્રી નાગકેતુના પિતાના મૃતકાર્યને કર્યું અને બાલકનું 'નાગકેતુ' એવું નામ સ્થાપિત કર્યું. આ હકીકત ઉપરથી તમે સમજી શક્યા હશો કે-શ્રી નાગકેતુ આ ભવમાં જ મોક્ષને પામવાના છે એટલું જ ધરણેન્દ્રે કહ્યુ હતું, પણ વિશેષ વિગત કહી નહોતી વધારામાં કહીએ તો, ધરણેન્દ્રે રાજાદિકને કહ્યું હતું કે-'તમારા મોટા ઉપકારને માટે આ બાળક થશે.' પણ શિલાની કે બીજી કોઈ વાત કહી નહોતી શ્રી નાગકેતુ શ્રી જિનપ્રાસાદના શિખર ઉપર ચઢ્યા ન હોત, તોય મુક્તિને તો પામવાના જ હતા. પછી શિખર ઉપર ચઢ્યા શું કામ? હૈયામાં અનુપમ એવી શ્રી જિનભક્તિ હતી માટે જ! શિલાનો પ્રસંગ એવો

શ્રી ભરત ચક્રવર્તી અનિત્યાદિ ભાવનામાં ઝીલ્યા, એ શું હતું? શ્રી વીતરાગતાની ભાવના કહો કે શ્રી જિનસ્તુતિ કહો, એમાં ભેદ ક્યાં છે? એ ચક્રી આરિસાભવનમાં કેવલજ્ઞાન પામ્યા, સંસારની પ્રશંસા કરીને કે વીતરાગપણાની પ્રશંસા કરીને? આરિસાભવનમાં પણ શ્રી ભરત મહારાજાના હૃદયથી શ્રી જિનેશ્વરદેવ દૂર નહોતા, માટે ત્યાં વીતરાગપણાની સ્તુતિ હતી. હાથની આંગળીમાંથી એક વીંટી નીકળી પડી, એટલા નિમિત્ત માત્રમાંથી ભાવનારૂઢ બનવું અને ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થઈને કેવલજ્ઞાન પ્રાપ્ત કરવું, એ ક્યારે બને? હૈયામાં શ્રી વીતરાગની વાણીનો અને શ્રી વીતરાગની સ્તુતિનો વાસ હોય ત્યારે જ! તમારી વીંટી કે આભૂષણ કોઈ વાર નહિ પડી ગયું હોય? વીંટી કે આભૂષણ પડી જાય, તો શો વિચાર આવે? ઝટ ધ્રાસકો પડે અને ઉપાડીને પહેરી લેવાનો વિચાર આવે. શ્રી ભરત મહારાજાને વીંટી વિનાની આંગળી નિસ્તેજ દેખાતાં, દેહની નિસ્તેજતાનું ભાન થયું. દેહની ક્ષણિકતાનું ભાન થયું. પારકી શોભામાં રાચવાની મૂર્ખાઈનું ભાન થયું. અને આત્માની સાચી શોભાનો વિચાર આવ્યો. આત્મસ્વરૂપની વિચારણામાં એવા ચઢ્યા કે–ત્યાં ને ત્યાં ચારેય ઘાતી કર્મોને ક્ષીણ કરી નાખીને, એ મહાપુરૂષે આત્માના સ્વભાવ રૂપ કેવલજ્ઞાનને અને કેવલદર્શનને ઉપાર્જ્યું.

**શ્રી ભરત મહારાજાની કાળજી :**

શ્રી ભરત ચક્રવર્તીએ પોતાના સાધર્મિકોને માટે રસોડું ખોલી રાખ્યું હતું. સાધર્મિકો ત્યાં જમે અને ધર્મક્રિયાઓ

હતો કે-ભલભલા મુઝાઈ જાય. વ્યગ્રતાના સમયે તો ઘણી વાતો ભુલાઈ જાય છે. શ્રી નાગકેતુને પોતાના મોક્ષની ખાતરી હતી, માટે જ તેઓ શ્રી જિનપ્રાસાદના શિખર ઉપર નહોતા ચઢયા, પણ જો શ્રી જિનપ્રાસાદનો વિધ્વંસ જ થાય, તો તે પહેલાં પોતાનો વિધ્વંસ-પોતાના દેહનો વિધ્વંસ થાય, એ માટે જ તેઓ શિખર ઉપર ચઢયા હતા. શ્રી નાગકેતુ તે વખતે બીજો કોઈ વિચાર કરવાને થોભ્યા નથી. પ્રશ્નકારે કહ્યું કે-'એમને ડર નહોતો.' એ વાત સાચી છે, પણ પ્રશ્નકારે એમને ડર નહોતો એનું કારણ ખોટું કલ્પ્યું છે. આ ભવમાં જ પોતે મુક્તિને પામવાના છે-એવી એમને ખબર હતી, માટે તેમને ડર નહોતો-એમ નહિ; પણ શ્રી જિનેન્દ્ર પ્રત્યેની અપૂર્વ ભક્તિનું જે જોમ એમના હૈયામાં હતું, તેને લીધે જ તેમને ડર નહોતો. એવા મહાપુરૂષોના આદર્શને, આપણે આપણા કલ્યાણને માટે ઝીલવાનો છે.

**આરિસાભવનમાં પણ હૈયે ભગવાન હતા જ:**

આપણી મૂળ વાત તો એ હતી કે-ભાવમંગલ વિના કોઈની પણ સિદ્ધિ નથી. જે કોઈ સિદ્ધિને પામ્યા છે, ક્ષેત્રાન્તરે પામે છે અને પામશે, તે ભાવમંગલના યોગે જ સિદ્ધિને પામ્યા છે, પામે છે અને પામશે. ભાવમંગલમાં પણ શ્રી જિનેન્દ્રની સ્તુતિ, ભક્તિના જેવું ઉત્કૃષ્ટ અને લોકોત્તર ભાવમંગલ અન્ય કોઈ નથી.

પ્રશ્ન૦ ભરત ચક્રવર્તીએ આરિસાભવનમાં કેવલજ્ઞાન મેળવ્યું, તો ત્યાં શ્રી જિનેશ્વરની સ્તુતિ ક્યાં હતી?

શ્રી ભરત ચક્રવર્તી અનિત્યાદિ ભાવનામાં ઝીલ્યા, એ શું હતું? શ્રી વીતરાગતાની ભાવના કહો કે શ્રી જિનસ્તુતિ કહો, એમાં ભેદ ક્યાં છે? એ ચક્રી આરિસાભવનમાં કેવલજ્ઞાન પામ્યા, સંસારની પ્રશંસા કરીને કે વીતરાગપણાની પ્રશંસા કરીને? આરિસાભવનમાં પણ શ્રી ભરત મહારાજાના હૃદયથી શ્રી જિનેશ્વરદેવ દૂર નહોતા, માટે ત્યા વીતરાગપણાની સ્તુતિ હતી હાથની આંગળીમાંથી એક વીંટી નીકળી પડી, એટલા નિમિત્ત માત્રમાથી ભાવનારૂઢ બનવું અને ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થઈને કેવલજ્ઞાન પ્રાપ્ત કરવુ, એ ક્યારે બને? હૈયામાં શ્રી વીતરાગની વાણીનો અને શ્રી વીતરાગની સ્તુતિનો વાસ હોય ત્યારે જ! તમારી વીંટી કે આભૂષણ કોઈ વાર નહિ પડી ગયું હોય? વીંટી કે આભૂષણ પડી જાય, તો શો વિચાર આવે? ઝટ ધ્રાસકો પડે અને ઉપાડીને પહેરી લેવાનો વિચાર આવે. શ્રી ભરત મહારાજાને વીંટી વિનાની આગળી નિસ્તેજ દેખાતાં, દેહની નિસ્તેજતાનું ભાન થયું દેહની ક્ષણિકતાનું ભાન થયું. પારકી શોભામાં રાચવાની મૂર્ખાઈનું ભાન થયું. અને આત્માની સાચી શોભાનો વિચાર આવ્યો. આત્મસ્વરૂપની વિચારણામાં એવા ચઢ્યા કે ત્યા ને ત્યાં ચારેય ઘાતી કર્મોને ક્ષીણ કરી નાખીને, એ મહાપુરુષે આત્માના સ્વભાવ રૂપ કેવલજ્ઞાનને અને કેવલદર્શનને ઉપાર્જ્યું.

**શ્રી ભરત મહારાજાની કાળજી**

શ્રી ભરત ચક્રવર્તીએ પોતાના સાધર્મિકોને માટે રસોડું ખોલી રાખ્યું હતું. સાધર્મિકો ત્યા જમે અને ધર્મક્રિયાઓ

કરે. એ સાધર્મિકોને તેમણે એક કામ સોંપ્યું હતું. તે એ કે–જ્યારે હું રાજસભામાં સિંહાસને બેસું, તે વખતે તમારે આવીને મને કહેવું કે–'આપ જિતાએલા છો, આપને શિરે ભય વધતો જાય છે, માટે હણો નહિ–હણો નહિ!'

છ ખંડનો ધણી, જેની સેવામાં બત્રીશ હજાર મુકુટબદ્ધ રાજાઓ હાજર રહે, જેની આજ્ઞાને જગતનો મોટામાં મોટો ભડવીર પણ ઉલ્લંઘી શકે નહિ, એ શ્રી ભરત ચક્રવર્તી, જિતાએલા હતા કે જીતેલા હતા?

સિંહાસને બેસીને મોટી બિરુદાવલીઓને સાંભળવાનું મન થાય કે આવું સાંભળવાનું મન થાય? ચક્રવર્તી જેવો ભરસભામાં એવું સાંભળી લે કે–તમે જિતાએલા છો અને તમારે માથે ભય વધતો જાય છે?

બાહ્ય દૃષ્ટિએ તો, એ જીતેલા જ હતા અને એમને કોઈનોય ભય નહોતો, પણ સૌને એમનો ભય હતો; પરન્તુ આ તો આત્મિક દૃષ્ટિ છે. એ જાણતા હતા કે–આન્તર રિપુઓથી હું જિતાએલો છું, એથી મારે માથે ભય વધતો જાય છે અને એ માટે જ મારે અહિંસક બનવું જોઈએ સઘળીય હિંસાઓથી સર્વથા નિવૃત્ત થવાની એમની ભાવના હતી, કારણ કે–ભયનું ખરું કારણ હિંસા છે. જે સર્વથા અહિંસક બને છે, તે ભયથી પર બને છે અને તેના આન્તર રિપુઓ ભાગવા માંડે છે.

વિચારો કે–સિંહાસનારૂઢ એવા પણ શ્રી ભરત ચક્રવર્તીમાં કેવી વિવેકબુદ્ધિ હતી? પોતે ભાનભૂલા બનવા પામે નહિ–તેની તેમને પોતાને કેટલી બધી કાળજી હતી?

LIBRARY



**હૈયામાં શ્રી જિનરાજ હતા, એ માટે જ-**
**-ચક્રરત્નની પૂજા પહેલી કરી નહિ :**

અરે, આ તો શ્રી ઋષભદેવ ભગવાનને કેવલજ્ઞાન થયા પછીની, એ તારકની અમૃતવાણી કાને પડયા પછીની વાત છે; પણ તે પહેલાંનોય એક પ્રસંગ જુઓ. શ્રી ઋષભદેવ યાને શ્રી આદિનાથ ભગવાન એમના હૃદયમન્દિરમાં કેવા વસ્યા હતા, તે આપણે જોઈએ. શ્રી ઋષભદેવ ભગવાનને કેવલજ્ઞાન પ્રાપ્ત થયાના અને પોતાની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયાના-એમ બન્નેય સમાચારો શ્રી ભરત મહારાજાને સાથે મળે છે.

ચક્રરત્ન ઉત્પન્ન થાય ત્યારે તેની પૂજા કરવી, એવો ચક્રવર્તીઓનો આચાર છે. બીજી તરફ તાતને જે કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે, તેનો મહોત્સવ કરવો, એ ધાર્મિક કર્ત્તવ્ય છે. એક ક્ષણ માટે શ્રી ભરત મહારાજા વિચાર કરે છે કે-"આ બેમાંથી પહેલી પૂજા કોની કરું ?" અને તે પછી તરત જ તાતના કેવલજ્ઞાનનો ઉત્સવ ઊજવવાની તૈયારી કરવાની આજ્ઞા આપે છે.

ચક્ર પોતાનું છે, કેવલજ્ઞાન તાતને થયું છે. ચક્રથી છ ખંડ સાધવાના છે, જગતભરમાં વિજયડંકો એના યોગે વાગવાનો છે, ભોગસૃષ્ટિનો વિસ્તાર એનાથી જ થવાનો છે, પણ હૃદયનું વલણ કયી તરફ છે એ જોવાનું છે. ક્ષણભર વિચાર આવી ગયો કે-'પ્રથમ શું કરવું ? તાતના કેવલજ્ઞાન કલ્યાણકનો ઉત્સવ કે ચક્રની પૂજા ?' પણ તરત જ થયું કે-'અરે, આ વિચાર ? વિશ્વના પ્રાણી માત્રને અભયના દાતા

તાત ક્યાં અને પ્રાણિઓનું ઘાતક ચક્ર ક્યાં ?' એમાં પહેલી પૂજા કોની કરવી, એમાં વિચાર જ શો કરવાનો ? ચક્ર તો ઉત્પાત મચાવનારું છે. એનાથી મને લાભ થાય તોય તે આ ભવ પૂરતો છે, જ્યારે પરમ તારક તાતની–પ્રભુની પૂજા તો ભવોભવ સુખ આપનારી છે.

ચક્રરત્નમાં ફસાઈ જનારને, એને નહિ તજતાં એના ભોગવટામાં આજીવન ચોંટ્યા રહેનારને, એ ચક્ર અને એ ચક્રાદિ દ્વારા પ્રાપ્ત સામગ્રી તો નારકીનાં દુઃખોની ભેટ આપે છે. જેના હૈયામાં ભગવાન ન હોય, એને તો ચક્ર ચકરાવે જ ચઢાવી દે છે. સંસારના સુખની અને જગતમાં વિજયનો ડંકો વગડાવવાની હોંશવાળો તો પહેલી પૂજા ચક્રની જ કરે, કેમ કે–એની બધીય હોંશ એ ચક્રના યોગે જ પુરાય તેમ હોય છે, પણ આ તો શ્રી ભરત મહારાજા હતા. ચક્રની પૂજાને મોકુફ રાખીને, ચક્રની પૂજાને પછીથી કરવાનું રાખીને, એ તો પિતાની પૂજામાં પ્રથમ દોડ્યા. પિતાની પાસે જવાને માટે માતાની પાસે ગયા અને માતાને સાથે લઈને બાદશાહી ઠાઠથી ભગવાનની પાસે જવાને નીકળ્યા.

ભોગસામ્રાજ્યમાં ગળાબૂડ ખૂંચેલા હોવા છતાં પણ, એમના હૃદયમા શ્રી જિનરાજ આવા વસ્યા હતા. માટે ત્યાં શ્રી જિનરાજની સ્તુતિ હતી જ ! જ્યાં જ્યાં વીતરાગપણાનું બહુમાન છે, તેનો આદર છે, હાર્દિક પ્રેમ છે, ત્યાં ત્યાં શ્રી જિનસ્તવના છે જ. આરિસાભવનમાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયું, એટલી જ વાત યાદ રાખવા માત્રથી દી ના વળે એ શાથી થયું, તે જાણવું જોઈએ. એ હૃદયમાં શ્રી જિનરાજ કેવા

અંકિત હતા તે જોવું–જાણવું જોઈએ અને પોતાના હૃદયમાં શ્રી જિનરાજને અંકિત કરવા જોઈએ હૈયામાં શ્રી જિનરાજને અંકિત કર્યા વિના સિદ્ધિ મળે નહિ.

**'અન્ય લિંગે સિદ્ધ'-એવું કહ્યું છે, પણ–**
**–'અન્ય મતે સિદ્ધ'-એવું કહ્યું નથી:**

આપણે ત્યાં સિદ્ધના પંદર ભેદોનું વર્ણન આવે છે. એમાં 'અન્ય લિંગે સિદ્ધ' એવો પણ એક પ્રકાર કહ્યો છે. અહીં યાદ રાખવા જેવું છે, ભુલાવો ખાવા જેવું નથી કે– અન્ય લિંગે સિદ્ધ થાય એમ કહ્યું છે, પણ અન્ય મતે સિદ્ધ થાય એમ કહ્યુ નથી તીર્થંકર તરીકેની અવસ્થામાં વર્તીને સિદ્ધ થાય, શ્રી જિનમતના લિંગે સિદ્ધ થાય કે અન્ય લિંગે અથવા ગૃહસ્થાદિ લિંગે સિદ્ધ થાય, પણ સિદ્ધ થવાને માટે તો દરેકે એક સરખી યોગ્યતા પ્રાપ્ત કરવી જ જોઈએ. પોતાનાં આઠેય કર્મોને સર્વથા ક્ષીણ કરી નાખ્યા વિના, શું તીર્થંકર કે શું અતીર્થંકર, શું સ્વલિંગી કે શું અન્યલિંગી, કોઈ પણ શ્રી સિદ્ધગતિને પામી શકે જ નહિ. વીતરાગપણાનું બહુમાન હૈયાને સ્પર્શ્યા વિના જ, કોઈ કર્મોને સર્વથા ક્ષીણ કરી શક્યો–એવું બનતું પણ નથી, બન્યુંય નથી અને બનશેય નહિ. અન્ય લિંગમાં પણ વીતરાગતાનું બહુમાન હૃદયને સ્પર્શે અને વીતરાગપણાને પામવાના પરિણામોમાં રમતો શ્રી વીતરાગના ધ્યાનાદિ રૂપ તપ–સંયમ દ્વારા કર્મોને ક્ષીણ કરે, તો જ મુક્તિ મળે. કેવી કેવી બાહ્યાવસ્થાઓ મુક્તિ પામનારની સંભવે છે, તેને જણાવવાને માટે જ સિદ્ધના પંદર ભેદોનું વર્ણન

કરાયું છે. મુક્તિને પામવાના ઉપાય પંદર નથી. મુક્તિને પામવાનો ઉપાય તો એક જ છે. અન્ય લિંગ, એ તો બહારનો દેખાવ છે. અન્ય મતનો સંબંધ, એ અંતરનો વિષય છે. એક પણ ખોટી માન્યતા હોય, ત્યાં સુધી કાંઈ વળે નહિ. એક પણ ખોટી માન્યતા, એ સરવાળે બધી જ માન્યતાઓને ખોટી ઠરાવનાર છે. આથી તો, આપણે પહેલાં એ વાતને વિચારી આવ્યા છીએ કે–જે એકને જાણે, તે સર્વને જાણે અને જે સર્વને જાણે, તે જ એકને પણ જાણી શકે. એક પણ જીવનું અગર એક પણ પુદ્‌ગલનું સાચું અને પરિપૂર્ણ જ્ઞાન, સર્વ જીવોના અગર સર્વ પુદ્‌ગલોના સાચા અને પરિપૂર્ણ જ્ઞાનની અપેક્ષા રાખે છે. કોઈ પણ દ્રવ્યના બધા પર્યાયોનું અને તેના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન, સર્વ દ્રવ્યોના સર્વ પર્યાયોના અને તેના વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનની અપેક્ષા રાખે છે. કારણ કે–દ્રવ્યના પર્યાયોનો સંબંધ તેવા પ્રકારનો છે. આમ હોવાથી, જેની એક પણ માન્યતા ખોટી હોય, તેની બધી જ માન્યતાઓ સરવાળે ખોટી ઠરે છે. જ્યાં સુધી સાચી માન્યતા હૃદયમાં ન આવે, ત્યાં સુધી સમ્યગ્દર્શન નથી અને એના વિના સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્ચારિત્ર હોઈ શકે જ નહિ. પછી એને મોક્ષ મળે જ શાનો? મોક્ષમાર્ગ કયો? '**सम्यग् दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः।**' સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનો યોગ, એ જ મોક્ષમાર્ગ છે. હવે જ્યાં સમ્યગ્દર્શન જ ન હોય, દિશા જ વિપરીત હોય, મિથ્યાત્વનો જ અન્ધકાર હોય, ત્યાં મોક્ષે જવાય ક્યાંથી? વિપરીત માર્ગે જનારો પ્રવાસી તો ઊલટો દૂર દૂર જાય,

આડો-અવળો અથડાય, કુટાય, ટિચાય અને રખડયા કરે. બાહ્ય લિંગ ભિન્ન હોય-એનો વાંધો નથી, પણ 'ઈશ તો શ્રી જિન જ'-એવું હૃદયમાં લાગે, એટલે ભાગ્ય જાગે. પછી ક્ષયોપશમ-ભાવમાંથી જીવના પુરૂષાર્થના બળે ક્ષાયિક-ભાવ પેદા થાય અને મોક્ષ મળે.

**સમ્યગ્દૃષ્ટિની નિશ્રા :**

સઘળા સામર્થ્યનું મૂળ સમ્યગ્દર્શન છે. મોક્ષની વાત તો આઘી છે; પરન્તુ ઈન્દ્રપદ પણ સમ્યગ્દર્શનથી રહિતને મળી શકતું નથી.

પ્રશ્ન૦ જે કોઈ સમ્યગ્દૃષ્ટિ હોય, તે સર્વને એટલે સર્વ દ્રવ્યોના સર્વ પર્યાયોને જાણે ?

એ સ્વતંત્રપણે જાણતો ન હોય તો પણ, એ તેને જ ઈશ્વર તરીકે માને છે, કે જે શ્રી વીતરાગ અને સર્વજ્ઞ હોય. એણે બીજી બધી નિશ્રાઓને છોડીને, એક માત્ર સર્વજ્ઞ ભગવાનની નિશ્રાને સ્વીકારી છે; એટલે એ સર્વ દ્રવ્યોના સર્વ પર્યાયોને નહિ જાણતો હોવા છતાં પણ, સર્વ દ્રવ્યોના સર્વ પર્યાયો બાબત શ્રદ્ધાળુ છે અને 'શ્રી સર્વજ્ઞ ભગવાને જે કાંઈ કહ્યું છે તે જ સાચું છે તથા એથી વિપરીત એવું સર્વ જુઠ્ઠું જ છે'-એવી એની દૃઢ માન્યતા છે. માટે અપેક્ષાએ તે સર્વને જાણનાર છે એમ પણ કહેવું હોય તો કહી શકાય. જેમ કે-વિજયી રાજાનું સૈન્ય વિજયી કહેવાય છે. જેનામાં 'એક માત્ર શ્રી જિનેન્દ્ર ભગવાન જ શરણ કરવા લાયક છે અને અન્ય કોઈ પણ શરણ કરવા લાયક નથી' એવી શ્રદ્ધા નથી,

તેનામાં સમ્યગ્દર્શન સંભવતું જ નથી. અને જ્યાં આવી શ્રદ્ધા હોય, ત્યાં તો સામગ્રીવાળી દશામાં શ્રી જિનસ્તવના ન હોય એવું બને જ નહિ ને?

પ્રશ્ન૦ સમ્યગ્દૃષ્ટિને એક માત્ર જિનેન્દ્રની જ નિશ્રા હોય? સાધુઓની નહિ?

શ્રી જિનેન્દ્ર ભગવાનૂની નિશ્રામાં, એ તારકની નિશ્રાને સ્વીકારીને એ તારકના ફરમાવેલા માર્ગે ચાલનારા આચાર્યાદિક સાધુઓની નિશ્રાનો સમાવેશ થઈ જ જાય છે. મુદ્દો એ છે કે–અન્ય લિંગે સિદ્ધ થનાર પણ શ્રી જિનેન્દ્ર ભગવાનની નિશ્રાને સ્વીકાર્યા પછીથી જ સિદ્ધ થઈ શકે છે.

**સ્તવનામાં સઘળા યોગોનો સમાવેશ :**

પ્રશ્ન૦ કોઈ શ્રી જિનેન્દ્ર ભગવાનની સ્તવના કર્યા કરે, તો એની સિદ્ધિ થાય?

મન, વચન અને કાયાથી માત્ર શ્રી જિનેન્દ્ર ભગવાનની જ સ્તવના કર્યા કરે અને બીજું કાંઈ પણ ન કરે, તો જરૂર સિદ્ધિ થાય.

પ્રશ્ન૦ બીજી કોઈ ક્રિયાની જરૂર નહિ?

શ્રી જિનેન્દ્ર ભગવાને નિષેધી હોય એવી એક પણ ક્રિયાની જરૂર નહિ, પરન્તુ શ્રી જિનેન્દ્ર ભગવાનની સ્તવનામાં કેટલી ક્રિયાઓનો સમાવેશ થાય છે, તે જાણો છો?

પ્રશ્ન૦ એમાં વળી ક્રિયાનો સમાવેશ?

તો શું ક્રિયા વગર તરી જવાય? ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તવનામાં તો એ તારકે ફરમાવેલા મોક્ષમાર્ગના

સર્વ યોગોનો સમાવેશ થાય છે. શ્રી જિનેન્દ્ર ભગવાનની સાચી-ભાવમયી સ્તવના ક્યારે થઈ શકે ? પહેલાં તો સંસાર ગમે નહિ અને મોક્ષની રુચિ થાય. પછી એમ થાય કે-સંસાર તજવા યોગ્ય જ છે અને મેળવવા લાયક એક મોક્ષ જ છે. પછી એમ થાય કે-એ મોક્ષ મળે શી રીતિએ ? આત્મા સર્વ કર્મોથી સર્વથા રહિત બને ત્યારે મોક્ષ મળે; તો આત્માને સર્વ કર્મોથી રહિત બનાવવાનો ઉપાય કયો ? ત્યાં એમ થાય કે-જે સર્વજ્ઞ હોય તે જ મોક્ષમાર્ગને બતાવી શકે, કારણ કે-આશય સંસારથી છૂટવું એ મોક્ષ છે અને આશય સંસારનું જ્ઞાન તથા તેનાથી છૂટવાના ઉપાયનું જ્ઞાન સર્વજ્ઞને જ હોઈ શકે. પછી એમ થાય કે-સર્વજ્ઞ કોણ થઈ શકે ? રાગી અને દ્વેષી સર્વજ્ઞ થઈ શકે નહિ, કારણ કે-જે અજ્ઞાન છે, તે જ રાગી અને દ્વેષી હોઈ શકે છે. પરિપૂર્ણ જ્ઞાની તો, ન રાગી હોય કે ન દ્વેષી હોય માટે સર્વજ્ઞ તે જ બની શકે, કે જે પહેલાં વીતરાગતાને પામે પછી એને નિર્ણય થાય કે-જે વીતરાગ અને સર્વજ્ઞ ન હોય, તે મોક્ષમાર્ગને બતાવી શકે નહિ એ તારકોનું કહેલું કહેનારા મોક્ષમાર્ગને બતાવી શકે, પણ સ્વતન્ત્રપણે તો મોક્ષમાર્ગને તે જ બતાવી શકે, કે જે વીતરાગ અને સર્વજ્ઞ હોય આમ વિચારીને એ નિર્ણય કરે કે-'ખરેખર, દેવ તો તે જ કહેવાય, કે જેમણે વીતરાગતાને અને સર્વજ્ઞપણાને પામીને મોક્ષમાર્ગને સ્વતન્ત્રપણે પ્રકાશિત કર્યો હોય જે વીતરાગ અને સર્વજ્ઞ નહિ, તે દેવ નહિ મોક્ષને પામેલા પણ દેવ, કેમ કે-એ વીતરાગ અને સર્વજ્ઞ બનીને સકળ કર્મોથી રહિત બન્યા છે' આવું સમજીને જે શ્રી

જિનેન્દ્ર ભગવાનની સ્તવના કરતો હોય, તે શ્રી જિનેન્દ્ર ભગવાનની આજ્ઞાઓને સમજવાને માટે તથા એ આજ્ઞાઓનું પાલન કરવાને માટે કેટલો બધો પ્રયત્નશીલ હોય ? એવો આદમી, તેવા પ્રકારના સંયોગોના વશથી, શ્રી જિનેન્દ્ર ભગવાનની આજ્ઞાઓનું જ જેમાં પાલન હોય–એવા જીવનને જીવી શકતો ન હોય, તો પણ એનું મન ક્યાં હોય ? સંસાર તરફ કે મોક્ષમાર્ગ તરફ ? એની બાહ્ય ક્રિયાઓ સંસાર તરફની હોય તો તેવા પ્રકારના સંયોગવશાત જ છે; તેવી ક્રિયાઓને પણ છોડવાની જ એની ચાહના છે અને કેવળ ભગવાને કહેલી ક્રિયાઓને જ આચરવાની એની ભાવના છે, એમ માનવું પડે. મોંઢેથી શ્રી જિનેન્દ્રની સ્તવના કરે અને એની આજ્ઞાઓના પાલનની દરકાર જ ન હોય, એવો આદમી વાસ્તવિક રીતિએ તો શ્રી જિનેન્દ્રની સ્તવના કરનારો છે જ નહિ. શ્રી જિનેન્દ્ર ભગવાનની સ્તવના સાચી હોય, ભાવમયી હોય, તો સ્તવના કરનારને જેમ શ્રી જિનેન્દ્ર ભગવાનની નિર્મળતાનો ખ્યાલ આવે, તેમ પોતાના આત્માની મલિનતાનો પણ ખ્યાલ આવે. એ તારકના વીતરાગપણાનો જેમ ખ્યાલ આવે, તેમ પોતાની રાગ–દ્વેષની કલુષિતતાનો પણ ખ્યાલ આવે. એ તારકના સર્વજ્ઞપણાનો જેમ ખ્યાલ આવે, તેમ એ આદમીને પોતાની મહા અજ્ઞાનદશાનો પણ ખ્યાલ આવે. એ તારક બહુ સારા; સર્વ દોષોથી રહિત અને સર્વ ગુણોથી સંપન્ન–એવું માત્ર મોંઢેથી જ બોલ્યા કરે, તો એથી શું વળે ? 'એ તારકના શરણને સ્વીકારીને, એ તારકની આજ્ઞાઓને અનુસરીને, મારે પણ એવા સર્વ દોષોથી રહિત અને સર્વ ગુણોથી સંપન્ન બનવું

છે'–એવી વૃત્તિ હૈયામાં જો પ્રગટે, તો જ સાચી, ભાવમયી શ્રી જિનસ્તવના થઈ શકે. માટે સમજો કે–મોક્ષમાર્ગના સઘળાય યોગોનો સમાવેશ શ્રી જિનસ્તવનામાં થાય છે જ.. તમે તો શ્રી જિનસ્તવનાના નામે ક્રિયાનો નિષેધ કરીને, પેલા કોરા અધ્યાત્મવાદીઓના જેવી વાત કરી. એ કોરા અધ્યાત્મવાદીઓને પણ જો, પેલા જ્ઞાનગંગામાં સ્નાન કરનારા બાવાજીના ભક્ત જેવો કોઈ અનુભવ આપીને સમજાવનારો મળે, તો પ્રાયઃ તેઓ ઝટ સમજી જાય.

**જ્ઞાનગંગામાં સ્નાન કરવાનું કહેનારા બાવાજીનું ઉદાહરણઃ**

એક બાવાજીને તેમના એક જજમાને પૂણ ભક્તિભાવથી ભોજનનું આમંત્રણ કર્યું, પણ પાછળથી તો એને જ એ બાવાજીને એમનો ધર્મ સમજાવવાનું મન થઈ ગયું. બન્યું એવું કે–

પેલા બાવાજીને ભોજન કરવાનું આમંત્રણ કરીને એ જજમાન એ બાવાજીને પોતાની સાથે લઈ આવ્યો. પછી ભોજનનો અવસર થયો, એટલે જજમાને બાવાજીને કહ્યું કે– 'સ્નાન કરી લો, કારણ કે–ભોજન તૈયાર છે.'

એ દિવસોમાં કડકડતી ઠંડી પડતી હતી. પાણીને વગર અડચે પણ શરીરને ધ્રુજારી ચઢે, એવી ઠંડી હવા હતી. એમાં ઠંડા પાણીએ સ્નાન કરવાનું. આથી બાવાજીએ નક્કી કર્યું કે– આજે સ્નાન કર્યા વિના ચલાવી લેવું એ જ ઠીક છે; એટલે જજમાનને બાવાજીએ કહ્યું કે–'हम को स्नान करने की कोइ जरूरत नहीं है, क्यों कि हम तो ज्ञानगंगा में स्नान करते ही रहेते हैं।'

પણ પેલો જજમાન પોતાના ધર્મવ્યવહારમાં બહુ ચુસ્ત હતો. સ્નાનમાં પણ એ પરમ ધર્મ માનતો હતો. ઇતર દર્શનોમાં નહાવામાંય ધર્મ માનેલો છે.

સ્નાન કરવામાં પાણીના અસંખ્યાતા જીવોની વિરાધના થાય છે, માટે તો આપણે ત્યાં સાધુઓને સ્નાન કરવાનો નિષેધ કરાયો છે અને શ્રાવકોને પણ શ્રી જિનપૂજનના અર્થે જ સ્નાન કરવાનું સૂચવાયું છે. આપણે ત્યાં ઉપદેશ સ્નાનનો નથી, પણ શ્રી જિનપૂજાને માટે આવશ્યક શુદ્ધિનો ઉપદેશ છે, માટે વિધાન એવું કે–પરિમિત જળ લેવું. જરૂરથી જરા પણ વધારે જળ લેવું નહિ અને જેમ બને તેમ ઓછા જળથી શરીરની શુદ્ધિ કરવી. તેટલું જળ પણ યતનાપૂર્વક લેવું, બરાબર ગાળીને લેવું અને જે જગ્યાએ સ્નાન કરવાનું હોય, તે જગ્યાએ પણ કોઈ જીવની વિરાધના થાય તેમ ન હોય, તે જોઈને સ્નાન કરવાને બેસવું. સ્નાનનું જળ ક્યાંક ભરાઈ રહેવાથી જીવોત્પત્તિ ન થાય, તેની પણ કાળજી રાખવાની. શ્રી જિને કહેલી ક્રિયા કરવામાં પણ યતનાથી વર્તાય તો જ ધર્મ છે. શ્રી જિનપૂજા માટે શરીરની શુદ્ધિ આવશ્યક છે અને શરીરની શુદ્ધિ સ્નાન વિના થઈ શકતી નથી, માટે સ્નાન કરવાનું. પ્રભુપૂજાના હેતુ વિના સ્નાન કરે, એ શરીરસેવા જ છે અને પ્રભુપૂજાના હેતુથી પણ યતનાથી રહિતપણે, જરૂર કરતાં અધિક જળથી, સ્નાન કરવું એ પાપ છે, કેમ કે–વિધિનું ઉલ્લંઘન છે.

**પ્રશ્ન૦** શહેરોમાં તો ગટરો રહી નિર્જીવ જમીન મળે નહિ.

નિરુપાય દશામાં પણ વિધિનું લક્ષ્ય તો હોવું જ જોઈએ.

વિધિનું પાલન કરવાની અશક્તિના કારણે અવિધિને સેવવો પડતો હોય, તો પણ વિધિનું બહુમાન અવશ્ય હોવું જોઈએ. વિધિનું બહુમાન જાય અને 'અવિધિમાં વાંધો જ નથી'–એમ થાય, તો પાપ જ લાગે અને ભગવાને કહેલી ક્રિયા પણ એવા પ્રકારે કરાય તો ધર્મ ન ગણાય. વળી શહેરોમાં જગ્યાની વાત જુદી છે, પણ સ્નાન કરવામાં પરિમિત જળનો ઉપયોગ કરવાનું લક્ષ્ય તો રાખી શકાય ને? એમાં પણ આજે કેટલી બધી બેદરકારી આવી ગઈ છે? કેટલાકોને તો મોટી બાલટી ભરીને પાણી જોઈએ છે અને તેય એક નહિ પણ બે! શરીરની સેવામાં, શરીરના મોહમાં કેટલા બધા જીવોની વિરાધના થઈ જાય છે અને વિધિનું કેવું ઉલ્લંઘન થઈ જાય છે, એ વાત વિચારવા જેવી છે.

આપણે ત્યાં સ્નાન માટે આટલી બધી વિચારણા છે, જ્યારે ઇતરોએ તો સ્નાનમાં-કોરી જીવોની વિરાધનામાં ધર્મ માન્યો છે. જો જલસ્નાનથી જ કલ્યાણ થતું હોય, તો તો જેમ જેમ વધારે પાણીથી અને વધારે વખત નહાય, તેમ તેમ વધારે કલ્યાણ થવું જોઈએ. એમ હોય તો, તપ-જપ-શમ-દમ આદિની વાતોને છોડીને, પાણીમાં જ બેસી જવું જોઈએ. માણસ તો પાણીમાં વધુમા વધુ કેટલો વખત રહી શકે? કલાક, બે કલાક, અરે, દિવસ, બે દિવસ, પણ એને નીકળવું તો પડે ને? ત્યારે એના કરતાં તો માછલાં વગેરે પાણીમાં જ રહેનાર જીવોનું વહેલું કલ્યાણ થાય ને? એટલે જલસ્નાનમાં કલ્યાણ માનનારે તો 'જલચર જીવનો, તિર્યંચનો અવતાર મળે' એવી જ મહેનત કરવી પડે!

અજ્ઞાન કેવું મુઝવે છે? હું જ્યારે પંજાબમા હતો, ત્યારે ત્યાં મેં એક એવા ગોસાઈને જોયેલો, કે જે રોજ બસો બસો ઘડા પાણીથી સ્નાન કરતો હતો. ખૂબી તો એ છે કે–જલ-સ્નાનમા કલ્યાણ માનનારાઓ એક તરફ અઢળક જળથી સ્નાન કરે છે, અને બીજી તરફ પાણીનો એક કોગળો પણ જો એમના ઉપર પડી જાય, તો તેથી અપવિત્ર થઈ જવાનું માને છે. પાણી મોઢામાં પેઠું એટલે અપવિત્ર કરનારું છે–એમ જો કહે, તો જળ મોંઢાને પવિત્ર કરવાને બદલે મોંઢું જળને અપવિત્ર કરનાર ઠર્યું, એટલે જળ કરતાં મોંઢાનું સામર્થ્ય વધારે? વળી જલચર પ્રાણીઓ પાણીમાં શું નહિ કરતાં હોય?

પેલા જજમાને બાવાજીને ફરીથી સ્નાન કરવાનો આગ્રહ કરતાં કહ્યુ કે–'સ્નાન કર્યા વિના ભોજન કરવું એ આપણો આચાર નથી, અનાચાર છે, કારણ કે–**प्रथमं स्नान-माचरेत्** એવી શાસ્ત્રોની આજ્ઞા છે.

પણ બાવાજીએ તો સ્નાન નહિ કરવાનો નિર્ણય કર્યો હતો, એટલે કહ્યુ કે–"**तुम इन बातोंमे क्या समझो? हमने ज्ञानगंगा में स्नान कर लिया है, वही काफी है!**"

જજમાને જોયું કે–આ બાવાજીને ગમે તેટલો આગ્રહ કરીશું તોય માનવાના નથી, એટલે એણે સ્નાનની વાતને પડતી મૂકી અને બાવાજીને જમવા તો બેસાડી દીધા, પણ મનમા નક્કી કર્યું કે–'એવી યુક્તિ કરું કે જેથી આ બાવા-જીને જલસ્નાન કરવાની જરૂર સમજાય અને ભવિષ્યમાં કોઈ વાર જ્ઞાનગંગાને નામે જલસ્નાન કરવાના ધર્માચારનો ત્યાગ કરે નહિ' કારણ કે–જજમાન ચકોર હતો. એ સમજી

ગયો હતો કે–'બાવાજી ઠંડીની બીકે સ્નાન કરતા નથી અને એ વાત બોલાય તેવી નથી, માટે જ બાવાજી જ્ઞાનગંગાના સ્નાનની વાત કરીને બનાવટ કરે છે.'

જજમાન લાવ્યો છે જમાડવા, ભક્તિ કરવા, પણ ફરજને અંગે આટલે સુધીનો વિચાર કરે છે. ઇતરોમાં પણ આવા દઢ હોય, તો શ્રાવકોને ત્યાં કયા અને કેવા આચાર–વિચારો રૂઢ હોય તે સમજો. શ્રાવકને ત્યાં જમવા આવનારો ઇતર પણ કાંઈક ને કાંઈક પામી જાય, એવા સુન્દર શ્રાવકધર્મના આચારો છે; પણ તમે જ જો જે–તે વસ્તુને આપટતા હો, અભક્ષ્યભક્ષણ અને અપેયપાન કરતા હો, રાત્રિભોજનાદિ કરતા હો, તો એ શું પામી જાય? 'આવો ભાઈ હરખા, આપણે બન્ને સરખા' એવો જ ખ્યાલ એને આવે ને? ઇતર મહેમાન તરીકે તમારે ત્યાં આવ્યો હોય અને જો એ જોઈ જાય કે–'આ તો કંદ-મૂલાદિ ખાતા નથી; અરફતું પાણી પણ પીતા નથી; આખો દહાડો ખા–પી કરતા નથી, પણ વખતસર ખાય છે; ખાવામાંય હાજર વસ્તુઓમાંનીય કેટલીક વસ્તુઓને છોડી દે છે અને સૂર્યાસ્ત પહેલાંની બે ઘડીથી ખાવા–પીવાનું જ છોડી દે છે, તે સૂર્યોદય પછીની બે ઘડીસુધી ખાતા–પીતા નથી' તો એના મન ઉપર તમારા આચારધર્મની કેવી સુન્દર છાપ પડે? તમારા સામાન્ય પણ સુન્દર ધર્માચારોથી જે આકર્ષાય, તે તમારા સાધુઓના ધર્માચારોને જ્યારે જાણે, ત્યારે એને સાધુઓ તરફ કેવો ભક્તિભાવ જાગે? પછી એને શ્રી જિનેન્દ્ર ભગવાનના શાસનને પામતાં વાર લાગે નહિ. એ પણ શ્રી જિનેન્દ્ર ભગવાનની ભાવમયી સ્તવના કરનારો બની જાય.

જજમાનને બાવાજી તરફ દુર્ભાવ નથી, ભક્તિભાવ છે, પણ બાવાજી જ્ઞાનગંગાના નામે ધર્માચારને વેગળો મૂકે એ એને રુચ્યું નહિ. બાવાજીને એણે પ્રેમથી ખવડાવ્યું, ખૂબ ખવડાવ્યું અને પોતાની યુક્તિને સફળ કરવાને માટે તેણે બાવાજીને છેલ્લે છેલ્લે ગરમાગરમ ભજિયાં પણ આગ્રહ કરી કરીને સારી પેઠે ખવડાવી દીધાં. બાવાજીને સ્નાન કરવાની વાતમાં જ્ઞાનગંગાની દલીલ સૂઝી, પણ ખાવાની વાતમાં જ્ઞાનામૃતં भोजनम् એમ થયું નહિ. ચીજો સ્વાદિષ્ટ, જીભમાં પાણી છૂટે એવી હોય અને ભક્તોનો આગ્રહ હોય, પછી ખાવામાં પૂછવાનું શું રહે? બાવાજીથી એટલું બધું ખવાઈ ગયું કે–પેટમાં પાણી જેટલી પણ જગ્યા રહી નહિ. બાવાજી જમીને ઊઠયા, અકળામણ અનુભવતા ઊઠયા, પણ જજમાને ઓરડામાં ખાટલો પથરાવીને બાવાજીને માટે તૈયાર રાખ્યો હતો. ખાટલા ઉપર ગાદી પણ રેશમી કપડાવાળી બહુ જ મુલાયમ હતી. બાવાજી જેવા ખાટલામાં આડા થયા, કે તરત જ આંખ મીંચાઈ ગઈ. બાવાજીએ ઘસઘસાટ ઊંઘવા માંડયું. પછી જજમાને બાવાજીનું ખાટલા પાસે પડેલું જલ ભરેલું કમંડલ ઉઠાવી લીધું, ઓરડાનું બારણું બંધ કરી દીધું અને ઘરમાં બધાને તાકીદ આપી દીધી કે–'મારા સિવાય કોઈએ પણ આ ઓરડાનું બારણું ઉઘાડવું નહિ બાવાજી આજે એવી સાધના કરવાના છે કે–મારા નામથી બૂમો પાડ્યા કરશે અને બારણું ઉઘાડવાનું કહ્યા કરશે, પણ કોઈએ બારણું ઉઘાડવું નહિ, કેમ કે–બારણું ઉઘાડયું તો એમની સાધના અધૂરી રહી જશે.' કોઈ કહેશે કે–આવું ખોટું કેમ

કહ્યું ? કારણ એ કે-એ જજમાનને બાવાજીની ફજેતી કરવાની જરાય ઇચ્છા નહિ હતી. બાવાજી પ્રત્યે બીજાઓનાં અન્તઃકરણમાં દુર્ભાવ પેદા ન થાય, તેની તો કાળજી જ હતી. માત્ર બાવાજીને પોતાને જ પોતાની ભૂલ સમજાઈ જાય અને ધર્માચારોના પાલનમાં તેઓ સુસ્થિર બની જાય, એ જ એ જજમાનની ભાવના હતી. આથી યોગ્ય વ્યવસ્થા કરીને, જજમાન પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયો બાવાજીએ ઠીક ઠીક ઊંઘ લઈ લીધી વધારે ખાનારને ઊંઘ વધારે આવે. મુનિઓ અલ્પાહારી હોવાથી, તેઓને નિદ્રા અલ્પ હોય છે

આહારને અને નિદ્રાને ઘણો સંબંધ છે. આહાર લેવા છતાં પણ, નિદ્રા લે જ નહિ-એવા તો વિરલ ઘણાઓને ભૂખ્યા પેટે ઊંઘ આવતી નથી અને પેટ જો સારી રીતિએ ભરેલું હોય તો જાગતાં પણ બગાસાં આવ્યા વિના રહેતાં નથી. શ્રી જૈન શાસન તો કહે છે કે-' ન છૂટકે ખાવું પડે તો પણ પેટ ભરીને ખાવું નહિ; પેટને કાંઈક ઊણું તો જરૂર રાખવું.' બાર પ્રકારના તપોમાં છ પ્રકારના બાહ્ય તપો અને છ પ્રકારના આભ્યન્તર તપો છે બાહ્ય તપોમાં ઊણોદરીને, એટલે કે-ખાવા છતા પણ પેટ થોડુંક ઊણું રહે એટલે આહારને તજી દેવો, એને પણ એક પ્રકારના તપ તરીકે ઓળખાવેલ છે તમે ઊણોદરી તપ તો કરતા હશો ને ? ઊણોદરી, વૃત્તિસંક્ષેપ અને રસત્યાગ-એ ત્રણ પ્રકારના તપો તો એવા છે કે-જેમને ખાધા વિના ન ચાલતું હોય, તેઓ પણ ધારે તો એ ત્રણ પ્રકારના તપોને ઘણી જ સુન્દર રીતિએ આચરી શકે. શરત એટલી કે-જીભ ઉપર, ખાવાની લાલસા ઉપર

કાબૂ હોવો જોઈએ અને તપને સેવવાની ભાવના હોવી જોઈએ. તમને તપ તો ગમે છે ને ? તપસ્વીઓની ભક્તિ કરવાનું મન થાય છે, તે તપ ગમે છે–એ કારણે ને ? તપ ગમતો હોવાના કારણે જ, જેને તપસ્વી મુનિજનોની અને તપસ્વી ગૃહસ્થોની ભક્તિ કરવાનું મન થાય, તેને પોતાને તપ કરવાનું મન થાય નહિ, એ બને જ કેમ ? એને તો તપ કરવાનું મન થાય જ. મને ખબર છે, તમે કહેશો કે–અમારામાં તપ કરવાની શક્તિ નથી; પણ તપ કરવાને માટે ગમે તેવો અશક્ત હોય, એવો પણ માણસ તપને આચરી શકે, એવા ઉપાયો શ્રી જૈન શાસનમાં છે. આ શાસન કેવું છે ? આ શાસન એવું તો દયામય અને સર્વાંગ-સંપૂર્ણ છે કે–જે કોઈ જીવને આ શાસનને આરાધવાની ઈચ્છા થાય, તે જીવ ગમે તેટલો અશક્ત હોય, નબળો હોય, પણ તે આ શાસનની આરાધના જરૂર કરી શકે. આ શ્રી વીતરાગ–શાસને આરાધનાના બધા માર્ગો દર્શાવ્યા છે અને તે માર્ગો એવી રીતિએ દર્શાવ્યા છે કે–જે કોઈ જીવ આ શાસનની આરાધના કરવાને ચાહે, તેમાંનો એક પણ જીવ આરાધનાથી વંચિત રહેવા પામે જ નહિ. આથી તમે 'આપણે તો તપ કરવાને અશક્ત છીએ'–એવું માની લઈને અગર તો એવું કહી દઈને, તપ કરવાનું માંડી વાળો નહિ. તપને સેવવાની ભાવના હોય અને જીભ ઉપર કાબૂ હોય, તો રોજ વખતસર ખાવા છતાં પણ, તમે તપ કરી શકો છો. માનો કે–દશ ચીજો ખાવાને માટે તૈયાર છે. તમારે વિચાર કરવો કે–'શું આ દશેય ચીજો હું ખાઈશ, તો જ મારૂં પેટ ભરાશે ?

આ દશ ચીજો પૈકીની થોડીક ચીજોને હું નહિ ખાઉં, તો શું હું ભૂખ્યો જ રહી જઈશ ?' આવો વિચાર કરો, તો જરૂર તમને લાગે કે-'આ દશ ચીજોમાંની થોડીક ચીજોને ખાઈ લઈને પણ હું મારી ભૂખની વેદનાને શમાવી શકું તેમ છું.' આવો વિચાર કરીને, ભગવાને કહેલા તપને આચરવાની ભાવનાથી, તમે એ ચીજોમાંની જેટલી ચીજોનો ત્યાગ કરો, તે પ્રમાણમાં તમે 'વૃત્તિસંક્ષેપ' નામના બાહ્ય તપને આચર્યો કહેવાય. જેમ 'વૃત્તિસંક્ષેપ' રૂપ તપ સહેલાઈથી થઈ શકે છે, તેમ 'રસત્યાગ' રૂપ તપ પણ સહેલાઈથી થઈ શકે છે વિગઈ એ છ છે, એ તો જાણો છો ને ? ઘી, તેલ, દૂધ, દહીં, ગોળ (સાકર) અને કડા-તળેલી વસ્તુઓ, એ છ વિગઈ એ છે. આ છ વિગઈ ઓમાંથી તમે કોઈ પણ એક, એકથી વધારે અગર તો છએ છ વિગઈ ઓનો ત્યાગ કરો, તો 'રસત્યાગ' નામના તપને આરાધનારા તમે બની શકો. બધી વિગઈ ઓને તજી શકાય નહિ, તો એકાદ-બે વિગઈઓનો; એકાદ-બે વિગઈઓનો પણ જો હંમેશને માટે ત્યાગ થઈ શકે નહિ, તો રોજ જુદી જુદી એકાદ-બે વિગઈ ઓનો; અરે, એકાદ બે-વિગઈ ઓનો પણ મૂળમાંથી ત્યાગ ન બની શકે, તો માત્ર કાચી વિગઈ ઓનો, એમ ત્યાગ તો બની શકે ને ? ખાવા-પીવા છતાં પણ, તપને સેવવાનો આ સુન્દર ઉપાય છે. તમારે નિર્ણય કરવાનો એટલો જ છે કે-'ભગવાને કહેલા તપને મારે આચરવો છે.' તમારે જો ભગવાને કહેલા તપને આચરવો જ હોય, તો તેને માટે સહેલામાં સહેલા ઉપાયો આ શાસનમાં છે. ઊણોદરી તપ માટે તો કહ્યુ કે-

આહાર લેવા છતાં પણ આહારથી પેટ ભરી દેવું નહિ, પણ પેટ થોડુંકેય ઊણું હોય ત્યાં જ આહાર લેવાનું બંધ કરી દેવું. કહો, આ તપોમાં મુશ્કેલી જેવું શું છે? રસનાની લોલુપતા ન હોય અને પોતાને તપ કરવાની ભાવના હોય, તો આવી રીતિએ તમે રોજના તપસ્વી બની શકો કે નહિ? તપની ભાવના હોવા છતાં પણ, જો રસનાની લોલુપતા હોય તો આ તપ કઠિન છે, એ વાત સાચી છે. ખાવા બેસવું નહિ, તે કરતાં પણ ખાવા બેસવું અને રસના ઉપર કાબૂ રાખવો, એ વધારે મુશ્કેલ છે. ઘણાઓને ઉપવાસ સહેલો લાગે છે અને આયંબિલ કઠિન લાગે છે. કેમ? કારણ એ કે-ખાવાનું ખરું, પણ તે લુખ્ખું, રસ વિનાનું, મસાલા વગરનું! જીભને એથી સંતોષ થાય શી રીતિએ? જીભ તો કેવું માગે? મીઠું, મસાલાવાળું, સ્વાદિષ્ટ, એમ જ ને? પેટ ભાર માગે, પણ જીભ તો સ્વાદ માગે ને? જીભના સ્વાદમાં પડેલા તો, પેટને અકળાવી મૂકે છે. ક્ષુધાની વેદનાને સહવામાં જે મુશ્કેલી નથી, તે મુશ્કેલી જીભની ચળને સહવામાં છે. ખાધા વિના ચલાવી લેવું, એના કરતાં ખાવા બેસવું અને ઊણા પેટે ખાવાનું છોડી દેવું, એ વધારે મુશ્કેલ છે; ખાવા બેસવા છતાં પણ ઊણા પેટે ખાવાનું છોડી દેવું, એના કરતાં પણ, ખાવાને માટે તૈયાર કરાએલી ચીજોમાંથી અમુક ચીજો બિલકુલ ખાવી જ નહિ—એ વળી વધારે મુશ્કેલ છે; અને એથી પણ વધારે મુશ્કેલી તો ઘી આદિ વિગઈઓનો એટલે રસનો ત્યાગ કરવામાં છે. આથી તમે જે તપ કરી શકતા નથી, તે અશક્તિના કારણે જ નથી કરી શકતા કે તપ કરવાની ખાસ ભાવનાના અભાવે નથી કરી શકતા કે

તપ કરવાની ભાવના હોવા છતાં પણ, રસનાની લાલસાને કારણે તપ નથી કરી શકતા, એ વાત તમારે બરાબર વિચારી લેવા જેવી છે. તપની ભાવના હોય અને રસનાની લોલુપતા ન હોય, તો અશક્ત માણસ પણ તપને આચરી શકે છે, એ તો તમને સમજાયું ને? રસના ઉપર કાબૂ આવી જાય તો તપ સુલભ બની જાય અને શરીર પણ સ્વસ્થ રહે તપસ્વીઓ પણ પારણામાં ઢીલા બની જાય છે; તેમાં રસનાનો હિસ્સો ખરો કે નહિ? રસના કાબૂમાં ન રહે, એટલે અકરાંતિયાની જેમ ખવાય એમાં નવાઈ નથી. કેવળ ભૂખની વેદનાને શમાવવાને માટે જ ખાનારા અને રસનાને આધીન નહિ બનનારા તો વિરલ. પણ એવા વિરલો જ સાચા તપસ્વીઓ બની શકે છે.

પેલા બાવાજીએ ખાધું હતું ઘણું, એટલે તેમને ઊંઘ તો તરત આવી ગઈ, પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તૃષા જોર કરવા લાગી ખાધા ઉપર પાણી તો જોઈએ ને? ખાધેલું એટલું બધું કે-પેટમાં પાણી માટેય જગ્યા રહેલી નહિ એટલે પાણી પિવાયું નહોતું અને પાછાં ગરમાગરમ ભજિયાં ખાધેલાં, એટલે તૃષાનું પૂછવું જ શું? બાવાજી જાગ્યા ત્યારે તો તેમનું ગળું એકદમ સુકાઈ ગયું હતું. તૃષાતુર બનેલા બાવાજીએ પોતાનું કમંડલું લેવાને માટે ખાટલા નીચે હાથ નાખ્યો, પણ ત્યાં કમંડલું હતું જ નહિ. બાવાજીએ ઝટ ઊભા થઈને આજુબાજુ જોયું, પણ ઓરડામાં ક્યાંય કમંડલું દેખાયું નહિ, એટલે ઓરડાનું બારણું ઉઘાડવા ગયા. ઓરડાનું બારણું બંધ હોવાથી જજમાનને બૂમો પાડવા માંડી, પણ કોઈએ જવાબ જ આપ્યો નહિ. તરસ ઘણી લાગેલી, ગળે શોષ

પડતો હતો અને બૂમો પાડવાથી શોષ વધી ગયો. પછી બારણા ઉપર જોર કરવા માંડયું, ત્યારે પેલો જજમાન કહે છે કે– 'મહારાજ! કેમ આટલા બધા અકળાયા છો?' બાવાજી કહે છે કે–'મારું કમંડલ કયાં ગયું? પાણીની સખ્ત તૃષા લાગી છે ને આટલી બૂમો પાડી તોય કોઈ જવાબ દેતું નથી કે બારણું ઉઘાડતું નથી.' જજમાન કહે છે કે–'એમાં અકળાવાનું શું છે? આપની પાસે કમંડલ નથી, પણ જ્ઞાન-ગંગા તો છે ને? પી લ્યો જ્ઞાનામૃત!' બાવાજી કહે છે કે–'મૂર્ખા! જ્ઞાનામૃતથી તે કાંઈ તરસ છીપતી હશે?' જજ-માન કહે છે કે–' જ્ઞાનગંગામાં આખા શરીરે સ્નાન કરી શકાય, તો ગળાની તૃષાને તેનાથી કેમ છિપાવી શકાય નહિ?' જજ-માને આવું કહ્યું, એટલે બાવાજી ઝટ સમજી ગયા. તેમને પોતાની ભૂલનો ખ્યાલ આવી ગયો અને ઝટ સુધારો કરી લીધો. જજમાને પણ તકલીફ આપવા બદલ બાવાજીની માફી માગી. બાવાજીએ કહ્યું કે–'તેં મને શિક્ષા કરી નથી, પણ યુક્તિ દ્વારા શિક્ષા આપવાનો મારા ઉપર તેં ઉપકાર કર્યો છે.

નથી પણ ભયંકર આળસુપણું છે; સ્વચ્છન્દથી વર્તવા છતાં, સ્વચ્છન્દને છુપાવવાનું એ એક ઢાંકણ છે.' અધ્યાત્મના નામે સામાયિકાદિ ધર્મક્રિયાઓનો નિષેધ કરનારાઓ પોતાની આરતી ઉતરાવે છે! આ તે અધ્યાત્મી છે કે આળસુ અને ઢોંગી છે? 'ક્રિયા ન જોઈએ'-એમ બોલે છે, પણ પોતે ખાવું, પીવું, પહેરવું, ઓઢવું, ઊંઘવું અને હરવું-ફરવું વગેરે ક્રિયાઓ તો કરે જ છે! યોગોને નિયન્ત્રિત કરીને પાપથી બચાવનાર તથા નિર્જરાને અને શુભ પુણ્યને સધાવનાર ક્રિયાઓનો નિષેધ કરવો અને યોગોને સ્વચ્છન્દપણે પ્રવર્તાવવા, એ શું અધ્યાત્મ છે? જો ક્રિયા જ ન જોઈએ, તો 'ક્રિયા ન જોઈએ' એવું બોલવાની ક્રિયા પણ કેમ જ કરી શકાય? આપણે અક્રિયાવસ્થાને પામવી છે, પણ અનન્તાનન્ત કાળથી જીવ ક્રિયા કરતો આવ્યો છે અને એથી પાપ બંધાયું છે, તો આત્માને કર્મથી મુક્ત બનાવનારી ક્રિયા તો કરવી જ પડશે ને? કહે છે કે-'ક્રિયાથી અક્રિયાવસ્થા આવતી હશે?' પણ ક્રિયાથી અક્રિયાવસ્થાને પ્રગટ કરવાની છે; એને કાંઈ પેદા કરવાની નથી! અક્રિયાવસ્થા, એ આત્માનો સ્વભાવ છે. એ સ્વભાવ કર્મોથી આવરાએલો છે. ક્રિયા એ કર્મોનાં આવરણોને ભેદવાને માટે જરૂરી છે. અવળી ક્રિયાથી ચઢેલો વળ સવળી ક્રિયાથી ઊતરે. 'ક્રિયા તો જડ છે, જડથી શું લાભ?' આવું આવું પાટે બેસીને બોલનારાઓને પૂછો કે-'તમે પાટ ઉપર બેસીને જે વાણી સંભળાવી રહ્યા છો, તે વાણી જડ ખરી કે નહિ? વાણી જડ હોવા છતાં પણ, આત્મા ઉપર અસર કરે છે કે નહિ?' ક્રિયા જડ હોવા છતાં પણ, ભાવપૂર્વકની

ક્રિયા ચેતનવંતી જ ગણાય. જેમ આ શરીર જડ છે, પણ મહીં આત્મા છે તો શરીર દ્વારા સાધના થઈ શકે છે. તેમ, ક્રિયા પણ ભાવવાળી બનીને મુક્તિસાધક બની શકે છે. ભાવમય ક્રિયાઓ અશુભ ક્રિયાઓને તથા કર્મોને દૂર કરે છે. તારક ક્રિયાઓમાં નહિ માનનારાઓનું, તારક ક્રિયાઓની અવગણના કરનારાઓનું કદી કલ્યાણ થયું નથી, થતું નથી અને થવાનું પણ નથી. ધર્મક્રિયાથી છૂટનારો લૂંટાયો જાણવો. ક્રિયા કરવામાં પ્રમાદ થતો હોય તો તેમ કહેવાય, પ્રમાદને કાઢવાનો પ્રયત્ન થાય, અશુભ ભાવ હોય તો તેને કાઢીને શુદ્ધ ભાવને પેદા કરવાની પેરવી થાય, પણ ક્રિયાનો અનાદર કરાય નહિ. ભગવાને કહેલી ક્રિયાને ભગવાને કહેલી રીતિથી કરવાનો પ્રયત્ન કરવો જોઈએ અને તેમાં જેટલી ત્રુટી રહી જતી હોય તેને કાઢવાનો પ્રયત્ન કર્યા કરવો જોઈએ. સાચો અધ્યાત્મવાદી ઇન્દ્રિયોને તથા યોગોને નિયન્ત્રણમાં મૂકનારી ક્રિયાઓને તજે અને પૌદ્ગલિક સેવાઓ રૂપ ક્રિયાઓમાં કલ્યાણ માને, એ બને જ નહિ. આ શાસનની ક્રિયાઓ તો ચેતનવંતી છે. આપણે ત્યાં જડ ક્રિયાનું વિધાન છે જ નહિ. ક્રિયા જડ બને ત્યાં દોષ તેના કરનારનો છે, પણ ક્રિયા દર્શાવનાર તારકોનો નથી. ક્રિયા દર્શાવનાર મહાપુરૂષોએ તો કેવા અશુભ ભાવને તજીને તથા કેવા શુભ અગર શુદ્ધ ભાવને રાખીને ક્રિયા કરવી જોઈએ તથા તે કેવા કેવા વિધિથી કરવી જોઈએ, તેય બતાવ્યું છે; અને અશુદ્ધ ક્રિયાઓને–પાપ ક્રિયાઓને તજી શકાય નહિ તો પણ, તે કાળમાં આત્માને કેવા ભાવથી ભાવિત રાખવો જોઈએ, એય બતાવ્યું છે. એવા

અનન્ત ઉપકારીની સ્તવના કરનારો, શું એ તારકોની સ્તવનાના નામે જ, એ તારકોએ ફરમાવેલી ક્રિયાઓની અવગણના કરવાને તૈયાર થાય? કહો કે-હરગિઝ નહિ! ભગવાન શ્રી જિનેશ્વરદેવની સાચી સ્તવના તે જ કરી શકે છે, કે જેના અન્તરમાં ભગવાન શ્રી જિનેશ્વરદેવના એક એક વચન ઉપર પૂરેપૂરી આસ્થા હોય, પણ એ તારકના એક પણ વચન વિષે શંકાય ન હોય! આવો આત્મા ભગવાન શ્રી જિનેશ્વરદેવની દ્રવ્યથી અને ભાવથી સ્તવના કરે દ્રવ્યથી સ્તવના પણ ભાવપૂર્વક કરે અને એ તારકની આજ્ઞાના પાલન રૂપ એ તારકની ભાવસ્તવના એટલે ભાવસેવા પણ કરે આ દૃષ્ટિએ, ભગવાન શ્રી જિનેશ્વરદેવની સ્તવનામા, એ તારકે ફરમાવેલા મોક્ષમાર્ગના સર્વ યોગોનો સમાવેશ થઈ જાય છે, એમ પણ જરૂર કહી શકાય, અને એથી એમ પણ કહી શકાય કે-મુક્તિને પમાડનારું જે કાઈ સામર્થ્ય છે, તે સામર્થ્ય શ્રી જિનસ્તવનામાં જ છે.

### ભગવાનની ઓળખ થાય તો

'ભગવાન શ્રી જિનેશ્વરદેવની સ્તવનાનો આટલો મોટો મહિમા શાથી છે?'-આવો પ્રશ્ન, ભગવાન શ્રી જિનેશ્વરદેવની જેને ઓળખ થઈ હોય, તેને તો ઉદ્ભવે જ નહિ ભગવાન શ્રી જિનેશ્વરદેવની સાચી ઓળખ જેને થોડા પણ પ્રમાણમાં થઈ જાય, તેને એમ જ થાય કે-"આ સંસારમાં સ્તવવા લાયક જે કોઈ છે, તે એ તારકો જ છે અને એથી જ, એ તારકોને અનુસરનારાઓ પણ એટલે અંશે સ્તવવા લાયક છે,"

પણ એ તારકો અને એ તારકોને અનુસરનારાઓ સિવાય તો કોઈ જ આત્મા, આ સંસારમાં વાસ્તવિક રીતિએ સ્તુતિ કરવાને લાયક નથી." જેઓને આવી સમજ પ્રાપ્ત થઈ હોય, તેઓના અન્તરમા એવું પણ પ્રગટે જ છે કે–"ભગવાન શ્રી જિનેશ્વરદેવની શુદ્ધ ભાવપૂર્વકની સ્તવનાથી, કાંઈ પણ સારું અલભ્ય નથી અને શ્રી જિનસ્તવનાથી જો કાંઈ પણ સારું અલભ્ય હોય, તો તે બીજા કોઈની પણ સ્તવનાથી લભ્ય બની શકે જ નહિ." જેઓમાં આવી સમજ અને આવી શ્રદ્ધા પ્રગટી હોય, તેઓ ભગવાન શ્રી જિનેશ્વરદેવની જ્યારે જ્યારે સ્તુતિ કરે, ત્યારે ત્યારે તે સ્તુતિ કેવા ઉલ્લાસથી કરે? એ વખતે એ સ્તુતિ કરનાર પુણ્યાત્મા મન–વચન–કાયાની કેવીક એકતાનતા અનુભવે? ખરેખર, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાચી ઓળખ થયા પછી, આત્મા એ તારકોની જેટલી જેટલી સ્તુતિ કરે છે, તે તેને ઓછી ને ઓછી જ, અધૂરી ને અધૂરી જ લાગ્યા કરે છે. કારણ શું? કારણ એ જ કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ એવી ઉચ્ચ કક્ષાએ પહોંચ્યા હોય છે.

## ૩. પ્રયત્નપૂર્વકની શ્રી જિનસ્તુતિ–

**પ્રયત્નપૂર્વક ભગવાનની સ્તવના :**

આ શ્રી ભગવતીજી સૂત્રની ટીકાને રચવાની શરૂઆત કરતાં, ટીકાકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવ-સૂરીશ્વરજી મહારાજાએ, મંગલાચરણના પહેલા શ્લોકમાં,

ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ કરી છે અને તેમાં પંદર વિશેષણોને વાપરીને, આપણને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ઓળખ કરાવી છે. ટીકાકાર પરમર્ષિએ આ સ્તુતિમાં જેમ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ઓળખ કરાવી છે, તેમ એ તારકોની સ્તુતિ કેવી રીતિએ કરવી જોઈએ, એ વાત પણ સૂચવી છે. એ માટે એ મહાપુરૂષે એકલું-"प्रणौमि" નહિ કહેતાં, 'प्रयतः प्रणौमि" એમ કહ્યું છે. "नौमि" કહેવાને બદલે "प्रणौमि" કહ્યું અને એકલું "प्रणौमि" નહિ કહેતાં "प्रयतः प्रणौमि" એમ કહ્યું. આ રીતિએ, એ મહાપુરૂષે, આ સ્તવનાની પ્રકર્ષતાને પણ સૂચવી છે અને સ્તવના કરનારની પ્રકૃષ્ટતાને પણ સૂચવી છે. આ વસ્તુ સૂચવે છે કે-આ સ્તવના હું ખૂબ ખૂબ ઉપયોગપૂર્વક, મન-વચન-કાયાને એકતાન બનાવીને-ઉલ્લાસથી કરૂં છું. મન શુદ્ધ ભાવ સાથે ઉલ્લાસવાળું છે, વચનની પણ આમાં શુદ્ધિ છે અને કાયા પણ વિનયથી નમી રહી છે-એમ આ એક કાર્યને વિષે ત્રણેય યોગોને શુદ્ધ બનાવીને મેં યોજ્યા છે. આવો ભાવ આ "प्रयत· प्रणौमि" માંથી નીકળે છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તવના આવી રીતિએ કરવી જોઈએ. મોંઢેથી સ્તુતિ બોલાતી હોય, પરન્તુ આંખો ક્યાંય ભમતી હોય તથા કાયા પણ વિનયાચારથી શૂન્ય હોય અને મનનું તો ઠેકાણું જ ન હોય, એવું બને કે ન બને ? તમે ભગવાનની સ્તવના કરતા હો, ત્યારે તે પ્રયત્નપૂર્વક અને ભાવોલ્લાસથી કરતા હશો ને ? મન પણ શુદ્ધ, વચન પણ શુદ્ધ અને કાયા પણ શુદ્ધ, એટલે શું ? મનમાં બીજો કોઈ ભાવ તો નહિ જ, પણ એ તારકની સ્તવનાનો-

જ ભાવ; વચનમાં પણ એ તારકના જ ગુણોનું વર્ણન; અને કાયાની સ્થિતિ એવી કે-મૂર્તિમન્ત વિનય જોઈ લો! આવી રીતિએ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ કરવી જોઈએ, એમ આ મહાપુરૂષે સૂચવ્યું છે. કહ્યું છે તો એટલું જ કે-'હું પ્રયત્નપૂર્વક સ્તવના કરૂં છું.' પણ તેમાંથી આ ભાવ નીકળે છે. આ ભાવ આપણે ધ્યાનમાં રાખવાનો છે, કારણ કે-આપણે પણ સ્તવના કરીએ છીએ.

**પ્રયત્ન પ્રભુસ્તવના માટે જ કરવો પડે તેમ છે:**

કોઈ કહેશે કે-'ભગવાનની સ્તુતિ કરવામાં વળી પ્રયત્નની જરૂર શી?' પરન્તુ વાસ્તવિક રીતિએ પ્રયત્નની જરુર તો ભગવાનની સ્તુતિમાં જ પડે છે. તમે જ વિચાર કરો કે-તમારા મન, વચન અને કાયા એ ત્રણ યોગોનું આકર્ષણ કયી દિશાએ છે? આત્મા તરફ કે પુદ્ગલ તરફ? મનને, વચનને અને કાયાને, પૌદ્ગલિક બાબતમાં યોજવાનો પ્રયત્ન કરવો પડે તેમ છે કે આત્મિક બાબતમાં યોજવાનો પ્રયત્ન કરવો પડે તેમ છે? વગર ઉપદેશે મનમાં પૌદ્ગલિક સુખના જ વિચારો રમ્યા કરે છે, વચનો પણ એવાં જ નીકળ્યા કરે છે અને કાયા પણ એ તરફ ઘસડાય છે, એ વાતની ના પાડી શકાય તેમ હોય તો કહો! એમાં મન, વચન અને કાયા યોજાએલાં છે કે એમાં મન-વચન-કાયાને યોજવાનો પ્રયત્ન કરવો પડે તેમ છે? કહો કે-પૌદ્ગલિક સુખની સાધનામાં મન-વચન-કાયાને યોજવા માટે પ્રયત્ન કરવો પડે તેવું છે જ નહિ; એમાં તો એ ત્રણેય યોગો યોજાએલા જ છે. એ યોગોને ત્યાંથી વારીને

આત્માભિમુખ બનાવવાનો અને યોગોને આત્માભિમુખ બનાવીને પરમાત્માભિમુખ બનાવવાનો જ પ્રયત્ન કરવો પડે તેમ છે. આપણે અનન્તાનન્ત કાળથી આ સંસારમાં હજુ પણ રખડીએ છીએ, તેનું કારણ શું? યોગોને આત્માભિમુખ બનાવીને પરમાત્માભિમુખ બનાવ્યા નથી માટે ને? અથવા તો આપણા યોગો પૌદ્ગલિક સુખની સાધનામાં જ યોજાએલા છે માટે ને? એ યોગોને આત્માભિમુખ બનાવીને પરમાત્માભિમુખ બનાવવા, એ બહુ મુશ્કેલ કાર્ય છે. એમાં ઘણા ઘણા પ્રયત્નની જરૂર છે. યોગોને પ્રયત્નપૂર્વક પ્રભુસ્તવનામાં યોજ્યા હોય, તો પણ જો જરાક ભૂલ થઈ જાય, તો યોગોને છટકી જતાં વાર લાગતી નથી. ટીકાકાર પરમર્ષિ, **પ્રયત્તઃ પ્રણૌમિ** એમ કહીને, આપણને ખૂબ સાવચેત બનાવે છે. આમાંથી એ સાર ગ્રાહ્ય છે કે–પ્રભુની સ્તવના, પ્રભુની સેવા, એ તારકોની આજ્ઞાઓનું પાલન, એમાં જ યોગોને યોજવાનો પ્રયત્ન કરવો જોઈએ. પ્રભુની સ્તવનામાં મન, વચન તથા કાયાની એકાગ્રતા જાળવવી જોઈએ, અર્થાત્ ત્રિકરણશુદ્ધિથી પરમાત્માની સ્તવના કરવી જોઈએ. મન ક્યાંનું ક્યાં ભમતું હોય, આંખો વળી શુંનું શું જોવામાં રોકાએલી હોય અને એ સ્થિતિમાં માત્ર વાણીથી સ્તવનાના શબ્દો રટાતા હોય, એ સ્તવનામાં સાર શો આવે? પ્રભુની સ્તવનામાં ત્રણેય યોગોની શુદ્ધિ જોઈએ. વાણીથી પરમાત્માના ગુણો ગવાતા હોય, મન પણ પરમાત્માના એ ગુણોનું ચિન્તન કરતું હોય અને કાયાથી પણ જે વખતે જે મુદ્રા કરવી જોઈએ તે કરાતી હોય; જેમ કે–શ્રી નમુત્થુણં બોલતા 'યોગ મુદ્રા' હોય, કાઉસ્સગ્ગ વેળાએ 'જિન મુદ્રા'

છૂટાય શી રીતિએ? એક ઠેકાણે કહ્યું છે કે-

"चला लक्ष्मीश्चला प्राणा:, चले जीवितमंदिरे।
चलाचले च संसारे, धर्म एको हि निश्चल ॥"

તમે જેના માટે અહર્નિશ પ્રયત્નશીલ છો, જેના માટે માતા-પિતાદિથી તથા બન્ધુવર્ગથી છૂટા પડવાને પણ તૈયાર થઈ જાઓ છો, જેના માટે તમે અજાણ્યા તથા જોખમ-વાળા સ્થાને જવાને પણ સજ્જ બનો છો, જેના માટે તમે જેમાં પ્રાણહાનિનું જોખમ છે એવાં સાધનોનો ઉપયોગ કર-વાનેય તત્પર બનો છો, જેના અલ્પ લાભ માટેય તમે ધર્મ સુદ્ધાંના સોગન ખાવા ટેવાયેલા છો કે જે સોગનનો શાસ્ત્ર-કાર મહાપુરૂષોએ ખાસ નિષેધ કરેલો છે-ભારપૂર્વક નિષેધ કરેલો છે, જેના માટે તમે નીતિનો નાશ કરવામાં પણ અચકાતા નથી, જેના માટે તમે છળ-કપટ-પ્રપંચ આદિ કરવામાં પણ પાછું વાળીને જોતા નથી, જેના માટે આજની દુનિયા નિર્દય બનીને કાળાં બજારો ચલાવ્યે રાખે છે અને જેના માટે મનુષ્ય મનુષ્ય મટીને હેવાન બની જાય છે, એ લક્ષ્મીને આ શ્લોકકારે ચલ, ચલ એટલે અસ્થિર, ચપલ કહેલી છે. આ વાત તમને આટલા ભારપૂર્વક શા માટે કહેવામાં આવે છે, તે સમજો. લક્ષ્મીની ચપળતાનો શું તમને અનુભવ નથી? અનુભવેય છે અને ખ્યાલ પણ છે, કેમ કે-તમેય તમારા જીવનમાં વારંવાર દીવાળી અને હોળી જોઈ છે તેમજ હજારો કરોડપતિઓ કોડીપતિ પણ ન રહ્યા, કંગાલ બની ગયા, આ તમામ તમારી નજરથી બહાર નથી! છતાં તમે લક્ષ્મીની લાલસાને છોડતા નથી. લક્ષ્મીની લાલસાથી તમે તમારી

કીમતી શક્તિઓનો ઊંધો ઉપયોગ કરી રહ્યા છો, એ સ્થિતિનું તમને ભાન કરાવવાને માટે જ, આ વાત આટલા ભારપૂર્વક તમને જણાવી છે. આ વાત તમને બરાબર ઠસી જાય, તો તમે તમારી શક્તિનો દુર્વ્યય કરાવનારી પ્રવૃત્તિઓથી પાછા હઠી શકો અને તેનો સદ્વ્યય કરવાને પ્રોત્સાહિત બની શકો. લક્ષ્મી તો વેશ્યા કરતાં પણ શું ભૂંડી નથી ? ખરેખર, વેશ્યાથી પણ ભૂંડી એવી લક્ષ્મીના દાસ બની જઈને તમે, ભીખારી કરતાંય ભૂંડી અવસ્થાને ભોગવી રહ્યા છો. તેનાથી મુક્ત બનો અને આત્મલક્ષ્મીને પ્રગટાવીને શાશ્વત સુખને મેળવો. તમે જેના ગુલામ છો, તે તો વહેતી લક્ષ્મી છે; રહેતી લક્ષ્મી તો આત્માના ગુણો છે. રહેતીને અવગણીને વહેતીને વળગવા મથનારાઓ લાતો જ ખાય કે બીજું કાંઈ થાય ? ચંચળ લક્ષ્મીના સંસર્ગાદિમાં જ રાચનારાઓ જીવનને ચંચળ બનાવે છે, માટે એ ચંચળ ચપળાની જોડે પાનું પડ્યું છે, તો ચતુરાઈથી કામ લો. એ ચંચળ લક્ષ્મીના દાસ મટીને સ્વામી બની જાવ અને એનાથી એવું કામ લો કે-ચંચલતા જાય અને અચલતા પ્રગટે. અચલના અંચલને પકડીને ચંચલનો એવો સદુપયોગ કરવા માંડો કે-અન્તે અવિચલ પદને પ્રાપ્ત કરી શકો. અવિચલ પદને નહિ જાણનારાઓએ જ ચંચલ લક્ષ્મીમાં સર્વસ્વ માન્યું છે. કહેનારે કહ્યું છે કે-" सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते । " સઘળાય ગુણો કંચનને આશ્રયે છે. જેમ કંચન વધારે, તેમ ગુણો વધારે અને જેમ કંચનનો અભાવ, તેમ ગુણોનો પણ અભાવ, એમ ને ? અકિંચનમાં તો ગુણ જ નહિ, એમ ? કેવો ઊંધો

છૂટાય શી રીતિએ? એક ઠેકાણે કહ્યું છે કે–

"चला लक्ष्मीश्चला प्राणाः, चले जीवितमंदिरे।
चलाचले च संसारे, धर्म एको हि निश्चल ॥"

તમે જેના માટે અહર્નિશ પ્રયત્નશીલ છો, જેના માટે માતા-પિતાદિથી તથા બન્ધુવર્ગથી છૂટા પડવાને પણ તૈયાર થઈ જાઓ છો, જેના માટે તમે અજાણ્યા તથા જોખમવાળા સ્થાને જવાને પણ સજ્જ બનો છો, જેના માટે તમે જેમાં પ્રાણહાનિનું જોખમ છે એવાં સાધનોનો ઉપયોગ કરવાનેય તત્પર બનો છો, જેના અલ્પ લાભ માટેય તમે ધર્મ સુદ્ધાંના સોગન ખાવા ટેવાયેલા છો કે જે સોગનનો શાસ્ત્રકાર મહાપુરૂષોએ ખાસ નિષેધ કરેલો છે–ભારપૂર્વક નિષેધ કરેલો છે, જેના માટે તમે નીતિનો નાશ કરવામાં પણ અચકાતા નથી, જેના માટે તમે છળ-કપટ-પ્રપંચ આદિ કરવામાં પણ પાછું વાળીને જોતા નથી, જેના માટે આજની દુનિયા નિર્દય બનીને કાળાં બજારો ચલાવ્યે રાખે છે અને જેના માટે મનુષ્ય મનુષ્ય મટીને હેવાન બની જાય છે, એ લક્ષ્મીને આ શ્લોકકારે ચલ, ચલ એટલે અસ્થિર, ચપલ કહેલી છે. આ વાત તમને આટલા ભારપૂર્વક શા માટે કહેવામાં આવે છે, તે સમજો. લક્ષ્મીની ચપળતાનો શું તમને અનુભવ નથી? અનુભવેય છે અને ખ્યાલ પણ છે, કેમ કે–તમેય તમારા જીવનમાં વારંવાર દીવાળી અને હોળી જોઈ છે તેમજ હજારો કરોડપતિઓ કોડીપતિ પણ ન રહ્યા, કંગાલ બની ગયા, આ તમામ તમારી નજરથી બહાર નથી! છતાં તમે લક્ષ્મીની લાલસાને છોડતા નથી. લક્ષ્મીની લાલસાથી તમે તમારી

કીમતી શક્તિઓનો ઊંધો ઉપયોગ કરી રહ્યા છો, એ સ્થિતિનું તમને ભાન કરાવવાને માટે જ, આ વાત આટલા ભારપૂર્વક તમને જણાવી છે. આ વાત તમને બરાબર ઠસી જાય, તો તમે તમારી શક્તિનો દુર્વ્યય કરાવનારી પ્રવૃત્તિઓથી પાછા હઠી શકો અને તેનો સદ્‌વ્યય કરવાને પ્રોત્સાહિત બની શકો. લક્ષ્મી તો વેશ્યા કરતાં પણ શું ભૂંડી નથી ? ખરેખર, વેશ્યાથી પણ ભૂંડી એવી લક્ષ્મીના દાસ બની જઇને તમે, ભીખારી કરતાંય ભૂંડી અવસ્થાને ભોગવી રહ્યા છો. તેનાથી મુક્ત બનો અને આત્મલક્ષ્મીને પ્રગટાવીને શાશ્વત સુખને મેળવો. તમે જેના ગુલામ છો, તે તો વહેતી લક્ષ્મી છે; રહેતી લક્ષ્મી તો આત્માના ગુણો છે. રહેતીને અવગણીને વહેતીને વળગવા મથનારાઓ લાતો જ ખાય કે બીજું કાંઈ થાય ? ચંચળ લક્ષ્મીના સંસર્ગાદિમાં જ રાચનારાઓ જીવનને ચંચળ બનાવે છે, માટે એ ચંચળ ચપળાની જોડે પાનું પડ્યું છે, તો ચતુરાઈથી કામ લો. એ ચંચળ લક્ષ્મીના દાસ મટીને સ્વામી બની જાવ અને એનાથી એવું કામ લો કે-ચંચલતા જાય અને અચલતા પ્રગટે. અચલના અંચલને પકડીને ચંચલનો એવો સદુપયોગ કરવા માંડો કે-અન્તે અવિચલ પદને પ્રાપ્ત કરી શકો. અવિચલ પદને નહિ જાણનારાઓએ જ ચંચલ લક્ષ્મીમાં સર્વસ્વ માન્યું છે. કહેનારે કહ્યું છે કે-" सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते । " સઘળાય ગુણો કંચનને આશ્રયે છે. જેમ કંચન વધારે, તેમ ગુણો વધારે અને જેમ કંચનનો અભાવ, તેમ ગુણોનો પણ અભાવ, એમ ને ? અકિંચનમાં તો ગુણ જ નહિ, એમ ? કેવો ઊંધો

ન્યાય ? કંચનનો લોભ એ જ દોષનું ઘર છે. કંચન ન હોય, એને મેળવવાની લાલસા ન હોય, તો દોષો ટળે ને ગુણો પ્રગટે; પણ કંચન અને કામિનીએ, અર્થ અને કામે જેઓને પાગલ બનાવ્યા છે, તેઓ ગમે તેવો બકવાટ કરે, તો તેમાં નવાઈ પામવા જેવું કાંઈ છે જ નહિ.

### પ્રાણો શાથી ચંચલ છે ?

આ શ્લોકમાં લક્ષ્મીને ચંચલ કહીને, પ્રાણોને પણ ચંચલ કહ્યા છે. ઇન્દ્રિયોના વિલાસમાં જ સુખ માનનારાઓને ચોંકાવવાને, સમજાવવાને માટે આ વાત છે. આ શરીર નાશવન્ત છે, માટે આ શરીરમાં પ્રાણોને સદા કાળ ટકવાનું નહિ જ ને ? છતાં પણ, પોતાના પ્રાણોને ટકાવવાને માટે તમે અન્યોના પ્રાણોની પરવા કર્યા વગર, અહિંસક ભાવથી અળગા થઈ ને હિંસકભાવને વળગ્યા છો; એમાં જ–હિંસકભાવમાં જ વિહરો છો ને ? પોતાના પ્રાણોના પોષણ અને રક્ષણ આદિને માટે તમે બીજાના પ્રાણોને લેવાને તૈયાર થઈ જાઓ છો ને ? એ માટે તમે ગમે તેવા આરંભ-સમારંભાદિને કરો છો ને ? તમે એમ માનો છો કે-તમારું શરીર શાશ્વત છે ? આ શરીરનો નાશ નિશ્ચિત છે, તો આ શરીરના પ્રાણોને માટે આટલી બધી ધમાલ કેમ કરો છો ? માણસને લક્ષ્મી કરતાં પણ પ્રાણ વધારે પ્રિય છે. લક્ષ્મીને માટે ગમે તેવાં અકાર્યોને કરનાર, પ્રાણના રક્ષણને માટે લક્ષ્મીને પણ પાણીની જેમ ખર્ચી નાખે છે. ધર્મને માટે એક પાઈ આપતાં પણ નવનેજાં પાણી ઊતરી જાય છે. ગમે તેવા મહાન કાર્યમાં પણ ધર્માર્થે ધના-

પણ કરતાં આંચકો આવે છે. એવા પણ માણસો, પોતાના પ્રાણોના પાલન-પોષણને માટે કેટલું દ્રવ્ય ખર્ચી નાખે છે? પ્રાણને વહાલા કરીને ભક્ષ્યાભક્ષ્ય અને પેયાપેયના વિચારને પણ છોડી દેવાય છે. પ્રાણ માટે અભક્ષ્ય, અપેય લેવાને પણ તૈયાર! માનવદેહ મુક્તિની સાધનાને માટે છે અને મુક્તિની સાધનામાં ઉપયોગમાં આવતા માનવદેહના પ્રાણોને રક્ષવાનો પ્રયત્ન વિવેકપૂર્વક કરવો જોઈએ; એને બદલે, ઇન્દ્રિયોના સુખને માટે જ બધું કરાય છે! ઇન્દ્રિયસુખની આ લાલસા અને આ પ્રવૃત્તિ, તમને એકેન્દ્રિય અવસ્થામાં મૂકી આવશે ત્યારે શું થશે, એનો વિચાર તમને કેમ આવતો નથી?

**જીવિતની અને હાટ-હવેલીની ચંચલતા :**

વળી કહે છે કે-જીવન તથા મંદિર પણ ચલ છે. આત્માની અપેક્ષાએ જીવન ચલ નથી, પણ આ શરીરની અપેક્ષાએ તો આ જીવન ચંચલ જ છે ને? આજ સુધીમાં આપણો આત્મા અનન્તાં શરીરોમા વમી આવ્યો અને હજુ પણ કેટલાં શરીરોમાં આપણા આત્માને વસવું પડશે, એ તો જ્ઞાની જાણે. જીવિત જો ચંચલ ન હોત, તો મરણ હોત જ નહિ; પણ મરણ છે એટલે જીવિત ચંચલ જ છે. જીવિત ક્યારે ખતમ થશે, તેનોય પત્તો નથી; નિરુપક્રમ આયુષ્ય-વાળા તો પોતાના આયુષ્ય પર્યન્ત જીવિતને ભોગવે, પણ સોપક્રમ આયુષ્યવાળાને માટે તો એટલા જીવિતનીય ખાતરી નહિ. જીવિત ચંચલ છે, તેમ મંદિર એટલે હાટ-હવેલી વગેરે પણ ચંચલ જ છે. હાટ-હવેલી આપણા જીવતાંય પરાયાં

બને અગર તો પડી જાય, બળી જાય, એવું બને છે. લક્ષ્મી તથા પ્રાણ પ્રધાન ચીજો હોવાથી અલગ અલગ કહેલ છે, પણ જીવિત તથા મંદિરને સાથે જ કહ્યાં પ્રાણ હોય તો જીવન છે અને લક્ષ્મી હોય તો મકાન આદિ વૈભવ છે. તમે બીજાના પ્રાણોને લૂંટીને પોતાના જીવનને ટકાવી રાખવાનો પ્રયત્ન કરી રહ્યા છો, પણ આ જીવન ચલ છે, ચંચલ છે! આ જીવન એવું જીવો, આ જીવનનું પ્રવર્ત્તન એવું રાખો કે–કોઈ પણ જીવની પ્રાણહાનિની જવાબદારી આપણે શિર ન આવે, તો જ શાશ્વત જીવનને પામી શકાય. અનેક જીવોના નાશથી, અનેક પ્રકારનાં કાળાં–ધોળાં કરીને તમે જે મહાલયો ઊભાં કર્યાં છે, વૈભવ વસાવેલ છે, તે મહાલયો અને વૈભવ પણ ચલ છે. એ તમારાં રહેવાનાં નથી, તેમ તે હમેશને માટે ટકવાનાં પણ નથી!

છોડવા જેવો છે. સારાય સંસારમાં સંસારની એવી એક પણ વસ્તુ નથી, કે જેને મેળવીને મેળવવાનું કાંઈ જ બાકી રહે નહિ અને જે મળ્યું હોય તે ચાલ્યું જાય નહિ કે તેને આપણે છોડવું પડે નહિ! આથી જ, એ શ્લોકકારે લક્ષ્મી વગેરેને ચલ કહ્યા પછીથી, ટૂંકમાં જ કહી દીધું કે–આ આખોય સંસાર અત્યન્ત ચલાયમાન છે.

**ધર્મ એ જ એક નિશ્ચલ છે:**

આખોય સંસાર ચલાયમાન છે, તો પછી કાંઈ નિશ્ચલ છે કે નહિ? એક વસ્તુ નિશ્ચલ છે. એ કયી વસ્તુ? શ્લોકકાર પોતે જ કહે છે કે–**धर्म एको हि निश्चलः।** એક ધર્મ જ નિશ્ચલ છે. જેણે નિશ્ચલ અવસ્થાને પામવી હોય, તેણે નિશ્ચલનો જ આશ્રય લેવો જોઈએ. અનિશ્ચલનો યોગ ન રહે અને નિશ્ચલનો જ યોગ રહે, પછી નહિ જનમવાનું કે નહિ મરવાનું! આત્મા સંસારમાં પરિભ્રમણ કરે છે, દેહ આદિનાં પરિવર્તનોને પામ્યા કરે છે, પણ આત્મા જો માત્ર ધર્મમય બની જાય, તો ન રહે પરિભ્રમણ કે ન રહે દેહાદિનું પરિવર્તન! ધર્મ એ જ એક નિશ્ચલ છે, એ વાતથી બધી વસ્તુઓનો વિચાર થઈ શકે છે. ધર્મની વ્યાખ્યા કયી? **वत्थुसहावो धम्मो।** વસ્તુનો જે સ્વભાવ એ જ ધર્મ છે. પુદ્ગલનો સ્વભાવ સડન–પડન–વિધ્વંસન છે, તો એ સ્વભાવ પણ નિશ્ચલ જ છે. કોઈ પણ કાળે કોઈ પણ પુદ્ગલના એ સ્વભાવમાં ફેર પડવાનો નહિ. પ્રત્યેક પુદ્ગલનું અનન્તાનન્ત કાલથી સડન–પડન–વિધ્વંસન થયા કરે છે અને અનન્તાનન્ત કાલે પણ એમ જ થયા કરવાનું! લક્ષ્મી

બને અગર તો પડી જાય, બળી જાય, એવું બને છે. લક્ષ્મી તથા પ્રાણ પ્રધાન ચીજો હોવાથી અલગ અલગ કહેલ છે, પણ જીવિત તથા મંદિરને સાથે જ કહ્યાં. પ્રાણ હોય તો જીવન છે અને લક્ષ્મી હોય તો મકાન આદિ વૈભવ છે. તમે બીજાના પ્રાણોને લૂંટીને પોતાના જીવનને ટકાવી રાખવાનો પ્રયત્ન કરી રહ્યા છો, પણ આ જીવન ચલ છે, ચંચલ છે! આ જીવન એવું જીવો, આ જીવનનું પ્રવર્ત્તન એવું રાખો કે–કોઈ પણ જીવની પ્રાણહાનિની જવાબદારી આપણે શિર ન આવે, તો જ શાશ્વત જીવનને પામી શકાય. અનેક જીવોના નાશથી, અનેક પ્રકારનાં કાળાં–ધોળાં કરીને તમે જે મહાલયો ઊભાં કર્યાં છે, વૈભવ વસાવેલ છે, તે મહાલયો અને વૈભવ પણ ચલ છે. એ તમારાં રહેવાનાં નથી, તેમ તે હમેશને માટે ટકવાનાં પણ નથી!

**આખોય સંસાર અત્યન્ત ચલાયમાન છે:**

સંસારમાં એવી કયી વસ્તુ છે, કે જે ચંચલ નથી? સંસાર શાશ્વત છે અને સંસારમાંની વસ્તુઓ પણ શાશ્વત છે, પણ એમાં પરિવર્ત્તનો ચાલ્યા જ કરે છે. એટલે સઘળુંય ચંચલ જ છે એમ પણ કહેવાય. આ શ્લોકમાં પણ એ જ કહ્યું છે કે–આ સંસાર આખોય ચંચલ જ છે. અહીં ચલાચલનો અર્થ ચલ અને અચલ એવો કરવાનો નથી, પણ "अतिशयेन चल इति चलाचलः।" એવો અર્થ કરવાનો છે. સંસાર અત્યન્ત ચલાયમાન છે, એથી એના ઉપર ભરોસો રાખવા જેવો નથી. સંસારની કોઈ પણ વસ્તુમાં લોભાવા જેવું નથી. સારોય સંસાર

છોડવા જેવો છે સારાય સંસારમાં સંસારની એવી એક પણ વસ્તુ નથી, કે જેને મેળવીને મેળવવાનું કાંઈ જ બાકી રહે નહિ અને જે મળ્યું હોય તે ચાલ્યું જાય નહિ કે તેને આપણે છોડવું પડે નહિ! આથી જ, એ શ્લોકકારે લક્ષ્મી વગેરેને ચલ કહ્યા પછીથી, ટૂંકમાં જ કહી દીધું કે-આ આખોય સંસાર અત્યન્ત ચલાયમાન છે.

### ધર્મ એ જ એક નિશ્ચલ છે :

આખોય સંસાર ચલાયમાન છે, તો પછી કાંઈ નિશ્ચલ છે કે નહિ? એક વસ્તુ નિશ્ચલ છે. એ કયી વસ્તુ? શ્લોકકાર પોતે જ કહે છે કે-**धर्म एको हि निश्चल**। એક ધર્મ જ નિશ્ચલ છે. જેણે નિશ્ચલ અવસ્થાને પામવી હોય, તેણે નિશ્ચલનો જ આશ્રય લેવો જોઈએ અનિશ્ચલનો યોગ ન રહે અને નિશ્ચલનો જ યોગ રહે, પછી નહિ જનમવાનુ કે નહિ મરવાનું! આત્મા સંસારમાં પરિભ્રમણ કરે છે, દેહ આદિના પરિવર્તનોને પામ્યા કરે છે, પણ આત્મા જો માત્ર ધર્મમય બની જાય, તો ન રહે પરિભ્રમણ કે ન રહે દેહાદિનું પરિવર્તન! ધર્મ એ જ એક નિશ્ચલ છે, એ વાતથી બધી વસ્તુઓનો વિચાર થઈ શકે છે ધર્મની વ્યાખ્યા કયી? **वत्थुसहावो धम्मो**। વસ્તુનો જે સ્વભાવ એ જ ધર્મ છે પુદ્‌ગલનો સ્વભાવ સડન-પડન-વિધ્વંસન છે, તો એ સ્વભાવ પણ નિશ્ચલ જ છે કોઈ પણ કાળે કોઈ પણ પુદ્‌ગલના એ સ્વભાવમા ફેર પડવાનો નહિ પ્રત્યેક પુદ્‌ગલનું અનન્તાનન્ત કાલથી સડન-પડન-વિધ્વંસન થયા કરે છે અને અનન્તાનન્ત કાલે પણ એમ જ થયા કરવાનું! લક્ષ્મી

ચંચલ એટલે ચંચલ જ; એ કોઈ જ કાળે, અચલ નહિ જ થવાની ! જડ જડ જ રહે અને ચેતન ચેતન જ રહે. આપણે ચેતન છીએ જડના યોગે જ આપણે જડ ધર્મોનો અનુભવ કરી રહ્યા છીએ. જડ એવાં કર્મોનો યોગ ટળે, એટલે કેવળ ચેતનધર્મનો જ શાશ્વત કાળને માટે અનુભવ થાય. બધાં ધર્માનુષ્ઠાનો ચેતનધર્મને પ્રગટાવવાને માટે છે. જડ કર્મોએ આવરેલા ચેતનના સ્વભાવને પ્રગટાવવાને માટે જ સઘળી ધર્મકરણીઓ છે. જડના ધર્મોમાં મહાલવાને માટે, ધર્મકરણીઓનો ઉપદેશ છે જ નહિ. ચેતનના સ્વભાવને પ્રગટાવવાના હેતુથી જ ધર્મકરણીઓને વિધિ મુજબ કરનારા, ચેતનના સ્વભાવને અવશ્ય પ્રગટાવી શકે છે. ધર્મ જ એક રહેતી ચીજ છે એ સિવાયની બધી ચીજો વહેતી છે. આત્માએ આમથી તેમ ભિન્ન ભિન્ન ગતિઓમાં અથડાવા–કુટાવાથી બચીને જો નિશ્ચલ સ્થાનને પ્રાપ્ત કરવું હોય, તો એક નિશ્ચલ ધર્મના આરાધનમાં જ જીવનને ન્યોછાવર કરી દેવું જોઈએ.

**લક્ષ્મી ધર્મને વશ છે–લક્ષ્મીને વશ ધર્મ નથી:**

પ્રયત્નશીલ તો આમ બનવા જેવું છે; પરન્તુ આ પ્રયત્ન કરવો, એ કાંઈ થોડું જ સહેલું છે ? હા, ચેતનના સ્વભાવને પ્રગટાવવાની તાલાવેલી લાગે અને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાચી ઓળખ થાય, તો આ પ્રયત્ન કરવો એ જરૂર સહેલું છે. તમને લાગે છે ને કે–તમે જે પ્રયત્ન કરો છો, તે ઊંધો પ્રયત્ન છે અને કરવા લાયક પ્રયત્ન તો, ટીકાકાર પરમર્ષિએ જે કર્યો છે, તે જ છે ?

પ્રશ્ન૦ લક્ષ્મીને વશ ધર્મ કે ધર્મને વશ લક્ષ્મી?

ધર્મ લક્ષ્મીને વશ છે જ નહિ. ધર્મને વશ લક્ષ્મી છે, એમ કહી શકાય; કારણ કે-જે કોઈ લક્ષ્મીને પામ્યા છે, પામે છે અને પામશે, તેઓ પોતે કરેલા ધર્મના જ પ્રતાપે લક્ષ્મીને પામ્યા છે, પામે છે અને પામશે. લક્ષ્મીની, સાહ્યબીની પ્રાપ્તિમાં ધર્મ જો કારણ ન હોય, તો કોઈ કોટ્યાધિપતિને ઘેર જન્મે છે અને કોઈ દરિદ્રીને ઘેર જન્મે છે, તે શાથી? કોટ્યાધિપતિને ઘેર, સમૃદ્ધિશાળીને ઘેર જન્મનારે જન્મીને ધર્મ કર્યો-એનું એ ફળ નથી, પણ પૂર્વે કરેલ ધર્મનું એ પ્રત્યક્ષ પરિણામ છે. જો લક્ષ્મીને વશ ધર્મ છે-એવું માનવામા આવે, તો તો બધા જ ગરીબો અધર્મી હોવા જોઈએ તેમજ બધા જ લક્ષ્મીવાનો ધર્મી હોવા જોઈએ. લક્ષ્મીને વશ ધર્મ હોય તો જેટલા પ્રમાણમાં લક્ષ્મી હોય, તેટલા પ્રમાણમાં ધર્મ હોવો જ જોઈએ. જગતમાં તમને એવું દેખાય છે ખરું? મોટે ભાગે તો, જગતમાં એથી ઊલટી પરિસ્થિતિનું દર્શન થાય છે. મોટે ભાગે લક્ષ્મીનંદનોને એટલા ફંદ વળગેલા હોય છે કે-તેમને ધર્મ કરવાની ફુરસદ જ નથી હોતી, એમ તેઓ પોતે માને છે. વળી તેમાંના કેટલાકોને તો પોતાને મળેલી લક્ષ્મીનો એટલો ફાંકો હોય છે કે-પોતાની પાસે એ સૌને તુચ્છ માને છે. ધર્મ અને ધર્મી તરફ અણગમો, તિરસ્કાર દાખવવામાં તેવાઓને શાણપણ અને મોટાઈ લાગે છે. આથી તમે સમજી શકશો કે-લક્ષ્મીને વશ ધર્મ નથી જ, પણ લક્ષ્મીની ખુમારી, લક્ષ્મીનો મોહ, લક્ષ્મીની જંજાળ, લક્ષ્મીની આળપંપાળ તો ધર્મની પ્રાપ્તિમાં તથા ધર્મના પાલનમાં વિઘ્ન રૂપ છે. જો લક્ષ્મીને વશ

ધર્મ હોત, તો બ્રહ્મદત્ત ચક્રવર્તી, મમ્મણ શેઠ વગેરે નરકમાં ગયા, તેને બદલે સ્વર્ગમાં જ જાત. લક્ષ્મી મળે છે ધર્મના પ્રભાવે; ધર્મના અભાવે જ દારિદ્રય હોય છે; પણ લક્ષ્મીને વશ ધર્મ છે–એવું માનનારાઓ તો બેવકૂફ જ છે. ધર્મ તો વિવેકને વશ છે અને વિવેક તો લક્ષ્મી આદિના મમત્વને તજવાની તથા લક્ષ્મી આદિના ત્યાગની જ પ્રેરણા આપે છે.

**લક્ષ્મી હોય તો જ ધર્મ થઈ શકે એ વાત ખોટી છે:**

પ્રશ્ન૦ લક્ષ્મી હોય તો જ ધર્મ કરી શકાય ને?

લક્ષ્મી હોય તો જ ધર્મ થઈ શકે અને લક્ષ્મી ન હોય તો ધર્મ થઈ શકે જ નહિ, એમ માનવું એ પણ તદ્દન મિથ્યા છે. લક્ષ્મી હોય તો જ ધર્મ થઈ શકે, એવું જો નક્કી થાય, તો તો સાધુઓથી ધર્મ થઈ શકે જ નહિ, કેમ કે–સાધુઓએ તો પોતાની પાસે જે લક્ષ્મી હતી તેનો તો ત્યાગ કર્યો છે, પણ લક્ષ્મીને મેળવવાની વૃત્તિનો પણ ત્યાગ કર્યો છે. સાધુ પોતે લક્ષ્મીને રાખે નહિ, બીજાની પાસે રખાવે નહિ અને જે કોઈ લક્ષ્મીને રાખે છે તે સારૂં કરે છે એમ પણ માને નહિ. આવા સાધુઓને પૂજનારાઓ અને નિર્ગ્રન્થ સાધુઓને જ ધર્મી માનનારાઓ, 'લક્ષ્મી હોય તો જ ધર્મ થઈ શકે.' એવું માને જ શી રીતિએ? સાધુધર્મના પાલકો ધર્મી અને ગૃહસ્થધર્મના પાલકો ધર્માધર્મી. કેમ કે–સાધુઓ કેવળ ધર્મને જ સેવનારા છે અને અધર્મના સર્વથા ત્યાગી છે, જ્યારે ગૃહસ્થધર્મના પાલકો તો થોડા પ્રમાણમાં ધર્મને સેવનારા છે અને તેમણે અધર્મનો સર્વથા ત્યાગ કરેલો નથી.

તમે જો એમ કહો કે–"સાધુઓની અપેક્ષાએ 'લક્ષ્મી હોય તો જ ધર્મ થઈ શકે' એમ નહિ, પણ ગૃહસ્થોની અપેક્ષાએ તો 'લક્ષ્મી હોય તો જ ધર્મ થઈ શકે'–એમ ખરું ને?" તો ગૃહસ્થોની અપેક્ષાએ પણ 'લક્ષ્મી હોય તો જ ધર્મ થઈ શકે'–એવું કહી શકાય તેમ નથી, કારણ કે–તદ્દન દરિદ્રમાં દરિદ્ર એવો પણ ગૃહસ્થ, જો ધારે તો ધર્મની આરાધના કરી શકે છે ધર્મને સેવવાની જો ભાવના હોય, તો ગરીબમા ગરીબ માણુસ પણ દાન, શીલ, તપ અને ભાવ–એ ચારેય પ્રકારના ધર્મોને સેવી શકે છે શંકા થતી હશે કે–'લક્ષ્મી વિના શીલ, તપ અને ભાવ–એ ત્રણ પ્રકારના ધર્મોને તો સેવી શકાય, પણ દાનધર્મને શી રીતિએ સેવી શકાય?' પરન્તુ અભયદાન દેવામાં લક્ષ્મી જોઈએ જ એવો નિયમ નથી. કારણ કે–હિંસકવૃત્તિને આધીન નહિ થતાં, અહિંસકવૃત્તિને પ્રધાન બનાવીને, ઉપયોગપૂર્વક વર્તનારો જીવ અભયદાનનો દાતા બની શકે છે.

**લક્ષ્મીથી નહિ પણ લક્ષ્મીના ત્યાગથી દાન થાય :**

ત્યારે વાત માત્ર કેટલી રહે છે? અન્યને કોઈ વસ્તુ વિશેષનું દાન કરવુ હોય, તો લક્ષ્મી જોઈ એ; પણ તેમાંય વસ્તુત· લક્ષ્મી એ કારણ નથી, પણ ત્યાગભાવ એ કારણ છે લક્ષ્મી દાનનું કારણ છે–એમ તો ત્યારે કહેવાય, કે જ્યારે લક્ષ્મી દાનની પ્રેરક બનતી હોય હૃદયમાં ધર્મ વસ્યો હોય, તો જ લક્ષ્મીનો ત્યાગ થાય છે, દાન દેવાય છે. દાન લક્ષ્મીનું હોઈ શકે, લક્ષ્મીના વ્યયથી મળતી ચીજોનું હોઈ શકે, પણ

લક્ષ્મીથી જ દાન હોય એવું નથી. દાન લક્ષ્મીથી નથી થતું, પણ લક્ષ્મીના ત્યાગથી થાય છે. ધર્મ લક્ષ્મીના ત્યાગથી તથા તેના ત્યાગમા છે, પણ તેના રાગથી અથવા તેના રાગમાં ધર્મ નથી. લક્ષ્મીનો રાગ તો અધર્મ જ છે. લક્ષ્મીની મૂર્ચ્છા ઘટે અને એનો સદુપયોગ કરવાનું મન થાય તો જ સાચું દાન થઈ શકે. પૌદ્ગલિક લાલસાથી દાન, એ તો એક સોદા જેવું છે. લક્ષ્મીના ત્યાગની વૃત્તિથી આત્માનું શ્રેય સાધવાને માટે વિવેકપૂર્વક દેવાય, એ દાનધર્મ છે એવા કાળમાં લક્ષ્મી હોય તો તેને વિવેકી આત્માઓ ધર્મનું સાધન બનાવી શકે. વિવેક, લક્ષ્મી જેવી ડુબવનારી ચીજને પણ તારનારી ચીજ બનાવી શકે છે, એટલે એ પ્રભાવ લક્ષ્મીનો નથી, પણ વિવેકનો છે. લક્ષ્મી હોય તો આવી રીતિએ તેનો સદુપયોગ કરી શકાય છે–એ વાત સાચી, પરન્તુ દાનને માટે પણ લક્ષ્મીને કમાવાનું વિધાન નથી. શાસ્ત્રકારોનો ઉપદેશ દાનનો–લક્ષ્મીના ત્યાગનો છે, પણ લક્ષ્મીને કમાવાનો, લક્ષ્મીને સંગ્રહવાનો, લક્ષ્મીને વધારવાનો નથી ! પુણ્યોદયે લક્ષ્મી મળી હોય, લક્ષ્મી હોય, તો તેનો સદુપયોગ કરવાનો, મળેલી લક્ષ્મીને દાન દ્વારા સાર્થક કરવાનો જ શાસ્ત્રકારોનો સદુપદેશ છે. દાન માટે કમાવું, એ તો પગ બગાડીને ધોવા જેવું અને માંદા પડીને દવા ખાવા જેવું છે. પગ બગડ્યો જ હોય તો ધોવાનું કહેવાય અને માદગી આવી હોય તો દવા ખાવાનું કહેવાય, પણ પગ ધોવાને માટે તેને બગાડવાનું કે દવા ખાવાને માટે માદા પડવાનું કહેવાય નહિ તમારી પાસે લક્ષ્મી છે, લક્ષ્મીનો તમે સર્વથા ત્યાગ કર્યો નથી, માટે જ દાનનો ઉપદેશ

છે. દાન કરવાને માટે કમાવાનો ઉપદેશ છે જ નહિ.

**શ્રી જિનસ્તુતિ માટે પહેલી જરૂર ભવનિર્વેદની :**

આપણી ચાલુ વાત તો એ હતી કે–જગતના જીવોને કયી વસ્તુમાં પ્રયત્નપૂર્વક પ્રવર્તાવવા પડે એવું છે ? અર્થ અને કામના પ્રયત્ન માટે તો, જગતના જીવોને કહેવું પડે તેમ છે જ નહિ. અર્થ અને કામની લાલસાનું જોર તો એવું છે કે–એ દિશાના પ્રયત્નમાંથી જગતના જીવોને વારવા એ જ મુશ્કેલ છે. અનાદિકાળથી એ જ દિશાના પ્રયત્નનો જગતના જીવોને અભ્યાસ છે. એટલે સદ્‌ગુરૂઓના ઉપદેશથી મુક્તિ-માર્ગનો પ્રયત્ન કરવા માંડનારા જીવોને પણ ઘણી વાર પાછા પટકાઈ જતાં વાર લાગતી નથી. ભગવાન શ્રી જિનેશ્વર-દેવોનો આ જગતના જીવો ઉપર મોટામાં મોટો ઉપકાર તો એ જ છે કે–એ તારકોએ મુક્તિમાર્ગને દર્શાવ્યો છે. એ તારકોની સ્તુતિની આ વાત છે. ટીકાકાર પરમર્ષિએ કહ્યું કે–'હું પ્રયત્નપૂર્વક સ્તુતિ કરું છું' એટલે આપણે વિચારીએ છીએ કે–'પ્રયત્નપૂર્વક કેમ ?' સ્તુતિ કરવાનું મન ક્યારે થાય ? મન થાય તોય સ્તુતિ કરવામાં રસ ક્યારે આવે ? અને રસ આવે તો પણ એમાં શુદ્ધિપૂર્વકની મન–વચન–કાયાની એકતાનતા ક્યારે આવે ? જ્યાં સુધી મુક્તિની રુચિ પ્રગટે નહિ, ત્યાં સુધી 'મુક્તિનો માર્ગ દર્શાવ્યો છે, એ ભગવાનનો અનુપમ ઉપકાર છે'–એમ લાગે જ નહિ; તો પછી સ્તુતિ કરવાની વૃત્તિ પ્રગટે જ કયાંથી ? જ્યારે જીવને એક માત્ર મુક્તિને જ સાધવાની રુચિ થાય, ત્યારે એની નજર મુક્તિમાર્ગને દર્શાવ-નારા ભગવાન ઉપર સાચા રૂપમાં ઠરે. ભગવાનના ઉપકા–

રનું જેમ જેમ ભાન થાય, તેમ તેમ એ તારકોની સ્તુતિ કરવાનું મન થાય. એ પછી ક્રમે કરીને મન-વચન-કાયાના યોગોને શુદ્ધ બનાવીને, યોગોને એ તારકોની સ્તુતિમાં એકતાન બનાવી શકાય. જેને સંસારના ત્યાગની વાત પણ રુચતી ન હોય, તે કોઈ પણ કાળે ભગવાનની સાચા રૂપમાં સ્તુતિ કરી શકે જ નહિ; એટલે ભગવાનની સ્તુતિ કરવાની લાયકાતને માટે પણ ભવનિર્વેદ એ પહેલી જરૂરી વસ્તુ છે.

પંદર વિશેષણોથી સ્તવના :

મહા વિરાગી અને મહા ત્યાગી એવા પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, સઘળાય ભગવાન શ્રી જિનેશ્વરદેવોની પ્રયત્નપૂર્વક સ્તવના કરતાં, એ તારકોને શુદ્ધ ભાવથી ઉલ્લાસપૂર્વક નમસ્કાર કરતાં, એ તારકોને માટે પંદર વિશેષણોનો ઉપયોગ કરે છે; અને એમ ભગવાનના ગુણોની સ્તવના કરવાની સાથે, આપણને પણ એ તારકોની ઓળખ કરાવે છે. શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચના કરવાને માટે ઉલ્લસિત મનવાળા બનેલા નવાંગી ટીકાકાર આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, પ્રારંભમાં મંગલાચરણ કરતાં ફરમાવે છે કે–

" सर्वज्ञमीश्वरमनन्तमसङ्गमग्र्यं,
सार्वीयमस्मरमनीशमनीहमिद्धम् ।
सिद्धं शिवं शिवकरं करणव्यपेतं,
श्रीमज्जिनं जितरिपुं प्रयत प्रणौमि ॥ १ ॥"

એટલે કે-સર્વજ્ઞ, ઈશ્વર, અનન્ત, અસંગ, અગ્ર્ય,

સાર્વીય, અસ્મર, અનીશ, અનીહ, તેજસ્વી, સિદ્ધ, શિવ, શિવકર, કરણરહિત અને જિતરિપુ એવા શ્રીમાન્ જિનની હું પ્રયત્નપૂર્વક સ્તવના કરું છું; અથવા તો કહો કે-એવા તારક જે કોઈ હોય, તે સર્વને હું પ્રયત્નપૂર્વક નમસ્કાર કરું છું.

વિશેષણો પંદર જ કેમ ?

શું ભગવાન શ્રી જિનેશ્વરદેવોને માત્ર આ પંદર વિશેષણોથી જ સ્તવી શકાય તેમ છે, માટે જ ટીકાકાર પરમર્ષિએ માત્ર પંદર વિશેષણો વાપર્યાં છે? ના, એમ નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવો એટલે સર્વ દોષોથી રહિત અને સર્વ ગુણોથી સંપન્ન બનેલા આત્માઓ! આ જગતમાં દોષ કેટલા અને ગુણ કેટલા? અનન્તા એકે એક દોષની રહિતતાથી સ્તવીએ અને એકે એક ગુણની સહિતતાથી સ્તવીએ-એ બની શકે એવું જ નથી. પણ એ જો શકય હોય તો અનન્તાં વિશેષણો જ વાપરી શકાય ને? આ તો વિશિષ્ટ એવાં પંદર વિશેષણો છે જેમ એક શબ્દના અનન્તા અર્થો થઈ શકે છે, એટલે અનન્તા અર્થોને જેમ એક શબ્દમાં સમાવી શકાય છે; તેમ થોડાં વિશેષણોમાં પણ ઘણાં વિશેષણોના ભાવને સમાવી શકાય છે. આપણે પહેલાં વિચારી આવ્યા છીએ કે-ત્રિપદી માત્રમાં આખીય દ્વાદશાંગીનો સમાવેશ થઈ જાય છે, પણ ત્રિપદી માત્રથી દ્વાદશાંગીની રચના કરવાનું સામર્થ્ય-તથાપ્રકારનું ક્ષાયોપશમિક બળ તો શ્રી ગણધર ભગવાનના આત્માઓમાં જ હોય છે. એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવોને માટે માત્ર પંદર જ વિશેષણો વાપરી શકાય

તેમ છે, એવું માનવાનું નથી. આ પંદર વિશેષણોમાં પણ સંખ્યાબંધ વિશેષણોનો અથવા તો કહો કે–અનન્તાં વિશેષણોનો પણ સમાવેશ થઈ જાય છે.

## ૪. ભગવાનની સર્વજ્ઞ તરીકે સ્તવના–

### સર્વજ્ઞ કોને કહેવાય?

ટીકાકાર પરમર્ષિએ ભગવાન શ્રી જિનેશ્વરદેવોને માટે 'સર્વજ્ઞ' એવું વિશેષણ સૌથી પહેલું વાપર્યું છે **सर्वं जानातीति सर्वज्ञ ।** સર્વને જે જાણે, તે સર્વજ્ઞ. ઇન્દ્રિયાદિની સહાય વિના, કેવળ પોતાના જ્ઞાનાતિશયથી જ, પોતાને તેમજ સર્વ ચેતનોને અને સર્વ જડોને–એ બધાને સર્વ પ્રકારે જે જાણે, તે સર્વજ્ઞ. દુનિયામાં વિદ્યમાન તમામ દ્રવ્યોને તથા તમામ દ્રવ્યોના તમામ પર્યાયોને જણાવનારું જ્ઞાન, તે કેવલજ્ઞાન છે. કેવલજ્ઞાનમાં સકલ જ્ઞાન સમાઈ જાય છે. કેવલજ્ઞાન એટલે એવું જ્ઞાન, કે જે જ્ઞાનથી અધિક જ્ઞાન કોઈ કાળે, કોઈ પણ ક્ષેત્રમાં, કોઇ પણ આત્માને સંભવી શકે જ નહિ. કેવલજ્ઞાન એટલે એવું જ્ઞાન, કે જે જ્ઞાનમાં આંશિક પણ ઊણપ હોય નહિ. સર્વજ્ઞ એટલે કેવલજ્ઞાની ભગવંત. જ્ઞાન એ મહાન્ મંગલ છે. જ્ઞાનથી પરમ મંગલ કોઈ નથી. આત્માને અમન–ચમનમાં રાખનાર, આનંદમાં રાખનાર જ્ઞાન છે. માટે એ પરમ મંગલ છે. અજ્ઞાન જ દુઃખ છે. **अज्ञानमेव महाकष्टम् ।** જ્ઞાનથી જ સાચું સુખ છે. મંગલાચરણમાં, શ્રી જિનસ્તુતિમાં પહેલું વિશેષણ 'સર્વજ્ઞ' એ લઇને,

જ્ઞાન અને જ્ઞાની-ઉભયની સ્તવના કરી; કેમ કે-જ્ઞાનથી પરમ મંગલ કોઈ નથી. કેવલજ્ઞાની જ સર્વજ્ઞ હોઈ શકે. કેવલજ્ઞાની ભગવંત જગતના ચરાચર, રૂપી અને અરૂપી દ્રવ્યોને અને પર્યાયોને જાણનારા છે. કેવલજ્ઞાની લોકને જ જાણે છે એમ નહિ, પણ તેઓ અનંતા અલોકને પણ જાણનારા છે અને તેના અગુરૂ-લઘુ પર્યાયોને પણ જાણનારા છે. સર્વ કાલના એટલે અનન્તાનન્ત ભૂતકાલના, વર્તમાન કાલના તેમ જ અનન્તાનન્ત ભવિષ્યકાલના પણ સર્વ દ્રવ્યોના સર્વ પર્યાયોને કેવલજ્ઞાની ભગવંતો જાણનારા હોય છે. કેવલજ્ઞાનનું એ અદ્‌ભુત સામર્થ્ય છે. એમ પણ કહી શકાય કે-એક પણ દ્રવ્યના સર્વ કાલના, સર્વ ક્ષેત્રના, સર્વ પ્રકારના, સર્વ પર્યાયોને જે જાણે તે કેવલજ્ઞાની ભગવન્ત; કેમ કે-સર્વ દ્રવ્યોના સર્વ કાલના, સર્વ ક્ષેત્રના, સર્વ પ્રકારના, સર્વ પર્યાયોને જાણ્યા વિના, એક દ્રવ્યના પણ સર્વ કાલના, સર્વ ક્ષેત્રના, સર્વ પ્રકારના, સર્વ પર્યાયોને જાણી શકાતા નથી!

**સર્વજ્ઞો થયા છે, થાય છે અને થશે:**

આ વાત આપણે અહીં થોડાક વિસ્તારથી વિચારવી છે, કારણ કે-કેટલાક દોઢચતુરો સર્વજ્ઞપણાની વાતમાં પણ 'સર્વજ્ઞપણું હોઈ શકે કે નહિ'-એવાં ચેડાં કાઢે છે. કેટલાકો કહે છે કે-'અમે સર્વજ્ઞને માનતા નથી, કેમ કે-કોઈ પણ માણસ સર્વજ્ઞ બની શકે એ શકય નથી.' કેટલાકો તો ત્યાં સુધી કહે છે કે-'જૈનાચાર્યોએ કેવલજ્ઞાનની વાત ઉપજાવી કાઢેલી છે. જૈનાચાર્યો કેવલજ્ઞાનની જેવી વ્યાખ્યા કરે છે, તેવું

જ્ઞાન કોઈમાં પણ હોઈ શકે જ નહિ!' આવું કહેનારાઓ, આ કાળમાં જ પાકયા છે અને ભૂતકાલમાં આવું કહેનારાઓ નહોતા જ, એમ પણ નથી. ભૂતકાલમાં પણ એવો વાદ કરનારા હતા જ અને એથી જ્યાં જ્યાં તક આવી, ત્યાં ત્યાં શ્રી જિન-શાસનના મહાપુરૂષોએ 'સર્વજ્ઞપણું, એ અસંભવિત નથી, પણ સુસંભવિત છે અને એથી સર્વજ્ઞો થયા છે, થાય છે અને થવાના છે' એ વાતને વિવિધ યુક્તિઓ અને અનુભવોથી સિદ્ધ કરી બતાવી છે. આ શ્રી ભરતક્ષેત્રમાં ભૂતકાલમાં સર્વજ્ઞ ભગવન્તો થયા છે અને ભવિષ્યકાળમાં થવાના પણ છે; માત્ર વર્ત્તમાન કાળે આ ક્ષેત્રમાં સર્વજ્ઞો થતા નથી; પરન્તુ મહાવિદેહ ક્ષેત્રમાં તો આ કાળમાં પણ સર્વજ્ઞો થાય છે. મહાવિદેહ ક્ષેત્રમાં તો ભૂતકાલ, વર્ત્તમાનકાળ અને ભવિષ્યકાળમાં શ્રી સર્વજ્ઞ ભગવન્તો થયા છે, થાય છે અને થવાના પણ છે.

**સર્વજ્ઞ બન્યા વિના સર્વજ્ઞને જાણીશ કેમ?**

હવે 'આ ક્ષેત્રમાં આ કાળમાં કોઈ સર્વજ્ઞ હોય તો બતાવો'–એવું જો કોઈ કહે, તો આપણે તેને શું બતાવીએ? જેનો આ ક્ષેત્રમાં આ કાળે અભાવ છે, તેને બતાવી શકાય એ શક્ય જ નથી; પરન્તુ કલ્પના ખાતર માની લો કે–અહીં કોઈ સર્વજ્ઞ છે, તો પણ એ સર્વજ્ઞને નિશ્ચયપૂર્વક સર્વજ્ઞ તરીકે સર્વજ્ઞ સિવાય કોણ જાણી શકે? સર્વજ્ઞપણાનો સર્વ ક્ષેત્રોને વિષે, સર્વ કાલને વિષે અને સર્વ આત્માઓને વિષે અભાવ જ માનનારને, આપણે પૂછી શકીએ છીએ કે–"ધારો કે અમે તને અમુક માણસ સર્વજ્ઞ છે એમ કહી દીધું, તો પછી તે

સર્વજ્ઞ નથી એવું નિશ્ચયપૂર્વક તું શી રીતિએ કહી શકશે ? તને જે જે દ્રવ્યોના જે જે પર્યાયોની બાબતમાં જ્ઞાન છે, તે તે બાબતોને અંગે પૂછીને તો તું ખાતરી કરી શકે, પણ એ ખાતરી કેટલા જ્ઞાનની થઈ ? તને પોતાને જેટલું જ્ઞાન છે, તેટલા જ જ્ઞાનની તને ખાતરી થઈ ને ? અન્યમાં એથી અધિક જ્ઞાન નથી, એવો નિશ્ચય કરવાનું તારી પાસે કયું સાધન છે ? તને જે જે દ્રવ્યોનું કિંવા જે જે દ્રવ્યોના જે જે પર્યાયોનું જ્ઞાન નથી, તે તે વિષે કદાચ તું પૂછે અને ખુદ સર્વજ્ઞ તેનો તદ્દન યથાર્થ ખુલાસો પણ આપે, તો પણ તું કદાચ એમેય કહી દે કે–'એ તો જુઠું બોલે છે.' અથવા તો તું તેમને તે તે ખુલાસાઓ પ્રત્યક્ષ દર્શનથી સાચા ઠરાવી આપવાનું કહે ! પણ જે પ્રત્યક્ષ થઈ શકે તેમ જ ન હોય, અતીન્દ્રિય હોય, તેના પ્રત્યક્ષ દર્શનની માગણી, એ તો મૂર્ખાઈ જ ગણાય."

**સર્વજ્ઞપણાનું બાધક પ્રમાણ નથી જ:**

આ જ કારણે, પ્રત્યક્ષાદિ પ્રમાણોને અવલંબીને સર્વજ્ઞપણાની સિદ્ધિમાં કહેવાજોગું કહેવા છતાં પણ, જ્યારે 'સર્વજ્ઞપણું હોઈ શકે જ નહિ'–એવું કહેનારો પોતાની હઠને છોડતો નથી, ત્યારે શાસ્ત્રકાર મહાપુરુષોએ **तुष्यतु दुर्जन इति न्यायेन** કહ્યું છે કે–"માની લે કે–સર્વજ્ઞપણાનો સદ્ભાવ પ્રત્યક્ષાદિ પ્રમાણથી સિદ્ધ નથી, પરન્તુ તારા પક્ષને સિદ્ધ કરનારાં પ્રમાણો હોય તો તે બતાવ ! સર્વજ્ઞપણાનાં સાધક પ્રમાણોને તું ન માને તો પણ સર્વજ્ઞપણાનાં બાધક પ્રમાણો હોય તો લાવ !" સર્વજ્ઞપણાના અભાવને માનનારો, પોતાનાં પ્રત્યક્ષાદિ પ્રમાણોથી

એવું સાબિત કરી શકતો જ નથી કે–' કોઈ પણ કાળમાં, કોઈ પણ ક્ષેત્રમાં, કોઈ પણ વ્યક્તિ સર્વજ્ઞ હોઈ શકે જ નહિ!'

**વ્યાખ્યાન-શ્રવણથી શ્રુતજ્ઞાનનો વિકાસ :**

અહીં એક બીજી સાદી યુક્તિ પણ કામ લાગે છે. સર્વજ્ઞના શાસનમાં સુયુક્તિઓ જ હોય અને તે એવી હોય કે–એની પાસે કુયુક્તિઓ ટકી શકે જ નહિ. આપણાં આગમ-શાસ્ત્રોનો અને એ આગમશાસ્ત્રોને અનુસરીને મહાપુરૂષોએ રચેલા વિવિધ શાસ્ત્રગ્રન્થોનો જો સારી રીતિએ અભ્યાસ કરવામાં આવે, તો ગમે તેવો બુદ્ધિશાલી અને વાક્ચતુર વાદી પણ, આપણને સર્વજ્ઞશાસનની સાચી માન્યતાથી ચલિત કરી શકે તેમ છે જ નહિ. આપણા અભ્યાસની ખામી હોય અને એથી આપણે નિરૂત્તર થઈ જવું પડે એ વાત જુદી છે; પણ આપણે જો બરાબર અભ્યાસ કર્યો હોય, તો એ શાસ્ત્રાભ્યાસના કારણે આપણે વાદીની સર્વ કુયુક્તિઓને નિષ્ફળ બનાવીને, તેને નિરૂત્તર જરૂર કરી શકીએ. એવા શાસ્ત્રાભ્યાસની વાત તો દૂર રહી, પરન્તુ નિરન્તર વિધિપૂર્વક ધર્મગુરૂઓનાં વ્યાખ્યાનોને સાંભળવામાં આવે અને તેમાં આવેલી બાબતોને વિષે ચિન્તન, મનન, પરિશીલન આદિ જો બરાબર કરવામાં આવે, તો પણ એથી શ્રોતામાં ઘણું સામર્થ્ય પ્રગટે છે અને એવા શ્રોતાને ભલભલા તાર્કિક વાદીઓ પણ મુઝવી શકતા નથી. સુયોગ્ય રીતિએ વ્યાખ્યાનશ્રવણ કરવાથી અને વ્યાખ્યાત વસ્તુઓ વિષે વિચારણાદિ કરવાથી પણ, જ્ઞાનાવરણીય કર્મનો સુન્દર ક્ષયોપશમ સધાય છે અને એથી મતિજ્ઞાનનો તથા

શ્રુતજ્ઞાનનો ખૂબ ખૂબ વિકાસ થાય છે. આજની વ્યાખ્યાન-શ્રવણ કરવાની તમારી રીતિ એવી છે કે-જેવો થવો જોઈએ તેવો ફાયદો તો થાય જ નહિ. રોજ આવવાનો નિયમ નહિ; જે દિવસોમાં આવો તે દિવસોએ પણ શરૂ થતાં પહેલાં આવીને અન્ત સુધી સાંભળો એવું ઓછું બને; જેટલો વખત સાંભળો, તેટલો વખત પણ એક માત્ર વ્યાખ્યાનશ્રવણમાં જ ઉપયોગ-એમેય કહી શકાય નહિ; અને જે કાંઈ થોડું ઘણું સાંભળ્યું, તેનો પાછળ વિચાર કરીને તે જ્ઞાનને આત્મસાત્ કરવાનો પ્રયત્ન કરનારા તો જવલ્લે જ મળે. આવી દશા હોય, એટલે તમે કોઈ પણ વખતે, કોઈની પણ કુયુક્તિઓથી મુઝાઈ જાઓ, તો એમાં નવાઈ પામવા જેવું કાંઈ નથી !

**સર્વજ્ઞ વિના સર્વજ્ઞનો સર્વથા નિષેધ ન થાય :**

બાકી તો, જો કોઈ તમને એમ કહે કે-" કોઈ પણ ક્ષેત્રમાં, કોઈ પણ કાલમાં અને કોઈ પણ વ્યક્તિ સર્વજ્ઞ હોતી જ નથી."-તો તમે ઝટ કહી શકો કે-" જો તું તારા જ્ઞાનના બળે નિશ્ચયપૂર્વક આ વાત કહેતો હો, તો અમે કહીએ છીએ કે-તું જ સર્વજ્ઞ છો !" વિચારો કે-એને આપણે સર્વજ્ઞ કેમ કહીએ ? એ માટે આપણે એને સર્વજ્ઞ કહીએ કે-એની વાત જો સાચી હોય, તો એને સર્વ ક્ષેત્રોનું જ્ઞાન છે અને એક પણ ક્ષેત્રનું એને જ્ઞાન નથી એવું નથી, એમ એના કથનથી સાબિત થાય છે; કારણ કે-એ કહે છે કે-કોઈ પણ ક્ષેત્રમાં સર્વજ્ઞ નથી ! એવી જ રીતિએ, એ માટે આપણે એને સર્વજ્ઞ કહીએ કે-એની વાત જો સાચી હોય, તો એને સઘળા

ભૂતકાલનું, વર્ત્તમાનકાલનુ અને સઘળા ભવિષ્યકાલનું જ્ઞાન છે અને કાલના એક પણ અંશનું એને જ્ઞાન નથી એવું નથી, એમ એના કથનથી સાબિત થાય છે! કારણ કે-એ કહે છે કે-કોઈ પણ કાલમાં સર્વજ્ઞ નથી. તેમ જ, એવી જ રીતિએ, આપણે એ માટે એને સર્વજ્ઞ કહીએ કે-એની વાત જો સાચી હોય, તો જગતની સર્વ વ્યક્તિઓનાં સર્વ કાલનાં સર્વ અવસ્થાન્તરોનું એને જ્ઞાન છે અને એક પણ વ્યક્તિના એક પણ અવસ્થાન્તરનું એને જ્ઞાન નથી એવું નથી, એમ એના કથનથી સાબિત થાય છે, કારણ કે-એ કહે છે કે કોઈ પણ વ્યક્તિ સર્વજ્ઞ નથી.

ક્ષેત્રાશ્રિત ખુલાસો :

"સર્વજ્ઞ થયા નથી, સર્વજ્ઞ છે નહિ અને સર્વજ્ઞ થશે પણ નહિ"-એવું કહેનારને, એને એના પોતાના વચનથી જ ખોટો ઠરાવવાને માટે, એમ કહી શકાય છે કે-"બોલ ભાઈ! તું આ ક્ષેત્રને ઉદ્દેશીને કહે છે કે સર્વ ક્ષેત્રોને ઉદ્દેશીને કહે છે? જો તું આ ક્ષેત્રને ઉદ્દેશીને કહેતો હો, તો જે વસ્તુ આ ક્ષેત્રમાં નથી, તે વસ્તુ અન્ય ક્ષેત્રોમાં પણ ન જ હોઈ શકે-એવું કહી શકાય નહિ; કેમ કે-એવી ઘણી વસ્તુઓ છે, કે જે એક ક્ષેત્રમાં ન હોય પણ ક્ષેત્રાન્તરમા અવશ્ય હોય. હવે જો તું સર્વ ક્ષેત્રોને ઉદ્દેશીને કહેતો હો, તો તારા કથનથી જ એ વાત સાબિત થાય છે કે-એક ક્ષેત્રમાં રહેલાને અને જેણે સર્વ ક્ષેત્રોને પ્રત્યક્ષ કર્યાં નથી એવાને, સર્વ ક્ષેત્રોનું જ્ઞાન હોઈ શકે છે! જો તને સર્વ ક્ષેત્રોનું જ્ઞાન ન હોય, તો તું સર્વ ક્ષેત્રોને વિષે

સર્વજ્ઞનો નિષેધ કરી શકે નહિ અને જો તને સર્વ ક્ષેત્રાનું જ્ઞાન હોય, તો સર્વ ક્ષેત્રાનું જ્ઞાન સંભવી શકે છે, એ વાતનો પૂરાવો તું પોતે જ છે."

**કાલાશ્રિત ખુલાસો :**

આમ ક્ષેત્રને લગતી વાતને સાબિત કરીને, કાલને લગતી વાત લેવી; અને કહેવું કે–" બોલ ભાઈ! તું આ કાલને ઉદ્દેશીને સર્વજ્ઞનો અભાવ કહે છે કે સર્વ કાલને ઉદ્દેશીને તું સર્વજ્ઞનો અભાવ કહે છે? જો તું વર્ત્તમાનકાલને ઉદ્દેશીને જ સર્વજ્ઞપણાના સર્વથા અભાવને કહેતો હો, તો તારે એમ માનવું પડશે કે–જે દ્રવ્યનો જે પર્યાય વર્ત્તમાન-કાલમાં ન હોય, તે દ્રવ્યનો તે પર્યાય ભૂતકાલમાં પણ ન હોય અને ભવિષ્યકાલમાં પણ ન હોય. તારાથી પણ એવું મનાય તેમ નથી, કારણ કે–તું જન્મ્યો ત્યારથી તે અત્યાર સુધીમાં તેં પોતે પણ ઓછાં અવસ્થાન્તરા ભોગવ્યાં નથી જગતમાં દ્રવ્યના પર્યાયોની ફેરફારી થયા જ કરે છે, એવું તો તું પણ માને છે અને સૌ કોઈ એનો અનુભવ કરે છે. હવે જો તું માત્ર વર્ત્તમાનકાલને ઉદ્દેશીને જ નહિ, પણ સર્વ કાલને ઉદ્દેશીને સર્વજ્ઞના સર્વથા અભાવને કહેતો હો, તો તારા જ કથનથી એ વાત સાબિત થાય છે કે–સર્વ દ્રવ્યોના સર્વકાલીન સર્વ પર્યાયોનું જ્ઞાન સંભવિત છે. જો તને સર્વ દ્રવ્યોના સર્વકાલીન સર્વ પર્યાયોનું જ્ઞાન ન હોય, તો તું જે સર્વકાલમાં સર્વજ્ઞનો અભાવ કહે છે તે ખોટું ઠરે છે અને જો તને સર્વ દ્રવ્યોના સર્વકાલીન સર્વ પર્યાયોનું જ્ઞાન

હોય, તો તો તું પોતે જ 'સર્વજ્ઞો હતા, છે અને હશે જ'–
એવા અમારા કથનના સાક્ષાત પૂરાવા રૂપે છે!"

**વ્યક્તિ-આશ્રિત ખુલાસો :**

ક્ષેત્રને અને કાલને આશ્રિત આટલું કહ્યા પછીથી પણ, સર્વજ્ઞપણાના સર્વથા અભાવની વાત કરનારને, કહી શકાય કે– "ભાઈ! તું તારી આ વાત અમુક વ્યક્તિઓને આશ્રયીને કહે છે કે સર્વ વ્યક્તિઓને આશ્રયીને કહે છે? જો તું અમુક વ્યક્તિઓને જ આશ્રયીને કહેતો હો કે–તે વ્યક્તિઓ સર્વજ્ઞ નથી; તો એથી એવું સિદ્ધ થતું જ નથી કે–'કોઈ પણ વ્યક્તિ સર્વજ્ઞ છે જ નહિ.' અને જો તું તારી વાત સર્વ વ્યક્તિઓને આશ્રયીને કહેતો હો, તો તને સર્વ વ્યક્તિઓના જ્ઞાન વિષે જ્ઞાન છે, એમ તારે માનવું પડશે! જો તને એ વાત કબૂલ હોય, તો તારે તારા પોતાના જ જ્ઞાનથી સર્વજ્ઞપણાનો સદ્‌ભાવ કબૂલ કરવો રહ્યો!" આવી રીતિએ પણ તેને કહી શકાય કે–"સર્વજ્ઞ હતા નહિ, છે નહિ અને હશે પણ નહિ–એવું જે તું કહે છે, તે સરાસર જૂઠાણું છે અથવા તો તારા કથનને જો તું સાચું જ માનતો હો, તો તારે તને પોતાને જ સર્વજ્ઞ માનવાની ફરજ આવી પડે છે અને એથી પણ તારું વચન "माता मे वन्ध्या" "મારી મા વાંઝણી છે" –એવું બોલનારા મૂર્ખાના વચનની જેમ ખોટું ઠરે છે."

**જ્ઞાનાવરણીય કર્મ :**

શ્રી જૈન શાસન તો જ્ઞાનને આત્માના એક ગુણ તરીકે માને છે. આત્માના ગુણોની સ્થિતિને દર્શાવતાં, સર્વજ્ઞશાસન

ફરમાવે છે કે-અનાદિકાલથી આત્માના ગુણો આવરાએલા હોય છે. જડ કર્મોના યોગે જ આત્માના ગુણો આવરાય છે. જે કોઈ આત્મા આ સ્થિતિને સમજે, પોતાના આત્માના ગુણોને આવરનારાં કર્મોથી સર્વથા મુક્ત બનવાની ઈચ્છાવાળો બને, આત્માને કર્મોના યોગથી મુક્ત બનાવવાના સાચા ઉપાયને જાણે અને એ ઉપાયને આચરવાને પ્રયત્નશીલ બનીને પોતાના આત્માને જડ કર્મોના યોગથી સર્વથા મુક્ત બનાવી દે, તે આત્મા પોતાના સઘળા જ ગુણોને તેના પરિપૂર્ણ યથાર્થ સ્વરૂપમાં પ્રગટાવે છે. આત્માના ગુણોને આવરનારાં જડ કર્મોના મુખ્ય ભેદો આઠ છે. આત્માના ગુણોને આવરનારાં કર્મોના આઠ મુખ્ય પ્રકારોમાં, 'જ્ઞાનાવરણીય કર્મ' એવો એક પ્રકાર છે. એ જ્ઞાનાવરણીય કર્મનો યોગ આત્માના જ્ઞાનગુણને આવરે છે.

**જ્ઞાનગુણ સર્વથા આવરાય નહિ :**

આત્માના જ્ઞાનગુણની બાબતમાં, એ વાત પણ લક્ષ્યમાં રાખવા જેવી છે કે-કોઈ પણ કાળે અને કોઈ પણ સમયે, આત્માનો જ્ઞાનગુણ પરિપૂર્ણપણે આવરાતો જ નથી. છેવટમાં છેવટ જ્ઞાનગુણનો અનન્તમો અંશ તો સર્વ કાલે અનાવરિત જ રહે છે. જો જ્ઞાનગુણ સર્વથા આવરાઈ જાય, તો ચેતનપણું રહે નહિ અને માત્ર જડપણું જ આવી જાય. ચેતન કદી પણ જડ બને નહિ અને જડ કદી પણ ચેતન બને નહિ, પરન્તુ જડના આવરણથી ચેતનની લગભગ જડ જેવી અવસ્થા થઈ જાય, એ સંભવિત છે લગભગ જડ જેવી અવસ્થા એટલા માટે કે-ચેતનના જ્ઞાનગુણનો એક અનન્તમો અંશ માત્ર અનાવરિત

રહે અને બાકીનું સઘળુંય જ્ઞાન જડ કર્મના યોગથી આવરાઈ જાય એ શક્ય છે. આથી એ પણ સિદ્ધ થાય છે કે–જેટલો જ્ઞાનાભાવ એટલું જડપણું અને જેટલો જ્ઞાનગુણનો વિકાસ એટલું ચૈતન્ય પ્રકાશમાન! તમારામાં જડતા કેટલી છે અને ચૈતન્યનો વિકાસ કેટલો છે?, એ તમે જ શોધી કાઢો. જડ બનવું ગમે છે કે ચેતનનો વિકાસ ગમે છે? તમારા જ્ઞાનગુણને આવરનારા કર્મને ટાળીને જ્ઞાનગુણને પ્રગટ કરવાનો તમારો અભિલાષ અને પ્રયત્ન કેટલા પ્રમાણમાં છે?

**જ્ઞાનગુણ ઉપર મોહનીય કર્મ કેવા પ્રકારની અસર કરે છે?**

બીજી વાત એ છે કે–આત્માના જ્ઞાનગુણ ઉપર માત્ર જ્ઞાનાવરણીય કર્મની જ અસર હોય છે, એવું પણ નથી. તેના ઉપર મોહનીય કર્મની અસર પણ હોય છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થવાથી, જેટલો ક્ષયોપશમ હોય તેટલા પ્રમાણમાં જ્ઞાન પ્રગટે, પરન્તુ એ જ્ઞાન સમ્યગ્જ્ઞાન છે કે મિથ્યાજ્ઞાન છે, એનો નિર્ણય કરવાને માટે મોહનીય કર્મના ક્ષયોપશમાદિનો વિચાર કરવો પડે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ સધાવા છતાં પણ, જો મિથ્યાત્વમોહનીય કર્મનો ઉદય વર્તતો હોય, તો જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમના યોગે પ્રગટેલું જ્ઞાન, એ સમ્યગ્જ્ઞાન નથી પણ મિથ્યાજ્ઞાન છે. મિથ્યાત્વસહચારી જ્ઞાન, જ્ઞાન હોવા છતાં પણ, જીવને ઊંધા પાટા બંધાવે છે અને એથી એવા જ્ઞાનને ઉપકારી મહાપુરૂષોએ અજ્ઞાન અગર તો મિથ્યાજ્ઞાન તરીકે ઓળખાવેલ છે.

**પ્રશ્ન૦** આત્માનો જ્ઞાનગુણ ખોટું જ્ઞાન કરાવનારો નથી, તો પછી જ્ઞાનને અજ્ઞાન કે મિથ્યાજ્ઞાન કેમ કહેવાય?

જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી પ્રગટેલી જ્ઞાનપ્રભાથી જગતનાં દ્રવ્યોના તથા તેના પર્યાયોના સ્વરૂપને જોવામાં, મિથ્યાત્વમોહનીય કર્મનો ઉદય એવો એક પડદો ઊભો કરી દે છે કે-જ્ઞાનબળે દેખાય ખરું, પણ જે દેખાય તે પેલા પડદામાંથી દેખાય, એટલે સ્વરૂપ હોય જુદું અને ભાસે જુદું. જેમ આંખ સારામાં સારી હોય, પણ ગોગલ પહેર્યાં હોય તો સફેદ રંગના પદાર્થો પણ પીળા, ભૂરા, લીલા, કાળા વગેરે રંગના હોય તેવા દેખાય છે. એમાં દોષ આંખનો નથી, પણ ગોગલોના રંગીન કાચના પ્રભાવે જ મિથ્યા ભાસ થાય છે. સારામાં સારી આંખવાળાને પણ જો કમળાનો રોગ થાય છે, તો તે બધે પીળું-પીળું જ દેખે છે. એવી જ રીતિએ જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થયો હોય, પણ મિથ્યાત્વમોહનીય કર્મનો ઉદય જેટલા પ્રમાણમાં જોરદાર હોય, તેટલા પ્રમાણમાં તે જીવને વિપરીત ભાસ થાય. એવા વિપરીત પ્રકારના ભાસને અજ્ઞાન અથવા તો મિથ્યા-જ્ઞાન કહેવાય છે.

પ્રશ્ન૦ આંખ વડે જોવામાં ચશ્મા ઉપકારક પણ નીવડે છે ને ?

ચશ્મા કાંઈ આંખમાં નવી તાકાતને પેદા કરતા નથી. ચશ્મા વગર જે વસ્તુ નાની દેખાતી હોય અગર દૂર લાગતી હોય, તે વસ્તુ ચશ્માની સહાયથી મોટી દેખાય છે અગર નજદીક જેવી લાગે છે. એવી જ રીતિએ, મિથ્યાત્વમોહનીયના ઉદયથી જેમ વિપરીત ભાસ થાય છે, તેમ તેના ઉપશમા-

સમ્યગ્દૃષ્ટિનું જ્ઞાન અજ્ઞાન કે મિથ્યાજ્ઞાન નહિ, કેમ કે–મિથ્યાત્વમોહનીયનો વિપરીત ભાસ કરાવનારો પડદો આડે આવતો નથી. સર્વજ્ઞ બનવાને માટે, જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ અને મિથ્યાત્વમોહનીય કર્મનો ઉપશમ કે ક્ષયોપશમ પહેલાં સધાવો જોઈએ; અને તે પછીય, સર્વજ્ઞપણું તો જ્યારે ચારેય ઘાતી કર્મો સર્વથા ક્ષીણ થઈ જાય છે, ત્યારે જ પ્રગટે છે.

**વિશેષજ્ઞ બનાય છે માટે સર્વજ્ઞ પણ બનાય:**

આથી તમે સમજી શકશો કે–જગતમાં અલ્પજ્ઞ, વિપરીતજ્ઞ, સમ્યગ્જ્ઞાની, વિશેષજ્ઞ અને સર્વજ્ઞ કેમ હોઈ શકે છે. જ્ઞાનગુણ ખૂબ ખૂબ આવરાએલો હોય, તો અલ્પ જ્ઞાન હોય; જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ સધાવા છતાં પણ, જો મિથ્યાત્વમોહનીયનો ઉદય હોય, તો વિપરીતજ્ઞતા હોય; વિપરીતજ્ઞનું જ્ઞાન વિશેષ હોય તોય તેની કીમત નહિ; જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ સાથે જેણે મિથ્યાત્વમોહનીય કર્મનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય સાધ્યો હોય, તે સમ્યગ્જ્ઞાની કહેવાય. એવો સમ્યગ્જ્ઞાની, જ્ઞાનાવરણીય કર્મના વધુ ને વધુ ક્ષયોપશમને સાધવાના યોગે, અતિશયજ્ઞાની પણ બને અને જ્યારે એ આત્મા જ્ઞાનાવરણીય કર્મનો સંપૂર્ણપણે ક્ષય કરી નાખે, ત્યારે તે સર્વજ્ઞ પણ બને. દુનિયામાં આત્માએ આત્માએ જ્ઞાનની તરતમતા હોવાનું જણાઈ આવે છે. એક એકથી અધિક જ્ઞાનવાળા આત્માઓ હોય છે, એ વસ્તુનો કોઈથી પણ ઈનકાર થઈ શકે તેમ નથી. જ્ઞાન પ્રયત્ન વિશેષથી વૃદ્ધિંગત થાય છે, તેથી એવું સિદ્ધ થાય છે કે–તે કોઈથી

આવરાએલું છે. જ્ઞાન જેનાથી આવરાએલું છે, તેને જ્ઞાનાવરણીય કર્મ કહ્યું. જેમ જેમ આવરણ દૂર થતું જાય, તેમ તેમ જ્ઞાન વિશેષ વિશેષ પ્રગટતું જાય. એ આવરણ જ્યારે સદંતર દૂર થઈ જાય, એટલે ત્રણ લોકાવભાસક જ્ઞાન એટલે કેવલજ્ઞાન પ્રગટ થાય. જ્ઞાનની તરતમતા હોય છે અને પ્રયત્ન વિશેષથી તરતમતા થયા જ કરે છે; એટલે, એક એકથી એક એકની વિશેષજ્ઞતાને કબૂલ રાખવા છતાં પણ, સર્વજ્ઞપણાને કબૂલ ન રાખવું, એ તો દુરાગ્રહ માત્ર છે. જ્ઞાનની નિત્યતા માનવી, મોક્ષ માનવો, એક એકથી એક એકની વિશેષજ્ઞતા થતી માનવી અને સર્વજ્ઞપણાને નહિ માનવું, એ ક્યાંનો ન્યાય? જેમ જેમ અંતરાય કરનારી વસ્તુ ખસતી જાય, તેમ તેમ જ્ઞાન વધતું જાય; તો જ્યારે એ વસ્તુ સંપૂર્ણપણે ખસી જાય ત્યારે સંપૂર્ણ જ્ઞાન પ્રગટે, એમાં નવાઈ પણ શી છે?

**બુદ્ધધર્મનાં શાસ્ત્રોનાં કથનોથી પણ–**

**–બુદ્ધ અસર્વજ્ઞ હોવાનું પૂરવાર થાય છે:**

ટીકાકાર મહાત્માએ શ્રી જિનરાજની સ્તવના કરતાં, એ તારકોને 'સર્વજ્ઞ' તરીકે ઓળખાવ્યા; તેમાં જો કોઈ એવો તર્ક કરે કે–શ્રી જિન તો સર્વજ્ઞ જ હોય છે, તો પછી સર્વજ્ઞ કહેવાની જરૂર શી હતી?'–તો એનો પણ જવાબ છે. જિન શબ્દ અનેક અર્થોનો બોધક છે. જિન કામદેવને પણ કહેવામાં આવે છે, બુદ્ધને પણ કહેવામાં આવે છે અને એ બધા કહેવાતા જિનો અસર્વજ્ઞ છે, માટે તેના સ્પષ્ટીકરણાર્થે અત્ર 'સર્વજ્ઞ' વિશેષણની આવશ્યકતા છે.

ગૌતમ બુદ્ધે અહિંસાદિની વાતો કરી છે અને બૌદ્ધ ધર્મના અનુયાયીઓ કદાચ પોતાના ઇષ્ટદેવને સર્વજ્ઞ તરીકે ઓળખાવવાનોય પ્રયત્ન કરે, કેમ કે-જો તેઓ સીધું જ કબૂલ કરે કે-પોતાના દેવ સર્વજ્ઞ નહોતા, તો તેમના દેવનું જ્ઞાન અપૂર્ણ ઠરે અને જેનું જ્ઞાન અપૂર્ણ હોય, તેનું શાસન પણ અપૂર્ણ ઠરે !

પ્રશ્ન૦ જેને સપૂર્ણ જ્ઞાન ન હોય, એવાએ સ્વતન્ત્રપણે પ્રરૂપેલા ધર્મને મનાય શી રીતિએ ?

જેને સર્વ દ્રવ્યોનું અને તેના સર્વ પર્યાયોનું પરિપૂર્ણ જ્ઞાન નથી, એવાએ સ્વતન્ત્રપણે પ્રરૂપેલા ધર્મને વાસ્તવિક રીતિએ તો મનાય જ નહિ, પરન્તુ આ સસારમા એવા ધર્મપ્રરૂપકો પણ ઘણા થયા છે અને એવાઓએ પ્રરૂપેલા ધર્મને માનનારાઓ પણ મોટી સખ્યામા હોય છે. જગતના જીવોને જો માત્ર સર્વજ્ઞે કહેલા ધર્મને જ માનવાનો આગ્રહ હોત અને સર્વજ્ઞ સિવાયના કોઈએ પણ સ્વતન્ત્રપણે કહેલા ધર્મને નહિ જ માનવાનો દૃઢ નિશ્ચય સૌનો હોત, તો જગતમાં ધર્મના નામે જે અસખ્યાબધ અધર્મો-મિથ્યા ધર્મો પ્રવર્ત્યા છે, પ્રવર્તે છે અને પ્રવર્તશે, એ અશકય જ બનત એમ થાય તો, કુધર્મ અને સુધર્મના વાદને અવકાશ જ મળે નહિ કેમ કે-સર્વજ્ઞોનું શાસન તો એકસરખું જ હોય.

બુદ્ધધર્મના અનુયાયીઓએ તો સર્વજ્ઞપણાની અને સર્વજ્ઞની ઠેકડી કરી છે બુદ્ધધર્મના અનુયાયીઓ તો ત્યાં સુધી લખે છે કે-' અમારે વળી કીડાની સખ્યાને ગણવાની જરૂર શી છે ?' જેને જ્ઞાન ન હોય અને જ્ઞાનીએ કહેલા માર્ગને

સ્વીકારવો પણ ન હોય, તે બીજું કહે પણ શું ? દયાનું વિધાન કરવું અને જીવો ક્યાં, કેમ, કેવા હોય છે-તેને જાણવાનો ઇનકાર કરવો, એ શું દયાપાલનની વૃત્તિ છે ? જીવોનાં સ્થાનોને જાણ્યા વિના, જીવહિંસાથી બચાય શી રીતિએ ? જ્ઞાની જ અથવા તો જ્ઞાનીની નિશ્રાએ વર્તનારો જ, છ કાયની હિંસાથી બચી શકે છે, જ્યારે અજ્ઞાની અને જ્ઞાનીને નહિ માનનારો, જીવહિંસાથી બચવા ધારે તો પણ, તે જીવહિંસાથી બચી શકતો નથી. "દયા, દયા" બોલવા માત્રથી દયાળુ બની શકાતું નથી. એક કવિએ ઠીક જ કહ્યું છે કે–

"દયા દયા મુખ સે કહે, દયા ન હાટ બીકાય,
જાતિ ન જાણી જીવ કી, કહો દયા કીમ થાય?"

આ તો ઠીક, પણ સર્વજ્ઞના શાસનને નહિ પામેલો એવો પણ માણસ જો નિરાગ્રહી અને સમજુ હોય, તો પોતાની અક્કલથી સમજી શકે છે કે–'દયા કરવી હોય તો જીવની જાતિને જાણવી જ જોઈએ.' જ્યારે બુદ્ધધર્મ તો એક તરફ દયાપાલનની વાતો કરે છે અને બીજી તરફ જીવોનાં સ્થાન, જીવોની ઉત્પત્તિની રીતિ વગેરે બાબતોને દર્શાવનારની ઠેકડી કરવામા મોજ માણે છે ! આને સર્વજ્ઞ કહેવાય ? સર્વજ્ઞ તો ન કહેવાય, પણ દયાપાલનની સાચી વૃત્તિવાળા તરીકેય તેનો સ્વીકાર થઈ શકે નહિ.

બુદ્ધે 'વનસ્પતિમાં જીવ નથી'–એમ કહીને, વનસ્પતિના ભક્ષણનો અને ગમે તેવા સચિત્ત જલના પાનનો પણ નિષેધ કર્યો નથી. આજના વૈજ્ઞાનિકોએ પણ વનસ્પતિમાં જીવ છે, વનસ્પતિમાં વનસ્પતિનો સ્વતન્ત્ર જીવ છે, એમ સાબિત કરી

આપ્યું છે. વળી પાણીના એક બિન્દુમાં હજારો જીવો છે અને તે જીવોને સૂક્ષ્મદર્શક યંત્રથી જોઈ શકાય છે, એમ પણ આજના વૈજ્ઞાનિકોએ જાહેર કર્યું છે. સૂક્ષ્મદર્શક યંત્રથી જળના એક એક બિન્દુમાં જે હજારો જીવોને જોઈ શકાય છે, તે તો જળગત જીવો છે; શ્રી જૈન શાસન તો કહે છે કે–જળ પોતે જ જીવમય છે અને જળનું એક બિન્દુ પણ, એ જળ રૂપ દેહને ધરનારા અસંખ્યાતા જીવોના દેહ રૂપ છે. એ જીવોને તો સૂક્ષ્મ-દર્શક યંત્રથી પણ જોઈ શકાતા નથી. એ જળ રૂપ દેહમાં અસંખ્યાતા જીવો સમયે સમયે ઉત્પન્ન થાય છે અને મરણ પામે છે. આથી શ્રી જૈન શાસને સચિત્તના ત્યાગીઓ માટે જળને નહિ વાપરવાનું અને જળને વાપરવું જ પડે તો અચિત્ત થયેલા કે અચિત્ત કરાયેલા જળને વાપરવાનું વિધાન કર્યું છે. અચિત્ત કરેલું જળ પણ કેટલા સમય પર્યન્ત અચિત્ત રહીને પાછું સચિત્ત બની જાય છે, એ વગેરે બાબતો પણ શ્રી જૈન શાસનના પ્રરૂપકોએ દર્શાવી છે સર્વજ્ઞ વિના કોઈ, સ્વતન્ત્રપણે, આવી વિગતો આપી શકે જ નહિ.

બુદ્ધની પાસે જ્ઞાનની આવશ્યકતાની વાત કરનારને, બુદ્ધે ત્યાં સુધી કહ્યુ કે–'જો વિશેષજ્ઞની ઉપાસના કરતા હો, તો સમડીઓની ઉપાસના જ કરો!' આથી પણ સમજી શકાય છે કે–બુદ્ધને સર્વજ્ઞ માની શકાય જ નહિ. સર્વજ્ઞ બનવું, એ રમત વાત નથી. ચારેય ઘાતી કર્મોને સર્વથા ક્ષીણ કર્યા વિના, સર્વજ્ઞ બની શકાતું નથી. ચારેય ઘાતી કર્મોને ક્ષીણ કરવાને માટે વિવેકપૂર્વક ભરચક પ્રયત્ન કરવો પડે છે. તીવ્ર તપોને પણ તપવાં પડે છે. ભયંકર ઉપસર્ગ–

પરીષહોને અડગતાથી અને સમતાથી સહવા પડે છે ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ બાર બાર વર્ષો સુધી કેવી કઠોર તપશ્ચર્યા કરી હતી? કેવા જાલીમ ઉપસર્ગોને અને પરીષહોને સહ્યા હતા? એ તારકે એ બધાને સહીને પોતાના ચારેય ઘાતી કર્મોને ક્ષીણ કરી નાખ્યાં અને કેવલજ્ઞાન ઉપાર્જ્યું. બુદ્ધ એ કરી શક્યા નહિ બુદ્ધનું જીવન કહે છે કે–તપશ્ચર્યાથી એ કટાળી ગયા. બુદ્ધે પહેલા તો તપશ્ચર્યા કરીને પોતાના શરીરને એવું કરી નાખેલું કે–એક વાર સરોવરના કાંઠે જલપાન કરવાને માટે જતાં ગબડી પડ્યા. પછી એમના વિચારો બદલાઈ ગયા તપશ્ચર્યામાં તત્ત્વ લાગ્યું નહિ, તો પછી જ્ઞાન પણ લાધ્યું નહિ સર્વજ્ઞપણું સાપડ્યુ નહિ અને પોતાને સ્વતન્ત્રપણે ધર્મ પ્રરૂપવો હતો, એટલે સર્વજ્ઞપણાની ફેકડી ન કરે તો ચાલે કેમ? બુદ્ધને દયા તો ગમતી હતી, પણ એ વિચાર ન સૂઝ્યો કે–મારે જો કોઈ પણ જીવની હિંસાથી બચવું હોય અને જગતના જીવોને જીવહિંસા માત્રથી બચાવવા હોય, તો જીવના સઘળાય સ્થળોને મારે જાણવા જ જોઈએ, કારણ કે–સજીવ અને નિર્જીવના જ્ઞાન વિના જીવહિંસા માત્રથી બચાય શી રીતિએ?

### પહેલું વિશેષણ સર્વજ્ઞ કેમ?

આ તો એક પ્રાસંગિક વાત થઈ. આપણો મુદ્દો તો એ છે કે–અહીં ટીકાકાર મહાપુરૂષ તેવા જ જિનની સ્તુતિ કરવાને માટે ઉદ્યુક્ત થયા છે, કે જે જિન સંપૂર્ણ જ્ઞાની હોય, અને એથી જ આ સ્તુતિમાં પહેલું જ 'સર્વજ્ઞ' એવું વિશે-

પણ વાપરવામાં આવ્યું છે. વળી અવધિજ્ઞાનિઓને તથા મનપર્યવજ્ઞાનિઓને પણ શાસ્ત્રોમાં જિન તરીકે વર્ણવેલા છે આ કારણે પણ, જો સર્વજ્ઞ એવું આ વિશેષણ ન હોય, તો શ્રી જિનની સ્તુતિમાં પોતે જે જિનોને સ્તવવાને ઇચ્છે છે, તે સિવાયનાઓનો પણ સમાવેશ થઈ જવા પામે અને એ આ ટીકાકાર મહાપુરૂષને ઇષ્ટ નહોતું, એ માટે પણ અહીં ચાર વિશેષણોમા પહેલું 'સર્વજ્ઞ' એવું વિશેષણ ટીકાકાર મહાપુરૂષે વાપર્યું છે, એમ પણ કહી શકાય

## ભગવાનની ઇશ્વર તરીકે સ્તવના

**સ્તવનીય તો માત્ર પાંચ પરમેષ્ઠિઓ જ.**

આ રીતિએ પહેલા વિશેષણમા શ્રી જિનના સર્વજ્ઞપણાને યાદ કરીને, એ તારકોને સર્વજ્ઞ તરીકે સ્તવ્યા પછીથી, ટીકાકાર મહાપુરૂષ શ્રી જિનને સ્તવતા, એ તારકોના ઐશ્વર્યને યાદ કરે છે. ટીકાકાર મહાત્મા કહે છે કે–ઇશ્વર એવા જિનને હું સ્તવું છું. આપણે ત્યાં પાંચ પ્રકારે પરમેષ્ઠિઓ ગણાય છે. પરમેષ્ઠી તે જ કહેવાય, કે જે કાં તો અરિહંત હોય, કાં તો સિદ્ધ હોય, કાં તો આચાર્ય હોય, કા તો ઉપાધ્યાય હોય અને કા તો સાધુ હોય. જે આ પાંચ પ્રકારો પૈકીના એક પણ પ્રકારમાં નહિ, તે પરમેષ્ઠી નહિ અને એથી તે વાસ્તવિક રીતિએ સ્તવનાને યોગ્ય પણ નહિ આ પાંચ પ્રકારોમાંના એક પણ પ્રકારને, એટલે કે–એ પ્રકારોમાં ગણાતી ગુણસમ્પન્ન આત્મદશાને જે આત્માઓ પામ્યા નથી, તેઓની દશા વસ્તુતઃ

સ્તવનાને યોગ્ય હોઈ શકતી જ નથી. આ વાત બરાબર ધ્યાનમાં રાખી લેવાની જરૂર છે. આ વાતને નહિ સમજનારાઓને, જેમ નહિ સ્તવવા યોગ્યની સ્તવનામાં પડી જતાં વાર લાગતી નથી, તેમ તેઓ સ્તવવાને યોગ્યની સાચી સ્તવના પણ કરી શકતા નથી. જેઓને ગુણના અને દોષના સ્વરૂપનું સાચું જ્ઞાન છે, તેઓ કદી પણ એવા આત્માઓની સ્તવનામાં પડતા નથી, કે જે આત્માઓ પાંચ પરમેષ્ઠિપદોમાંથી એક પણ પદની આત્મિક યોગ્યતાને પામ્યા નથી. આજે તો જેની ને તેની સ્તવના કરવાનો મેનીયા ચાલ્યો છે અને 'સ્તવનીય કોણ કહેવાય તથા અસ્તવનીય કોણ કહેવાય ' તેનો વિવેક નહિ હોવાથી, કેટલીક વાર તો, અસ્તવનીયની સ્તવના એવી રીતિએ પણ કરાય છે કે-એ સ્તવના દ્વારા સાચા સ્તવનીય આત્માઓની આશાતના જ થાય ! બીજું કશું પણ વિશેષ જ્ઞાન ન હોય, પણ જો એક શ્રી નવકાર મંત્રનું પણ સમ્યક્ કોટિનું જ્ઞાન હોય, તો પણ આવી ભૂલ થાય નહિ, કેમ કે-શ્રી નવકાર મંત્રમાં શ્રી અરિહંતાદિ પાંચ પરમેષ્ઠિઓને જ નમસ્કાર કરાયો છે અને એ પાંચ પરમેષ્ઠિઓને કરેલા નમસ્કારને જ સર્વ પાપોના નાશક તરીકે તથા સર્વ મંગલોમાં પ્રથમ મંગલ તરીકે વર્ણવેલ છે.

**પહેલી સ્તવના શ્રી અરિહંતદેવોની જ કેમ ?**

પાંચ પરમેષ્ઠિઓમાં પહેલા પરમેષ્ઠી શ્રી અરિહંત પરમાત્માઓ છે. આપણા ઉપર, સારાય જગતના જીવો ઉપર અજોડમાં અજોડ અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કોટિનો ઉપકાર, એક માત્ર શ્રી

અરિહંત પરમાત્માઓનો જ છે. જગતના જીવ માત્રને દુઃખ અણગમતું છે અને સુખ ગમતું છે. જગતના સઘળાય જીવો જે કાંઈ પ્રયત્ન કરે છે, તે દુઃખથી છૂટવાને માટે અને સુખને મેળવવાને માટે કરે છે. દુઃખથી છૂટવાની અને સુખને મેળવવાની ઈચ્છા હોય, પણ જો આળસ હોય તો તે ઈચ્છા ફળે નહિ. પરન્તુ આ તો સતત ઈચ્છાય છે અને સતત મહેનત પણ છે. છતાં પણ સર્વથા દુઃખાભાવને અને પરિપૂર્ણ સુખમયતાને, જગતના જીવો એક માત્ર અજ્ઞાનને કારણે જ પ્રાપ્ત કરી શકતા નથી. ભગવાન શ્રી અરિહંતદેવોએ જગતના જીવોને દુઃખથી મુકાવાના અને સુખને પામવાના સાચા માર્ગનું દાન કર્યું. જે માર્ગનું જ્ઞાન નહિ હોવાના કારણે જ જગતના જીવો ઉન્માર્ગે મહેનત કરે છે, તે માર્ગ શ્રી અરિહંત પરમાત્માઓએ દર્શાવ્યો જે જે જીવોએ એ માર્ગને સેવ્યો, તેઓ દુઃખથી સંપૂર્ણપણે મુકાયા અને સંપૂર્ણ સુખમય અવસ્થાને પામ્યા. આમ શ્રી અરિહંત પરમાત્માઓ માર્ગદર્શક તરીકે અજોડ અને શ્રેષ્ઠ ઉપકારી હોવાથી, પાંચ પરમેષ્ઠિઓમાં પ્રથમ પરમેષ્ઠિ તરીકે પૂજ્ય છે, સ્તવનીય છે, નમસ્કરણીય છે ભગવાન શ્રી અરિહંતદેવોએ જગતના જીવો ઉપર કરેલા આ ઉપકારના રહસ્યને જાણનારાઓ, જ્યારે જ્યારે મંગલને આચરવાને ઈચ્છે, ત્યારે ત્યારે તેઓ સૌથી પહેલા એ તારકોને જ યાદ કરે એ તારકોના ઉપકારને જાણનારાઓના હૈયામાં, એ તારકો સદાને માટે સ્તવના જ પામતા હોય, પણ અવસરે અવસરે એ સ્તવના પ્રગટ રૂપને પણ પામે. તદનુસાર, આ શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચના કરવાના પવિત્ર અને

સ્તવનાને યોગ્ય હોઈ શકતી જ નથી. આ વાત બરાબર ધ્યાનમાં રાખી લેવાની જરૂર છે. આ વાતને નહિ સમજનારાઓને, જેમ નહિ સ્તવવા યોગ્યની સ્તવનામાં પડી જતાં વાર લાગતી નથી, તેમ તેઓ સ્તવવાને યોગ્યની સાચી સ્તવના પણ કરી શકતા નથી. જેઓને ગુણના અને દોષના સ્વરૂપનું સાચું જ્ઞાન છે, તેઓ કદી પણ એવા આત્માઓની સ્તવનામાં પડતા નથી, કે જે આત્માઓ પાંચ પરમેષ્ઠિપદોમાંથી એક પણ પદની આત્મિક યોગ્યતાને પામ્યા નથી. આજે તો જેની ને તેની સ્તવના કરવાનો મેનીયા ચાલ્યો છે અને 'સ્તવનીય કોણ કહેવાય તથા અસ્તવનીય કોણ કહેવાય' તેનો વિવેક નહિ હોવાથી, કેટલીક વાર તો, અસ્તવનીયની સ્તવના એવી રીતિએ પણ કરાય છે કે–એ સ્તવના દ્વારા સાચા સ્તવનીય આત્માઓની આશાતના જ થાય! બીજું કશું પણ વિશેષ જ્ઞાન ન હોય, પણ જો એક શ્રી નવકાર મંત્રનું પણ સમ્યક્ કોટિનું જ્ઞાન હોય, તો પણ આવી ભૂલ થાય નહિ, કેમ કે–શ્રી નવકાર મંત્રમાં શ્રી અરિહંતાદિ પાંચ પરમેષ્ઠિઓને જ નમસ્કાર કરાયો છે અને એ પાંચ પરમેષ્ઠિઓને કરેલા નમસ્કારને જ સર્વ પાપોના નાશક તરીકે તથા સર્વ મંગલોમાં પ્રથમ મંગલ તરીકે વર્ણવેલ છે

### પહેલી સ્તવના શ્રી અરિહંતદેવોની જ કેમ?

પાચ પરમેષ્ઠિઓમાં પહેલા પરમેષ્ઠી શ્રી અરિહંત પરમાત્માઓ છે. આપણા ઉપર, સારાય જગતના જીવો ઉપર અજોડમાં અજોડ અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કોટિનો ઉપકાર, એક માત્ર શ્રી

અરિહંત પરમાત્માઓનો જ છે. જગતના જીવ માત્રને દુઃખ અણગમતું છે અને સુખ ગમતું છે. જગતના સઘળાય જીવો જે કાંઈ પ્રયત્ન કરે છે, તે દુઃખથી છૂટવાને માટે અને સુખને મેળવવાને માટે કરે છે. દુઃખથી છૂટવાની અને સુખને મેળવવાની ઈચ્છા હોય, પણ જો આળસ હોય તો તે ઈચ્છા ફળે નહિ. પરન્તુ આ તો સતત ઈચ્છાય છે અને સતત મહેનત પણ છે. છતાં પણ સર્વથા દુઃખાભાવને અને પરિપૂર્ણ સુખમયતાને, જગતના જીવો એક માત્ર અજ્ઞાનને કારણે જ પ્રાપ્ત કરી શકતા નથી. ભગવાન શ્રી અરિહંતદેવોએ જગતના જીવોને દુઃખથી મુકાવાના અને સુખને પામવાના સાચા માર્ગનું દાન કર્યું. જે માર્ગનું જ્ઞાન નહિ હોવાના કારણે જ જગતના જીવો ઉન્માર્ગે મહેનત કરે છે, તે માર્ગ શ્રી અરિહંત પરમાત્માઓએ દર્શાવ્યો. જે જે જીવોએ એ માર્ગને સેવ્યો, તેઓ દુઃખથી સંપૂર્ણપણે મુકાયા અને સંપૂર્ણ સુખમય અવસ્થાને પામ્યા. આમ શ્રી અરિહંત પરમાત્માઓ માર્ગદર્શક તરીકે અજોડ અને શ્રેષ્ઠ ઉપકારી હોવાથી, પાંચ પરમેષ્ઠિઓમાં પ્રથમ પરમેષ્ઠિ તરીકે પૂજ્ય છે, સ્તવનીય છે, નમસ્કરણીય છે. ભગવાન શ્રી અરિહંતદેવોએ જગતના જીવો ઉપર કરેલા આ ઉપકારના રહસ્યને જાણનારાઓ, જ્યારે જ્યારે મંગલને આચરવાને ઈચ્છે, ત્યારે ત્યારે તેઓ સૌથી પહેલા એ તારકોને જ યાદ કરે. એ તારકોના ઉપકારને જાણનારાઓના હૈયામાં, એ તારકો સદાને માટે સ્તવના જ પામતા હોય, પણ અવસરે અવસરે એ સ્તવના પ્રગટ રૂપને પણ પામે. તદનુસાર, આ શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચના કરવાના પવિત્ર અને

ભગીરથ કાર્યને કરવાને માટે ઉદ્યુક્ત થયેલા આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાના હૈયામાં તો શ્રી અરિહંતદેવોની સ્તવના ચાલુ જ હતી, પણ આ નિમિત્તને પામીને, એ મહાપુરુષના હૈયામાં રહેલી એ સ્તવના, આ ટીકાના આરંભમાં પ્રગટપણાને પામી છે.

**સર્વજ્ઞો સિદ્ધ થયે જ દેવતત્ત્વમાં ગણાય અને–**
**–શ્રી અરિહંતદેવો તો તે પહેલાંય દેવતત્ત્વમાં ગણાય :**

ભગવાન શ્રી અરિહંતદેવોની સ્તવના કરતાં, 'સર્વજ્ઞ' એવું પહેલું વિશેષણ વાપરવામાં એ પણ એક કારણ છે કે– એ તારકો પોતાના શ્રી અરિહંત તરીકેના ભવમાં, સર્વજ્ઞપણાને પ્રાપ્ત કર્યા વિના, પોતાનાં ચારેય ઘાતી કર્મોને ક્ષીણ કરી નાખીને સર્વજ્ઞ બન્યા વિના, તીર્થની સ્થાપના કરતા જ નથી. તારે એ તીર્થ. જીવોને દુ:ખથી સર્વથા મુક્ત બનવાનો અને શાશ્વત તથા સંપૂર્ણ એવા સુખને પામવાનો જે વાસ્તવિક કોટીનો માર્ગ, તે તીર્થ. ભગવાન શ્રી અરિહંત દેવો અવશ્ય સર્વજ્ઞ હોય છે, પરંતુ સઘળાય સર્વજ્ઞો શ્રી અરિહંત કહેવાતા નથી. શ્રી અરિહંતદેવોની ગણનામાં તો તે જ સર્વજ્ઞો ગણાય છે, કે જેઓ ઐશ્વર્યયુક્ત હોય. આ બાહ્ય ઐશ્વર્યની વાત છે. ચાર ઘાતી કર્મોના ક્ષીણ થવાથી વીતરાગત્વ અને સર્વજ્ઞત્વ આદિ રૂપ આત્મિક ઐશ્વર્ય તો સર્વ કેવલજ્ઞાની આત્માઓ પામે જ છે, પરન્તુ જેની તોલે કોઈનું પણ ઐશ્વર્ય આવી શકે નહિ–એવું બાહ્ય ઐશ્વર્ય તો, શ્રી અરિહન્ત પરમાત્માઓને જ પ્રાપ્ત થાય છે. વળી જે કોઈ

આત્માઓ પોતાનાં આઠેય કર્મોને ક્ષીણ કરી નાખીને રૂક્તાર-સ્થાને પ્રાપ્ત કરે છે, તે સર્વ આત્માઓ શ્રી સિદ્ધાત્માઓ ગણાય છે અને સઘળાય સિદ્ધાત્માઓનો સમાવેશ દેવતત્ત્વમાં થાય છે; પરન્તુ જે કોઈ આત્માઓ પોતાનાં ચાર ઘાતી કર્મોને ક્ષીણ કરી નાખીને વીતરાગપણાને અને સર્વજ્ઞપણાને પામે, તેઓ સર્વેનો સમાવેશ દેવતત્ત્વમાં થતો નથી. તેઓ સિદ્ધિગતિને પામતાં તેઓનો સમાવેશ દેવતત્ત્વમાં થાય, પણ કેવલજ્ઞાનને ઉપાર્જવા માત્રથી દરેક કેવલજ્ઞાની આત્માનો સમાવેશ દેવતત્ત્વમાં થાય જ એવો નિયમ નથી. જ્યારે શ્રી અરિહન્ત પરમાત્મા તો જ્યારથી કેવલજ્ઞાનને પામે છે, ત્યારથી તો નિયમા તે તારકોનો સમાવેશ દેવતત્ત્વમાં થાય છે. શ્રી અરિહંત પરમાત્મા સિવાયના કેવલજ્ઞાની આત્માઓનો સમાવેશ દેવતત્ત્વમાં થતો જ નથી.

**પ્રશ્ન૦** તો કેવલજ્ઞાની ભગવન્તોનો સમાવેશ કયા તત્ત્વમાં થાય છે?

શ્રી અરિહન્ત નહિ એવા કેવલજ્ઞાની ભગવન્તોનો સમાવેશ, તે પુણ્યપુરુષો શ્રી સિદ્ધિગતિને પામે નહિ ત્યાં સુધીને માટે, ગુરૂતત્ત્વમાં થાય છે અને શ્રી સિદ્ધિગતિને પામ્યા પછીથી તો શ્રી સિદ્ધો તરીકે તેઓનો સમાવેશ દેવતત્ત્વમાં થાય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને ઉદ્દેશીને ટીકાકાર મહર્ષિ આ શ્રી જિનસ્તુતિ કરી રહ્યા છે, માટે પહેલાં સર્વજ્ઞ એવા વિશેષણ દ્વારા, અસર્વજ્ઞ એવા જિનોની આ સ્તુતિ નથી-તેમ સૂચિત કર્યું તેમ જ જિન શબ્દથી બોધિત થતા કામદેવાદિની પણ આ સ્તુતિ નથી-એમ સૂચિત કર્યું. હવે આ 'ઈશ્વર'

એવા વિશેષણ દ્વારા, ટીકાકાર મહર્ષિ એવું સૂચિત કરે છે. કે–માત્ર સર્વજ્ઞ એવા જિનોની પણ આ સ્તુતિ નથી, પરન્તુ બાહ્ય ઐશ્વર્યયુક્ત સર્વજ્ઞ એવા શ્રી જિનોની, એટલે કે–ભગવાન શ્રી અરિહન્તદેવોની આ સ્તુતિ છે. ભગવાન શ્રી અરિહન્તદેવોના સર્વજ્ઞપણાને સ્તવ્યા બાદ, આ 'ઈશ્વર' વિશેષણ દ્વારા ટીકાકાર મહર્ષિએ, ભગવાન શ્રી અરિહંતદેવોના બાહ્ય ઐશ્વર્યની પણ સ્તવના કરી છે.

**ભગવાનનું બાહ્ય ઐશ્વર્ય પણ તારક:**

**પ્રશ્ન૦** સંસારના ત્યાગનો અને મોક્ષની સાધનાનો જ ઉપદેશ દેનાર શાસનમા બાહ્ય ઐશ્વર્યની આટલી બધી મહત્તા!

હા, આત્મિક ઐશ્વર્યને પ્રગટાવનારા પુણ્યાત્માઓની, બાહ્ય ઐશ્વર્યશાલિતા પણ, ઉપકારક જ બને છે. પ્રગટેલા આત્મિક ઐશ્વર્યના પ્રતાપે, જગતના જીવોનો જે પરમ ઉપકાર સધાય છે, તેમાં એ તારકોનું બાહ્ય ઐશ્વર્ય પણ ઘણે અંશે સાધક બને છે. ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શ્રી ઇન્દ્રભૂતિ આદિ ગણધર ભગવાનોને, ભગવન્તની પાસે આવવાનો વિચાર થયો, તેમાં નિમિત્ત કયું? બાહ્ય ઐશ્વર્ય. સાધુને સમવસરણના દર્શનની ખાસ આજ્ઞા કરી છે જે સાધુએ સમવસરણનું દર્શન કર્યું ન હોય, તે સાધુને આજ્ઞા કરી કે–જો બાર કોશમાં ભગવાનનું સમવરણ રચાયું હોય, તો ત્યાં અવશ્ય જવું! કેમ? એ પણ સમ્યગ્દર્શનની નિર્મલતાનું કારણ છે માટે! ભગવાનનું બાહ્ય ઐશ્વર્ય પણ સમ્યગ્દર્શનની પ્રાપ્તિનું અને તેની નિર્મલતાનું પ્રબલ કારણ છે. જેમ 'પુરુષ-

વિશ્વાસે વચનવિશ્વાસ ' કહેવાય છે, તેમ 'આણસ મારો તો તેને બધું જ સારું '–એમ પણ કહેવાય છે. ઉદારની લક્ષ્મીને વખાણાય. સુશીલના રૂપને વખાણાય. દયાળુના બળને વખાણાય. ન્યાયપરાયણ રાજવીના રાજ્યસંચાલનને પણ વખાણાય. એમ, ભગવાનના બાહ્ય ઐશ્વર્યની મહત્તાને પણ જરૂર વર્ણવી શકાય. એ તારકોનું બાહ્ય ઐશ્વર્ય પણ તારક છે, જગદુપકારક છે. એ ઐશ્વર્યમાં ઐશ્વર્યના ત્યાગની વૃત્તિને જન્માવવાની તથા એ વૃત્તિને પોષવાની તાકાત છે. એ ઐશ્વર્ય મુઝવતું નથી, પણ મુઝાએલાઓની મૂર્ચ્છાને ઊતારી નાખે છે. એ ઐશ્વર્ય ભલભલાના અભિમાનને ઊતારી નાખે છે. આથી, ભગવાન શ્રી અરિહંતદેવોનું બાહ્ય ઐશ્વર્ય પણ સ્તવવાને યોગ્ય જ હોય છે.

શ્રી તીર્થંકર–નામકર્મ :

ભગવાન શ્રી જિનેશ્વરદેવોને જે બાહ્ય ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે, તે એ તારકોએ નિકાચેલા શ્રી તીર્થંકર–નામકર્મના ઉદયથી જ પ્રાપ્ત થાય છે. ભૂમિ પણ સુન્દર હોય, બીજ પણ સુન્દર હોય અને સિંચન પણ સુન્દર હોય, તો એ બીજમાંથી જેમ સુન્દર જ વૃક્ષ પેદા થાય છે અને એ વૃક્ષનાં ફળો જેમ મધુર જ હોય છે, તેમ શ્રી તીર્થંકર–નામકર્મ બંધાય છે પણ એવી રીતિએ અને નિકાચાય છે પણ એવી રીતિએ કે–એ કર્મના ફળસ્વરૂપ જે કાંઈ પણ પ્રાપ્ત થાય, તે તે આત્માને તો લાભ કરે, પરન્તુ જગતના સઘળાય જીવોને લાભ જ કરે. શ્રી અરિહંતાદિ વીસ સ્થાનકોની ઉત્કટ કોટિની આરાધના, એ જ શ્રી તીર્થંકર–નામકર્મનું બીજ છે. જેનું

અન્તઃકરણ સ્વ–પરની દયાથી વાસિત નથી બન્યું, તેવો જીવ એ સ્થાનકોની એવી આરાધના કરી શકતો જ નથી, એટલે એ બીજ વિવેકહીન–દયાહીન ભૂમિમાં તો સ્થાન જ મેળવતું નથી. વિવેકસમ્પન્ન બનીને સ્વ–પરની દયાથી વાસિત અન્તઃકરણવાળો બનેલો જીવ, જોઈએ તો વીસ સ્થાનકોની ઉત્કટ અને નિર્મળ આરાધના કરે–જોઈએ તો તે વીસ પૈકીના એકાદિની તેવી આરાધના કરે, પણ તે આરાધનાના યોગે જ તેવો વિવેકી અને દયાળુ જીવ, શ્રી તીર્થંકર–નામકર્મનાં દળીયાંને ઉપાર્જી શકે છે. શ્રી તીર્થંકર–નામકર્મનાં દળીયાંને ઉપાર્જીને પણ તેની નિકાચના કરવી પડે છે, એટલે કે–એ નામકર્મ વગર ભોગવ્યે નિર્જરી જવા પામે જ નહિ, એવું એને જડબેસલાક કરવું પડે છે.

પ્રશ્ન૦ એનો અર્થ તો એ થયો કે–શ્રી તીર્થંકર–નામકર્મને બાંધવા છતાંય, જો તેને નિકાચ્યું ન હોય, તો તે વગર ભોગવાયે નિર્જરી જવા પણ પામે !

બરાબર છે; જે કોઈ આત્મા શ્રી તીર્થંકર–નામકર્મનાં દળીયાંને ઉપાર્જે, તે તેને અવશ્ય નિકાચે અને તેથી તેને તે અવશ્ય ભોગવે, એવો નિયમ નથી. કોઈ એવું નિમિત્ત મળી જાય અને એથી શ્રી તીર્થંકર–નામકર્મનાં દળીયાંને ઉપાર્જનારો આત્મા જો આરાધનાભ્રષ્ટ થઈ જાય, પતન પામી જાય, તો તેનાં ઉપાર્જેલાં શ્રી તીર્થંકર–નામકર્મનાં દળીયાં વિખરાઈ પણ જાય.

શ્રી કમલપ્રભ નામે એક મહાન આચાર્યભગવાન થયા છે. સર્વજ્ઞશાસનના એ પરમ ઉપાસક અને પરમ રક્ષક હતા. એ આચાર્યભગવાને કુવાદીઓને અને ઉત્સૂત્રપ્રરૂપકોને પરા-

સ્ત કરીને અનુપમ શાસનપ્રભાવના કરી હતી. તેમણે શ્રી તીર્થંકર–નામકર્મનાં દળીયાને ઉપાર્જિત કર્યાં હતા. પરન્તુ એક વાર દુશ્મનોએ જાળ રચી તેમા એ ફસાઈ ગયા અને તેમણે ઉત્સૂત્રકથન કર્યું. એથી તેમના આત્માએ ઉપાર્જેલાં શ્રી તીર્થંકર–નામકર્મનાં દળીયા વિખરાઈ જવા પામ્યા.

અહીં તો ચાલુ પ્રસંગ એ છે કે–શ્રી તીર્થંકર–નામ કર્મના ઉદય યોગે પ્રાપ્ત થતું બાહ્ય ઐશ્વર્ય પણ પરમ તારક બને છે, તેનું કારણ એ છે કે–તેનુ ઉપાર્જન પણ સુન્દર પ્રકારે જ થઈ શકે છે અને તેની નિકાચના પણ સુન્દર પ્રકારે જ થઈ શકે છે. વીસ સ્થાનકો અગર એ વીસ પૈકીનાં એકાદિ સ્થાનકોનું દ્રવ્યારાધન તો, અવિવેકી અને હિંસકભાવથી વિરામ નહિ પામેલો આત્માય કરી શકે છે; પણ તેવા દ્રવ્યારાધનથી કાંઈ શ્રી તીર્થંકર–નામકર્મનું ઉપાર્જન થતું નથી. શ્રી તીર્થંકર–નામકર્મના ઉપાર્જન માટે તો ભાવારાધન જ જોઈએ; અને શ્રી તીર્થંકર–નામકર્મના ઉપાર્જન માટે સમર્થ બને એવું ભાવારાધન તો, વિવેકસમ્પન્ન અને સ્વ–પરની દયાથી વાસિત અન્તઃકરણવાળા આત્માઓ જ કરી શકે છે શ્રી તીર્થંકર–નામકર્મનું ઉપાર્જન થયા પછીથી, તેની નિકાચના શાથી થાય છે, તે તો તમે જાણો છો ને? "જો મારામાં શક્તિ હોય, તો સમગ્ર સંસારના જીવોને હું ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનના રસિક બનાવી દઉં!"–એવી દયાભાવનાની ઉત્કટતાથી જ શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના થાય છે શાસન પ્રત્યે એવો અપૂર્વ શ્રદ્ધાભાવ કે–'આ દુઃખી અને સુખને માટે ઝુરતા જગતને, દુઃખમુક્ત અને સુખમય બના–

અન્તઃકરણ સ્વ-પરની દયાથી વાસિત નથી બન્યું, તેવો જીવ એ સ્થાનકોની એવી આરાધના કરી શકતો જ નથી, એટલે એ બીજ વિવેકહીન-દયાહીન ભૂમિમાં તો સ્થાન જ મેળવતું નથી. વિવેકસમ્પન્ન બનીને સ્વ-પરની દયાથી વાસિત અન્તઃકરણવાળો બનેલો જીવ, જોઈએ તો વીસ સ્થાનકોની ઉત્કટ અને નિર્મળ આરાધના કરે-જોઈએ તો તે વીસ પૈકીના એકાદિની તેવી આરાધના કરે, પણ તે આરાધનાના યોગે જ તેવો વિવેકી અને દયાળુ જીવ, શ્રી તીર્થંકર-નામકર્મનાં દળીયાંને ઉપાર્જી શકે છે. શ્રી તીર્થંકર-નામકર્મનાં દળીયાંને ઉપાર્જીને પણ તેની નિકાચના કરવી પડે છે, એટલે કે-એ નામકર્મ વગર ભોગવ્યે નિર્જરી જવા પામે જ નહિ, એવું એને જડબેસલાક કરવું પડે છે.

પ્રશ્ન૦ એનો અર્થ તો એ થયો કે-શ્રી તીર્થંકર-નામકર્મને બાંધવા છતાંય, જો તેને નિકાચ્યું ન હોય, તો તે વગર ભોગવાયે નિર્જરી જવા પણ પામે!

બરાબર છે; જે કોઈ આત્મા શ્રી તીર્થંકર-નામકર્મનાં દળીયાંને ઉપાર્જે, તે તેને અવશ્ય નિકાચે અને તેથી તેને તે અવશ્ય ભોગવે, એવો નિયમ નથી. કોઈ એવું નિમિત્ત મળી જાય અને એથી શ્રી તીર્થંકર-નામકર્મનાં દળીયાંને ઉપાર્જનારો આત્મા જો આરાધનાભ્રષ્ટ થઈ જાય, પતન પામી જાય, તો તેનાં ઉપાર્જેલાં શ્રી તીર્થંકર-નામકર્મનાં દળીયાં વિખરાઈ પણ જાય.

શ્રી કમલપ્રભ નામે એક મહાન આચાર્યભગવાન થયા છે. સર્વજ્ઞશાસનના એ પરમ ઉપાસક અને પરમ રક્ષક હતા. એ આચાર્યભગવાને કુવાદીઓને અને ઉત્સૂત્રપ્રરૂપકોને પરા-

સ્ત કરીને અનુપમ શાસનપ્રભાવના કરી હતી, તેમણે શ્રી તીર્થંકર–નામકર્મનાં દળીયાંને ઉપાર્જિત કર્યાં હતાં. પરન્તુ એક વાર દુશ્મનોએ જાળ રચી તેમાં એ ફસાઈ ગયા અને તેમણે ઉત્સૂત્રકથન કર્યું. એથી તેમના આત્માએ ઉપાર્જેલાં શ્રી તીર્થંકર–નામકર્મનાં દળીયાં વિખરાઈ જવા પામ્યાં.

અહીં તો ચાલુ પ્રસંગ એ છે કે–શ્રી તીર્થંકર–નામકર્મના ઉદય યોગે પ્રાપ્ત થતું બાહ્ય ઐશ્વર્ય પણ પરમ તારક બને છે, તેનું કારણ એ છે કે–તેનું ઉપાર્જન પણ સુન્દર પ્રકારે જ થઇ શકે છે અને તેની નિકાચના પણ સુન્દર પ્રકારે જ થઈ શકે છે. વીસ સ્થાનકો અગર એ વીસ પૈકીનાં એકાદિ સ્થાનકોનું દ્રવ્યારાધન તો, અવિવેકી અને હિંસકભાવથી વિરામ નહિ પામેલો આત્માય કરી શકે છે; પણ તેવા દ્રવ્યારાધનથી કાંઈ શ્રી તીર્થંકર–નામકર્મનું ઉપાર્જન થતું નથી. શ્રી તીર્થંકર–નામકર્મના ઉપાર્જન માટે તો ભાવારાધન જ જોઈએ; અને શ્રી તીર્થંકર–નામકર્મના ઉપાર્જન માટે સમર્થ બને એવું ભાવારાધન તો, વિવેકસમ્પન્ન અને સ્વ–પરની દયાથી વાસિત અન્તઃકરણવાળા આત્માઓ જ કરી શકે છે. શ્રી તીર્થંકર–નામકર્મનું ઉપાર્જન થયા પછીથી, તેની નિકાચના શાથી થાય છે, તે તો તમે જાણો છો ને? "જો મારામાં શક્તિ હોય, તો આખાય સંસારના જીવોને હું ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનના રસિક બનાવી દઉં!"–એવી દયાભાવનાની ઉત્કટતાથી જ શ્રી તીર્થંકરનામકર્મની નિકાચના થાય છે. શાસન પ્રત્યે એવો અપૂર્વ શ્રદ્ધાભાવ કે–'આ દુઃખી અને સુખને માટે ઝુરતા જગતને, દુઃખમુક્ત અને સુખમય બના-

વવાની તાકાત એક માત્ર આ શાસનમાં જ છે.' અને સાથે દયા-ભાવ પણ એવો કે-'જો મારામાં શક્તિ હોય, તો આ જગતના એક પણ જીવને આ શાસનનો રસિક બનાવ્યા વિના હું રહું નહિ.' એટલે કે-'કોઈનેય હું દુઃખી રહેવા દઉં નહિ અને સૌનેય સુખી બનાવી દઉં!' આ ભાવદયા છે અને આ ભાવદયાની ઉત્કટતાથી જ શ્રી તીર્થંકર-નામકર્મની નિકાચના થાય છે. આવી રીતે બંધાએલા અને નિકાચિત કરાએલા શ્રી તીર્થંકર-નામકર્મનો ઉદય, તેના સ્વામીને અજોડ ઐશ્વર્યનો સ્વામી બનાવે, એમાંય નવાઈ પામવા જેવું કાંઈ નથી અને એ ઐશ્વર્ય જગતનું તારક બને, એમાંય નવાઈ પામવા જેવું કાંઈ નથી.

ભગવાનના આત્માઓની સર્વોત્તમતા :

પુણ્યકર્મના અનેક પ્રકારો છે, પણ શ્રી તીર્થંકર-નામકર્મ રૂપ પુણ્યકર્મ, એ તો પુણ્યકર્મનો સર્વોત્તમ કોટિનો પ્રકાર છે. આ પ્રકારના પુણ્યકર્મના પ્રતાપે જેટલું અને જેવું ઐશ્વર્ય પ્રાપ્ત થઈ શકે છે, તેટલું અને તેવું ઐશ્વર્ય બીજા કોઈ પણ પ્રકારના પુણ્યકર્મના પ્રતાપે પ્રાપ્ત થઈ શકતું નથી-એ વાત જેમ સુનિશ્ચિત છે; તેમ એય સુનિશ્ચિત છે કે-આ પ્રકારના પુણ્યકર્મના પ્રતાપે પ્રાપ્ત થયેલું ઐશ્વર્ય જેટલું અને જેવું સ્વ-પરનું ઉપકારક નીવડે છે, તેટલું અને તેવું ઉપકારક બીજા કોઈ પણ પ્રકારના પુણ્યકર્મના પ્રતાપે પ્રાપ્ત થયેલું ઐશ્વર્ય નીવડતું નથી. આથી પણ સમજી શકાય તેમ છે કે-જે પુણ્યાત્માઓ આવા પુણ્ય-કર્મને નિકાચિત કરવામાં સફળ નીવડે, તે પુણ્યાત્માઓની તથાભવ્યતા કોઈ અજોડ જ હોય. ભવ્યાત્માઓની ભવ્યતા જેમ

અનાદિકાલીન છે, તેમ તથાભવ્યતા પણ અનાદિકાલીન છે. આથી જ, જ્ઞાની મહાપુરુષો ફરમાવે છે કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ, સર્વ કાળને માટે, અન્ય સર્વ આત્માઓથી ઉત્તમ જ ગણાય છે. જેમ કાચના મલને કાઢી નાખીને તેને સ્વચ્છ કર્યો હોય અને પેલ વગેરે પાડીને તેને સુન્દર આકારવાળો તેમજ સુશોભિત બનાવ્યો હોય, તો પણ તેની તે કીંમત ઉપજી શકતી નથી, કે જે કીંમત ખાણમાં પડેલા અને મલથી આવરાએલા પણ સાચા મણિની ઉપજી શકે છે. જેમ ખાણમાં પડેલો અને મલયુક્ત હોવાથી મલિન એવો પણ મણિ કીમતી ગણાય છે અને સ્વચ્છ, સુશોભિત તથા સુન્દર આકારવાળો બનેલો એવો પણ કાચ, પેલા મલિન મણિની અપેક્ષાએ કીમતી ગણાતો નથી; તેમ નિગોદમાં રહેલા પણ ભગવાન શ્રી તીર્થંકરદેવોના આત્માઓ કીમતી ગણાય છે, પરન્તુ એ તારકોના આત્માઓના કરતાં અન્ય આત્માઓ કીમતી ગણાતા નથી. ત્યાં કેવળ વર્તમાન સ્થિતિને જ જોવાતી નથી, પણ સ્વાભાવિક યોગ્યતાનેય જોવાય છે. એવી રીતિએ વિચારાય છે કે–જેવી અને જેટલી સામગ્રી અન્ય આત્માઓને મળી, તેવી અને તેટલી સામગ્રી જો શ્રી તીર્થંકરદેવોના આત્માઓને મળી હોય, તો અન્ય આત્માઓની પ્રભા કરતાં એ આત્માઓની પ્રભા કેઈ ગુણી વધારે પ્રગટ્યા વિના રહે જ નહિ. જેમ કાચને નિર્મલ, સુશોભિત અને સુન્દર આકારવાળો બનાવવાને માટે જેટલો શ્રમ લેવો પડે છે, તેટલો જ શ્રમ જો જાતિવંત મણિને નિર્મલ, સુશોભિત અને સુન્દર આકારવાળો બનાવવાને માટે લેવાય, તો એ કાચ કરતાં એ મણિની

સેંકડો, હજારો, લાખ્ખો, અબજો ગુણી કીંમત ઉપજી શકે છે; તેમ ભગવાન શ્રી તીર્થંકરદેવોના આત્માઓને જ્યારે જ્યારે સામગ્રી મળે છે, ત્યારે ત્યારે તે આત્માઓની, તે આત્માઓમાં રહેલી સ્વાભાવિક એવી અજોડ યોગ્યતાથી, અજબ જેવી ખીલવટ થયા વિના રહેતી જ નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને પણ, પોતપોતાનાં તથાપ્રકારનાં કર્મોના યોગથી, સંસારમાં ચારેય ગતિઓમાં અનન્તો કાળ પરિભ્રમણ કરવું પડે છે, પરન્તુ જ્ઞાનિઓ કહે છે કે–એ તારકોના આત્માઓ સંસારના પરિભ્રમણમાં પણ ઉત્તમ ઉત્તમ સ્થાનોને પામે છે. પશુ તરીકે ઉત્પન્ન થાય તો ઉત્તમ જાતિના પશુ તરીકે અને પંખી તરીકે ઉત્પન્ન થાય તો ઉત્તમ જાતિના પંખી તરીકે ઉત્પન્ન થાય. એમ સર્વત્ર સમજી લેવાનું છે.

### શ્રી અરિહંતદેવો અને અન્ય આત્માઓ વચ્ચે-
### -સમ્યગ્દર્શનની પ્રાપ્તિમાં પણ તફાવત:

ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ સમ્યગ્દર્શન ગુણને પામે છે, તેમાં પણ અન્ય આત્માઓની દર્શનપ્રાપ્તિ કરતાં વિશિષ્ટતા હોય છે. એ તારકોના આત્માઓને સમ્યગ્દર્શન ગુણની જે પ્રાપ્તિ થાય છે, તેમાં પણ એ તારકોની પોતાની યોગ્યતા જ પ્રધાનતા ભોગવતી હોય છે. એ તારકોના આત્માઓને સમ્યગ્દર્શન ગુણની જે પ્રાપ્તિ થાય, તેમાં સદ્ગુરૂનો સદુપદેશ સામાન્ય નિમિત્ત બને, પણ તે તેનું પ્રધાન કારણ ગણાય નહિ. સદ્ગુરૂનો સદુપદેશ, એ સામાન્ય નિમિત્ત અને એ તારકોની પોતાની યોગ્યતા, એ જ પ્રધાન કારણ. આથી

પણ એ તારકોને મહાપુરુષોએ 'સ્વયંસંબુદ્ધ' તરીકે સ્તવ્યા છે.

વળી, એ તારકોના આત્માઓમાં પ્રગટતો સમ્યગ્દર્શન ગુણ પણ, અન્ય આત્માઓથી શ્રેષ્ઠ પ્રકારનો હોય છે. એ તારકોના સમ્યગ્દર્શનને–બોધિને, એ બોધિ ભગવદ્ભાવનિવર્તક હોવાથી, વરબોધિ તરીકે ઓળખાવાય છે.

વળી, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ, પોતાના અન્તિમ ભવથી ત્રીજા ભવમાં તો અવશ્યમેવ બોધિને પામે છે. એ તારકો પોતાના અન્તિમ ભવથી ત્રીજા ભવ પહેલાં બોધિને પામે–એવું પણ બને, પણ છેવટમાં છેવટ તે ત્રીજા ભવમાં તો એ તારકો અવશ્યમેવ બોધિને પામે. તે ત્રીજા ભવથી પૂર્વે એ તારકોને બોધિની પ્રાપ્તિ થઈ હોય, તો પુનઃ મિથ્યાત્વનો ઉદય થઈ જાય એય શક્ય છે; પરન્તુ તે ત્રીજા ભવમાં બોધિની પ્રાપ્તિ થયા પછીથી તો, પુનઃ મિથ્યાત્વનો ઉદય થાય જ નહિ. તે ત્રીજા ભવ પૂર્વે બોધિ પ્રાપ્ત થયું હોય અને પછી કદાચ મિથ્યાત્વનો ઉદય થઈ ગયો હોય, તો પણ એ તારકોના આત્માઓને એ ત્રીજા ભવમાં બોધિની પુનઃ પ્રાપ્તિ થયા વિના રહેતી જ નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને માટે આ બધું સુનિયમિત, જ્યારે એ સિવાયના અન્ય આત્માઓને માટે આવું કાંઈ જ નહિ. અન્ય આત્માઓ તો, જે ભવમાં પોતે મુક્તિને પામવાના હોય, તે ભવમાં પણ બોધિને પામે એય શક્ય છે. અન્ય આત્માઓના અન્તિમ ભવ પૂર્વેના બધા જ ભવો મિથ્યાત્વના ઉદયવાળા હોય–એમ પણ બને અને તે આત્માઓ પૂર્વે બોધિને પામ્યા હોય પણ પછીથી મિથ્યાત્વના ઉદયવાળા બન્યા હોય તો છેક અન્તિમ ભવ સુધી બોધિને

પામે નહિ અને અન્તિમ ભવમા બોધિને પામે–એમ પણ બને. મુદ્દો એટલો જ છે કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓના અન્તિમ ત્રણ ભવો સમ્યગ્દર્શનગુણથી રહિત હોય નહિ–એ સુનિશ્ચિત હોય છે, જ્યારે અન્ય આત્માઓને માટે એવો કોઈ નિશ્ચય હોતો જ નથી.

**ઐશ્વર્યની પ્રાપ્તિ ત્રીજા ભવથી–**
**–અને કેવલજ્ઞાન થતાં પરિપૂર્ણ ઐશ્વર્યશાલિતા :**

પોતાના અન્તિમ ભવથી ત્રીજા ભવમાં તો અવશ્યમેવ વરબોધિને પામીને, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ, શ્રી તીર્થંકર–નામકર્મનાં દળીયાંને ઉપાર્જીને, તે પુણ્યકર્મની નિકાચના કરે છે. શ્રી તીર્થંકર–નામકર્મની નિકાચના પણ માત્ર ભગવાન શ્રી અરિહન્તદેવોના આત્માઓ જ કરી શકે છે. એ પુણ્યાત્માઓ પણ શ્રી તીર્થંકર–નામકર્મની નિકાચના પોતાના અન્તિમ ભવથી ત્રીજા ભવની પૂર્વે કર શકતા જ નથી. તેઓ વર-બોધિને વહેલા પામે એ બને, પણ શ્રી તીર્થંકર–નામકર્મની નિકાચના તો અન્તિમ ભવથી ત્રીજા ભવમાં જ થાય. પુણ્ય-કર્મના નિકાચિત એવા પણ બીજા પ્રકારોના કરતાં, આ શ્રી તીર્થંકર–નામકર્મ રૂપ પુણ્યકર્મના પ્રકારમાં એ પણ એક વિશિષ્ટતા છે કે–પુણ્યકર્મના બીજા પ્રકારો જ્યારથી નિકાચિત કરાય છે, ત્યારથી પોતાના પ્રભાવને દર્શાવવાને સમર્થ નીવડી શકતા નથી, પણ તે પ્રકારો પોતાના વિપાકોદયની વેળાએ જ પોતાના સ્વામિને સુખસમૃદ્ધિ આદિ પ્રાપ્ત કરાવવાને માટે સમર્થ બને છે; જ્યારે શ્રી તીર્થંકર–નામકર્મ રૂપ આ પુણ્યકર્મનો

પ્રકાર તો, જ્યારથી એને નિકાચિત કરાય છે, ત્યારથી જ પોતાનો પ્રભાવ દર્શાવવાને સમર્થ નીવડે છે. શ્રી તીર્થંકર–નામકર્મ નિકાચિત થયા પછીથી, અન્તર્મુહૂર્ત્ત માત્રમાં જ એ પુણ્યકર્મનો પ્રદેશોદય શરૂ થઈ જાય છે. એટલે એ પુણ્યકર્મને નિકાચિત કરનારા પુણ્યાત્માઓના ઐશ્વર્યનો આરંભ ત્યારથી શરૂ થાય છે. પરન્તુ, એ ઐશ્વર્યની પરિપૂર્ણતા તો સર્વજ્ઞદશામાં જ અનુભવાય છે; કારણ કે–એ આત્માઓ અન્તિમ ભવમાં જ્યારે પોતાનાં ચારેય ઘાતી કર્મોને ક્ષીણ કરી નાખીને કેવલજ્ઞાનને ઉપાર્જે છે, ત્યારથી જ એ તીર્થંકર–નામકર્મ રૂપ પુણ્યકર્મનો વિપાકોદય શરૂ થાય છે અને જ્યાં સુધી એ આત્માઓ પોતાનાં બાકીનાં ચાર અઘાતી કર્મોને ક્ષીણ કરી નાખતા નથી, ત્યાં સુધી એ તીર્થંકર–નામકર્મ રૂપ પુણ્યકર્મનો વિપાકોદય ચાલુ રહે છે. આમ, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને સંપૂર્ણ જ્ઞાન રૂપ આત્મિક ઐશ્વર્યની પ્રાપ્તિ થવાની સાથે, અદ્ભુત એવા બાહ્ય ઐશ્વર્યની પણ પ્રાપ્તિ થાય છે; અને એથી જ, એ તારકોને સર્વજ્ઞ તરીકે સ્તવ્યા પછીથી તરત જ, ટીકાકાર પરમર્ષિએ, એ તારકોના બાહ્ય ઐશ્વર્યને યાદ કરીને, એ તારકોને 'ઈશ્વર' તરીકે સ્તવ્યા છે.

**અન્તિમથી બીજા ભવમાંય શ્રેષ્ઠતા :**

આપણે જોઈ આવ્યા કે–શ્રી તીર્થંકર–નામકર્મ રૂપ પુણ્યકર્મની જ્યારથી નિકાચના કરાય છે, ત્યારથી એ પુણ્યકર્મનો પ્રદેશોદય શરૂ થઈ જાય છે અને એ પ્રદેશોદય પણ અવસરે અવસરે પોતાની ઝળક બતાવ્યા વિના રહેતો નથી. અન્તિમ-

થી ત્રીજા ભવમાં, બોધિને પામતાં પૂર્વે જો આયુષ્યકર્મનો બંધ પડ્યો ન હોય, તો તો એ તારકોના આત્માઓ ત્યાંથી મરીને દેવલોકમાં જ ઉત્પન્ન થાય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને માટે એ પણ નિયમ કે-એ તારકો અન્તિમથી ત્રીજા ભવે મનુષ્ય-ગતિમાં જ હોય અને અન્તિમથી બીજા ભવે કાં તો દેવગતિમાં હોય અને કાં તો નરકગતિમાં હોય. એ તારકોને અન્તિમથી ત્રીજા ભવમાં દેવ, નરક, તિર્યંચ ગતિઓ ન જ હોય અને અન્તિમથી બીજા ભવમાં મનુષ્ય-તિર્યંચ ગતિઓ ન જ હોય. અન્તિમથી બીજા ભવમાં એ તારકો નિયમા મતિ, શ્રુત અને અવધિજ્ઞાને સહિત હોય તેમ જ વૈરાગ્યમય દશાને ભોગવતા હોય. જે સ્થાને હોય તે સ્થાને એ આત્માઓ, તે સ્થાનના અન્ય આત્માઓથી અલગ તરી આવે જ, કારણ કે-સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાન સાથે શ્રી તીર્થંકર-નામકર્મનો પ્રદેશોદય પણ છે. બીજાઓને મુઝવે તેવી સામગ્રીમાં એ મુઝાતા ન હોય અને બીજાઓને ત્રાસ પમાડે એવી સામગ્રીમાં એ ત્રાસ પામતા ન હોય.

**અન્તિમ ભવનું ઐશ્વર્ય :**

એ તારકોના અન્તિમ ભવમાં તો શ્રી તીર્થંકર-નામકર્મનો પ્રદેશોદય અને કેવલજ્ઞાન પછી તેનો વિપાકોદય, અજોડ ઐશ્વર્યનો સાક્ષાત્કાર કરાવે છે. એ તારકોનું ચ્યવન પણ કલ્યાણ-કારી ગણાય, એ તારકોનો જન્મ પણ કલ્યાણકારી ગણાય, એ તારકોની દીક્ષા પણ કલ્યાણકારી ગણાય, એ તારકોનું કેવલજ્ઞાનનું પ્રગટીકરણ પણ કલ્યાણકારી ગણાય અને એ તારકોનું નિર્વાણ પણ કલ્યાણકારી ગણાય. સદાકાળ દુઃખોનો જ અનુભવ

કરતા નારક જીવોને પણ, એ કલ્યાણકોના સમયો આનંદ આપનારા નીવડે છે, એટલે અન્ય ગતિના જીવોને માટે તો પૂછવું જ શું ? અન્તિમ ભવમાં, એ તારકોની એક પણ દશા અગર પ્રવૃત્તિ, કોઈના પણ અકલ્યાણને માટે હોતી નથી. એ તારકો એકાન્તે કલ્યાણમય જીવનને જ જીવનારા હોય છે. અન્તિમ ભવમા આવે ત્યારથી એ તારકો દેવોથી અને દેવોના સ્વામી ઈન્દ્રોથી સેવાય છે. એ તારકો જન્મે એટલે ઈન્દ્ર જાતે આવીને એ તારકોને મેરૂગિરિ ઉપર લઈ જાય; ત્યાં ઈન્દ્રાદિ દેવ–દેવીઓ એ તારકની ભક્તિ કરે; અને પછી ઈન્દ્ર જાતે એ તારકને પાછા મૂકી જાય. ભગવાન ત્રણ નિર્મળ કોટિનાં જ્ઞાને સહિત હોય છે, એટલે એ તારક, ઈન્દ્રાદિકો જે સેવા કરે છે તેને જાણે, પણ જરાય ઉત્સેકને પામે નહિ મનમાં અંશે પણ ખુમારી આવે નહિ. અન્તિમ ભવમાં જ્ઞાનપ્રધાન જીવનને જીવનારા એ તારકો એક પણ અનુચિત પ્રવૃત્તિ આદરતા જ નથી. અહીં એ તારકોના બાહ્ય ઐશ્વર્ય પૂરતી જ વાત છે, એટલે આપણે વધુ વિગતોમાં ઉતરતા નથી; બાકી તો, એ તારકોનું અન્તિમ ભવનું સમસ્ત જીવન અતિ સુન્દર હોય છે.

**ભગવાનના ચોત્રીસ અતિશયો :**

ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું ઐશ્વર્ય તો જુઓ ! જન્મે ત્યારથી જ એ તારકો ચાર અતિશયોથી સમ્પન્ન હોય.

(૧) એ તારકોનો પુણ્યદેહ અદ્‌ભુત એવા રૂપ અને ગંધવાળો હોય. આરોગ્યયુક્ત હોય અને પરસેવાથી મલિન થનારો ન હોય.

(૨) એ તારકોનો શ્વાસોચ્છ્વાસ પણ કમળની સુગંધ જેવો સુગંધયુક્ત હોય.

(૩) એ તારકના દેહમાં રહેલ લોહી અને માંસ પણ ગાયના દૂધ જેવાં સફેદ તેમજ દુર્ગન્ધથી રહિત હોય.

(૪) એ તારકોનો આહાર-નિહારનો વિધિ પણ ચર્મ-ચક્ષુથી અદૃશ્ય હોય.

પછી એ તારકો કેવલજ્ઞાનને પામે, એટલે આ ચાર અતિશયોમાં કર્મક્ષયના યોગે ઉત્પન્ન થનારા અગિયાર અને દેવકૃત ઓગણીસ-એમ ત્રીસ અતિશયોનો ઉમેરો થતાં, એ તારકો ચોત્રીસ અતિશયોથી યુક્ત બને.

(૫) સમવસરણ યોજનપ્રમાણ ભૂમિમાં હોય; પણ તેમાં કોટાકોટિ મનુષ્યો, દેવો અને તિર્યંચોનો સુખે સમાવેશ થઈ શકે.

(૬) એ તારકો દેશના દે અર્ધમાગધી ભાષામાં, પણ એ તારકોની વાણી મનુષ્યોને માટે, દેવોને માટે અને તિર્યંચોને માટે પોતપોતાની ભાષામાં પરિણામ પામે.

(૭) એ તારકના શિરની પાછળ સૂર્યમંડલની શોભાને પણ વિડમ્બના પમાડે એવું તેજોમય ભામણ્ડલ હોય.

(૮) એ તારકો જે સ્થળે વિરાજતા હોય, તે સ્થળથી ચારેય દિશામાં પચીસ પચીસ યોજન સુધીના તેમજ ઉપર તથા નીચે સાડા બાર સાડા બાર યોજન સુધીના પ્રદેશમાં રોગ ઉત્પન્ન થવા પામે નહિ.

(૯) એ તારકો હોય ત્યાં પરસ્પર વૈરભાવ થવા પામે નહિ.

(૧૦) ધાન્યને ઉપદ્રવ કરનાર કીડાઓની ઉપદ્રવકારી ઉત્પત્તિ ન હોય.

(૧૧) રોગચાળો ફાટી નીકળે અને ટપોટપ લોકો મરવા માંડે, એવું બને નહિ.

(૧૨) અતિવૃષ્ટિ ન થાય.

(૧૩) અનાવૃષ્ટિ પણ ન થાય

(૧૪) દુકાળ પડે નહિ.

(૧૫) અને રાષ્ટ્રોમાં એક-બીજા રાષ્ટ્રથી એક-બીજા રાષ્ટ્રને ભય ઉપજે નહિ.

આ અગિયાર અતિશયો ઘાતી કર્મોના ક્ષય યોગે ઉત્પન્ન થાય છે હવે દેવકૃત ઓગણીસ અતિશયો-

(૧૬) આકાશમા ધર્મપ્રકાશક ચક્ર રહે

(૧૭) આકાશમા બે બાજુ ચામરો વીંજાયા કરે

(૧૮) આકાશમા સ્ફટિકમય સિંહાસન સાથે હોય

(૧૯) આકાશમા છત્રના સ્થાને ત્રણ છત્રો હોય

(૨૦) આકાશમા રત્નમય ધ્વજ હોય.

(૨૧) પગલું જમીન ઉપર પડે નહિ, પણ આગળ સુવર્ણ-કમળ રચાતા જાય અને તેના ઉપર જ પગ પડે.

(૨૨) સમવસરણ રત્નના, સુવર્ણના અને ચાંદીના-એમ ત્રણ પ્રકારના ત્રણ કિલ્લાઓથી સુશોભિત હોય

(૨૩) સમવસરણમાં ભગવાન દેશના દેવાને માટે પૂર્વ-દિશા સન્મુખ બેસે, પરન્તુ ચારેય દિશાએ ભગવાન સાક્ષાત્ સામે બેઠા હોય એવુ જોનારને લાગે, એવી રચના થાય.

(૨૪) અશોક વૃક્ષની છાયા હોય.

(૨૫) ભગવાન વિહરતા હોય, ત્યા કાંટાઓ અધોમુખ બની જાય.

**ભગવાનની વાણીના પ્રભાવને દર્શાવનારું એક ઉદાહરણ:**

આ સંબંધમાં એક કથા જાણવા જેવી છે. એક શેઠને ત્યાં ઘરડી ઉંમરની એક બાઈ દાસી તરીકે કામ કરતી હતી. એનું કામ એ હતું કે–એણે જંગલમાં જઈને લાકડાંનો ભારો લઈ આવવો. અને એ બાઈ લાકડાનો ભારો લઈ આવે, તો જ શેઠાણી એને ખાવાનું આપે.

પાપનો ઉદય હોય, તો આવી દશા પણ થાય. વૃદ્ધાવસ્થા છે, મજૂરી મહા મુશ્કેલીએ થઈ શકે એવું શરીર થઈ ગયું છે, પણ પાપનો ઉદય એવો છે કે–જ્યાં સુધી જંગલમાં જઈને લાકડાનો ભારો લઈ આવે નહિ, ત્યાં સુધી પેટ ભરવાને લુખ્ખો–સુક્કો રોટલો પણ મળે નહિ. એવી દશામાં મન જો અનુભવે તો કેવીક વેદના અનુભવે ? ખરેખર, કલ્પના કરી લેવા જેવી આ વસ્તુ છે. એવો પાપનો ઉદય કોઈનેય પ્રાપ્ત ન થાઓ, પરન્તુ ધારો કે–એવા જ પ્રકારનો પાપનો ઉદય ભોગવવાનો વખત આવી લાગે, તો શું થાય ? બહારની વેદના સાથે મનની વેદના ભળે છે, ત્યારે એ વેદના બહુ જ કારમી બની જાય છે. અને સહનશક્તિ હોય નહિ તેમ જ વિવેકશક્તિ ન હોય, તો બહારની વેદના સાથે મનની વેદનાને ભળતાં વાર લાગતી નથી. પુણ્યના ઉદયવાળા કાળમાં લાલ સાહેબ થઈને ફરનારા, પાપ કરતાં પાછું વાળીને નહિ જોનારા, પોતાને મળેલી તથા મળતી ઋદ્ધિને પુણ્યનું ફળ નહિ માનતાં, એને પોતાની જ હોશિયારી–આવડત વગેરેનું ફળ માનીને, અભિમાનમાં રાચનારા તથા પુણ્યની અવગણના કરનારા અને દીન–દુઃખી જનો, જીવો તરફ અનુકમ્પાશીલ

(૨૬) વૃક્ષો નમે.

(૨૭) દૂર દૂર સંભળાય તેવા દુન્દુભિનો નાદ થતો હોય.

(૨૮) વાયુ અનુકળપણે વહેતો હોય.

(૨૯) પક્ષિઓ પ્રદક્ષિણા દે.

(૩૦) સુગંધવાળા જળની વૃષ્ટિ થતી હોય.

(૩૧) પાંચેય વર્ણોનાં પુષ્પોની જાનુપ્રમાણ વૃષ્ટિ થતી હોય.

(૩૨) તેઓના વાળ અને નખ વધવા પામે નહિ.

(૩૩) જઘન્યથી પણ ક્રોડ દેવતાઓ, એક નિકાયના નહિ પણ ચારેય નિકાયના, ભવનપતિ-વ્યન્તર-જ્યોતિષ્ક-વૈમાનિકના મળીને ઓછામાં ઓછા ક્રોડ દેવતાઓ તો, એ તારકોની સમીપે રહે જ.

(૩૪) ઋતુઓનું પ્રવર્ત્તન પણ અનુકળ જ હોય.

**પાંત્રીશ ગુણમયી વાણી:**

આ ચોત્રીસ અતિશયો ઉપરાન્ત ભગવાનની વાણી પાંત્રીસ ગુણોએ યુક્ત હોય છે. સાંભળનારને એમ લાગે કે-માલકોશ રાગમાં કોઈ દીવ્ય ગાન ચાલી રહ્યું છે. ક્યાંય કશી સ્ખલના ન હોય અને મધુરતા પાર વિનાની હોય. ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, સંતાપ આદિ સર્વને ભૂલાવી દે અને સાંભળનારને તન્મય બનાવી દે, એવી એ વાણી હોય. સાંભળનારને પ્રાયઃ સંશય પેદા થાય નહિ અને સંશય પેદા થાય તો, પેદા થતાંની સાથે જ એ સંશય છેદાઈ જાય, એવો એ વાણીનો અતિશય હોય છે. એ તારકોની માત્ર વાણી પણ કાને પડતાં, દુઃખીજનો દુઃખને વિસરી જાય, એવો એ વાણીનો પ્રભાવ હોય છે.

**ભગવાનની વાણીના પ્રભાવને દર્શાવનારું એક ઉદાહરણ:**

આ સંબંધમાં એક કથા જાણવા જેવી છે. એક શેઠને ત્યાં ઘરડી ઉંમરની એક બાઈ દાસી તરીકે કામ કરતી હતી. એનું કામ એ હતું કે–એણે જંગલમાં જઈને લાકડાંનો ભારો લઈ આવવો. અને એ બાઈ લાકડાનો ભારો લઈ આવે, તો જ શેઠાણી એને ખાવાનું આપે.

પાપનો ઉદય હોય, તો આવી દશા પણ થાય. વૃદ્ધાવસ્થા છે, મજૂરી મહા મુશ્કેલીએ થઈ શકે એવું શરીર થઈ ગયું છે, પણ પાપનો ઉદય એવો છે કે–જ્યા સુધી જંગલમાં જઈને લાકડાનો ભારો લઈ આવે નહિ, ત્યાં સુધી પેટ ભરવાને લુખ્ખો–સુક્કો રોટલો પણ મળે નહિ. એવી દશામાં મન જો અનુભવે તો કેવીક વેદના અનુભવે ? ખરેખર, કલ્પના કરી લેવા જેવી આ વસ્તુ છે. એવો પાપનો ઉદય કોઈનેય પ્રાપ્ત ન થાઓ, પરન્તુ ધારો કે–એવા જ પ્રકારનો પાપનો ઉદય ભોગવવાનો વખત આવી લાગે, તો શું થાય ? બહારની વેદના સાથે મનની વેદના ભળે છે, ત્યારે એ વેદના બહુ જ કારમી બની જાય છે. અને સહનશક્તિ હોય નહિ તેમ જ વિવેકશક્તિ ન હોય, તો બહારની વેદના સાથે મનની વેદનાને ભળતાં વાર લાગતી નથી. પુણ્યના ઉદયવાળા કાળમાં લાલ સાહેબ થઈને ફરનારા, પાપ કરતાં પાછું વાળીને નહિ જોનારા, પોતાને મળેલી તથા મળતી ઋદ્ધિને પુણ્યનું ફળ નહિ માનતાં, એને પોતાની જ હોશિયારી–આવડત વગેરેનું ફળ માનીને, અભિમાનમા રાચનારા તથા પુણ્યની અવગણના કરનારા અને દીન–દુઃખી જનો, જીવો તરફ અનુકમ્પાશીલ

બનવાને બદલે, તેમના તરફ તુચ્છકાર તથા તિરસ્કાર બતાવવામાં જ મોટાઈ માનનારા આત્માઓ, પોતાના ભાવીને ભયંકર બનાવી રહ્યા છે એવા આત્માઓને જ્યારે પાપનો ઉદય ભોગવવાનો વખત આવશે, ત્યારે તેમની કઈ ગતિ થશે? યાદ રાખો, તમને જે કાંઈ સારું મળ્યું છે, તે પુણ્યના ઉદયથી મળ્યું છે. લાભાન્તરાય હોય તો લાભ થાય નહિ. દે એ જ મેળવે. જો દિલ ઉદાર રાખશો, ઉદારતાથી આત્માને કેળવશો, તો સુખ પણ તમારા તરફ ઉદારતાથી ખેંચાશે. આપવામાં જેટલો સંકોચ રાખશો, તેટલો મળનારા સુખમાં પણ સંકોચ થવાનો. દાન કરવું, દાન કરાવવું અને દાતારની અનુમોદના કરવી તેમજ કોઈનાય લાભમાં કદી પણ આડે આવવું નહિ. ધનની મમતા એવી છે કે-હજી અટ્ઠાઈ કરી લો, પણ આઠ સો રુપિયા ધર્માર્થે કાઢવાના હોય, મતલબ કે શક્તિ મુજબનો ધનવ્યય સન્માર્ગે કરવાનો હોય, તો પ્રાયઃ તરત મોઢું ફરી જાય છે. સાર એ છે કે-ધન જેટલું વહાલું છે, તેટલો ધર્મ વહાલો નથી. પણ પરિણામનો વિચાર કરવાની જરૂર છે. જે ડોસીની આપણે વાત કરીએ છીએ, તે ડોસી દુઃખી શાથી? એની કેટલી દયાપાત્ર દશા? અને તેનું કારણ શું? પૂર્વે દીધેલું નહિ અને કોઈને અન્તરાય કરેલો માટે ને?

હવે એક દિવસ એવું બન્યું કે-એ ડોસી જંગલમાં લાકડાં લેવા તો ગઈ; પણ પૂરાં લાકડાં મળ્યાં નહિ અને વખત ઘણો વહી ગયો, એટલે ભૂખ-તરસ લાગી. આથી તે ડોસી જેટલાં લાકડા મળ્યાં તેટલાં લઈને નગરમાં શેઠને ઘેર આવી. રોજ કરતાં લાકડાં ઓછાં હતાં, એટલે શેઠાણી

તેને કહે છે કે–'આજે તને ખાવાનું નહિ મળે. ખાવાનું જોઇતું હોય તો બાકીનાં લાકડાં લઈ આવ!' ડોસીએ શેઠાણીને વિનવવાનો પ્રયત્ન કર્યો, પણ શેઠાણી એકની બે થઇ નહિ. શેઠાણીએ ડોસીની વૃદ્ધાવસ્થા, થાક અને તડકાનો વિચાર જ કર્યો નહિ. 'ડોસીની પીડા ડોસી જાણે; મારે શું?' એવું શેઠાણીના મનમાં હશે ને?

વિચારો કે–શેઠાણીની કૃપણતા કેવી કારમી છે અને ડોસીના કર્મની કઠણાઈ પણ કેવી કારમી છે? પણ એ બેમાંની એક કારમા પરિણામને આપનારા કર્મને પેદા કરી રહી છે અને બીજીનું તેવું કર્મ ખપી રહ્યું છે! શ્રીમંત ઘરની સ્ત્રી આ ભવમાં યદિ આવી કૃપણ થાય, તો તે બીજા ભવમાં દારિદ્ર્યવાળા કુળમાં પેદા થવાનું નક્કી કરે છે. મળ્યું હોય તો ઉદારતાને કેળવીને મળેલાને સાર્થક કરો! હાથે તે સાથે! ઉદારતા ગુણ વિના દાનધર્મ આવે નહિ. શેઠાણી જો જરાક દયાળુ બની હોત, તો છેવટ એટલું તો કરત કે–પહેલાં ખાવાનું આપત અને પછી ઠંડા પહોરે લાકડાં લેવા મોકલત! અસલ વાત તો એ છે કે–આવાં વૃદ્ધ સ્ત્રી-પુરુષોને મદદ રૂપ બનીને શ્રીમન્તોએ આશીર્વાદ મેળવવા જોઇએ. તેમની પાસેથી કામ લેવામાં દયાનો ઘાત ન થાય, તે જોવું જોઇએ.

પેલી શેઠાણીએ તો ભૂખી, તરસી અને થાકેલી-પાકેલી ડોસીને ફરી પાછી જંગલ તરફ ધકેલી. ડોસી પાસે પણ પેટને ભરવાનો બીજો કોઈ ઉપાય નહોતો, એટલે ડોસી લથડિયાં ખાતી ખાતી પણ પાછી જંગલમાં ગઈ અને જ્યાં-ત્યાંથી તેણીએ બાકીનાં લાકડાં એકઠાં કર્યાં. એ લાકડાંને

એકઠાં કરીને, તેનો ભારો બાંધીને ડોસીએ માથે મૂક્યો.

દિવસનો ચોથો પહોર શરૂ થવા આવ્યો હતો. તે વખતે જંગલમાંથી ડોસીએ નગર તરફ ચાલવા માંડયું. ડોસી થોડુંક ચાલી, ત્યાં તેના ભારામાંથી એક લાકડું નીચે પડી ગયુ. માથા ઉપરના ભારાને પકડી રાખીને, ડોસી પેલા પડી ગયેલા લાકડાને લેવાને માટે નીચી વળી.

બરાબર તે જ વખતે, ભગવાનની દેશનાનો ધ્વનિ તેના કાનમાં પડ્યો. ભગવાનની દેશનાનો એ ધ્વનિ એટલો બધો મધુર, કર્ણપ્રિય હતો કે-ડોસી નીચે પડેલા લાકડાને લેવાનું ભૂલી ગઈ. પોતાની ભૂખ-તરસની પીડાને વિસરી ગઈ. થાકનું તેણીને ભાન રહ્યું નહિ અને સમયનો પણ તેને ખ્યાલ રહ્યો નહિ. માથે ભારો અને વાંકી વળેલી-એવી અવસ્થામાં ને એવી અવસ્થામાં જ એ ડોસીએ ભગવાનની દેશનાનું શ્રવણ કર્યા કર્યું. સમવસરણની બહાર પણ ભગવાનની વાણીનો આ પ્રભાવ! કેટલી બધી મધુરતા હશે, ત્યારે આવું બન્યું હશે?

**પુણ્યસામગ્રી કર્મનિર્જરામાં સહાયક બની શકે:**

કહેવાનું તાત્પર્ય એ છે કે-વાણીના આ પાંત્રીસ ગુણો અને જન્મથી ચાર તથા કેવલજ્ઞાન પ્રાપ્ત થયેથી કુલ ચોત્રીસ અતિશયો, એ સર્વ અસાધારણ કોટિનું ઐશ્વર્ય છે. આવું અદ્‌ભુત ઐશ્વર્ય માત્ર શ્રી અરિહંત પરમાત્માઓને જ પ્રાપ્ત થાય છે. તીર્થની સ્થાપનામાં અને ધર્મદેશનામાં પણ શ્રી તીર્થંકર-નામકર્મનો પ્રભાવ છે. અધ્યાત્મના નામે ધર્મક્રિયાઓનો નિષેધ કરનારાઓએ અને ધર્મક્રિયાઓના નિષેધને માટે

'પુણ્યબંધ એ પણ કર્મબંધ છે અને આપણે તો કર્મનિર્જરાનો જ પ્રયત્ન કરવાનો છે' એવું કહેનારાઓએ, પુણ્યના પ્રભાવની આ વાત વિચારવા જેવી છે. પુણ્ય એ પણ એક પ્રકારનું કર્મ જ છે અને મુક્તિને પામવાને માટે સર્વ કર્મોથી સર્વથા રહિત બનવું જરૂરી છે, પરન્તુ પુણ્યકર્મ એવા પ્રકારનું પણ હોય છે કે-એના ઉદય યોગે પ્રાપ્ત થતી સામગ્રી કર્મનિર્જરાની સાધનામાં સહાયક નીવડે છે. મહા પુણ્યોદય વિના મનુષ્યભવ મળતો નથી અને મનુષ્યભવ સિવાયના કોઈ પણ ભવમાંથી મોક્ષને પામી શકાતું નથી. ધર્મક્રિયાઓનો નિષેધ કરવાને માટે, પુણ્યનો દ્વેષ કરનારાઓને ફરીથી મનુષ્યભવ મળશે શી રીતિએ ? અહીંથી મરીને તેઓ સીધા તો મોક્ષે જઈ શકે તેમ નથી; અને અહીં ધર્મક્રિયાઓને તજી દીધી. ધર્મક્રિયાઓને તજી દીધી એટલું જ નહિ, પણ અનેકોને ધર્મક્રિયાઓનો ત્યાગ કરાવ્યો. પાપક્રિયાઓને તજી નહિ અને પુણ્યનો દ્વેષ કર્યા કર્યો. એ દશામાં કેવા પ્રકારનો કર્મબંધ થાય અને એથી એવા આત્માઓ અહીંથી મરીને કેવી ગતિને પામે, એ તો વગર કહ્યે પણ સમજાઈ જાય તેવું છે. એવા આત્માઓને દુર્ગતિઓમાં ધર્મશ્રવણની સામગ્રી પણ ક્યાંથી મળવાની ? ચોરાશીના ચકાવામાં ચઢી જવાથી પોતાની કેવી હાલત થશે, તેનો તેઓએ વિચાર કરવા જેવો છે.

**ધર્મપ્રાપ્તિ આદિમાં પુણ્ય સહાયક બને છે :**

પ્રશ્ન૦ તો પુણ્યના હેતુથી ધર્મ કરવાનો ?

સાધુઓને પુણ્યનું અર્થિપણું રાખવાનો નિષેધ કરવામાં

આવ્યો છે. સાધુઓનું ધ્યેય માત્ર કર્મનિર્જરાને જ સાધવાનું હોય ! પણ સાધુઓ પુણ્યના દ્વેષી ન હોય. પુણ્યનો નિષેધ કરનારા ન હોય. 'અમને પુણ્યનો બંધ થાઓ જ નહિ' એવી વૃત્તિવાળા પણ ન હોય. આમ છતાં પણ, સાધુઓ સમજતા જ હોય છે કે–કર્મનિર્જરાની સાધક ક્રિયાઓ શુભ પુણ્યની સાધક પણ બને છે. ગૃહસ્થો તો પુણ્યધર્મના અર્થી પણ હોઈ શકે. આ બધું છતાં, શ્રી તીર્થંકર–નામકર્મની નિકાચના માટે પ્રયત્નશીલ બનવાનો તો સૌને અધિકાર છે. એ પુણ્યકર્મ હોવા છતાં પણ, એ સ્વ–પરનું એકાન્તે ઉપકારક જ બને છે. ધર્મના ઉપદેશમાં, ધર્મના પ્રચારમાં પણ પુણ્યકર્મ સહાયક નીવડે છે. મનુષ્યભવ, આર્યદેશ, આર્યકુળ, પંચેન્દ્રિયપટુતા, આરોગ્ય અને ધર્મશ્રવણની સામગ્રી વગેરે પુણ્યથી મળે છે અને એ બધું જ વિવેકી આત્માઓને, લઘુકર્મી આત્માઓને ધર્મપ્રાપ્તિ, ધર્મસાધના તથા ધર્મપ્રચારમાં સહાયક બને છે. પુણ્યના યોગે માણસનું વચન ઉપાદેયતાને પામી શકે છે. અન્યોને એના વચનને પ્રીતિથી સાંભળવાનું મન થાય છે. વચન સુંદરમાં સુંદર કહે એવી આત્માની ઉત્તમતા પ્રાપ્ત થઈ હોય, તો પણ જો તેવા પ્રકારના પુણ્યનો યોગ ન હોય અને પાપનો ઉદય હોય, તો લોક એના સારા પણ વચનને સાંભળે નહિ. એનું વચન સારૂં હોય તે છતાંય, એના પોતાના પાપોદયને કારણે, અન્યને એ કર્ણપ્રિય બનવાને બદલે કર્ણકટુ બને. પુણ્યનો દ્વેષ કરનારાઓ જો વિચાર કરે તો તેઓને સમજાય કે–તેઓ ઉન્માર્ગનો પ્રચાર પણ પોતાના પૂર્વે ઉપાર્જેલા પુણ્યના બળે જ કરી શકે છે. જો પુણ્યોદય ન

હોત, તો એવાને કોઈ સાંભળત જ નહિ અને એવાને જે થોડું-ઘણું માન-પાન મળે છે, તે પણ મળત નહિ.

**મૂર્ખ પણ ગૌરીશંકર પુણ્યોદયથી-**
**-રાજમાન્ય અને ગામધણી બન્યો :**

પુણ્યોદયના યોગે, મૂર્ખ એવો પણ માણસ, વિદ્વાન તરીકે જનતામાં પંકાવા પામે છે અને તદ્દન મૂર્ખાઈભર્યાં કૃત્યો કરવા છતાં પણ લોકાદરને પાત્ર બને છે. પેલી ગૌરીશંકરની ગોળીની વાત જાણો છો ? એની ઝોળી પુણ્યાઈથી ભરેલી હતી, તો એની નેપાળાની ગોળી પણ, એને માન-પાન તથા ઋદ્ધિ અપાવનારી નીવડી.

ગૌરીશંકર નામે એક મૂર્ખ બ્રાહ્મણ હતો. ગરીબ હતો અને ધંધા વગરનો હતો. એણે વૈદ્યનો ધંધો કરવાનો વિચાર કર્યો. એણે વાંચ્યું હતું કે-સર્વ રોગનું મૂળ પેટનો મલ છે. પેટમાં મલ વધી જાય તો રોગ થાય. પેટ સાફ તો બધું સાફ અને પેટ બગડેલું તો બધું બગડેલું. આથી તેણે નેપાળાની ગોળીઓ બનાવી.

નેપાળાની ગોળી શું કરે, એ તો જાણો છો ને ? પેટનો મલ તો કાઢી નાખે, પણ જરા વધુ પ્રમાણમાં લેવાઈ જાય તો પેટનાં આંતરડાંને પણ કાઢી નાખે. એ ગોળી જેને-તેને અપાય નહિ. નબળાં આંતરડાં હોય તો એ ગોળી માણસને કદાચ પરલોકનું પ્રયાણ પણ કરાવી દે છે.

આવી ગોળી પેલા ગૌરીશંકરે બનાવી અને ધંધો શરૂ કરવાને માટે પોતાને ત્યાં જે આવે તેને, એ ગોળી આપવા

આવ્યો છે. સાધુઓનું ધ્યેય માત્ર કર્મનિર્જરાને જ સાધવાનું હોય! પણ સાધુઓ પુણ્યના દ્વેષી ન હોય. પુણ્યનો નિષેધ કરનારા ન હોય. 'અમને પુણ્યનો બંધ થાઓ જ નહિ' એવી વૃત્તિવાળા પણ ન હોય. આમ છતાં પણ, સાધુઓ સમજતા જ હોય છે કે-કર્મનિર્જરાની સાધક ક્રિયાઓ શુભ પુણ્યની બાધક પણ બને છે. ગૃહસ્થો તો પુણ્યધર્મના અર્થી પણ હોઈ શકે. આ બધું છતાં, શ્રી તીર્થંકર-નામકર્મની નિકાચના માટે પ્રયત્નશીલ બનવાનો તો સૌને અધિકાર છે. એ પુણ્યકર્મ હોવા છતાં પણ, એ સ્વ-પરનું એકાન્તે ઉપકારક જ બને છે. ધર્મના ઉપદેશમાં, ધર્મના પ્રચારમાં પણ પુણ્યકર્મ સહાયક નીવડે છે. મનુષ્યભવ, આર્યદેશ, આર્યકુળ, પંચેન્દ્રિયપટુતા, આરોગ્ય અને ધર્મશ્રવણની સામગ્રી વગેરે પુણ્યથી મળે છે અને એ બધું જ વિવેકી આત્માઓને, લઘુકર્મી આત્માઓને ધર્મપ્રાપ્તિ, ધર્મસાધના તથા ધર્મપ્રચારમાં સહાયક બને છે. પુણ્યના યોગે માણસનું વચન ઉપાદેયતાને પામી શકે છે. અન્યોને એના વચનને પ્રીતિથી સાંભળવાનું મન થાય છે. વચન સુંદરમાં સુંદર કહે એવી આત્માની ઉત્તમતા પ્રાપ્ત થઈ હોય, તો પણ જો તેવા પ્રકારના પુણ્યનો યોગ ન હોય અને પાપનો ઉદય હોય, તો લોક એના સારા પણ વચનને સાંભળે નહિ. એનું વચન સારૂં હોય તે છતાંય, એના પોતાના પાપોદયને કારણે, અન્યને એ કર્ણપ્રિય બનવાને બદલે કર્ણકટુ બને. પુણ્યનો દ્વેષ કરનારાઓ જો વિચાર કરે તો તેઓને સમજાય કે-તેઓ ઉન્માર્ગનો પ્રચાર પણ પોતાના પૂર્વે ઉપાર્જેલા પુણ્યના બળે જ કરી શકે છે. જો પુણ્યોદય ન

હોત, તો એવાને કોઈ સાંભળત જ નહિ અને એવાને જે થોડું-ઘણું માન-પાન મળે છે, તે પણ મળત નહિ.

**મૂર્ખ પણ ગૌરીશંકર પુણ્યોદયથી-**
**-રાજમાન્ય અને ગામધણી બન્યો :**

પુણ્યોદયના યોગે, મૂર્ખ એવો પણ માણસ, વિદ્વાન તરીકે જનતામાં પંકાવા પામે છે અને તદ્દન મૂર્ખાઈભર્યાં કૃત્યો કરવા છતાં પણ લોકાદરને પાત્ર બને છે. પેલી ગૌરીશંકરની ગોળીની વાત જાણો છો ? એની ઝોળી પુણ્યાઈથી ભરેલી હતી, તો એની નેપાળાની ગોળી પણ, એને માન-પાન તથા ઋદ્ધિ અપાવનારી નીવડી.

ગૌરીશંકર નામે એક મૂર્ખ બ્રાહ્મણ હતો. ગરીબ હતો અને ધંધા વગરનો હતો. એણે વૈદ્યનો ધંધો કરવાનો વિચાર કર્યો. એણે વાંચ્યું હતું કે-સર્વ રોગનું મૂળ પેટનો મલ છે. પેટમાં મલ વધી જાય તો રોગ થાય. પેટ સાફ તો બધું સાફ અને પેટ બગડેલું તો બધું બગડેલું. આથી તેણે નેપાળાની ગોળીઓ બનાવી.

નેપાળાની ગોળી શું કરે, એ તો જાણો છો ને ? પેટનો મલ તો કાઢી નાખે, પણ જરા વધુ પ્રમાણમાં લેવાઈ જાય તો પેટનાં આંતરડાંને પણ કાઢી નાખે. એ ગોળી જેને-તેને અપાય નહિ. નબળાં આંતરડાં હોય તો એ ગોળી માણસને કદાચ પરલોકનું પ્રયાણ પણ કરાવી દે છે.

આવી ગોળી પેલા ગૌરીશંકરે બનાવી અને ધંધો શરુ કરવાને માટે પોતાને ત્યાં જે આવે તેને, એ ગોળી આપવા

માંડી. લોકો પણ સારા નસીબવાળા છે અને ગૌરીશંકરનું ભાગ્ય પણ જાગ્યું છે. એટલે ગૌરીશંકર પાસેથી જે કોઈ એ ગોળી લઈ જાય છે અને ખાય છે, તેનું દર્દ મટી જાય છે. આની પાસે તો એક જ પ્રકારની ગોળીઓ છે અને લોક આવીને ગમે તે દર્દ કહે, પણ આ તો એ જ ગોળી સૌને આપે છે.

ભાગ્ય જાગૃત હોય, પુણ્ય પાંસરૂં હોય, ત્યારે ઊંધા નાખેલા પાસા પણ સીધા પડે. ધીરે ધીરે ગૌરીશંકરને ત્યાં દર્દીઓની ભીડ જામવા લાગી, કેમ કે–રોગીના રોગ એની ગોળીથી નાબૂદ થવા લાગ્યા. એ કાંઈ કિંમત લેતો નહિ, પણ જેનું દર્દ મટતું તે એને કાંઈ ને કાંઈ આપી ગયા વિના રહેતું નહિ. આમ તેની પ્રતિષ્ઠા પણ વધવા લાગી અને તેના ઘરમાં ધન્ય–ધાન્યાદિ પણ વધવા લાગ્યું. ધીરે ધીરે લોક એમ પણ માનવા લાગ્યું કે–'આ બધો ચમત્કાર ગૌરીશંકરની ગોળીનો નથી, પણ ગૌરીશંકરનો છે; કેમ કે–ગોળી બધાને સરખી આપે છે, છતાં જેનો જે રોગ હોય તે નાબૂદ થાય છે! ગોળીનો ચમત્કાર અમુક દર્દોમાં હોય, બધાં દર્દોમાં ન હોય અને આ તો એક જ જાતિની ગોળીથી સૌને સાજા કરે છે. માટે આ ચમત્કાર ગોળીનો નથી પણ ગૌરીશંકરનો છે.'

ગૌરીશંકર ચમત્કારી માણસ તરીકેની ખ્યાતિને પામ્યો, એટલે એને આંગણે માત્ર રોગી માણસો જ આવે એવું રહ્યું નહિ. કોઈ ને કાંઈ બી મુશ્કેલી આવે, એટલે એ ઝટ ગૌરી-શંકરને શોધતો આવે. ગૌરીશંકર એનેય નેપાળાની જ ગોળી આપે. પણ ગૌરીશંકર નસીબદાર એવો કે–એ ગોળી ખાનારની મુશ્કેલી ટળી જાય અને જશ ગૌરીશંકરને મળે.

એક વાર એક કુંભારનું ગધેડું ખોવાયું. તેણે પોતાના ગધેડાની ઘણી શોધ કરી, પણ તેની ભાળ મળી નહિ. કુંભાર થાક્યો એટલે આવ્યો ગૌરીશંકરની પાસે! ગૌરીશંકરને એણે પોતાનું ગધેડું ખોવાયાની વાત કરી, એટલે ગૌરીશંકરે તો ઝટ દઈને એને પણ નેપાળાની ગોળી આપી. નેપાળાની ગોળી ખાધી, એટલે પેલા કુંભારને સખત જુલાબ લાગ્યો. એણે લોટા ભરવા માંડ્યા. ઘડીએ ઘડીએ એને ઉકરડે જવું પડતું. ભાગ્યયોગે બન્યું એવું કે-એનું ગધેડું રખડતું રખડતું અચાનક એ ઉકરડાની પાસે આવી પહોંચ્યું અને કુંભારને પોતાનું ગધેડું મળી ગયું! આમ પોતાનું ગધેડું મળી જવાથી, કુંભારના હર્ષનો પાર રહ્યો નહિ. જે મળે તેને એ ગૌરીશંકરના ચમત્કારની વાત કરવા લાગ્યો.

પુણ્યનો પ્રભાવ અજબ હોય છે. લોકો વાત-વાતમાં ગૌરીશંકરની પાસે આવતા અને ગૌરીશંકર પણ અકળાયા વિના પુણ્યના ભરોસે સૌને એ જ ગોળીઓ દીધે રાખતો. તેના પુણ્યયોગે, આવનારાઓનું પણ તેમની ઇચ્છાનુસાર કામ થતું. એટલે સૌ કોઈ તેને યથાશક્તિ સારું ઈનામ આપતા, સત્કારતા, સન્માનતા! પુણ્યાઈ હોય ત્યાં સુધી માણસ સામાન્ય કાર્યથી પણ સારી સિદ્ધિ મેળવે છે, નુકસાનના ઠેકાણે લાભ પામે છે. અને પુણ્યાઈ પરવારે ત્યારે એનો એ જ માણસ પણ અવિશેષ કાર્યમાંય પાછો પડે છે, નુકસાનને પામે છે, ફીટકારને પામે છે! કાર્યમાં મળતી સફળતા એ પાંસરા પુણ્યની નિશાની છે અને કાર્યમાં મળતી નિષ્ફળતા એ પુણ્ય પરવાર્યાની-પલટાતા દિનની નિશાની છે. પૃથ્વીરાજ માનતો હતો

કે–મારુ બાણુ ખાલી જાય નહિ. પણ એક વાર એનું બાણુ ખાલી ગયું, એટલે એ ઝટ સમજ્યો કે–મારો દિન પલટયો. હું એનો એ છું, પણ મારો દિન એનો એ પુણ્યભર્યો નથી! પુણ્ય, એ પૂર્વે કરેલાં મારાં કૃત્યોનું પરિણામ છે. સારું પણ કૃત્ય જેવી જેવી વૃત્તિથી અને રીતિથી કર્યું હોય, તેવું પુણ્ય બંધાય. એ પુણ્ય હોય ત્યાં સુધી જાહોજલાલી હોય. આવું સમજનારે, પુણ્ય તપતું હોય ત્યારે તો, સારાં કાર્યો સારી વૃત્તિથી અને સારી રીતિએ, સારા પ્રમાણમાં કરવાં જોઇએ.

હજુ તો ગૌરીશંકરના પુણ્યનો પ્રભાવ જાણવા જેવો છે. ગૌરીશંકરને એના પુણ્યે રાજમાન્ય પણ બનાવ્યો અને ગામધણી પણ બનાવ્યો. એમાં પણ ઉપાય તો નેપાળાની ગોળી જ; બીજું કાંઈ નહિ. ગોળી તો બાહ્ય નિમિત્ત હતું, જ્યારે બધું કાર્ય પુણ્યના પ્રભાવથી થતું હતું.

એક વાર એ નગરના રાજાની એક અણમાનીતી રાણીને વિચાર આવ્યો કે–'હુંય મારું દુઃખ ગૌરીશંકરને કહું!' કેમ કે–ગૌરીશંકરના ચમત્કારો વિષે એ રાણીએ પણ ઘણી ઘણી વાતો સાંભળી હતી રાજાની એ અણમાનીતી રાણીને રાજાની માનીતી બનવું હતું, એટલે ગૌરીશંકરને તેણીએ પોતાની મન-કામના સિદ્ધ કરી આપવાની વિનંતિ કરી.

ગૌરીશંકર પાસે નેપાળાની ગોળી સિવાય કાંઈ જ હતું નહિ. એટલે એણે તો ઊંધું ઘાલીને–જે થશે તે ખરું એમ સમજીને, રાજાની એ અણમાનીતી રાણીને પણ નેપાળાની ગોળી દઈ દીધી. રાણીએ પણ ગૌરીશંકરની ગોળીને શ્રદ્ધા-પૂર્વક ખાધી. પછી તો પૂછવું જ શું? ગોળીને રાણીનીય શરમ

અડે એવું હતું જ નહિ રાણીને ઝાડા વછૂટ્યા. ઝાડા વછૂટ્યા તે એવા વછૂટ્યા કે-જેનો કાંઈ આંક ન મળે એક તો રાણીની સુકોમળ કાયા અને તેમાં આટલા બધા ઝાડા, એટલે એ તો લોથ થઈને પડી. આંખો તણાવા લાગી. મરી કે મરે છે, એમ બધાને થઈ ગયું.

દાસીઓ ગભરાણી. તેમણે ઝટ રાજાની પાસે જઈ ને ખબર આપી કે-'દેવી મરવા પડી છે. હમણાં જ ખલાસ થઈ જશે.' એ રાણી રાજાની માનીતી નહોતી, પણ રાજાને એમ થયું કે-મરતી વેળાએ એને સંભાળી લેવી. જીવતાં ભલે દૂર રાખી, પણ એને મરતાં તો આશ્વાસન જરૂર આપવું. રાણીનું પણ પુણ્ય જાગવાનું હતું અને ગૌરીશંકરનું પણ માન વધવાનું હતું, એટલે રાજાને એ અણમાનીતી રાણી તરફ પણ લાગણી થઈ આવી રાજા ગયો અણમાનીતી રાણીના મહેલે રાણી નેપાળાની અસરમાથી મુક્ત થઈ ગઈ હતી, પણ અશક્તિ ઘણી આવી ગઈ હતી રાજાને પોતાની પાસે જોઈ ને, એને એટલો બધો આનંદ થયો કે-બધી અશક્તિને એ ભૂલી ગઈ. એનું દુઃખ વિસરાઈગયું. એને જે જોઈતુ હતું તે મળી ગયું-એના હર્ષમા તેણીએ અવનવો ઉત્સાહ અનુભવ્યો રાજા પણ તેણીને અતિ અશક્ત જોઈને, તેણીની પાસે ને પાસે રહેવા લાગ્યો.

રાણીએ તક મળતા રાજાને પ્રસન્ન કરી લીધો. રાણીએ રાજાને એવો વશ કરી દીધો કે-અત્યાર સુધીની અણમાનીતી રાણી એ મહામાનીતી થઈ ગઈ. હવે તો રાજાને આ રાણી તરફ પ્રેમ જાગ્યો હતો, એટલે ગૌરીશંકરના ઉપાયથી આ પરિણામ આવ્યું છે-એવું જાણીને, એમ થયું કે-અમારા બે વચ્ચે

કે–મારું બાણ ખાલી જાય નહિ. પણ એક વાર એનું બાણ ખાલી ગયું, એટલે એ ઝટ સમજ્યો કે–મારો દિન પલટયો. હું એનો એ છું, પણ મારો દિન એનો એ પુણ્યભર્યો નથી! પુણ્ય, એ પૂર્વે કરેલાં સારાં કૃત્યોનું પરિણામ છે. સારું પણ કૃત્ય જેવી જેવી વૃત્તિથી અને રીતિથી કર્યું હોય, તેવું પુણ્ય બંધાય. એ પુણ્ય હોય ત્યાં સુધી જાહોજલાલી હોય. આવું સમજનારે, પુણ્ય તપતું હોય ત્યારે તો, સારાં કાર્યો સારી વૃત્તિથી અને સારી રીતિએ, સારા પ્રમાણમાં કરવાં જોઇએ.

હજુ તો ગૌરીશંકરના પુણ્યનો પ્રભાવ જાણવા જેવો છે. ગૌરીશંકરને એના પુણ્યે રાજમાન્ય પણ બનાવ્યો અને ગામધણી પણ બનાવ્યો. એમાં પણ ઉપાય તો નેપાળાની ગોળી જ; બીજું કાંઈ નહિ. ગોળી તો બાહ્ય નિમિત્ત હતું, જ્યારે બધું કાર્ય પુણ્યના પ્રભાવથી થતું હતું.

એક વાર એ નગરના રાજાની એક અણમાનીતી રાણીને વિચાર આવ્યો કે–'હું ય મારું દુ:ખ ગૌરીશંકરને કહું!' કેમ કે–ગૌરીશંકરના ચમત્કારો વિષે એ રાણીએ પણ ઘણી ઘણી વાતો સાંભળી હતી. રાજાની એ અણમાનીતી રાણીને રાજાની માનીતી બનવું હતું, એટલે ગૌરીશંકરને તેણીએ પોતાની મનઃકામના સિદ્ધ કરી આપવાની વિનંતિ કરી.

ગૌરીશંકર પાસે નેપાળાની ગોળી સિવાય કાંઈ જ હતું નહિ. એટલે એણે તો ઊંધું ઘાલીને–જે થશે તે ખરું એમ સમજીને, રાજાની એ અણમાનીતી રાણીને પણ નેપાળાની ગોળી દઈ દીધી. રાણીએ પણ ગૌરીશંકરની ગોળીને શ્રદ્ધા-પૂર્વક ખાધી. પછી તો પૂછવું જ શું? ગોળીને રાણીનીય શરમ

અડે એવું હતું જ નહિ. રાણીને ઝાડા વછૂટ્યા. ઝાડા વછૂટ્યા તે એવા વછૂટ્યા કે—જેનો કાંઈ આંક ન મળે. એક તો રાણીની સુકોમળ કાયા અને તેમાં આટલા બધા ઝાડા, એટલે એ તો લોથ થઈને પડી. આંખો તણાવા લાગી. મરી કે મરે છે, એમ બધાને થઈ ગયું.

દાસીઓ ગભરાણી. તેમણે ઝટ રાજાની પાસે જઈને ખબર આપી કે—'દેવી મરવા પડી છે. હમણાં જ ખલાસ થઈ જશે.' એ રાણી રાજાની માનીતી નહોતી, પણ રાજાને એમ થયું કે—મરતી વેળાએ એને સંભાળી લેવી. જીવતાં ભલે દૂર રાખી, પણ એને મરતાં તો આશ્વાસન જરૂર આપવું. રાણીનું પણ પુણ્ય જાગવાનું હતું અને ગૌરીશંકરનું પણ માન વધવાનું હતું, એટલે રાજાને એ અણમાનીતી રાણી તરફ પણ લાગણી થઈ આવી. રાજા ગયો અણમાનીતી રાણીના મહેલે. રાણી નેપાળાની અસરમાંથી મુક્ત થઈ ગઈ હતી, પણ અશક્તિ ઘણી આવી ગઈ હતી રાજાને પોતાની પાસે જોઈને, એને એટલો બધો આનંદ થયો કે—બધી અશક્તિને એ ભૂલી ગઈ. એનું દુઃખ વિસરાઈગયું. એને જે જોઈતું હતું તે મળી ગયું—એના હર્ષમાં તેણીએ અવનવો ઉત્સાહ અનુભવ્યો. રાજા પણ તેણીને અતિ અશક્ત જોઈને, તેણીની પાસે ને પાસે રહેવા લાગ્યો.

રાણીએ તક મળતાં રાજાને પ્રસન્ન કરી લીધો. રાણીએ રાજાને એવો વશ કરી દીધો કે—અત્યાર સુધીની અણમાનીતી રાણી એ મહામાનીતી થઈ ગઈ હવે તો રાજાને આ રાણી તરફ પ્રેમ જાગ્યો હતો, એટલે ગૌરીશંકરના ઉપાયથી આ પરિણામ આવ્યું છે—એવું જાણીને, એમ થયું કે—અમારા બે વચ્ચે

જે મોટો અંતરાય હતો, તે આ ગૌરીશંકરના ચમત્કારથી ટળી ગયો ! રાજાએ અને રાણીએ, બન્નેએ ગૌરીશંકરને સારું ઇનામ આપ્યું અને ત્યારથી ગૌરીશંકર રાજમાન્ય બની ગયો.

આ પછી કેટલીક સમય વીત્યા બાદ, શત્રુઓની મોટી સેના એ નગર ઉપર ચઢી આવી. રાજાએ નિર્ણય કર્યો હતો કે–'હરકોઈ મુસ્કેલીનો ઉપાય ગૌરીશંકરને પૂછવો અને ગૌરીશંકર જે ઉપાય બતાવે, તે ઉપાયને પૂરેપૂરી શ્રદ્ધાથી આચરવો.' આથી, રાજાને જ્યારે ખબર મળી કે–શત્રુ રાજાની મોટી સેના નગર ઉપર ચઢી આવી છે અને નગરની નજદીકમાં એ સેનાએ પડાવ નાખ્યો છે, ત્યારે રાજાએ બીજું કાંઈ જ નહિ કરતાં, ગૌરીશંકરને બોલાવીને એ હકીકત જણાવી અને ગૌરીશંકરે પણ હવે તો નિર્ભીકપણે રાજાના આખાય સૈન્યને નેપાળાની ગોળીઓ ખવડાવી દીધી.

પરિણામ શું આવે ? એકે એક સૈનિકે લોટા ભરવા માંડ્યા. નગરની બહાર જ્યાં જુઓ ત્યાં સૈનિકો જ સૈનિકોની હાર જામેલી હોય. એક એક સૈનિક વારંવાર લોટે જવા જાય, એટલે માણુસ ૫૦૦ હોય તો પણ ભીડ ૫૦૦૦ ની થાય ને ? બન્યું એવું કે–શત્રુરાજાએ આ રાજાની હીલચાલ તપાસવાને માટે જે ગુપ્તચરો રાખ્યા હતા, તેમણે જઈને પોતાના રાજાને વાત કરી કે–' આ રાજાની યુદ્ધ માટેની મોટી તૈયારી છે. આ રાજાએ હજારો સૈનિકોને એકઠા કરી રાખ્યા છે અને આપણું સૈન્ય તો ચપટીમાં ચોળાઈ જાય એટલું નાનું છે !' આવી બાતમીના આધારે શત્રુરાજાએ હુમલો કરવાનો વિચાર માંડી વાળ્યો અને પોતાના સૈન્યને લઈને પોતાના નગરે

પાછા ચાલ્યા જવામાં સલામતી માની, તે ચાલ્યો ગયો.

આથી, રાજા ગૌરીશંકરના ચમત્કારથી એવો અંજાઈ ગયો કે-તેને ચાર ગામ બક્ષીસ આપી દીધાં; અને એમ, એક વખતનો તદ્દન દરિદ્રી બ્રાહ્મણ ચાર ગામનો ધણી બની બેઠો. એને સમૃદ્ધિ પણ મળી અને સત્તા પણ મળી.

અહીં વિચારવા જેવી વાત એ જ છે કે-ગૌરીશંકરનું પુણ્ય પાસરું ન હોત, તો શું થાત ? સૈનિકોએ લડવાને માટે જે વખતે સુસજ્જ બનવાનું હતું, તે જ વખતે તે સૈનિકોને ગૌરીશંકરની ગોળીએ લોથપોથ કરી નાખ્યા હતા. કઈકના તો હોશ ઉડી ગયા હતા શત્રુરાજાએ જો એ સમયે આક્રમણ કર્યું હોત, તો આ રાજાનુ સૈન્ય શત્રુસૈન્યનો થોડો પણ સામનો કરવાને શક્તિમાન નહોતું. સૈન્યમાં જે શક્તિ હતી, તે તો ગૌરીશંકરની ગોળીએ છીનવી લીધી હતી, એટલે સામો રાજા જો આક્રમણ કરત, તો તે નહિ જેવી મહેનતમાં, તે નગરને જીતી લઈને આ રાજાને બંદીવાન બનાવી શકત. પણ રાજાનું અને પ્રજાનું પુણ્ય હતું. તેને ગૌરીશંકરના પુણ્યે યારી-મદદ આપી ગૌરીશંકરે સૈનિકોને આપેલો નેપાળાનો રેચ ખરી રીતિએ શત્રુરાજાને લાગ્યો. પુણ્ય જોરદાર હોય તો આવું પણ બને અને આથી અધિક સારું પણ બને.

## પાપાનુબંધી પુણ્ય.

પ્રશ્ન૦ પુણ્ય બંધાય ધર્મથી અને તે ઉન્માર્ગના પ્રચારમાં સહાયક બને, તો તેનુ કારણ શું ?

ધર્મ એવા પ્રકારે કર્યો હોય માટે ! ધર્મ કરીને પાછ-

ળથી વિરાધના કરી હોય, ધર્મ કરતાં પણ આદરભાવ રાખ્યો ન હોય તેનજ ધર્મ કરવામા આશયની મલિનતા હોય, તો એવાં એવા કારણોથી, ધર્મ દ્વારા બંધાએલું પુણ્ય જ્યારે ઉદયમાં આવે ત્યારે, તે પોતાના સ્વભાવ મુજબ જાહોજલાલી વગેરે તો આપે, પણ એ પુણ્યનો સ્વામી ધર્મને ભૂલી જાય. ધર્મ કર્યો એટલે ધર્મે ફળ આપ્યું, પણ અનાદર આદિનું ફળ એ કે-ધર્મ ભૂલાયો અને દુર્બુદ્ધિ સૂઝી. ધર્મ અયોગ્ય પ્રકારે કરેલો હોય, તો એનાથી ઉપાર્જેલા પુણ્યના ભોગવટા વખતે, એ પુણ્યનો સ્વામી વિષય અને કષાયની આધીનતામાં જકડાઈને ઘોર પાપ પણ ઉપાર્જે. પાપાનુબંધી પુણ્ય પોતાના ઉદયકાળમાં પોતાના સ્વામીને પાપ તરફ પ્રેરનારૂં બને છે, જ્યારે આશંસાથી રહિતપણે અને વિધિના આદરપૂર્વક કરેલા ધર્મથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે અને તે પુણ્યનો ઉદયકાળ, તેના સ્વામી આત્માનો વિરાગકાળ હોય છે. એ પુણ્ય સામગ્રી ઘણી આપે, સારી આપે અને એનો સ્વામી એ સામગ્રીમાં મુઝાયા વિના, એ સામગ્રીનો સદુપયોગ કરે. કેટલાક ધનવાનો ધનની મૂર્છામાં ધર્મને કરી શકતા નથી, પરોપકારને આચરી શકતા નથી, અરે પોતાના ભોગમાં પણ પોતાના ધનનો ઉપયોગ કરી શકતા નથી. એ સૂચવે છે કે-આશંસા, અનાદર, અવિવેક આદિની સાથે જ એમણે ધર્મને સેવેલો ! તમારે પણ વિચાર કરવાનો છે કે-તમારૂં પુણ્ય કેવા પ્રકારના ધર્મથી બંધાએલું છે ?

**કર્મ સામે જંગ માંડનાર જરૂર જીતી શકે:**

પ્રશ્ન૦ જેવા પ્રકારનું પુણ્ય હોય તેવા પ્રકારના જ વિચારો સૂઝે ને ?

જેને પુણ્યથી મળેલી સામગ્રીનો સદુપયોગ કરવાની વાત ચેળાએ આવો જ વિચાર આવે, તેનું પુણ્ય કદાચ ભારે પ્રકારનું પાપાનુબંધી હોય! નહિતર, કોઈ વખતે આત્મા બળવાન, તો કોઈ વખતે કર્મ બળવાન. કર્મ ગમે તેવું બળવાન હોય, પણ આપણે તો એ કર્મની સામે જ જંગ ખેલવાને માટે ઉદ્યુક્ત રહેવાનું! અશુભ કર્મને હંફાવવા જતાં, તે જો જોરદાર હોય તો આપણે હાંફી જઇએ અને હારી જઇએ એમ પણ બને; પરન્તુ સરવાળે તો આત્માની જ જીત થાય: કારણ કે-કર્મની સામે જે જંગ ખેલ્યો, તેનું ભવિષ્યમાં સારું પરિણામ આવ્યા વિના રહે જ નહિ. તમે કર્મની જડને જ ઉખેડવાને માટે પ્રયત્નશીલ બનો અને કર્મ તમારી સામે કાંઈ ન કરે, એ કેમ બને? કર્મ પણ પોતાનું જોર તો અજમાવે જ. પણ તમે મથ્યા રહો તો સરવાળે તમે જ ફાવો, કારણ કે-કર્મ નાશવન્ત છે અને તમે શાશ્વત છો; કર્મ અનિત્ય છે અને તમે નિત્ય છો! વાત એટલી જ કે-ગમે તેટલા પછડાઈએ, પાછા પડીએ, હારીએ, પણ પ્રયત્ન ચાલુ રાખવો! એમ થાય તો પેલા કરોળિયાની જેમ તમે પણ, તમારી મુક્તિની ભાવનાને સફળ કરી શકો! કરોળિયો કેટલીય વાર નિષ્ફળ નીવડ્યો, પડ્યો, પણ એણે એની ધારણાને પાર પાડવાનો પ્રયત્ન જારી રાખ્યો, તો એ એની જાળ બાંધી શક્યો. બાકી એ વાત પણ ચોક્કસ છે કે-જો ભારે પ્રકારનું, દૃઢ, પાપાનુબંધી પુણ્ય હોય, તો એને લાખ ઉપદેશ મળે તો પણ, એની વિષયગૃદ્ધિ અને કષાયાધીનતા ઓછી થાય જ નહિ. બધાનું પાપાનુબંધી પુણ્ય એવું હોતું નથી. પ્રયત્નથી તેમાં ફેરફાર

ઉપજાવી શકાય તેવું પણ હોય છે. આપણે નથી જાણતા કે-આપણું પુણ્ય કેવા પ્રકારનું છે, માટે આપણે તો ભગવાને દર્શાવેલા માર્ગને અનુસરવાનો જ પ્રયત્ન કર્યા કરવાનો !

**દરેક કાર્ય પાંચ કારણોના યોગે બને છે :**

પુણ્યની બિલકુલ સહાય ન હોય અને કોઈ પણ જીવ ધર્મને પામી શક્યો હોય, આરાધી શક્યો હોય અને મુક્તિને પામી શક્યો હોય-એવું બન્યુંય નથી, બનતુંય નથી અને બને તેમ પણ નથી. કાલ, સ્વભાવ, નિયતિ, પ્રારબ્ધ અને પુરૂષાર્થ-એ પાંચ કારણોના યોગે જ દરેક કાર્ય બને છે. એ પાંચ કારણોમાં કોઈ વખતે કોઈ કારણની પ્રધાનતા હોય, તો કોઈ વખતે કોઈ કારણની પ્રધાનતા હોય યોગ પાંચેય કારણોનો હોય, પણ પ્રધાનતા કોઈ કોઈ કારણ વિશેષની હોય. આપણે તો અભવ્ય, જાતિભવ્ય, દુર્ભવ્ય અને ભવ્યમાં પણ ગુરૂકર્મી તથા લઘુકર્મી-એમ પણ જીવોના અનેક ભેદોને માનનારા છીએ. અભવ્ય આત્માઓ સ્વભાવથી જ 'મુક્તિને પામવાની લાયકાત'થી રહિત હોય છે. જાતિભવ્ય આત્માઓ સ્વભાવે 'મુક્તિને પામવાની લાયકાત'વાળા હોય છે, પણ એ જીવોનું તથાભવ્યત્વ એવા પ્રકારનું હોય છે કે-એ જીવોને મુક્તિમાર્ગની સામગ્રીનો યોગ થતો જ નથી. જાતિભવ્ય જીવો કોઈ પણ કાળે અવ્યવહાર-રાશિમાંથી વ્યવહાર-રાશિમાં આવી શકતા જ નથી. ભવ્ય સ્વભાવવાળો જીવ જો વ્યવહાર-રાશિમાં આવે, તો સમજવાનું કે-એ જીવનું તથાભવ્યત્વ એવું છે કે-તે ગમે ત્યારે પણ અવશ્ય મુક્તિને પામવાનો.

અવ્યવહાર–રાશિમાં ભવ્ય, અભવ્ય, અને જાતિભવ્ય, એમ ત્રણ પ્રકારના જીવો હોય; જ્યારે વ્યવહાર–રાશિમાં ભવ્ય અને અભવ્ય, એમ બે પ્રકારના જીવો હોય. ભવ્ય જીવોમાં પણ પોતપોતાનું તથાભવ્યત્વ ભિન્ન ભિન્ન પ્રકારનું હોય છે. ભવ્ય હોવા છતાં પણ, અવ્યવહાર–રાશિમાંથી વ્યવહાર–રાશિમાં કોઈ જીવ વહેલો આવે તો કોઈ જીવ મોડો આવે; વ્યવહાર–રાશિમાં આવ્યા પછીથી પણ, કોઈ ભવ્ય જીવ વહેલો મુક્તિએ જાય તો કોઈ ભવ્ય જીવ મોડો મુક્તિએ જાય; તેમજ, કોઈ જીવ વહેલો સમ્યક્ત્વાદિને પામે અને કોઈ જીવ મોડો સમ્યક્ત્વાદિને પામે; એ બધું જીવ–જીવના સ્વતન્ત્ર એવા તથાભવ્યત્વના યોગે બને છે. વ્યવહાર–રાશિમાં આવેલા ભવ્ય જીવને પણ જ્યાં સુધી એક પુદ્ગલપરાવર્ત્ત કાલથી અધિક સંસારમાં ભટકવાનું હોય છે, ત્યાં સુધી તે જીવને દુર્ભવ્ય કહેવાય છે એવો જીવ સ્વભાવે ભવ્ય હોવા છતા પણ, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના ઉપદેશથી પણ મોક્ષના આશયને પામી શકતો નથી. એને મોક્ષતત્ત્વમાં શ્રદ્ધા જ પેદા થતી નથી. મોક્ષની અભિરૂચિ તે જ ભવ્યાત્મામાં પ્રગટી શકે છે, કે જેનો સંસારકાળ એક પુદ્ગલપરાવર્ત્ત કાલથી અધિક ન જ હોય, પણ એથી કાંઈ કેય ઉણો હોય. એવી જ રીતિએ, જે ભવ્યાત્માઓનો સંસારકાળ અર્ધ પુદ્ગલપરાવર્ત્ત કાલથી કાંઈક પણ ઓછો હોય છે, એવા જ આત્માઓ સમ્યગ્દર્શન ગુણને પામી શકે છે. આમ છતાં પણ, ભવ્યાત્માઓ જો ગુરૂકર્મી હોય છે, તો અર્ધ પુદ્ગલપરાવર્ત્તથી પણ ઘણા ઓછા પ્રમાણવાળો સંસારકાળ બાકી હોય, તે

છતાં પણ તે જીવો મોક્ષની રુચિને અને સમ્યગ્દર્શનને પામી શકતા નથી. કોઈક વાર છેક છેલ્લા ભવમાંય સમ્યક્ત્વાદિને પામે છે. એટલે દરેક કાર્યમાં પાંચેય કારણોનો યોગ જરૂરી છે.

**તીર્થસ્થાપના પણ પુણ્યના યોગે જ:**

ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓનું તથાભવ્યત્વ એવા અજોડ પ્રકારનું હોય છે કે–એ તારકો શ્રી તીર્થંકરદેવ થઈને જ મુક્તિને પામે. પોતે પોતાનું સાધીને મુક્તિએ જવું–એવું એ તારકોના સંબંધમાં બને જ નહિ. પરોપકારનીસ્વાભાવિક યોગ્યતાને ધરનારા આત્માઓ, સામગ્રી મળતાં સૌના ઉપકારની ભાવનાવાળા બને અને એથી એવા પ્રકારની શકય પ્રવૃત્તિવાળા પણ બન્યા વિના રહે જ નહિ. એ તારકો બુદ્ધબોધિત ન હોય, પણ સ્વયંસંબુદ્ધ હોય અને અન્ય તીર્થંકરના તીર્થમાં તરનારા ન હોય, પણ જગત્તારક તીર્થને સ્થાપીને, અનેકોને તારીને તથા અનેકોને માટે તરવાના માર્ગને વહેતો રાખીને તરનારા હોય. એ તારકોના ઉપકારથી અનેકો તરે, પણ કોઈના ઉપકારથી એ તરે નહિ આવી યોગ્યતા એ તારકોમાં અનાદિકાલથી હોય છે અને એથી જ એ તારકો પોતાના અન્તિમ ભવથી ત્રીજા ભવમાં શ્રી તીર્થંકર–નામકર્મની નિકાચના કરી શકે છે. એના યોગે જ એ તારકો તીર્થના સ્થાપક બને છે. એ તારકોનું બાહ્ય ઐશ્વર્ય, સર્વજ્ઞ થનાર સૌ કોઈને માટે લભ્ય હોતું જ નથી. ઈશ્વર અવશ્ય સર્વજ્ઞ હોય, પણ બધા સર્વજ્ઞો ઈશ્વર ન હોય. ઐશ્વર્યયુક્ત સર્વજ્ઞ તો, ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ હોય.

55176

એટલા જ માટે, સર્વજ્ઞ વિશેષણથી શ્રી જિનને સ્તવ્યા બાદ, ટીકાકાર પરમર્ષિએ શ્રી જિનને ઈશ્વર વિશેષણથી સ્તવ્યા છે.

**ઈશ્વર છે પણ અને નથી પણ :**

'આવા કોઈ ઈશ્વર આ કાળમાં છે કે નહિ ?' છે પણ ખરા અને નથી પણ ખરા. મહાવિદેહ ક્ષેત્રની અપેક્ષાએ કહીએ, તો આ કાળે પણ ઐશ્વર્યયુક્ત સર્વજ્ઞો વિદ્યમાન છે અને આપણા આ ભરત ક્ષેત્રની અપેક્ષાએ કહીએ, તો આ કાળમાં ઐશ્વર્યયુક્ત સર્વજ્ઞો વિદ્યમાન નથી. આ કાળમાં, અહીં તો, અશ્વર્યયુક્ત સર્વજ્ઞો પણ નથી અને અતીર્થંકર એવા સર્વજ્ઞો પણ નથી. તીર્થંકરો વિદ્યમાન ન હોય–એવા સમયમાં પણ, આપણે ત્યાં સર્વજ્ઞોની વિદ્યમાનતા તો હોઈ શકે છે, પરન્તુ હાલમાં તો તેય આપણે ત્યાં નથી.

અસિ, મશી અને કૃષિનો જ્યાં વ્યવહાર હોય છે, એવી કર્મભૂમિઓ પંદર ગણાય છે. આ કર્મભૂમિઓ જ ધર્મભૂમિઓ બની શકે છે. કર્મભૂમિની બહારની ભૂમિ ધર્મભૂમિ બની શકતી નથી. પંદર કર્મભૂમિઓ કયી ? પાંચ ભરત ક્ષેત્ર, પાંચ ઐરવત ક્ષેત્ર અને પાંચ મહાવિદેહ ક્ષેત્ર–એ પંદર કર્મભૂમિઓ છે.

આ પંદર કર્મભૂમિઓ પૈકી, પાંચ ભરતની અને પાંચ ઐરવતની–એમ દશ ક્ષેત્રોની ભૂમિઓ એવી છે, કે જ્યાં દિન–પ્રતિદિન શુભ એવા શબ્દ–રૂપ–રસ–ગંધ–સ્પર્શની ક્રમશઃ હાનિ થયા કરે, એવો કાળ પણ આવે છે અને દિન-પ્રતિદિન શુભ એવા શબ્દ–રૂપ–રસ–ગન્ધ–સ્પર્શની ક્રમશઃ વૃદ્ધિ થયા કરે, એવો કાળ પણ આવે છે. જે કાળમાં શબ્દાદિ પાંચની દિન–

પ્રતિદિન હાનિ થયા કરે, તે કાળને અવસર્પિણી કાળ કહેવાય છે અને જે કાળમાં શબ્દાદિ પાંચની દિન-પ્રતિદિન વૃદ્ધિ થયા કરે, તે કાળને ઉત્સર્પિણી કાળ કહેવાય છે.

ઉત્સર્પિણી કાળ અને અવસર્પિણી કાળ, બન્નેનું કાળ-પ્રમાણ સમાન હોય છે. દશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ કાળ ઉત્સર્પિણીનો હોય છે અને એટલો જ એટલે દશ કોડા-કોડી સાગરોપમ પ્રમાણ કાળ અવસર્પિણીનો હોય છે. આ બન્નેના કાળપ્રમાણને એકઠું કરવાથી, કુલ વીસ કોડાકોડી સાગરોપમ પ્રમાણ કાળનું એક કાળચક્ર બને છે.

ચક્રના જેમ બાર આરાઓ હોય છે, તેમ કાળચક્રના પણ બાર આરાઓ હોય છે. ચક્ર જ્યારે ઊભું ગતિમાન હોય, ત્યારે જોવું કે-તેના એક બાજુના આરાઓ એક એકથી ઊંચે જતા હોય છે અને તેની બીજી બાજુના આરાઓ એક એકથી નીચે જતા હોય છે. તેમાં એક આરો છેક નીચે હોય છે, તો એક આરો છેક ઊંચે હોય છે. આવું જ કાળચક્રના ભ્રમણનું બને છે. કાળચક્ર એક સમય પણ થોભ્યા વિના ગતિમાન રહે છે. એટલે કાળચક્રના છ આરાઓ શુભ એવા શબ્દાદિની વૃદ્ધિ જ થયા કરે એવા હોય છે અને છ આરાઓ શુભ એવા શબ્દાદિની હાનિ જ થયા કરે એવા હોય છે. પાંચ ભરત ક્ષેત્રોમાં અને પાંચ ઐરવત ક્ષેત્રોમાં કાળચક્રનું પરિ-ભ્રમણ આવું ચડતી-પડતીવાળું થાય છે

ચક્રને જમીન ઉપર ઊભું ઊભું ચલાવીએ, તો જ આરા-ઓમાં ઊંચે જવું ને નીચે આવવું એમ થયા કરે; પણ ચક્રને જો જમીન ઉપર આડું નાખીને ભમાવીએ, તો એક પણ આરો

ચડતીનો કે પડતીનો સૂચક રહે નહિ. બધા આરાઓ સમાન જ જણાય. પાંચ મહાવિદેહ ક્ષેત્રોમાં કાળચક્રનું પરિભ્રમણ એવા પ્રકારનું છે. ત્યાં અમુક કાળમાં દિવસે દિવસે હાનિ અને અમુક કાળમાં દિવસે દિવસે વૃદ્ધિ–એમ પડતી ને ચડતી થતી નથી, એટલે કે–કાળના યોગે અમુક કાળમાં ક્રમશઃ ચડતી અને અમુક કાળમાં ક્રમશઃ પડતી–એવું ત્યાં બનતું નથી.

મહાવિદેહ ક્ષેત્રોમાં કાળનું પરિભ્રમણ એવા પ્રકારનું હોય છે, એટલે ત્યાં કોઈ જ કાળ એવો આવતો નથી, કે જ્યારે ત્યાં ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો સર્વથા વિરહ હોય. પાંચ મહાવિદેહ ક્ષેત્રોમાં થઈને વીસ તીર્થપતિ ભગવન્તો તો ત્યાં વિહરમાન હોય જ છે. એવો પણ સમય ત્યાં હોય છે, કે જ્યારે પાંચ મહાવિદેહ ક્ષેત્રોમાં થઈને કુલ એક સો ને સાઈઠ તીર્થપતિ ભગવન્તો વિહરમાન હોય. એક એક મહાવિદેહ ક્ષેત્રના બત્રીશ બત્રીશ વિભાગો છે તે દરેક વિભાગમાં જ્યારે એક એક તીર્થપતિ વિહરમાન હોય, ત્યારે ત્યાં કુલ એક સો ને સાઈઠ તીર્થપતિ ભગવન્તો વિહરમાન હોય છે.

આમ, એક મહાવિદેહ ક્ષેત્રમાં, એક સમયે વધુમાં વધુ બત્રીસ અને ઓછામાં ઓછા ચાર તીર્થપતિ ભગવન્તો વિહરમાન હોય છે; જ્યારે પાંચ ભરત ક્ષેત્રોમાં અને પાંચ એરવત ક્ષેત્રોમાં, જો તીર્થપતિ ભગવાન વિહરમાન હોય તો, એક સમયે, એક એક ક્ષેત્રમાં, માત્ર એક એક જ તીર્થપતિ ભગવન્ત વિહરમાન હોય છે, એટલે દશ ક્ષેત્રોમાં થઈને કુલ દશ તીર્થપતિ ભગવન્તો એક સમયે વિહરમાન હોય છે.

આમ સકલ લોકમાં થઈને, ઉત્કૃષ્ટપણે ૧૭૦ તીર્થંકર

ભગવન્તો વિહરમાન હોય છે, જ્યારે ઓછામાં ઓછા ૨૦ તીર્થપતિ ભગવન્તો વિહરમાન હોય છે. હાલ માત્ર ૨૦ તીર્થપતિ ભગવન્તો પાંચ મહાવિદેહ ક્ષેત્રોમાં વિહરમાન છે.

જ્યાં તીર્થંકર ભગવન્તો વિહરમાન હોય, ત્યાં અતીર્થંકર સર્વજ્ઞો તો હોય જ. પાંચ ભરત ક્ષેત્રો અને પાંચ ઐરવત ક્ષેત્રોમાં તો હાલ તીર્થંકર ભગવન્તો પણ વિહરમાન નથી અને અતીર્થંકર એવા સર્વજ્ઞો પણ વિહરમાન નથી. આ ભરત ક્ષેત્રમાં છેલ્લે છેલ્લે ભગવાન શ્રી મહાવીર પરમાત્મા તીર્થંકર ભગવાન થયા અને શ્રી જમ્બૂસ્વામીજી અન્તિમ કેવલી થયા. હવે તો જ્યારે શ્રી તીર્થંકર ભગવાન થશે અને એ તારક ઐશ્વર્યયુક્ત સર્વજ્ઞ બનીને ધર્મતીર્થની સ્થાપના કરશે, ત્યારે જ આ ભરત ક્ષેત્રમાં અન્ય આત્માઓ પોતપોતાનાં ઘાતી કર્મોને ક્ષીણ કરવા દ્વારા કેવલજ્ઞાનને ઉપાર્જનારા બનશે.

**ભગવાનના દેહપ્રમાણાદિનેય કાળની અસર થાય છે:**

પાંચ ભરત ક્ષેત્રોમાં અને પાંચ ઐરવત ક્ષેત્રોમાં એ દશેય ક્ષેત્રો પૈકી પ્રત્યેક ક્ષેત્રમાં દરેક કાળચક્રાર્ધમાં ચોવીસ ચોવીસ તીર્થંકર ભગવન્તો થાય છે. ઉત્સર્પિણી નામના કાળચક્રાર્ધમાં પણ ચોવીસ અને અવસર્પિણી નામના કાળચક્રાર્ધમાં પણ ચોવીસ જ. હાલ અવસર્પિણી નામે કાળચક્રાર્ધ ચાલે છે અને તેમાં તેનો પાંચમો આરો ચાલે છે; એટલે ઘણે અંશે પડત્તીનો કાળ આવી ગયો છે અને જેમ જેમ દિવસો જતા જાય છે, તેમ તેમ વધારે પડતી થતી જાય છે. જમીનના, ફૂળોના અને માણસોના પણ દિવસે-દિવસે રસ-કસ ઘટતા

જાય છે, એ તો તમારા પણ અનુભવની જ બીના છે. વર્ષ પૂર્વે જેટલો રસ–કસ હતો, તેટલો રસ–કસ આજે નથી. રસ–કસ તો પ્રત્યેક સમયે ઘટતો જાય, પણ આપણને એનો ખ્યાલ તો મોટો ફેરફાર થાય ત્યારે આવે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના દેહપ્રમાણ, આયુષ્યપ્રમાણ આદિમાં પણ ઉત્સર્પિણી કાળમાં ક્રમશઃ વૃદ્ધિ થતી જાય છે અને અવસર્પિણી કાળમાં ક્રમશઃ હાનિ થતી જાય છે ઉત્સર્પિણીમાં પહેલા ભગવાન કરતાં બીજા ભગવાનનું, બીજા કરતાં ત્રીજા ભગવાનનું–એમ ક્રમશઃ ચોવીસેય ભગવાનનું, દેહપ્રમાણ તથા આયુષ્યપ્રમાણ આદિ વૃદ્ધિ પામતું જાય છે અને અવસર્પિણીમાં એથી ઊલટું બનતું જાય છે, એ કારણે, અવસર્પિણીના ચોવીસમા તીર્થપતિનું અને ઉત્સર્પિણીના પ્રથમ તીર્થપતિનું, અવસર્પિણીના તેવીસમા તીર્થપતિનું અને ઉત્સર્પિણીના બીજા તીર્થપતિનું–એમ એક તરફ ઉતરતા ક્રમે અને બીજી તરફ ચઢતા ક્રમે આવતા ભગવન્તોના આયુષ્યાદિની સમાનતા હોય છે. પાચ ભરત ક્ષેત્રો અને પાંચ ઐરવત ક્ષેત્રો–એ દશ ક્ષેત્રોમા દરેક ઉત્સર્પિણી કાળમાં અને દરેક અવસર્પિણી કાળમા રાગ–દ્વેષનો ક્ષય કરીને વીતરાગ બની સર્વજ્ઞપણાને તો અસંખ્યાતા આત્માઓ પામે છે; પણ દરેક ઉત્સર્પિણી કાળમા કે દરેક અવસર્પિણી કાળમાં, ઈશ્વર તો માત્ર ચોવીસ જ થાય છે.

**દરેક અવસર્પિણીમાં અને દરેક ઉત્સર્પિણીમાં–**
**–ચોવીસ જ પરમાત્મા કેમ થાય તેનો ખૂલાસો :**

**પ્રશ્ન૦** દરેક કાળમાં શ્રી અરિહન્ત પરમાત્મા ચોવીસ જ થાય છે, એનુ કારણ શુ ?

ભગવન્તો વિહરમાન હોય છે, જ્યારે ઓછામાં ઓછા ૨૦ તીર્થપતિ ભગવન્તો વિહરમાન હોય છે. હાલ માત્ર ૨૦ તીર્થપતિ ભગવન્તો પાચ મહાવિદેહ ક્ષેત્રોમાં વિહરમાન છે.

જ્યાં તીર્થંકર ભગવન્તો વિહરમાન હોય, ત્યાં અતીર્થંકર સર્વજ્ઞો તો હોય જ. પાંચ ભરત ક્ષેત્રો અને પાંચ ઐરવર્ત ક્ષેત્રોમાં તો હાલ તીર્થંકર ભગવન્તો પણ વિહરમાન નથી અને અતીર્થંકર એવા સર્વજ્ઞો પણ વિહરમાન નથી. આ ભરત ક્ષેત્રમાં છેલ્લે છેલ્લે ભગવાન શ્રી મહાવીર પરમાત્મા તીર્થંકર ભગવાન થયા અને શ્રી જમ્બૂસ્વામીજી અન્તિમ કેવલી થયા. હવે તો જ્યારે શ્રી તીર્થંકર ભગવાન થશે અને એ તારક ઐશ્વર્યયુક્ત સર્વજ્ઞ બનીને ધર્મતીર્થની સ્થાપના કરશે, ત્યારે જ આ ભરત ક્ષેત્રમાં અન્ય આત્માઓ પોતપોતાનાં ઘાતી કર્મોને ક્ષીણ કરવા દ્વારા કેવલજ્ઞાનને ઉપાર્જનારા બનશે.

**ભગવાનના દેહપ્રમાણાદિનેય કાળની અસર થાય છે:**

પાંચ ભરત ક્ષેત્રોમાં અને પાંચ ઐરવત ક્ષેત્રોમાં એ દશેય ક્ષેત્રો પૈકી પ્રત્યેક ક્ષેત્રમાં દરેક કાળચકાર્ધમાં ચોવીસ ચોવીસ તીર્થંકર ભગવન્તો થાય છે. ઉત્સર્પિણી નામના કાળચકાર્ધમાં પણ ચોવીસ અને અવસર્પિણી નામના કાળચકાર્ધમાં પણ ચોવીસ જ. હાલ અવસર્પિણી નામે કાળચકાર્ધ ચાલે છે અને તેમાં તેનો પાંચમો આરો ચાલે છે, એટલે ઘણે અંશે પડતીનો કાળ આવી ગયો છે અને જેમ જેમ દિવસો જતા જાય છે, તેમ તેમ વધારે પડતી થતી જાય છે. જમીનના, ફળોના અને માણસોના પણ દિવસે-દિવસે રસ-કસ ઘટતા

જાય છે, એ તો તમારા પણ અનુભવની જ બીના છે. વર્ષ પૂર્વે જેટલો રસ–કસ હતો, તેટલો રસ–કસ આજે નથી. રસ–કસ તો પ્રત્યેક સમયે ઘટતો જાય, પણ આપણને એનો ખ્યાલ તો મોટો ફેરફાર થાય ત્યારે આવે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના દેહપ્રમાણ, આયુષ્યપ્રમાણ આદિમાં પણ ઉત્સર્પિણી કાળમાં ક્રમશ વૃદ્ધિ થતી જાય છે અને અવસર્પિણી કાળમાં ક્રમશઃ હાનિ થતી જાય છે ઉત્સર્પિણીમાં પહેલા ભગવાન કરતાં બીજા ભગવાનનું, બીજા કરતાં ત્રીજા ભગવાનનું–એમ ક્રમશઃ ચોવીસેય ભગવાનનું, દેહપ્રમાણ તથા આયુષ્યપ્રમાણ આદિ વૃદ્ધિ પામતું જાય છે અને અવસર્પિણીમાં એથી ઊલટું બનતું જાય છે, એ કારણે, અવસર્પિણીના ચોવીસમા તીર્થપતિનું અને ઉત્સર્પિણીના પ્રથમ તીર્થપતિનું, અવસર્પિણીના તેવીસમા તીર્થપતિનું અને ઉત્સર્પિણીના બીજા તીર્થપતિનું–એમ એક તરફ ઉતરતા ક્રમે અને બીજી તરફ ચઢતા ક્રમે આવતા ભગવન્તોના આયુષ્યાદિની સમાનતા હોય છે. પાંચ ભરત ક્ષેત્રો અને પાંચ ઐરવત ક્ષેત્રો–એ દશ ક્ષેત્રોમાં દરેક ઉત્સર્પિણી કાળમાં અને દરેક અવસર્પિણી કાળમાં રાગ–દ્વેષનો ક્ષય કરીને વીતરાગ બની સર્વજ્ઞપણાને તો અસંખ્યાતા આત્માઓ પામે છે; પણ દરેક ઉત્સર્પિણી કાળમાં કે દરેક અવસર્પિણી કાળમાં, ઈશ્વર તો માત્ર ચોવીસ જ થાય છે.

**દરેક અવસર્પિણીમાં અને દરેક ઉત્સર્પિણીમાં–**
**–ચોવીસ જ પરમાત્મા કેમ થાય તેનો ખૂલાસો :**

પ્રશ્ન૦ દરેક કાળમા શ્રી અરિહન્ત પરમાત્મા ચોવીસ જ થાય છે, એનુ કારણ શુ ?

કાલનિયત, સ્વભાવનિયત બાબતોમાં પ્રશ્નને સ્થાન જ હોઈ શકે નહિ. પાણી ઠંડુ કેમ અને અગ્નિ ઉષ્ણ કેમ, એવો પ્રશ્ન ન હોય, કેમ કે–જે જેનો સ્વભાવ. આત્મા સકલ કર્મોના યોગથી રહિત એવી સિદ્ધાવસ્થાને પામી શકે છે. અને જે કોઈ આત્મા સિદ્ધાવસ્થાને પામે છે, તે આત્મા કોઈ પણ કાળે, કોઈ પણ સંયોગોમાં, કર્મના યોગવાળો પુનઃ બનતો જ નથી. હવે કોઈ પૂછે કે–એવા સ્વભાવવાળો આત્મા કર્મથી લેપાયો જ કેમ ? સકલ કર્મોના રહિતપણાથી આત્માની જે અવસ્થા પ્રગટે છે, તે આત્માની સ્વાભાવિક અવસ્થા છે, તે અવસ્થા કાંઈ પાછળથી ઉત્પન્ન થતી નથી; એ અવસ્થા પ્રગટે છે એટલું જ, તો એવી અવસ્થાવાળો આત્મા કર્મથી લેપાયો શી રીતિએ ? અહીં આપણે એ જ સમાધાન ઉપર આવવું પડે કે–આત્મા પહેલા કોઈ કાળે કર્મરહિત હતો અને પછી કર્મસહિત બન્યો–એવું નથી, પણ અનાદિકાલથી આત્મા કર્મ-સહિત જ હતો. જેમ માટી અને સોનું એકમેક ક્યારે બન્યાં ? તેવા પ્રકારની માટીમાંથી સોનાને જુદું પડાય છે, એટલે માટી જુદી અને સોનું જુદું એમ નક્કી થાય છે, પરન્તુ એ માટી અને સોનાનો યોગ ક્યારે થયો ? એ યોગ તો હતો જ, એમ કહેવું પડે. જેમ ગોટલા વગર આંબો સંભવે નહિ અને આંબા વગર ગોટલો સંભવે નહિ, તો આંબો ક્યારનો? એમ કહેવું પડે કે–અનાદિનો ! આવી કાલસિદ્ધ, સ્વભાવસિદ્ધ વસ્તુઓમાં 'આમ શાથી બન્યું ?'–એવું ન પૂછાય, કેમ કે–એ તો હતું જ. એ જ રીતિએ, એક ઉત્સર્પિણી કાલમાં કે એક અવસર્પિણી કાલમાં, દશ ક્ષેત્રોને વિષે ચોવીસ જ તીર્થપતિ

ભગવન્તો થાય. એને કોઈ બનાવનાર નથી, કે જેથી એના હેતુ વિષે પ્રશ્ન કરાય. જ્ઞાનિઓએ તો જે બને છે તે દર્શાવ્યું છે. જો ચોવીસને બદલે પચીસ થતા હોત, તો પચીસ કહેત અને અસંખ્યાતા થતા હોત, તો અસંખ્યાતા કહેત. એમ કહ્યુ હોત તો પણ, તમે તો એમ જ પૂછત ને કે–પચીસ કેમ થાય ? અસંખ્યાતા કેમ થાય ? ત્યારે કહો કે–ચોવીસ થાય છે, માટે ચોવીસ થાય છે–એમ કહ્યુ છે. તમને જ કોઈ પૂછે કે–'દિવસના ચોવીસ કલાક કેમ ?' તો તમે શું કહો ? કદાચ તમે કહો કે–દિવસના ચોવીસ કલાક હોવાની ઘડિયાળ સાક્ષી આપે છે. તો તમને એમ પૂછવું પડે કે–દિવસના ચોવીસ કલાક હતા, માટે ચોવીસ કલાકને જણાવનારી ઘડિયાળ બનાવાઈ કે ચોવીસ કલાકની ઘડિયાળ હતી, માટે દિવસ ચોવીસ કલાકનો છે, એમ નક્કી કરાયું ? ઘડિયાળ પહેલેથી હોય તો પણ દિવસ ૨૨, ૨૩, ૨૫, ૨૬ કે વધુ–ઓછા કલાકનો નહિ અને ચોવીસ કલાકનો કેમ ? શું ઘડિયાળે દિવસને ચોવીસ કલાકનો બનાવ્યો ? નહિ જ. ઘડિયાળે તો એટલું જ જણાવ્યું કે–દિવસનુ કાળપ્રમાણ ચોવીસ કલાકનું છે. બસ, એવી જ રીતિએ અનન્તજ્ઞાનિઓએ કહ્યુ છે કે–દશ ક્ષેત્રો પૈકી દરેક ક્ષેત્રમાં, દરેક ઉત્સર્પિણી કાળમા તેમજ દરેક અવસર્પિણી કાળમા શ્રી અરિહન્ત પરમાત્માઓ તો ચોવીસ જ થાય છે. દિવસના ચોવીસ કલાકમાં જેમ ઘડિયાળ પ્રમાણ બની શકે છે, તેમ શ્રી અરિહન્ત પરમાત્મા ચોવીસ જ થાય છે–એ વાતમા જ્યોતિષ શાસ્ત્ર પણ પ્રમાણ બની શકે છે. દશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્સર્પિણી કાળમાં તથા દશ કોડાકોડી

સાગરોપમ પ્રમાણ અવસર્પિણી કાળમાં, શ્રી ભરતાદિ દશ ક્ષેત્રોને વિષે, એવો ઉચ્ચ ગ્રહોનો યોગ ચોવીસ જ વખત આવે છે, કે જેવો ઉચ્ચ ગ્રહોનો યોગ ભગવાન શ્રી અરિહંત પરમાત્માના જન્મસમયે હોય. કોઈ કહેશે કે–એની ખાતરી શી ? તો કહેવાય કે–જે બને છે તે નિશ્ચિત છે, એટલે તેના ઉપરથી અનુમાન કરી શકાય અને અનુમાન એ પણ એક પ્રમાણ ગણાય છે. ચોત્રીસ અતિશયોવાળા, વાણીના પાંત્રીસ ગુણો-વાળા અને દેવેન્દ્રો તથા નરેન્દ્રોથી સેવાનારા આત્માઓ અલ્પ સંખ્યામાં જ થાય, એ સ્વાભાવિક છે. જેમ જેમ પદ ઉચ્ચ હોય, તેમ તેમ તે પદને *વિભૂષિત કરનારા આત્માઓ થોડા જ* હોય, તે તો આજે પણ તમે અને અમે અનુભવીએ છીએ. વળી એક સામાન્ય યુક્તિ પણ પરમાત્માના ચોવીસ અંકને સિદ્ધ કરે છે. તમે પરમાત્મા શબ્દ લખીને, તે અક્ષરો ન હોય ને અંકો હોય–એમ કલ્પી, તેનો સરવાળો કરી જૂઓ, તો ચોવીસ થશે. 'પ'ના પાંચ 'ર'ના બે, 'મા'ના સાડાચાર, 'ત' અડધો છે તેથી તેની આગલી ઉભી લીટી કાઢતાં 'ટ' અને છે તેના આઠ અને છેલ્લા 'મા'ના સાડાચાર–એમ જોતાં ૫+૨+૪॥+૮+૪॥=૨૪ થાય છે. આમ પરમ વિશેષણથી યુક્ત એવો આત્મા પણ ચોવીસનો જ સંકેત બતાવે છે; બાકી તો અનાદિથી એમ જ બનતું આવ્યું છે, એટલે આવી વાતમાં 'એમ કેમ ?'–એવા પ્રશ્નને અવકાશ જ રહેતો નથી.

## ૯. ભગવાનની અનન્ત તરીકે સ્તુતિ–

**આ સ્તુતિ અનન્તા જિનોની છે :**

એકે એક ભરત ક્ષેત્રમાં અને એકે એક ઐરવત ક્ષેત્રમાં, દરેક ઉત્સર્પિણી કાળમાં અને દરેક અવસર્પિણી કાળમાં, 'ઈશ્વર' એવા 'સર્વજ્ઞ' ભગવન્તો તો ચોવીસ ચોવીસ જ થાય છે; પરન્તુ કુલ ઈશ્વર કેટલા? અત્યાર સુધીમાં, અનન્તાં કાળચક્રો એટલે અનન્તી ઉત્સર્પિણીઓ તેમ જ અનન્તી અવસર્પિણીઓ પણ થઈ ગઈ; હાલ અવસર્પિણી કાળ ચાલુ છે; અને હવે પછીથી પણ, અનન્તી ઉત્સર્પિણીઓ તથા અનન્તી અવસર્પિણીઓ થવાની છે. કાળને આદિ પણ નથી અને અન્ત પણ નથી. કાળચક્ર ભમતું હતું, ભમે છે અને ભમ્યા જ કરશે! અનન્તી ઉત્સર્પિણીઓ–અવસર્પિણીઓ થઈ તથા અનન્તી થવાની, તો દરેક કાળચક્રાર્ધના ૨૪, ૨૪ શ્રી જિનેશ્વરદેવો ગણતાં પણ કુલ કેટલા શ્રી જિનેશ્વરદેવો થયા અને કેટલા થવાના? પાંચ ભરત ક્ષેત્રો અને પાંચ ઐરવત ક્ષેત્રો–એમાં દરેકના ચોવીસ, એટલે થયા ૨૪૦ અવસર્પિણીના ૨૪૦ અને ઉત્સર્પિણીના ૨૪૦, એટલે થયા એક કાળચક્રમાં ૪૮૦. આવાં તો અનન્તાં કાળચક્રો વહી ગયાં અને અનન્તાં કાળચક્રો વહેશે, છતાં કાળપ્રવાહ ચાલુ રહેશે. એટલે શ્રી તીર્થંકર ભગવાનો પણ અનન્તા થયા છે અને અનન્તા થવાના છે. વળી મહાવિદેહ ક્ષેત્રમાં સદા કાળ શ્રી તીર્થંકર ભગવાનોનું વિહરમાનપણું હોય છે, એટલે ત્યાં પણ અનન્તા થયા છે, હાલ વીસ વિહરમાન છે અને અનન્તા થશે. આ રીતિએ વિચાર

સાગરોપમ પ્રમાણુ અવસર્પિણી કાળમાં, શ્રી ભરતાદિ દશ ક્ષેત્રોને વિષે, એવો ઉચ્ચ ગ્રહોનો યોગ ચોવીસ જ વખત આવે છે, કે જેવો ઉચ્ચ ગ્રહોનો યોગ ભગવાન શ્રી અરિહંત પરમાત્માના જન્મસમયે હોય. કોઈ કહેશે કે–એની ખાતરી શી ? તો કહેવાય કે–જે બને છે તે નિશ્ચિત છે, એટલે તેના ઉપરથી અનુમાન કરી શકાય અને અનુમાન એ પણ એક પ્રમાણુ ગણાય છે. ચોત્રીસ અતિશયોવાળા, વાણીના પાંત્રીસ ગુણો-વાળા અને દેવેન્દ્રો તથા નરેન્દ્રોથી સેવાનારા આત્માઓ અલ્પ સંખ્યામાં જ થાય, એ સ્વાભાવિક છે. જેમ જેમ પદ ઉચ્ચ હોય, તેમ તેમ તે પદને વિભૂષિત કરનારા આત્માઓ થોડા જ હોય, તે તો આજે પણ તમે અને અમે અનુભવીએ છીએ. વળી એક સામાન્ય યુક્તિ પણ પરમાત્માના ચોવીસ અંકને સિદ્ધ કરે છે. તમે પરમાત્મા શબ્દ લખીને, તે અક્ષરો ન હોય ને અંકો હોય–એમ કલ્પી, તેનો સરવાળો કરી જૂઓ, તો ચોવીસ થશે. 'પ'ના પાંચ 'ર'ના બે, 'મા'ના સાડાચાર, 'ત' અડધો છે તેથી તેની આગલી ઉભી લીટી કાઢતાં '૮' બને છે તેના આઠ અને છેલ્લા 'મા'ના સાડાચાર–એમ જોતાં ૫+૨+૪॥+૮+૪॥=૨૪ થાય છે. આમ પરમ વિશેષણથી યુક્ત એવો આત્મા પણ ચોવીસનો જ સંકેત બતાવે છે; બાકી તો અનાદિથી એમ જ બનતું આવ્યું છે, એટલે આવી વાતમાં 'એમ કેમ ?'–એવા પ્રશ્નને અવકાશ જ રહેતો નથી.

# ૬. ભગવાનની અનન્ત તરીકે સ્તુતિ–

**આ સ્તુતિ અનન્તા જિનોની છે :**

એકે એક ભરત ક્ષેત્રમાં અને એકે એક ઐરવત ક્ષેત્રમાં, દરેક ઉત્સર્પિણી કાળમાં અને દરેક અવસર્પિણી કાળમાં, 'ઇશ્વિર' એવા 'સર્વજ્ઞ' ભગવન્તો તો ચોવીસ ચોવીસ જ થાય છે; પરન્તુ કુલ ઇશ્વિર કેટલા ? અત્યાર સુધીમાં, અનન્તાં કાળચક્રો એટલે અનન્તી ઉત્સર્પિણીઓ તેમ જ અનન્તી અવસર્પિણીઓ પણ થઈ ગઈ; હાલ અવસર્પિણી કાળ ચાલુ છે; અને હવે પછીથી પણ, અનન્તી ઉત્સર્પિણીઓ તથા અનન્તી અવસર્પિ-ણીઓ થવાની છે કાળને આદિ પણ નથી અને અન્ત પણ નથી. કાળચક્ર ભમતું હતું, ભમે છે અને ભમ્યા જ કરશે ! અનન્તી ઉત્સર્પિણીઓ–અવસર્પિણીઓ થઈ તથા અનન્તી થવાની, તો દરેક કાળચક્રાર્ધના ૨૪, ૨૪ શ્રી જિનેશ્વરદેવો ગણતાં પણ કુલ કેટલા શ્રી જિનેશ્વરદેવો થયા અને કેટલા થવાના ? પાચ ભરત ક્ષેત્રો અને પાચ ઐરવત ક્ષેત્રો–એમાં દરેકના ચોવીસ, એટલે થયા ૨૪૦ અવસર્પિણીના ૨૪૦ અને ઉત્સ-ર્પિણીના ૨૪૦, એટલે થયા એક કાળચક્રમાં ૪૮૦. આવાં તો અનન્તાં કાળચક્રો વહી ગયાં અને અનન્તાં કાળચક્રો વહેશે, છતાં કાળપ્રવાહ ચાલુ રહેશે. એટલે શ્રી તીર્થંકર ભગ-વાનો પણ અનન્તા થયા છે અને અનન્તા થવાના છે. વળી મહાવિદેહ ક્ષેત્રમાં સદા કાળ શ્રી તીર્થંકર ભગવાનોનું વિહર-માનપણુ હોય છે, એટલે ત્યાં પણ અનન્તા થયા છે, હાલ વીસ વિહરમાન છે અને અનન્તા થશે. આ રીતિએ વિચાર

કરીએ, તો પણ આ શ્રી જિનસ્તુતિમાં ટીકાકાર પરમર્ષિ આચાર્યભગવાને, સર્વજ્ઞ અને ઈશ્વર એવાં બે વિશેષણોથી શ્રી જિનને સ્તવ્યા બાદ, 'અનન્ત' એવા ત્રીજા વિશેષણથી શ્રી જિનની જે સ્તવના કરી છે, તે સુસંકલિત છે–એમ આપણને જણાઈ આવે છે. ટીકાકાર પરમર્ષિએ, આ શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચનાના પ્રારંભમાં, જે શ્રી જિનસ્તુતિ કરી છે, તે શ્રી અરિહન્ત પરમાત્માને ઉદ્દેશીને કરી છે, પરન્તુ અમુક અરિહન્ત પરમાત્માને ઉદ્દેશીને અગર તો આ અવસર્પિણી કાળમાં આ ભરત ક્ષેત્રમાં થયેલા શ્રી ઋષભદેવ ભગવાન આદિ ચોવીસ તીર્થપતિઓને ઉદ્દેશીને કરી નથી. અત્યાર સુધીમાં થયેલા, હાલ વિહરમાન અને હવે પછી થનારા–એમ સર્વ ક્ષેત્રોના અને સર્વ કાળના, સર્વ શ્રી અરિહંતદેવોની આ સ્તુતિ છે; એટલે કે–અનન્તા શ્રી જિનેશ્વરદેવોની આ સ્તુતિ છે. આમ હોઈને, 'અનન્ત' એવા ત્રીજા વિશેષણ દ્વારા 'ઐશ્વર્યયુક્ત સર્વજ્ઞો અનન્તા હોય છે, એવું સૂચવ્યું છે.' એમ પણ કહી શકાય.

**ઈશ્વરે સંસારને સર્જ્યો નથી :**

તમે કદાચ ગૂજરાતીમાં શીખવાતી પેલી કવિતા ગોખી હશે કે–'ઓ ઈશ્વર! તું એક છે, સર્જ્યો તેં સંસાર.' ઈશ્વર એક છે–એ વાત પણ ખોટી છે અને ઈશ્વરે સંસારને સર્જ્યો છે –એ વાત પણ ખોટી છે. 'ઈશ્વર એક છે'–એવી માન્યતા, આત્માની માન્યતા વિષે ભ્રમ ફેલાવનારી છે. ઈશ્વર એટલે પરમાત્મા. આત્મા શબ્દનું પરમ એ વિશેષણ છે અને એ વિશેષ-

ણુને આત્માની સાથે યોજવાથી જ પરમાત્મા શબ્દ બને છે. કોઈ પણ શબ્દને વિશેષણ પ્રાપ્ત થાય, તો તે વિશેષણ પાછળથી પ્રાપ્ત થાય છે; પહેલેથી હોતું નથી. જે આત્મા પરમ દશાને પ્રાપ્ત કરે, તે આત્માને પરમાત્મા કહેવાય. હવે જો અનાદિકાળથી એક જ ઈશ્વર હોય અને તેણે પોતાના આત્માને પરમ બનાવ્યો હોય, તો પ્રશ્ન એ છે કે–એ પહેલાં એ કેવો હતો અને એ પરમ બન્યો એટલે કેવો બન્યો ? જેઓ એક ઈશ્વરની વાત કરે છે, તેઓ ઈશ્વરે સૃષ્ટિ સર્જી એમ કહે છે. ઈશ્વરે સૃષ્ટિ સર્જી–એમ કહેવામાં, તેઓ એમ કહે છે કે–કોઈ પણ વસ્તુ તેને બનાવનાર ન હોય તો બનતી નથી. હવે જો કોઈ પણ વસ્તુ તેને બનાવનાર ન હોય તો બને જ નહિ–એ સિદ્ધાન્તને માન્ય રાખીએ, તો ઈશ્વર પણ બનાવ્યા વિના બને નહિ, એવું માનવું પડે; એટલે ઈશ્વરને કોણે બનાવ્યો ? બીજી વાત. ઈશ્વરે પરમ આત્મત્વ પ્રાપ્ત કરતાં પૂર્વે સંસારને સર્જ્યો કે સંસારને સર્જ્યા પછી પરમ આત્મત્વ પ્રાપ્ત કર્યું ? જો પરમ આત્મત્વ પામતાં પહેલાં સંસારને સર્જીને તેણે પરમ આત્મત્વ પ્રાપ્ત કર્યું હોય, તો સંસારના સર્જન જેવું મહા ભયંકર પાપ કરનાર, પરમ આત્મત્વને પામ્યો શી રીતિએ ? જો એ પહેલેથી જ પરમાત્મા હતો, એટલે કે–એણે પરમાત્મા બન્યા પછી સૃષ્ટિનું સર્જન કર્યું હોય, તો આવી સૃષ્ટિને સર્જનારમાં પરમાત્માપણું હોઈ જ શકે નહિ. ઈશ્વરને ઈચ્છા પણ ન હોય અને લીલા પણ ન હોય, કારણ કે–જેનામાં રાગ અને દ્વેષ હોય, તેને તો પરમાત્મા મનાય જ નહિ. જે લોકો જગતના સર્વ આત્માઓને ઈશ્વરના અંશો તરીકે માને છે,

તેઓ ઈશ્વરના સમગ્ર રૂપને કેટલું બધું કદરૂપું કલ્પે છે? એ સમગ્ર રૂપ ક્યાંક કામાધીનતાથી તો ક્યાંક કોપાધીનતાથી, ક્યાંક અનીતિથી તો ક્યાંક અનાચારથી-એમ કેટલું બધું દોષપૂર્ણ લાગે? ઈશ્વર જો સૌને બનાવનાર હોય અને સૌના કલ્યાણની ચાહનાવાળો હોય, તો એ કોઈને પણ દુઃખી બનાવે જ નહિ. ઈશ્વર જો દુનિયાનો સર્જક હોય, તો તે એકને સુખી ને બીજાને દુઃખી, એકને રાજા ને બીજાને રંક, એકને રોગી ને બીજાને પુષ્ટકાય, એકને ખુશખુશાલ ને બીજાને માર્યો માર્યો ફરતો ચીંથરેહાલ કંગાલ-એમ બનાવે શાનો? એનેય એક ઉપર રાગ અને બીજા ઉપર દ્વેષ? કોઈ કદાચ કહે કે-'દરેકનાં કર્માનુસાર ઈશ્વર તેમ કરે છે.' તો પણ એ પ્રશ્ન ઊભો થાય કે-'ગમે તેવાં કર્મોનો સર્જક તો એ ઈશ્વર જ છે ને?' અથવા તો 'કુકર્મોને કરવાની બુદ્ધિ ઈશ્વરે કેમ આપી?' અથવા તો 'ઈશ્વરે કુકર્મોને કરવાની બુદ્ધિને કેમ હરી લીધી નહિ?' ઈશ્વર પાપીને સર્જે અને પછી એના પાપની એને સજા આપે, એવા ઈશ્વરને દયાળુ કહેવાય કે નિર્દય કહેવાય? જીવ હિંસાદિક પાપ કરનાર છે-એવી ખબર પણ જે ઈશ્વરને ન હોય, એવા અજ્ઞાન ઈશ્વરથી કોઈનું પણ કલ્યાણ સધાય શી રીતિએ? કોઈ કહેશે કે-'ઈશ્વર જાણતો તો હતો જ.' તો એ પૂછવાનું કે-'જો ઈશ્વર જાણતો જ હતો, તો એણે એ પાપી આત્માના અને બીજા આત્માઓના સુખને માટે, એને પાપથી રોક્યો કેમ નહિ? શું પાપથી રોકવાને માટે તે અસમર્થ હતો?' તમે પણ તમારાં છોકરાંઓને ખોટે રસ્તે જતાં રોકવાનો પ્રયત્ન કરો છો અને ઈશ્વર

જેવો ઇશ્વિર તેવો પ્રયત્ન કરે નહિ? જીવને જાણી જોઈને પાપ કરવા દે, જીવને પાપ કરતાં રોકે નહિ અને પછી એને પાપની સજા કરે, એને તે ઇશ્વિર કહેવાય? કહે છે કે–'ईश्वरप्रेरितः गच्छेत्स्वर्गं वा श्वभ्रमेव।' ઇશ્વિરની પ્રેરણાથી પ્રાણી સ્વર્ગમાં તથા નરકમાં જાય છે! ઇશ્વિરની પ્રેરણા કેવી? એકને ભોગ ભોગવવાની અને બીજાને દુઃખ ભોગવવાની! આ માન્યતા મૂર્ખાઇભરી છે. ઊંચા આત્મા તો બીજાને ઊંચે જ ચઢાવે. એ વળી કોઈને પાડે ખરા? આત્માના સંસારને કાપનારો ઇશ્વિર હોય કે આત્માના સંસારને સર્જનારો ઇશ્વિર હોય?

**ઇશ્વિર બતાવનાર છે–બનાવનાર નથી:**

ઇશ્વિર એક જ હોય, તો પછી ધર્મ–કર્મનું પ્રયોજન પણ શું? પણ તેમ નથી. ઇશ્વિર એક પણ નથી અને ઇશ્વિર સૃષ્ટિનો સર્જક પણ નથી. અજ્ઞાનિઓ નાહક ઇશ્વિરને માથે દોષનો ટોપલો ઢોળે છે. કર્મનું ફળ પામવામાં ઇશ્વિરની જરૂર જ પડતી નથી. આ સંસાર અનાદિકાળથી છે. જીવનું અસ્તિત્વ, અજીવનું અસ્તિત્વ અને જીવ તથા અજીવ એવાં કર્મોના સંયોગનું અસ્તિત્વ અનાદિકાળથી છે. જીવ અને કર્મનો સંયોગ એ જ સંસાર છે અને જીવ અને કર્મનો વિયોગ એ જ મુક્તિ છે. જીવ સંસારમાં છે અને તેને પોતાના પ્રયત્નથી જ મુક્તિને પામવાની છે. બીજા તો માર્ગ બતાવે, પ્રેરણા કરે, પ્રયત્ન કરનારને શક્ય સહાય કરે, પણ જીવને સંસારમાંય પોતાનાં કર્મોનું ફળ ભોગવવાનુ છે અને સંસારથી મુક્ત બનવાનો પ્રયત્ન પણ જીવે પોતે જ કરવાનો છે. પોતાની

સ્વર્ગગતિ અને નરકગતિ, પોતાની સદ્ગતિ ને દુર્ગતિ, જીવ પોતે જ પોતાનાં કર્મોથી સર્જે છે. સારાં કર્મોથી સદ્ગતિ મળે અને બૂરા કર્મોથી દુર્ગતિ મળે. બૂરાં કર્મોથી બચવાની, સારાં કર્મોમાં પ્રવૃત્ત થવાની અને આત્માને કર્મના યોગથી મુક્ત બનાવવાની પ્રેરણા ઈશ્વર કરે. ઈશ્વર તો સંસારનું સ્વરૂપ કેવું છે અને આત્માનું સ્વરૂપ કેવું છે એ બતાવે; જીવના, જડના અને જીવ તથા જડ કર્મના સંયોગના સ્વરૂપને સમજાવીને, ઈશ્વર જીવને જડ કર્મોના યોગથી રહિત બનાવવાનો ઉપાય બતાવે; એ ઉપાયને આચરવામાં કેવી કેવી મુશ્કેલીઓ આવે અને તે તે મુશ્કેલીઓથી કેમ પાર પામી જવાય, તેનો ઉપાય બતાવે; જીવ જડ કર્મોના યોગથી રહિત બનવાનો પ્રયત્ન કરવા છતાં પણ, જ્યાં સુધી તે જડ કર્મોના યોગથી રહિત બને નહિ, ત્યાં સુધી તે કેમ દુઃખથી બચી શકે અને કેમ સુખને પામી શકે એ બતાવે. ઈશ્વર સર્વજ્ઞ હોવાથી સમસ્ત લોકાલોકનો દ્રષ્ટા છે અને જગતના જીવોને લોકાલોકના સ્વરૂપનું ભાન કરાવનાર છે. ઈશ્વર સૃષ્ટા નથી પણ દ્રષ્ટા છે અને બનાવનાર નથી પણ બતાવનાર છે.

**બાળકોના હિતની તકેદારી જરૂરી છે :**

ઈશ્વર શબ્દ ईश् ધાતુથી બનેલો છે. ईश् ધાતુ ઐશ્વર્યનો સૂચક છે. ઈશ્વર શબ્દ સંસારના સર્જનનું સૂચન કરતો જ નથી. 'ઓ ઈશ્વર! તું એક છે, સર્જ્યો તેં સંસાર.' આવી કવિતા નાનપણમાં શીખાય, તો તેની અસર કેટલી બધી રહે? એવા વખતે દરેકે ધ્યાન આપવું જોઈએ કે–પોતાનાં

બાળકો, પોતાનાં આશ્રિતોમાં ખોટી સમજ રૂઢ બનવા પામે નહિ ! આજે પણ ઘણાં પાઠ્ય પુસ્તકોમાં ઘણીઘણી ઊંધી વાતો શીખવાડવામાં આવે છે. તમે તેવાં પાઠ્ય પુસ્તકોને અટકાવી શકો અગર સુધરાવી શકો, તો તે સારી વાત છે, પણ જો તમારાથી તેમ બને નહિ, તો પણ તમે તમારાં બાળકોને તો ખોટા શિક્ષણથી બચાવવાનો પ્રયત્ન કરી શકો ને ? બાળકોના શિક્ષણ તરફ તો ચાંપતી દેખરેખ રાખવી જોઈએ. બાળકોના મગજમાં ખોટી વાતો રૂઢ થઇ ગયા પછી, તેને કાઢવી બહુ ભારે પડે છે. બાળકોને નાનપણથી જ જો સારું શિક્ષણ, સારા સંસ્કારો અને સારું વાતાવરણ મળે છે, તો બાળકોનું ઘડતર સુન્દર થાય છે. બાળકો પાપી નીવડે, અનાચારી નીવડે, ધર્મવિરોધી નીવડે, તેમાં તમારી જવાબદારી પણ ઓછી નથી. તેનાં પાપકર્મોના ભાગીદાર તમે પણ બનો છો તે પાપી બને નહિ અને સદાચારી બને-એ માટે જો તમે તમારાથી બનતી તકેદારી રાખી હોય, તો જ તમે એનાં પાપકર્મોમાંથી ભાગીદાર બનતાં બચી શકો છો તમે એનાં પાપકર્મોના ભાગીદાર બનો, એટલે એનાં પાપકર્મો કાંઈ ઘટે નહિ. એને તો એનાં પાપકર્મો ભોગવવાં જ પડે. પણ એનાં પાપકર્મોના યોગે તમને જે પાપકર્મો લાગતાં હોય, તેનાથી તમે ધારો તો તમે બચી શકો એ માટે તો મરતાંય બધું વોસિરાવી દેવાનું વિધાન છે. જીવતાં ન છૂટે તો છેવટ મરતાં પહેલાં તો બધું વોસિરાવી દેવું; નહિ તો પાછળ રહેલાનું પાપ આપણને પાપથી લેપાવે. વોસિરાવ્યું ન હોય, તો ન કરીએ, ન જાણીએ, તે છતાંય પાપ લાગે.

**ભગવાનને અનન્ત વિશેષણ શા માટે ?**

આપણે તો માનીએ છીએ કે–જે કોઈ આત્મા પ્રયત્ન કરે અને પોતાના પ્રયત્નના બળથી પોતાનાં ચાર ઘાતી કર્મોને ક્ષીણ કરી નાખે, તે આત્મા સર્વજ્ઞ બની શકે છે. તેમજ, સર્વજ્ઞ બન્યા બાદ પોતાનાં બાકીનાં ચાર અઘાતી કર્મોને ક્ષીણ કરી નાખીને તે સિદ્ધ પણ બની શકે છે. આવી રીતિએ સિદ્ધ બનનારા આત્માઓમાં થોડાક આત્માઓ એવા પણ હોય છે, કે જેઓ જગતમાં જેની જોડી ન મળે એવા ઐશ્વર્યને પામીને, એ ઐશ્વર્યના કારણભૂત પુણ્યકર્મના યોગે તીર્થની સ્થાપના કરીને, પછી જ સિદ્ધિગતિને પામે છે. સિદ્ધિગતિને પામવાનો માર્ગ સ્વતન્ત્રપણે દર્શાવનારા તો એવા જ આત્માઓ હોય છે અને એથી જ એવા આત્માઓને શ્રી સિદ્ધાત્માઓથી પણ પહેલાં સ્તવાય છે. એ તારકોના ઉપકારની કોઈ સીમા નથી. એ તારકોએ દર્શાવેલો મોક્ષ-માર્ગ જેઓને રૂચે છે, તેઓ એ તારકોની તરફ અનન્ય ભક્તિવાળા બની જાય છે. નાના કે મોટા કાર્યમાં, મંગલ તરીકે, એ આત્માઓ, એ શ્રી અરિહંત પરમાત્માઓને જ સ્તવે છે, વંદે છે. આ ટીકાકાર મહર્ષિએ પણ તેમ જ કર્યું છે પ્રારંભમાં જ મંગલાચરણ કરતાં પંદર વિશેષણોથી શ્રી અરિહન્ત પરમાત્માઓને સ્તવ્યા છે. એ તારકો સર્વજ્ઞ પણ હોય છે અને ઈશ્વર પણ હોય છે. એ બે વિશેષણો વાપર્યા પછીથી, ટીકાકાર મહર્ષિએ 'અનન્ત' એવું ત્રીજું વિશેષણ વાપર્યું છે. ત્રીજા વિશેષણને અંગે કોઈ કહેશે કે–' એમને અનન્ત કેમ કહેવાય ? કેમ કે–તીર્થંકર–નામકર્મના ઉદયની સાદિ–સાન્તતા

છે. વળી શ્રી તીર્થંકર સિદ્ધ તો થવાના, થવાના ને થવાના જ, એટલે તીર્થંકરપણાનો અન્ત થાય છે, એમ તો માનવું જ પડે; તો એમને અનન્ત શી રીતિએ કહેવાય ?' આ પણ એક સમજવા જેવી વાત છે શ્રી તીર્થંકરદેવો પણ સિદ્ધ થાય, એટલે એ તારકોના અરિહંતપણાનો અન્ત આવે છે, એ તો તદ્દન સાચી, સીધી અને સાદી વાત છે, આમ છતાય, અહીં 'અનન્ત' વિશેષણ વપરાયું છે, તો તે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની કયી અન્તરહિતતા સ્પષ્ટ કરે છે?–એ આપણે વિચારવું જોઈએ આ વિશેષણ એવું નથી કે–માત્ર તીર્થંકર જિનોને જ સૂચવે અને કેવલિજિનોને સૂચવે નહિ ભગવાન શ્રી અરિહંતદેવો કેવલજ્ઞાની તો છે જ, એટલે કેવલજ્ઞાની બનતાં આત્માની જે સ્વભાવદશા પ્રગટતી હોય, તે સ્વભાવદશાને લક્ષ્યમાં રાખીને પણ, ભગવાન શ્રી અરિહન્તદેવોની સ્તુતિ કરી શકાય ચાર ઘાતી કર્મોના ક્ષયથી આત્માની જે સ્વાભાવિક અવસ્થા પ્રગટે છે, આત્માનું જે ઐશ્વર્ય પ્રગટે છે, તે અન્ત વિનાનું જ હોય છે. એ ગુણો અનન્તા કાલે પણ આવરાતા નથી. એ ગુણોમા નથી તો ઓછપ આવતી કે નથી તો એ ગુણોનો અન્ત આવતો સર્વજ્ઞ વિશેષણને વાપરીને, જ્ઞાનાવરણીય કર્મના સર્વથા ક્ષયથી ઉત્પન્ન થતા અનન્ત જ્ઞાનગુણને ઉદ્દેશીને સ્તવના કરાઈ છે, એટલે અહીં પ્રધાનતા અન્તરાય કર્મના સર્વથા ક્ષયથી ઉત્પન્ન થતા ગુણની છે અન્તરાય કર્મના પાંચ પ્રકારો છે દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય. આ પાચેય પ્રકારના અન્તરાયોને કરનાર અન્તરાય-કર્મનો સર્વથા ક્ષય

## ભગવાનને અનન્ત વિશેષણ શા માટે?

આપણે તો માનીએ છીએ કે–જે કોઈ આત્મા પ્રયત્ન કરે અને પોતાના પ્રયત્નના બળથી પોતાનાં ચાર ઘાતી કર્મોને ક્ષીણ કરી નાખે, તે આત્મા સર્વજ્ઞ બની શકે છે. તેમજ, સર્વજ્ઞ બન્યા બાદ પોતાનાં બાકીનાં ચાર અઘાતી કર્મોને ક્ષીણ કરી નાખીને તે સિદ્ધ પણ બની શકે છે. આવી રીતિએ સિદ્ધ બનનારા આત્માઓમાં થોડાક આત્માઓ એવા પણ હોય છે, કે જેઓ જગતમાં જેની જોડી ન મળે એવા ઐશ્વર્યને પામીને, એ ઐશ્વર્યના કારણભૂત પુણ્યકર્મના યોગે તીર્થની સ્થાપના કરીને, પછી જ સિદ્ધિગતિને પામે છે. સિદ્ધિગતિને પામવાનો માર્ગ સ્વતન્ત્રપણે દર્શાવનારા તો એવા જ આત્માઓ હોય છે અને એથી જ એવા આત્માઓને શ્રી સિદ્ધાત્માઓથી પણ પહેલાં સ્તવાય છે. એ તારકોના ઉપકારની કોઈ સીમા નથી. એ તારકોએ દર્શાવેલો મોક્ષ-માર્ગ જેઓને રૂચે છે, તેઓ એ તારકોની તરફ અનન્ય ભક્તિવાળા બની જાય છે. નાના કે મોટા કાર્યમાં, મંગલ સરીકે, એ આત્માઓ, એ શ્રી અરિહંત પરમાત્માઓને જ સ્તવે છે, વદે છે. આ ટીકાકાર મહર્ષિએ પણ તેમ જ કર્યું છે પ્રારં-ભમાં જ મંગલાચરણ કરતાં પંદર વિશેષણોથી શ્રી અરિહન્ત પરમાત્માઓને સ્તવ્યા છે. એ તારકો સર્વજ્ઞ પણ હોય છે અને ઈશ્વર પણ હોય છે. એ બે વિશેષણો વાપર્યા પછીથી, ટીકાકાર મહર્ષિએ 'અનન્ત' એવું ત્રીજું વિશેષણ વાપર્યું છે. ત્રીજા વિશેષણને અંગે કોઈ કહેશે કે–' એમને અનન્ત કેમ કહેવાય? કેમ કે–તીર્થંકર–નામકર્મના ઉદયની સાદિ–સાન્તતા

છે વળી શ્રી તીર્થંકર સિદ્ધ તો થવાના, થવાના ને થવાના જ, એટલે તીર્થંકરપણાનો અન્ત થાય છે, એમ તો માનવું જ પડે, તો એમને અનન્ત શી રીતિએ કહેવાય?' આ પણ એક સમજવા જેવી વાત છે. શ્રી તીર્થંકરદેવો પણ સિદ્ધ થાય, એટલે એ તારકોના અરિહંતપણાનો અન્ત આવે છે, એ તો તદ્દન સાચી, સીધી અને સાદી વાત છે, આમ છતાંય, અહીં 'અનન્ત' વિશેષણ વપરાયું છે, તો તે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની કયી અન્તરહિતતા સ્પષ્ટ કરે છે?-એ આપણે વિચારવું જોઈએ આ વિશેષણ એવું નથી કે-માત્ર તીર્થંકર જિનોને જ સૂચવે અને કેવલિજિનોને સૂચવે નહિ ભગવાન શ્રી અરિહંતદેવો કેવલજ્ઞાની તો છે જ, એટલે કેવલજ્ઞાની બનતાં આત્માની જે સ્વભાવદશા પ્રગટતી હોય, તે સ્વભાવદશાને લક્ષ્યમાં રાખીને પણ, ભગવાન શ્રી અરિહન્તદેવોની સ્તુતિ કરી શકાય ચાર ઘાતી કર્મોના ક્ષયથી આત્માની જે સ્વાભાવિક અવસ્થા પ્રગટે છે, આત્માનું જે ઐશ્વર્ય પ્રગટે છે, તે અન્ત વિનાનું જ હોય છે એ ગુણો અનન્ના કાલે પણ આવરાતા નથી. એ ગુણોમા નથી તો ઓછપ આવતી કે નથી તો એ ગુણોનો અન્ત આવતો સર્વજ્ઞ વિશેષણને વાપરીને, જ્ઞાનાવરણીય કર્મના સર્વથા ક્ષયથી ઉત્પન્ન થતા અનન્ત જ્ઞાનગુણને ઉદ્દેશીને સ્તવના કરાઈ છે, એટલે અહીં પ્રધાનતા અન્તરાય કર્મના સર્વથા ક્ષયથી ઉત્પન્ન થતા ગુણની છે અન્તરાય કર્મના પાંચ પ્રકારો છે દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય. આ પાચેય પ્રકારના અન્તરાયોને કરનાર અન્તરાય-કર્મનો સર્વથા ક્ષય

થવાથી, ભગવાન શ્રી જિનેશ્વરદેવો અને સર્વ કેવલજ્ઞાની ભગવન્તો અનન્ત એવા દાનાદિ ગુણને પામે છે. એમનું દાન, એમનો લાભ, એમનો ભોગ, એમનો ઉપભોગ અને એમનું સામર્થ્ય અનન્ત. કોઈ કહેશે કે–એનો એ ઉપયોગ કરે કે ન કરે? આત્માની શક્તિ પ્રગટી, પણ જેનામાં જેટલી શક્તિ હોય તેટલી શક્તિનો તે ઉપયોગ જ કરે એવો નિયમ નથી. આપણે તો એમનામાં અનન્ત ગુણો છે એટલું જ કહી શકીએ; તેમજ પ્રગટેલા એ ગુણોનો કદી પણ અન્ત નથી એમ કહી શકીએ. ગુણ અને ગુણીનો કથંચિદ્ અભેદ હોવાથી, અનન્ત ગુણોના સ્વામી અથવા તો જેમના ગુણોને અન્ત જ નથી, એવા આત્માઓને અનન્ત તરીકે સ્તવી શકાય છે. એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે–ટીકાકાર પરમર્ષિએ શ્રીમદ્ જિનને હું પ્રયત્નપૂર્વક સ્તવું છું એમ કહ્યું છે. આ સ્તુતિ કોઈ પણ એક ભગવાનને ઉદ્દેશીને કરવામાં આવી નથી, પણ સઘળાય શ્રી જિનેશ્વરદેવોને ઉદ્દેશીને કરવામાં આવી છે. સઘળાય શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ એટલે અનન્ત જિનોની સ્તુતિ. અનન્ત જિનોનું સૂચન 'એક જ ઇશ્વર'ની માન્યતાને ખોટી ઠરાવનારૂં બનવા દ્વારા પણ સાર્થક ઠરે છે.

**કેવલી ભગવન્તો દાનાદિ કરે કે નહિ?**

> પ્રશ્ન૦ શું અરિહન્ત ભગવાનો અથવા અન્ય કેવલી ભગવાનો દાનાદિ કરે જ નહિ?

આવું વળી કોણે કહ્યું? ચાર ઘાતી કર્મો ક્ષીણ થયાં છે અને માત્ર ચાર અઘાતી કર્મો જ બાકી છે, એવી અવસ્થામાં

જે જે પ્રકારના દાનાદિ, જેટલા જેટલા પ્રમાણમા સભવિત હોય, તેટલા તેટલા પ્રમાણમા તે તે પ્રકારના દાનાદિ જરૂર કરે જેમ કે-જ્ઞાનનુ દાન ધર્મોપદેશ એ પણ જ્ઞાનદાન જ છે બાકી તમે જો દુન્યવી દૃષ્ટિએ, પૌદ્ગલિક દૃષ્ટિએ દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યના ઉપયોગની વાત કરતા હો, તો જેઓના ચાર ઘાતી કર્મો ક્ષીણ થઈ ગયા છે, તેઓને માટે એ સભવિત છે ? અન્તરાય કર્મ ગયુ, એટલે અન્તરાય કરનાર કોઈ રહ્યુ નહિ, પણ ભૂલવુ નહિ કે-મોહનીય કર્મેય સર્વથા ક્ષીણ થઈ ગયુ છે અહી એ આત્માઓની અવસ્થાનો ખ્યાલ રાખીને વિચાર કરવો જોઈએ જો તેમ કરવામા ન આવે, તો વિચારણાને ઉન્માર્ગે વહી જતા વાર લાગે નહિ

## દરેક વસ્તુનો ઊંડાણથી વિચાર કરવો જોઈએ

આ તો શુ, પણ દરેક વાતનો વિચાર સયોગ-સ્થિતિ આદિને લક્ષ્યમા રાખીને કરવો જોઈએ ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ ખેડુતના જીવને પ્રતિબોધવાને માટે ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજીને મોકલ્યા એ મહાપુરૂષે ખેડુતની પાસે જઈને તેને પ્રતિબોધ પમાડ્યો અને ખેડુતે તરત જ ભાગવતી દીક્ષાનો સ્વીકાર કર્યો એ ખેડુત મુનિને લઈને, ગણધરભગવાન શ્રી ગૌતમસ્વામીજી મહારાજા, ભગવાન શ્રી મહાવીર પરમાત્માની પાસે આવ્યા એ ખેડુત મુનિએ જેવા ભગવાનને જોયા કે તરત જ ભગવાનના આત્મા પ્રત્યેનો તેનો વૈરભાવ જાગૃત થઈ ગયો અને એથી તે ખેડુત મુનિ રજોહરણને ફેંકી દઈને ત્યાથી ભાગી ગયો અહી ખ્યાલ

કરવો જોઇએ કે-ખેડુત મુનિને તે વખતે શ્રી અરિહંત પરમાત્મા પ્રત્યે દ્વેષ થયો હતો કે માત્ર ભગવાન શ્રી મહાવીર પરમાત્મા પ્રત્યે ? જો ભગવાન શ્રી મહાવીર પરમાત્માના સ્થાને અન્ય કોઇ અરિહન્ત પરમાત્મા હોત, તો ખેડુત મુનિ રજોહરણને ફેંકીને ભાગી જાત નહિ; એટલે એનો દ્વેષ માત્ર ભગવાન શ્રી મહાવીર પરમાત્મા પૂરતો જ ગણાય. ભગવાન શ્રી મહાવીર પરમાત્મા પ્રત્યે દ્વેષ થવામાં પણ કારણ, પૂર્વ-ભવનો વૈરભાવ હતો, નહિ કે-એ તારકનું અરિહન્તપણું ! શ્રી અરિહન્તદેવોના ગુણોની અને એ તારકોના ધર્મની વાત તો એને એકદમ રૂચિકર થઈ ગઈ હતી અને એથી જ તેણે ગણધરભગવાન શ્રી ગૌતમસ્વામીજીના ઉપદેશથી તરત જ દીક્ષાને ગ્રહણ કરી હતી. જો કે-એ વાત જરૂર છે કે-આવું નિમિત્ત મળી જતાં, જીવને મોટું પણ નુકસાન થઈ જાય છે; પણ સંયોગ અને સ્થિતિનો વિચાર કરીએ, તો સમજાય કે-એ ખેડુત મુનિને દ્વેષ માત્ર ભગવાન શ્રી મહાવીર પરમાત્માના આત્મા તરફ જ ઉદ્ભવ્યો હતો; અને એ દ્વેષના આવેશને આધીન બની જવાથી, એ જીવ પોતાના હિતાહિતનો વિચાર કરી શક્યો નહિ. વૈર બહુ જ ભયંકર વસ્તુ છે. વૈરે કેવું નુકસાન કર્યું ? દીક્ષિત બનેલો અને શ્રી અરિહન્ત પરમાત્માના દર્શનને પામેલો જીવ, જોતજોતાંમાં પતિત થઈ ગયો ! આ તો આપણે સંયોગ-સ્થિતિનો વિચાર કરવાની વાત ચાલે છે. ખુદ ગણધર-ભગવાન શ્રી ગૌતમસ્વામીજીના જ, ભગવાન શ્રી મહાવીર પરમાત્મા પ્રત્યેના, રાગનો વિચાર કરો ને ? ભગવાન પ્રત્યે એમને સ્નેહરાગ હતો, એ સાચું; પણ તેથી તેમને ભગવાન

પ્રત્યે ગુણરાગ નહોતો જ, એમ કહેવાશે ? નહિ જ. ભગવાનના ગુણો પ્રત્યે તો એવો રાગ હતો કે–ભગવાનના એક પણ વચન માટે એમના અંતરમાં શંકા ઉદ્ભવતી નહિ. તેમની પછીના દીક્ષિતોમાં ઘણા કેવલજ્ઞાની થયા, તેમના હસ્તે દીક્ષિત થયેલા બધાય કેવલજ્ઞાની થયા અને તેમને કેવલજ્ઞાન થયેલું નહિ ! એક વાર ભગવાને કહ્યુ કે–પોતાની લબ્ધિથી શ્રી અષ્ટાપદગિરિની યાત્રા તે જ કરી શકે છે, કે જે તદ્ભવમુક્તિગામી હોય; એટલે ભગવાનના એ વચન ઉપરેય એમને એવી શ્રદ્ધા ઉદ્ભવી કે–તેઓ ઝટ પોતાની લબ્ધિથી શ્રી અષ્ટાપદગિરિની યાત્રા કરી આવ્યા. ભગવાને પોતાના નિર્વાણ પહેલાં શ્રી ગૌતમસ્વામીજીને, એક ઠેકાણે ઉપદેશ દેવાને જવાનું કહીને વિહાર કરાવ્યો. ભગવાન ઉપર સ્નેહરાગ હતો, પણ ગુણરાગ એવો હતો કે–પોતે ચાર જ્ઞાનના ધણી હોવા છતાં પણ, એનો ઉપયોગ મૂકીને 'જવું કે નહિ'–એવો વિચાર જ કર્યો નહિ. મતલબ એ છે કે–દરેક વસ્તુનો ઊંડાણથી વિચાર કરવો જોઇએ ઉપકારિઓએ કહ્યુ છે કે–સૂક્ષ્મબુદ્ધિથી ધર્મને જાણવો જોઈએ, અન્યથા ધર્મની વૃત્તિથી પણ અધર્મને સેવનારા બની જવાય છે. તેમ સૂક્ષ્મબુદ્ધિથી વિચારવું જોઇએ કે–અનન્તદાનાદિ ગુણો તો પ્રગટ્યા, પણ દુન્યવી દૃષ્ટિએ–પૌદ્ગલિક દૃષ્ટિએ તેનો ઉપયોગ તે પુણ્યાત્માઓ કરે, તેવી કોઈ સ્થિતિ–સામગ્રી તેઓને માટે હોઈ શકે ખરી ? એટલે એમ જ કહેવાય કે–ચાર ઘાતી કર્મો ન હોય અને ચાર અઘાતી કર્મો હોય, એ સ્થિતિમાં જેટલું દાનાદિ શક્ય હોય તેટલું કરે. વળી મુક્તિને પામ્યા પછી તો ચાર અઘાતી કર્મો પણ છે જ નહિ તો ત્યાં દાનાદિ કયાંથી

થવાનું ? વાત એટલી જ કે-દાનાદિ થાય કે ન થાય, પણ એ તારકોમાં અનન્ત દાનાદિની શક્તિ ખરી !

## ૭. ભગવાનની અસંગ તરીકે સ્તવના–

**ભગવાન અસંગ કેમ ?**

આ શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચના કરવાને માટે ઉદ્યુક્ત થયેલા પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ, ટીકાના પ્રારંભમાં મંગલાચરણ કરતાં, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની પંદર વિશેષણોથી સ્તવના કરી છે. એ પંદર વિશેષણોમાં પહેલું સર્વજ્ઞ, બીજું ઈશ્વર અને ત્રીજું અનન્ત-એ ત્રણ વિશેષણોના સંબંધમાં આપણે કેટલોક વિચાર કરી આવ્યા. હવે ચોથું વિશેષણ છે-અસંગ ! અસંગ એટલે સંગરહિત, એવા શ્રી જિનની હું પ્રયત્નપૂર્વક સ્તુતિ કરું છું, એમ ટીકાકાર મહર્ષિ ફરમાવે છે ! ભગવાન શ્રી જિનેશ્વરદેવો અસંગ કેમ ?, એ વાત આપણે વિચારવાની છે. કોઈ કહેશે કે-' ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અસંગ કેમ કહેવાય ? કારણ કે-હજુ તો એ તારકોને ઔદારિક, તૈજસ્ અને કાર્મણ એ ત્રણેય પ્રકારનાં શરીરોનો સંગ તો છે જ ! મુક્તિને પામ્યા પહેલાં પરિપૂર્ણ અસંગતા સંભવે જ નહિ !' -તો તમે શું કહો ? તેને કહેવું કે-અમે ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અસંગ તરીકે જે સ્તવીએ છીએ, તે ઘેલછાથી કે પક્ષપાતથી સ્તવતા નથી. એ તારકો અસંગ બન્યા છે, માટે જ એ તારકોને અમે અસંગ તરીકે સ્તવીએ છીએ.

પ્રશ્ન૦ એ તારકો ઘણે અંશે તો સંગરહિત બન્યા જ છે ને ?

એ વાત સાચી છે, પણ જો એવી વાત કહીએ તો કદાચ સામો ધીટ્ટાઈથી એમ પણ કહે કે–' નિગોદમાં જીવો ઘણા સંગોથી રહિત હોય છે.' જો કે–એવાનેય આપણે કહી શકીએ કે –'નિગોદના જીવો ઘણા સંગોથી રહિત હોય છે, પણ એ જીવોએ ઘણા સંગોને તજેલા હોતા નથી. એમની કર્મજન્ય અવસ્થા એવી છે કે–એમને ઘણા સંગો ન હોય, જ્યારે આ તારકોએ તો જ્ઞાનથી અને પુરૂષાર્થથી ઘણા સંગોને તજેલા છે.' પરન્તુ આપણે તો એમ કહીએ છીએ કે–અસંગ એવા વિશેષણથી 'ભગવાન ઘણે અંશે સંગરહિત છે'–એવું સૂચવાયું નથી, પણ 'ભગવાન સંગનું જે મૂળ કારણ રાગ અને દ્વેષ–તેનાથી સદંતર રહિત છે'–એ માટે ભગવાનને અસંગ તરીકે સ્તવાયા છે.

**રાગાદિના સંગથી રહિત દેવો જ તારી શકે :**

રાગાદિના સંગથી જેઓ સર્વથા રહિત બની જાય છે, તેમનો શરીરનો અને ચાર અઘાતી કર્મોનો સંગ વધુ સમય ટકી શકતો જ નથી. રાગાદિના સંગથી સર્વથા રહિત બનનાર, તે જ ભવને અન્તે મુક્તિગામી બને છે. વીતરાગ અને સર્વજ્ઞ બનેલા આત્માઓ જ, વાસ્તવિક રીતિએ સંગરહિત આત્માઓ છે. સંગસહિતને ઈશ્વર માનવામાં આવે, પરમાત્મા તરીકે પૂજવામાં આવે, તો એ તારે શી રીતિએ ? પોતે તર્યા વિના સ્વતન્ત્રપણે તારનારા બની શકાય જ નહિ. જો કે–સંગસહિત આત્માઓ પણ તારનારા બની શકે છે, પણ તે કયારે ? સંગ ખટકયો હોય, સંગરહિત બનવાની ભાવના પ્રગટી હોય,

સંગરહિત બનવાને માટે સંગરહિત બનેલા ભગવાનના માર્ગને સ્વીકાર્યો હોય અને સંગરહિત બનેલા પરમાત્માએ કહેલા માર્ગને કહેતા હોય ત્યારે જ ! ઈતરો રાગી એવા દેવને માને છે. રાગ તથા દ્વેષ તો રખડાવનાર છે. વીતરાગ દેવ જ તારનાર છે. એક ઠેકાણે ઠીક જ કહ્યુ છે કે–

" स्त्रीसंगः काममाचष्टे, द्वेषमायुधसंग्रहः ।
जपमालाऽसर्वज्ञत्वं, अशौचं च कमण्डलुः ॥ १ ॥ "

સ્ત્રીના સંગવાળો દેવ હોય તો પણ એ દેવ કામનો સંગી છે, એમ તેના સ્ત્રીસંગથી કલ્પી શકાય છે; કોઈ પણ પ્રકારના હથિયારના સંગવાળો દેવ હોય તો પણ એ દેવ દ્વેષી છે, એમ એના હથિયારના સંગના આધારે કલ્પી શકાય છે; જપમાળાનો જેને સંગ હોય, તે દેવ હોય તો પણ તે દેવ સર્વજ્ઞ નથી–અજ્ઞાન છે, એમ તેની જપમાલાને જોઈને કલ્પી શકાય છે : કેમ કે–જેને પોતાના જાપની ગણત્રી કરવાને માટે કે ગણત્રી રાખવાને માટે જપમાલાની જરૂર પડે, તેનામાં જ્ઞાનનું પરિપૂર્ણપણું નથી, એમ માનવું પડે; અને જેને કમણ્ડલનો સંગ છે, તે દેવ હોય તો પણ તે અપવિત્ર છે એમ કલ્પી શકાય છે : કારણ કે–જળ શૌચ માટે જરૂરી છે અને જળ જરૂરી હોવાથી કમણ્ડલું રાખવું પડે છે. શ્રી વીતરાગ પરમાત્મા સ્ત્રી આદિ બાહ્ય સંગોથી તો રહિત જ હોય છે, પણ ખરી વાત તો એ છે કે–એ તારકોના આત્માઓને રાગાદિનો સંગ બિલકુલ હોતો નથી, માટે જ એ તારકોને અસંગ કહેવાય છે. 'અસંગ' એવા વિશેષણને વાપરીને, ટીકાકાર મહર્ષિએ, એ બીના પણ સ્પષ્ટ કરી છે કે–દુનિયામાં જેઓ સ્ત્રી આદિના સંગવાળા હોવા

છતાં પણ દેવ તરીકે પૂજાય છે, તેવા દેવોની આ સ્તુતિ નથી તેમજ લીલા કે ક્રીડામાં મસ્તાન બનેલા હોવા છતાંય દેવો તરીકે પૂજાતાઓની આ સ્તુતિ નથી. લીલા, એ તો રાગક્રીડા છે એટલે બાલક્રીડા છે અને બાલક્રીડામાં મસ્તને તો, જે તદ્દન બાલ હોય તે જ પૂજે; સમજદાર તો એવાને પૂજે નહિ. દેવ તો રાગાદિ દોષોથી રહિત જ હોય. એમને વળી લીલા કેવી? શ્રી આનંદઘનજીએ કહ્યું છે કે–

"દોષરહિતને લીલા નવિ ઘટે, લીના દોષવિલાસ."

ભગવાન શ્રી વીતરાગ પરમાત્મા તો નિઃસંગ છે, અસંગ છે, માટે રંગરહિત છે. એમને રાગનો સંગ નથી, એટલે રાગનો રંગ પણ નથી. શ્રી. અરિહન્ત પરમાત્માની સ્તવના કરતાં, શ્રી પદ્મવિજયજી મહારાજ કહે છે કે–

"રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચિત્ર ન કોય;
રૂધિર આમીષથી રાગ ગયો તુજ જન્મથી દૂધ સહોદર હોય.
પ્રથમ જિનેશ્વર પ્રણમીએ૦

સંગના રંગનો તો આ સંસાર છે. આપણે સંગરહિત બનવું છે અને સંગરહિત બનવાને માટે અસંગ એવા પરમાત્માના જ શરણને સ્વીકારવાની આવશ્યકતા છે.

શ્રી વીતરાગની શ્રદ્ધા માત્રથી પણ–

–ચોરાશી લાખ યોનિઓનું પરિભ્રમણ અટકી જાય છેઃ

જે આત્માઓને એવી શ્રદ્ધા થઈ જાય છે કે–પરમાત્મા તો વીતરાગ જ એટલે અસંગ જ હોઈ શકે અને એથી એવા પરમાત્માના માર્ગે ચાલનારા ગુરૂઓ પણ નિર્ગ્રન્થ જ હોઈ શકે તેમજ એ પરમાત્માએ અસંગ બનવાના ઉપાય રૂપે બતા-

ચેલો ધર્મ જ વસ્તુતઃ ધર્મ હોઈ શકે; એ સિવાયના ન તારક દેવ ગણાય, ન ગુરૂ ગણાય, ન ધર્મ ગણાય; તેવો શ્રદ્ધાળુ માણસ કે તિર્યંચ વૈમાનિક દેવગતિથી ઓછા અગર અન્ય ગતિના આયુષ્યને બાંધે જ નહિ. શ્રી વીતરાગની અવિરાધિત શ્રદ્ધા સહિત જે મરે, તે છેવટમાં છેવટ વૈમાનિક દેવ તો થાય જ. શ્રી વીતરાગ પરમાત્મા પ્રત્યેની શ્રદ્ધા માત્રથી જ નરકગતિ અને તિર્યંચગતિ રોકાઈ જાય છે. શ્રી વીતરાગ પરમાત્મા પ્રત્યે શ્રદ્ધાવાળો બનેલો જીવ, નરકગતિમાં કે તિર્યંચગતિમાં જાય જ નહિ; સિવાય કે-એણે શ્રદ્ધાળુ બનતાં પહેલાં જ આયુષ્યકર્મને ઉપાર્જ્યું હોય અગર તો એ પોતાની શ્રદ્ધાને ગુમાવી બેસે. જ્યાં સુધી શ્રદ્ધા ટકી રહે અને સંસારમાં પરિભ્રમણ કરવાનું હોય, તો એ જીવ કાં તો દેવગતિમાં જાય, કાં તો મનુષ્યગતિને પામે. પણ તિર્યંચગતિને કે નરકગતિને તો એ જીવ પામે જ નહિ. રાગ અને દ્વેષથી રહિત એવા દેવની માત્ર સાચી શ્રદ્ધા થઈ જાય, તો પણ આટલો બધો લાભ થાય છે ! સંયમને સ્વીકાર્યા વિના યોનિભ્રમણનું સર્વથા નિવારણ ન થાય-એ ખરૂં; પરિભ્રમણથી સર્વથા છૂટવાને ઈચ્છનારે સંયમને સ્વીકાર્યા વિના છૂટકો જ નથી; તથાપિ જેને માત્ર શ્રી વીતરાગ દેવની સાચી શ્રદ્ધા થઈ, તેને પણ છાસઠ લાખ યોનિઓનું પરિભ્રમણ તો કપાઈ જ જાય છે; બંધ થઈ જાય છે. એને ફરવાનું હોય તો માત્ર અઢાર લાખ યોનિઓમાં જ હોય છે. જીવયોનિ ચોરાશી લાખ છે, તેમાંથી માત્ર અઢાર લાખ યોનિઓમાં જ પરિભ્રમણ રહે, એટલે એ જીવના પરિભ્રમણનાં ક્ષેત્રો ચોથા ભાગથી પણ ઓછાં રહ્યાં ને ? જ્યારે શ્રદ્ધા માત્રથી પણ આવો, આટલો

મોટો લાભ થાય છે, તો પછી એ તારકોએ ફરમાવ્યા મુજબના આચરણથી થનારા લાભને માટે તો પૂછવાનું જ શું હોય ? શ્રી વીતરાગ પ્રત્યેની સાચી શ્રદ્ધા, શ્રી વીતરાગના માર્ગના આચરણને લાવ્યા વિના રહેતી નથી. એટલે શ્રી વીતરાગ પ્રત્યે પ્રગટેલી સાચી શ્રદ્ધા જો બરાબર ટકી રહે, એકધારી વિશુદ્ધ બની રહે, સ્થિર રહે, તો તો એ જીવ માત્ર સાત-આઠ ભવોમાં જ વીતરાગ અવસ્થાને પામી જાય છે. ધર્મમાર્ગમાં-ધર્મશ્રદ્ધામાં સ્થિરીકરણ, એ પણ એક સદ્ગુણ છે. એ શ્રદ્ધાની સાથે જો શ્રી વીતરાગકથિત ઉચ્ચ ચારિત્ર પ્રાપ્ત થઈ જાય, સ્વીકારી લેવાય, આત્માને સ્પર્શી જાય, તો તે જ ભવમાં પણ મુક્તિ મળી શકે છે. સાચી શ્રદ્ધાપૂર્વક સંયમનો સ્વીકાર, એ જ મુક્તિને મેળવવાની સાચી યુક્તિ છે, એકની એક યુક્તિ છે. મુક્તિની વાત તો દૂર રહી, પણ દેવગતિમાં પાંચ અનુત્તર વિમાનોમાં પણ, શ્રી વીતરાગદેવ પ્રત્યેની સાચી શ્રદ્ધા વિનાનો જઈ શકતો નથી. શ્રી વીતરાગદેવ પ્રત્યેની સાચી શ્રદ્ધા પ્રગટી, આત્માને સ્પર્શી, તે જ ક્ષણે મર્યાદાતીત એવો પણ સંસાર, એને માટે મર્યાદિત બની જાય છે. વધુમા વધુ-પૂરા અર્ધ પુદ્ગલપરાવર્ત્ત જેટલા કાળ સુધી પણ તેનું સંસારનું પરિભ્રમણ ટકી શકતું નથી.

## શ્રી વીતરાગની સેવાથી લાભ કેમ મળે ?

કોઈ તમને પૂછે, તર્ક કરે કે-'રાગ અને દ્વેષથી રહિત એવા તમારા વીતરાગદેવ તમારું કે અમારું ભલું શી રીતિએ કરવાના ?' તો તમે શું કહો ? વાત જરા સમજી લેવા જેવી છે.

જે વીતરાગ હોય, તે ભક્તિથી પ્રસન્ન પણ થાય નહિ અને આશાતનાથી અપ્રસન્ન પણ થાય નહિ. તો પછી એ દેવ ભલું શું કરે ? ભક્તિથી પ્રસન્ન થતા હોય, તો તો એ દેવ આપણાં વિઘ્નોને હરે અને આપણા દુશ્મનોને જેર કરે, પણ જે દેવ સેવાથી પ્રસન્ન થાય નહિ અને આશાતનાથી અપ્રસન્ન થાય નહિ, તે દેવ આપણું ભલું અને આપણા દુશ્મનનું ભૂંડું કરે શી રીતિએ ? આપણે પણ કહીએ છીએ કે–એવા દેવ આપણું એવું ભલું અને દુશ્મનનું એવું ભૂંડું કરી શકે જ નહિ. તો પછી એમની સેવાથી ફાયદો શો ? આપણે એમને તારક કેમ માનીએ ? આનો ખુલાસો એ છે કે–શ્રી વીતરાગદેવ પ્રત્યે સાચી શ્રદ્ધા પેદા થવાથી, દુશ્મનાવટની ભાવના જ ભાગવા માંડે છે. દુશ્મનનું પણ ભૂંડું કરવાની વૃત્તિ ટકી શકતી નથી. કોઈનુંય ભૂંડું થાય અને એ રીતિએ મારૂં ભલું થાય, એવી મનોવૃત્તિ તરફ અભાવ પ્રગટે છે. પોતાનું ભલું પણ શ્રી વીતરાગ બનવામાં જ છે, એમ લાગે છે. શ્રી વીતરાગ બનવા માટે, શ્રી વીતરાગદેવ આપણી સમક્ષ આદર્શ રૂપે રહે છે. જેમ જેમ એ તારકની ભક્તિમાં આપણું ચિત્ત પરોવાય છે, તેમ તેમ આપણી વીતરાગ બનવાની ભાવના સતેજ બનતી જાય છે. અને એથી, શ્રી વીતરાગ–પ્રણીત માર્ગને આચરવાનો આપણો ઉત્સાહ વધતો જાય છે. શ્રી વીતરાગ દેવની ભક્તિ આવું અનુપમ ફળ આપે છે. સુખ અને દુઃખનો સર્જક ઇશ્વર નથી, પણ પોતપોતાના મન–વચન–કાયાના યોગોનાં પ્રવર્તનો સુખ–દુઃખનાં સર્જક છે. મન–વચન–કાયાના યોગોનું પ્રવર્ત્તન જેવું હોય તેવું પરિણામ આવે. શ્રી વીત-

રાગ દેવની શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરવાનું મન-વચન-કાયાનું પ્રવર્ત્તન એવું છે કે-એનાથી દુઃખ ભાગ્યા વિના રહે નહિ અને સુખ સાપડયા વિના રહે નહિ. વીતરાગ તો ન રીઝે કે ન ખીઝે, પણ આપણો આત્મા જેટલો એનામાં તલ્લીન બને, તેટલો આપણને આપણી એ તલ્લીનતાથી ફાયદો થાય. તલ્લીન બનવાને માટે વીતરાગથી સારુ કોઈ સ્થાન નથી. એક મહાપુરુષે કહ્યુ છે કે-

"ચિત્ત પ્રસન્ને રે પૂજનફળ કહ્યું."

શ્રી વીતરાગની પૂજાનું ફળ ચિત્તની પ્રસન્નતા ઉપર નિર્ભર છે. ચિત્ત શ્રી વીતરાગભાવને પામવાના ઉલ્લાસથી પુલકિત બને, એ એના પૂજનનું અસાધારણ કોટિનું ફળ છે. જેને શ્રી વીતરાગતાનો ખપ નથી, કેવળ દુન્યવી કામનાઓમાં જ જે મશગુલ છે, તેને આ વસ્તુ ન સમજાય એ બનવાજોગ છે.

**શાન્તિ આત્મામાં રહેલી છે:**

રાગ અને દ્વેષથી મુક્ત બનવું, એ જ સાચી શાન્તિને પામવાનો સાચો ઉપાય છે રાગ અને દ્વેષમાં આત્માને શાન્તિ આપવાનું સામર્થ્ય જ નથી. તમે દુનિયાની કોઈ પણ વસ્તુનો વિચાર કરો. તમોએ માનેલી તમારી જરૂરિયાતોનો વિચાર કરો. એમાંની કોઈ પણ વસ્તુમાં સાચી શાન્તિ આપવાની તાકાત જ નથી. સ્ત્રીભોગ શાન્તિ આપે છે, કે સ્ત્રીભોગની ઇચ્છા શમવાથી શાન્તિ મળે છે? ખાવાનું શાન્તિ આપે છે, કે ખાવાથી ખાવાની જરૂર શમે છે માટે શાન્તિ મળે છે? ધનનો લોભ શાન્તિ આપે છે, કે ધનનો લાભ થતાં ધનની

ઇચ્છા શમવાથી શાન્તિ મળે છે ? તમે જરા તમારા અનુભવનો જ જો ઝીણવટથી વિચાર કરો, તો પણ તમને સમજાય કે-શાન્તિ તો આત્મામાં રહેલી છે; અને આત્મા જેમ જેમ રાગ–દ્વેષથી મુક્ત બનતો જાય છે, દુન્યવી આશાઓને તથા ઇચ્છાઓને તજતો જાય છે, તેમ તેમ શાન્તિનો અનુભવ થતો જાય છે. તમને તમારી નાની–મોટી ઇચ્છાઓ શમવાથી ક્ષણિક શાન્તિનો અનુભવ થાય છે, પણ એક ઇચ્છા શમી —ન શમી, ત્યાં તો બીજી ઇચ્છાઓ જોર કરે છે, એટલે શાન્તિ ટકતી નથી. એ સૂચવે છે કે–જો દુન્યવી સુખનો રાગ ન હોય અને જ્યાં રાગ ન હોય ત્યાં દ્વેષ તો નિયમા ન જ હોય, ત્યાં જ સાચી શાન્તિનો અનુભવ થઈ શકે છે.

**યોગવાશિષ્ટમાંનું કથન :**

'યોગવાશિષ્ટ' નામનો હિન્દુ ધર્મનો ગ્રન્થ છે. તેમાં પણ શ્રી રામચન્દ્રજીના મુખમાં એવા શબ્દો મૂકાયા છે કે–

"नाऽहं रामो न मे वाञ्छा, विषयेषु न च मे मनः।
शान्तिमाधातुमिच्छामि, स्वात्मनीव जिनो यथा ॥ १ ॥"

શ્રી રામચન્દ્રજી કહે છે કે–રામ એવું નામ મારું ભલે હો, પણ હું રામ એટલે રમમાણ નથી. સંસારમાં, સંસારના સુખમાં હું રમમાણ પણ નથી અને સંસારના સુખમાં રમમાણ એટલે રમતા બનવાની મારી ઇચ્છા પણ નથી. વાંછાઓથી તો વિડંબનાઓની પરાકાષ્ઠા છે. વિડંબનાનું મૂળ વાંછા છે અને વાંછાનું મૂળ વિષયોનો રાગ છે. આથી શ્રી રામચન્દ્રજી 'હું સંસારના સુખમાં રમમાણ નથી અને

મને તેની વાંછા નથી'-એવું કહ્યા પછીથી, કહે છે કે-'વિષયોમાં મારું મન નથી' એટલે કે વિષયસુખોથી હું ઉદ્વિગ્ન બન્યો છું. વિવેક જાગ્યા પછી વિષયોમાં મન રહે નહિ અને વિષયો તરફ મન દોરાય તો તે ગમે નહિ પછી કહે છે કે-'હું તો મારા આત્મામાં શાન્તિને ધારણ કરવાને ઈચ્છું છું અને તે પણ એવી રીતિએ, કે જેવી રીતિએ શ્રી જિને પોતાના આત્મામાં શાન્તિને ધારણ કરેલી છે!'

**સાચી શાન્તિના દાતાર શ્રી વીતરાગ જ છે:**

આત્મામાં શાન્તિને ધારણ કરવી હોય, આત્માને સાચી શાન્તિનો અનુભવ કરાવવો હોય, આત્માને કેવળ શાન્તિમય બનાવી દેવો હોય, તો તે માટે સંસારનાં સુખોમા રમણ કરવાનું જે વ્યસન વળગ્યું છે-તેનો ત્યાગ કરવો જોઈએ. સંસારના સુખની ઈચ્છા માત્રને તજી દેવી જોઈએ અને મનને એવું સંયમી બનાવી દેવું જોઈએ, કે જેથી મન વિષયો તરફ ખીંચાય જ નહિ શ્રી વીતરાગ દેવમાં જ સાચી શાન્તિ હોય છે, એવું સમજીને શ્રી વીતરાગ દેવની ઉપાસનામાં જ ચિત્તને પરોવવું જોઈએ. શ્રી વીતરાગ દેવના સ્વરૂપનો સાચો ખ્યાલ આવે અને એ મનને રુચે, ત્યાં જ શાન્તિની જડ છે. પછી સંયમાદિથી પરિપૂર્ણ શાન્તિના સ્વામી બની શકાય છે. કહો, શ્રી વીતરાગ દેવની ભક્તિથી થતો આ લાભ, એ જેવો-તેવો લાભ છે? આનાથી ચઢિયાતો કોઈ લાભ હોઈ શકે ખરો? નહિ જ શ્રી વીતરાગદેવને આપણે સાચી શાન્તિના દાતાર જરૂર કહીએ છીએ, પણ તે કયા કારણે કહીએ છીએ, તે

સમજવું જોઈ એ. આપણી શાન્તિ આપણને જ આધીન છે. આપણી શાન્તિ આપણા આત્મામાં જ રહેલી છે. શાન્તિ માટે બહાર ફાં-ફાં મારવાં, એ અજ્ઞાન છે. સાચા જ્ઞાનના અભાવે જ જીવો શાન્તિને માટે બહાર ફાં-ફાં મારે છે અને શાન્તિને મેળવવાના હેતુથી ધમાચકડી મચાવીને અશાન્તિને જ ઉપાર્જે છે. જે ચીજની ઈચ્છા અશાન્તિ ઉપજાવે; જેને મેળવવાની મહેનત અશાન્તિ ઉપજાવે; જે મળે તો તેને ભોગવતાં અશાન્તિ ઉપજાવે; જે ભોગવાય તોય ભાગી જાય નહિ એની ચિન્તા રૂપ અશાન્તિ ઉપજાવે; જે મળે, રહે, પણ ભોગવાય નહિ તોય અશાન્તિ ઉપજાવે; અને જો ચાલી જાય તોય અશાન્તિ ઉપજાવે; આવી ચીજોને મેળવવા વગેરેને માટે શાન્તિના નામે મહેનત કરવી, એ ડહાપણ છે કે કોરું ગાંડપણ જ છે? શ્રી વીતરાગ પરમાત્મા, એ પરમાત્માની ભક્તિ, આત્માને પોતાના આવા ગાંડપણનું સાચું ભાન કરાવે છે તેમજ આવા ગાંડપણથી મુક્ત બનવાનો પ્રયત્ન કરવાને પ્રેરે છે. એ શું શ્રી વીતરાગની ભક્તિથી થતો અસાધારણ કોટિનો લાભ નથી? કહે કે-સાચી શાન્તિના દાતાર શ્રી વીતરાગ જ છે.

**વિષયોની વિષથીય વધુ ભયંકરતા :**

વિષની લાલસા કરતાં પણ વિષયસુખોની લાલસા ભયંકર છે. વિષનું ભક્ષણ કરવાની લાલસામાં પ્રાણ હરવાની તાકાત નથી, જ્યારે વિષયની લાલસા માત્રમાંય ભાવપ્રાણને હરવાની તાકાત છે. વિષયસુખની લાલસા આત્માને મલિન બનાવે છે અને મલિન બનેલો આત્મા મલિન એટલે અશુભ એવાં કર્મોને

ઉપાર્જે છે. વિષના ભક્ષણથી પણ બહુ બહુ તો આ જીવનનો અન્ત આવે, પણ જેને વિષયો હણે છે, તેનું તે હનન કેટલાય ભવો સુધી ચાલે છે. આથી તો ઉપકારી મહાપુરુષોએ વિષયોને વિષથી પણ ભયંકર તરીકે વર્ણવ્યા છે વિષ શબ્દમાં 'ય'ને ઉમેરવાથી વિષય શબ્દ બને છે. તમે જાણતા તો હશો જ કે–'ય'નો પ્રયોગ ઘણી વાર 'જ' તરીકે પણ થાય છે, જેમ કે–'યશ'ને બદલે 'જશ' બોલાય છે. એમ વિષયને પણ વિષ જ કહો ને? એવું ભયંકર વિષ કે–રીબાવી રીબાવીને મારે અને વારંવાર મારે. આ સંસારમાં આપણે અનાદિકાલથી વિદ્યમાન છીએ. અત્યાર સુધીમાં આપણાં અનન્તાં મરણો થઈ ગયાં. એક એક જીવનમાં વારંવાર ભાવમરણો થયાં, એ વાત તો જૂદી છે, પણ આમેય આપણાં અનન્તાં મરણો થયાં છે. તો એ કયા કારણે થયાં? વિષયોના રસને કારણે! પાંચેય ઇન્દ્રિયોના શબ્દ–રૂપ–રસ–ગંધ–સ્પર્શ એ પાંચેય વિષયોની લોલુપતાએ આપણને સંસારમાં રખડાવ્યા છે, રખડાવે છે અને જ્યાં સુધી એ નહિ છૂટે ત્યાં સુધી સંસારમાં રખડવાનું નિશ્ચિત છે. વિષયસુખની લાલસા તમને કેવી સતાવે છે? વિષયસુખની લાલસાથી માણસ કેટકેટલો ધનવ્યય કરે છે? તમે તમારી જીંદગીમાં વિષયસુખોને માટે કેટલો ધનવ્યય કર્યો હશે? ઘણો! ઉત્સાહથી કે ના છૂટકે? ઉત્સાહથી! વિષયસુખોને માટે જેટલો ધનવ્યય કર્યો, તેટલો ધનવ્યય પણ આત્મસુખને માટે કર્યો? નહિ જ! આત્મસુખના હેતુથી ધનવ્યય કર્યો હોય, તો પણ તે પેલાના હિસાબે તો બહુ થોડો જ ને? બહુ થોડો પણ એ ધનવ્યય ઉત્સાહથી જ

કર્યો છે ? પેલામાં તો 'ઉઠાવ, ઉડાવ, થાવા દો' એમ અને આત્મ-સુખ માટે ? કૃપણતા જેટલી આત્મિક સુખની સાધનામાં નડે છે, તેટલી વિષયસુખની સાધનામાં નડે છે ? વિષયસુખની સાધનામાં ખેંચાઈ ને ખર્ચે અને ધર્મકૃત્યોમાં ખર્ચવાની વાતમાં મનને પાછું પડી જતાં વાર લાગતી નથી, કેમ કે–વિષયસુખ તરફ જે આકર્ષણ છે, તે આકર્ષણ આત્મસુખ તરફ નથી.

લક્કડ કે લાડુ :

દુનિયામાં વિષયસુખોની લાલસાનું સામ્રાજ્ય પ્રબળપણે પ્રવર્તી રહ્યું છે. એમાં વિષમતાનો પાર રહ્યો નથી, છતાં એની લગની એવી છે કે–ત્યાં દુઃખો પણ સહેલાઈથી વેઠાય છે અથવા તો એનાં દુઃખોમાંય જાણે સુખ લાગે છે ! વિષયસુખની વિષમતાનો અનુભવ તમને નથી એવું નથી, પણ એનો રસ બધી વિષમતાઓ તરફ આંખ આડા કાન કરાવે છે. બાકી દુનિયામાં પણ કહેવાય છે કે 'પરણ્યો પીડાએ મરે અને કુંવારો કોડે મરે !' પરણેલાને જંજાળ મારે અને નહિ પરણેલાને પરણવાના કોડ હોય તો તે મારે ! વિષયસુખમાં સુખની કલ્પના કરનારાઓને, પરણીનેય પસ્તાવાનું અને વગર પરણ્યે પણ પસ્તાવાનું ! નહિ પરણેલો પરણેલાના કંઈ કંઈ આનંદની કલ્પના કરે અને પરણેલાનું તો મન જ જાણે છે કે–થોડી મજા માટે પણ કેવી સજા ભોગવવી પડે છે ! આ તો 'લક્કડ કે લાડુ, ખાયા સો ભી પસ્તાયા ઔર ન ખાયા સો ભી પસ્તાયા.' એવો ઘાટ છે. કહેવાય છે કે–કોઈ એક ધૂર્ત્ત લોટને બદલે લાકડાને વહેરતાં જે વહેર પડે છે, ઝીણો ભૂકો પડે છે,

તેના લાડુ બનાવ્યા. એ ધૂર્તને એ લાડુ મહામૂલ્યે વેચવા હતા, એટલે એ લાડુને એણે જોતાંની સાથે જ આંખને ખીંચે એવા રૂપાળા તથા દૂરથી પણ સુગંધ આવે એવા સુગંધીદાર બનાવ્યા. જ્યાં આંખને અને નાકને આકર્ષણ થાય, ત્યાં મન લોલુપ બન્યા વિના રહે? વિષયોના રસિયાનું મન તરત જ લોલુપ બને. એ ધૂર્ત્ત એ વહેરના લાડુને લઈને ભર બજારે વેચવાને માટે બેઠો. જે આવે તે થોભે, લેવાનું મન કરે અને કિંમત પૂછે. ધૂર્ત્ત પણ એક લાડવાની કિંમત પાંચ સો રુપિયા જ બતાવતો. એ કિંમતે પણ આકર્ષણ કર્યું. મૂર્ખ લોકોએ વિચાર કર્યો કે-'આટલી ભારે કિંમત કહે છે, માટે જરૂર આ લાડુમાં કાંઈ અજબ તત્ત્વ સમાયેલું હશે!' પણ જેમની પાસે એટલી કિંમત ખર્ચવા જોગાં નાણાં નહોતાં, તે શું કરે? બિચારા નિરાશ થઈને આગળ ચાલે લાડુની સુગંધ દૂર સુધી આવ્યા કરે, એટલે જતાં જતાંય તેમનું મન તો એ લાડુમાં જ ચોંટયું રહે નગરમા ગરીબો હોય તેમ ધનિકો પણ હોય, એટલે પેલા ધૂર્ત્તને એના લાડુ પાંચ સો પાંચ સો રુપિયાની કિંમત આપીને પણ ખરીદનારા મૂર્ખાઓ મળી ગયા. એ પછી ધૂર્તે તો તરત જ ત્યાંથી ચાલતી પકડી,. કારણ કે-ધૂર્ત્ત પોતે પરિણામને સારી રીતે જાણતો હતો. પેલા ધનિકોએ ઘરે જઈને એ લાડવાને ભાંગી પહેલો ટુકડો પોતાના જ મોંઢામાં મૂકયો. આવી કીમતી ચીજ કાંઈ બીજાને ખાવાને માટે અપાય? ઇન્દ્રિયસુખોના ગુલામોને તો, ઇન્દ્રિયોને આનંદ આપનારી ચીજો ઉપર ત્રાપ મારતાં વાર લાગે નહિ બીજાને પહેલાં આપવાની ઉદારતા પણ ભાગ્યે જ આવે. જેટલાએ

કર્યો છે ? પેલામાં તો 'ઉડાવ, ઉડાવ, થાવા દ્યો' એમ અને આત્મ-સુખ માટે ? કૃપણુતા જેટલી આત્મિક સુખની સાધનામાં નડે છે, તેટલી વિષયસુખની સાધનામાં નડે છે ? વિષયસુખની સાધનામાં ખેંચાઈ ને ખર્ચે અને ધર્મકૃત્યોમાં ખર્ચવાની વાતમાં મનને પાછું પડી જતાં વાર લાગતી નથી, કેમ કે–વિષયસુખ તરફ જે આકર્ષણ છે, તે આકર્ષણ આત્મસુખ તરફ નથી.

લક્કડ કે લાડુ :

દુનિયામાં વિષયસુખોની લાલસાનું સામ્રાજ્ય પ્રબળપણે પ્રવર્તી રહ્યું છે. એમાં વિષમતાનો પાર રહ્યો નથી, છતાં એની લગની એવી છે કે–ત્યાં દુઃખો પણ સહેલાઈથી વેઠાય છે અથવા તો એનાં દુઃખોમાંય જાણે સુખ લાગે છે ! વિષયસુખની વિષમતાનો અનુભવ તમને નથી એવું નથી, પણ એનો રસ બધી વિષમતાઓ તરફ આંખ આડા કાન કરાવે છે. બાકી દુનિયામાં પણ કહેવાય છે કે 'પરણ્યો પીડાએ મરે અને કુંવારો કોડે મરે !' પરણેલાને જંજાળ મારે અને નહિ પરણેલાને પરણવાના કોડ હોય તો તે મારે ! વિષયસુખમાં સુખની કલ્પના કરનારાઓને, પરણીનેય પસ્તાવાનું અને વગર પરણ્યે પણ પસ્તાવાનું ! નહિ પરણેલો પરણેલાના કંઈ કંઈ આનંદની કલ્પના કરે અને પરણેલાનું તો મન જ જાણે છે કે–થોડી મજા માટે પણ કેવી સજા ભોગવવી પડે છે ! આ તો 'લક્કડ કે લાડુ, ખાયા સો ભી પસ્તાયા ઔર ન ખાયા સો ભી પસ્તાયા.' એવો ઘાટ છે. કહેવાય છે કે–કોઈ એક ધૂર્તે લોટને બદલે લાકડાને વહેરતાં જે વહેર પડે છે, ઝીણો ભૂકો પડે છે,

તેના લાડુ બનાવ્યા. એ ધૂર્તને એ લાડુ મહામૂલ્યે વેચવા હતા, એટલે એ લાડુને એણે જોતાંની સાથે જ આંખને ખીંચે એવા રૂપાળા તથા દૂરથી પણ સુગંધ આપે એવા સુગંધીદાર બનાવ્યા. જ્યાં આંખને અને નાકને આકર્ષણ થાય, ત્યાં મન લોલુપ બન્યા વિના રહે? વિષયોના રસિયાનું મન તરત જ લોલુપ બને એ ધૂર્ત્ત એ વહેરના લાડુને લઈને ભર બજારે વેચવાને માટે બેઠો. જે આવે તે થોભે, લેવાનું મન કરે અને કિંમત પૂછે. ધૂર્ત્ત પણ એક લાડવાની કિંમત પાચ સો રુપિયા જ બતાવતો. એ કિંમતે પણ આકર્ષણ કર્યું. મૂર્ખ લોકોએ વિચાર કર્યો કે–'આટલી ભારે કિંમત કહે છે, માટે જરૂર આ લાડુમાં કાઈ અજબ તત્ત્વ સમાયેલું હશે!' પણ જેમની પાસે એટલી કિંમત ખર્ચવા જોગાં નાણા નહોતાં, તે શું કરે? બિચારા નિરાશ થઈને આગળ ચાલે લાડુની સુગંધ દૂર સુધી આવ્યા કરે, એટલે જતા જતાય તેમનું મન તો એ લાડુમા જ ચોંટયું રહે નગરમા ગરીબો હોય તેમ ધનિકો પણ હોય, એટલે પેલા ધૂર્ત્તને એના લાડુ પાંચ સો પાંચ સો રુપિયાની કિંમત આપીને પણ ખરીદનારા મૂર્ખાઓ મળી ગયા. એ પછી ધૂર્ત્તે તો તરત જ ત્યાથી ચાલતી પકડી, કારણ કે–ધૂર્ત્ત પોતે પરિણામને સારી રીતે જાણતો હતો પેલા ધનિકોએ ઘરે જઈને એ લાડવાને ભાંગી પહેલો ટુકડો પોતાના જ મોઢામાં મૂકયો આવી કીમતી ચીજ કાઈ બીજાને ખાવાને માટે અપાય? ઈન્દ્રિયસુખોના ગુલામોને તો, ઇન્દ્રિયોને આનંદ આપનારી ચીજો ઉપર ત્રાપ મારતાં વાર લાગે નહિ બીજાને પહેલાં આપવાની ઉદારતા પણ ભાગ્યે જ આવે જેટલાએ

કર્યો છે ? પેલામાં તો 'ઉડાવ, ઉડાવ, થાવા દ્યો' એમ અને આત્મ-સુખ માટે ? કૃપણતા જેટલી આત્મિક સુખની સાધનામાં નડે છે, તેટલી વિષયસુખની સાધનામાં નડે છે ? વિષયસુખની સાધનામાં ખેંચાઈને ખર્ચે અને ધર્મકૃત્યોમાં ખર્ચવાની વાતમાં મનને પાછું પડી જતાં વાર લાગતી નથી, કેમ કે-વિષયસુખ તરફ જે આકર્ષણ છે, તે આકર્ષણ આત્મસુખ તરફ નથી.

લક્કડ કે લાડુ :

દુનિયામાં વિષયસુખોની લાલસાનું સામ્રાજ્ય પ્રબળપણે પ્રવર્તી રહ્યું છે. એમાં વિષમતાનો પાર રહ્યો નથી, છતાં એની લગની એવી છે કે-ત્યાં દુઃખો પણ સહેલાઈથી વેઠાય છે અથવા તો એનાં દુઃખોમાંય જાણે સુખ લાગે છે ! વિષયસુખની વિષમતાનો અનુભવ તમને નથી એવું નથી, પણ એનો રસ બધી વિષમતાઓ તરફ આંખ આડા કાન કરાવે છે. બાકી દુનિયામાં પણ કહેવાય છે કે 'પરણ્યો પીડાએ મરે અને કુંવારો કોડે મરે !' પરણેલાને જંજાળ મારે અને નહિ પરણેલાને પરણવાના કોડ હોય તો તે મારે ! વિષયસુખમાં સુખની કલ્પના કરનારાઓને, પરણીનેય પસ્તાવાનું અને વગર પરણ્યે પણ પસ્તાવાનું ! નહિ પરણેલો પરણેલાના કંઈ કંઈ આનંદની કલ્પના કરે અને પરણેલાનું તો મન જ જાણે છે કે-થોડી મજા માટે પણ કેવી સજા ભોગવવી પડે છે ! આ તો 'લક્કડ કે લાડુ, ખાયા સો ભી પસ્તાયા ઔર ન ખાયા સો ભી પસ્તાયા.' એવો ઘાટ છે. કહેવાય છે કે-કોઈ એક ધૂર્તે લોટને બદલે લાકડાને વહેરતાં જે વહેર પડે છે, ઝીણો ભૂકો પડે છે,

તેના લાડુ બનાવ્યા. એ ધૂર્તને એ લાડુ મહામૂલ્યે વેચવા હતા, એટલે એ લાડુને એણે જોતાંની સાથે જ આંખને ખીંચે એવા રૂપાળા તથા દૂરથી પણ સુગંધ આપે એવા સુગંધીદાર બનાવ્યા. જ્યાં આંખને અને નાકને આકર્ષણ થાય, ત્યાં મન લોલુપ બન્યા વિના રહે ? વિષયોના રસિયાનું મન તરત જ લોલુપ બને. એ ધૂર્ત એ વહેરના લાડુને લઈને ભર બજારે વેચવાને માટે બેઠો. જે આવે તે થોભે, લેવાનું મન કરે અને કિંમત પૂછે. ધૂર્ત પણ એક લાડવાની કિંમત પાંચ સો રુપિયા જ બતાવતો. એ કિંમતે પણ આકર્ષણ કર્યું. મૂર્ખ લોકોએ વિચાર કર્યો કે–'આટલી ભારે કિંમત કહે છે, માટે જરૂર આ લાડુમાં કાંઈ અજબ તત્ત્વ સમાયેલું હશે!' પણ જેમની પાસે એટલી કિંમત ખર્ચવા જોગાં નાણાં નહોતાં, તે શું કરે ? બિચારા નિરાશ થઈને આગળ ચાલે લાડુની સુગંધ દૂર સુધી આવ્યા કરે, એટલે જતાં જતાંય તેમનું મન તો એ લાડુમાં જ ચોંટ્યું રહે. નગરમાં ગરીબો હોય તેમ ધનિકો પણ હોય, એટલે પેલા ધૂર્તને એના લાડુ પાંચ સો પાંચ સો રુપિયાની કિંમત આપીને પણ ખરીદનારા મૂર્ખાઓ મળી ગયા. એ પછી ધૂર્તે તો તરત જ ત્યાંથી ચાલતી પકડી, કારણ કે–ધૂર્ત પોતે પરિણામને સારી રીતે જાણતો હતો. પેલા ધનિકોએ ઘરે જઈને એ લાડવાને ભાંગી પહેલો ટુકડો પોતાના જ મોંઢામાં મૂક્યો. આવી કીમતી ચીજ કાંઈ બીજાને ખાવાને માટે અપાય ? ઇન્દ્રિયસુખોના ગુલામોને તો, ઇન્દ્રિયોને આનંદ આપનારી ચીજો ઉપર ત્રાપ મારતાં વાર લાગે નહિ બીજાને પહેલાં આપવાની ઉદારતા પણ ભાગ્યે જ આવે. જેટલાએ

વહેરના લાડુ મોંઢામાં મૂક્યા, તે બધાય તરત જ થૂ થૂ કરવા મંડયા; પણ હવે આ વાત બોલાય તેવી ક્યાં હતી ? મનમાં ઘણાય ખીજાયા, પણ મોઢે બોલે નહિ, કેમ કે–જો બોલે તો લોકમાં મૂર્ખા ઠરે ને ? પાચ સો રુપિયા ગયા, મોંઢું બગડયું અને એ બોલી બતાવવા જોગી સ્થિતિ પણ રહી નહિ. અહીં સ્થિતિનો વિચાર કરો જેઓ એ લાડુને ખરીદી શક્યા નહિ, તેઓ પણ પસ્તાયા; મનમાં દુઃખ અનુભવતા રહ્યા; અને એ લાડુને ખરીદનારાઓને પણ પસ્તાવાનું થયું ! એ લાડુમાં આકર્ષણશક્તિ હતી, પણ તત્ત્વ નહોતું. આવી જ રીતિએ, પરણેલાને પણ પસ્તાવાનું થાય છે અને નહિ પરણેલાને પણ પસ્તાવાનું થાય છે. નહિ પસ્તાવાનું તો, પરણવાની લાલસા વિનાનાને માટે જ અનામત રહે છે.

**સેવ્યની સેવા સેવ્ય જેવા બનાવે :**

સંસારનાં સઘળાંય સુખો, બધાંય વિષયસુખો આવા પ્રકારનાં છે. એ મુઝવે એવાં છે, પણ શાન્તિ આપે તેવાં નથી. સાચી શાન્તિ તો વીતરાગથી મળે, વીતરાગની ઉપાસનાથી મળે, વીતરાગ-ભાવને પામવાથી મળે. આ માટે સેવવા લાયક દેવ તો તે જ ગણાય, કે જે વીતરાગ હોય. શ્રી વીતરાગના આદર્શને હૃદયમાં ધારણ કરીને વૈરાગ્યને પામનારને સુખની રેલમછેલ છે. ચિન્તામણી રત્ન, કામકુંભ અને કલ્પવૃક્ષ દેવાધિષ્ઠિત હોય છે. એ જડ હોવા છતાં પણ દેવાધિષ્ઠિત હોવાને કારણે, જે કોઈ તેની વિધિપૂર્વક ઉપાસના કરીને યાચના કરે છે, તેનાં દુન્યવી મનોવાંછિતો પૂરાય છે.

એવી જ રીતિએ, શ્રી વીતરાગ પોતે સંગરહિત છે, પણ એ તારકના ગુણોમાં–એ તારકના ગુણોની સ્તવનામાં, એ તારકના ગુણોને આશ્રયીને એ તારકની ઉપાસના કરવામાં અતુલ ફળ આપવાની તાકાત છે. ચિન્તામણિ વગેરેની ભારેમાં ભારે સેવા કરવામાં આવે, તો પણ તે તેના સેવકને પોતાના સમાન બનાવે નહિ; અન્યોનાં વાંછિતોને પૂરવાની તાકાતવાળા બનાવે નહિ; ત્યારે શ્રી વીતરાગની ઉપાસના તો વીતરાગ બનાવે. એની ઉપાસનાથી આપણે એના જેવા બની શકીએ. જે દેવ ભક્તિથી રીઝે અને આશાતનાથી ખીઝે, તે દેવ આપણી પાસે પણ રીઝવાનો અને ખીઝવાનો જ આદર્શ રજુ કરે ને ? એવા દેવની સેવા લાલસાથી કરવી એ ભક્તિ નથી, પણ સોદો છે. નિષ્કામ સેવા એ જ સાચી ભક્તિ છે. ભક્તિ માટે જો ભક્તને નિષ્કામ બનવું પડે તો તે ભક્ત 'ભગવાન નિષ્કામ હોવા જ જોઈએ' એટલું ન સમજે ? હવે જો ભગવાન નિષ્કામ હોય તો ભક્તિથી એ રીઝે એવું બને શી રીતિએ ? રાગી અને દ્વેષી દેવની ભક્તિ તારે નહિ, પણ ડૂબાવે. સેવાનું ખરું ફળ કયું ? સેવક સેવ્ય જેવો બને તે ! રાગી–દ્વેષી દેવનો સેવક પણ રાગી–દ્વેષી જ બને. આપણે તો રાગ–દ્વેષથી મુક્ત બનવું છે, કારણ કે–રાગ અને દ્વેષમાં સુખ નથી પણ દુઃખ છે; અને એથી જ આપણે શ્રી વીતરાગની જ દેવ તરીકે ઉપાસના કરીએ છીએ.

### સંગનો રંગ

ભગવાન અસંગ છે, માટે જ ભક્તિનું અંગ છે. શ્રી જિનભક્તિ મોક્ષાર્થે છે. શ્રી વીતરાગની સેવાથી વીતરાગ થવાય છે, માટે તેનાથી મુક્તિ મેળવી શકાય છે. રાગ દુર્ગતિદાયક

છે, જ્યારે સાચો ત્યાગ સદ્દગતિ અને પ્રાન્તે પાંચમી ગતિનો–મુક્તિનો દાયક છે. રાગ દુર્ગતિમાં માર્ગ કરી આપે છે, જ્યારે સાચો ત્યાગ સંસારની આગને બુઝાવીને મુક્તિનો માર્ગ કરી આપે છે. આખુયે જગત્ સંગી છે, સંગનું રંગી છે, સંગમાં માનનાર છે, સંગનું સહકારી છે અને જંગ પણ સંગને અંગે છે. સંગ છૂટે તો અનંગની ભાવના તૂટે અને અભંગ રંગ ગૂંટે; પછી તો તે આત્મામાં રહેલી જે અનન્ત શક્તિઓને કર્મે આધીન બનાવી દીધેલ છે, તે શક્તિઓને લૂંટે જ લૂંટે અને ન ખૂટે એવા અનન્ત આનંદને પામીને પાપનગરનો પરિહાર કરી મુક્તિપુરીને ભેટે, શિવશય્યામાં લેટે. સંગના રંગના પ્રતાપે જ આત્મગુણો આવરાયેલા છે. સંગના રંગે જ જીવનને તરંગમય બનાવી દીધું છે. જન્મ–મરણના પ્રવાહનો વેગ, સંગના રંગને આધીન છે. ભવ રૂપ જંગલમાં બળતરા સંગના રંગની જ છે. સંગના રંગમાં રાચનારા ભંગ પડતાં પાગલ બને છે, પણ સંગનો રંગ જ પાગલ બનાવે એવો છે. સંગનો રંગ છોડવા જેવો છે–એવું લાગ્યા વિના, વીતરાગનો સંગ કરવા જેવો લાગતો નથી. રાગનો સંગ તો છે, પણ એ સંગનો રંગ છે, એ સંગમાં જ અભંગની ઈચ્છા છે, માટે શ્રી વીતરાગનો સંગ થઈ શકતો નથી. સંગ ખટકયા વિના અસંગ એવા શ્રી વીતરાગ વસ્તુતઃ ગમે જ શાના ?

### શ્રી વીતરાગ પ્રત્યેના રાગથી નિપજતું પરિણામ :

કોઈ કહેશે કે–'એક તરફ તો તમે રાગનો સંગ ભયંકર છે એમ કહો છો; અને બીજી તરફ પાછા તમે ને તમે જ

શ્રી વીતરાગનો રાગ કરવાનું, એટલે કે-શ્રી વીતરાગ તરફના રાગનો સંગ કરવાનું કહો છો, તો એ પરસ્પર-વિરોધી વાત કેમ નહિ ?' એને કહેવું કે-કયો રાગ કેવું પરિણામ લાવે છે, એનો વિચાર કરવો જોઈએ. રાગ કોનુ નામ ? કોઈ કહેશે કે-મને અમુકનો રાગ છે, તો તમે એનો શો અર્થ કરો ? જેનો રાગ છે, તેને મેળવવાની ઈચ્છા છે, તેની સાથે રહેવાની ઈચ્છા છે, તેનામાં જ લીન બની જવાની ઈચ્છા છે અને તેનાથી કદી પણ વિખૂટા પડાય નહિ એવી ઈચ્છા છે, એવું જ કહેવાય ને ? વિચાર કરો ને, તમને ઘણી વસ્તુઓનો રાગ છે, એટલે તે વસ્તુઓને માટે તમારા અંતરમા તેવો ભાવ છે ને ? બસ, હવે વિચાર કરો કે-શ્રી વીતરાગ તરફ રાગવાળા બનાય, તો કેવુ પરિણામ આવે ? શ્રી વીતરાગ તરફનો આપણો રાગ, આપણા અન્તરમા કેવોક ભાવ પેદા કરે ? વારંવાર એ જ યાદ આવ્યા કરે, એને જ જોવાનું મન થયા કરે, વારંવાર એને સેવવાનું મન થયા કરે, એનાથી વિખૂટા પડવું ગમે નહિ; એનાથી વિખૂટા પડયા વિના છૂટકો ન હોય, તો પણ મન એનામાં જ પરોવાએલું રહે, કોઈ એની સારી વાત કરે, તો તે ગમે, એની વિરુદ્ધ બોલનારના વચન કાનને અપ્રિય લાગે અને મનને બેચેન બનાવે, એની જાહોજલાલી જાતે કરવાનું મન થાય અને કોઈ એની જાહોજલાલી કરતું હોય તો એનો ઉપકાર માનવાનું, એને પગે લાગવાનું પણ મન થાય ! આવું આવુ જ થાય કે બીજું કાંઈ થાય ? શ્રી વીતરાગ પ્રત્યે રાગ પ્રગટે, તો આવું પરિણામ આવે અને આવુ પરિણામ આવે, તો એથી આત્માને લાભ થાય કે નુકસાન થાય ? રાગનો

સંગ છોડવાનો શા માટે ? આત્માને હેરાનગતિ થાય છે માટે ને ? આત્માને દુઃખથી મુક્ત બનાવીને સુખમાં ઝીલતો કરવાને માટે જ રાગનો સંગ છોડવાની વાત છે. એ હેતુની સાધનામાં શ્રી વીતરાગ તરફનો રાગ સહાયક જ બને છે. માટે જ 'રાગનો સંગ ભયંકર છે' એવું ઉપદેશનારા ઉપકારી મહાપુરુષોએ, રાગના સંગને છોડવાના ઉપાય તરીકે, અસંગ એવા શ્રી વીતરાગ પ્રત્યેના રાગનો સંગ કરવાનું ફરમાવ્યું છે.

**પ્રશસ્ત અને અપ્રશસ્ત રાગ-દ્વેષઃ**

રાગ અને દ્વેષનો સંગ વર્જ્ય છે. રાગ અને દ્વેષનો સંગ ગયા વિના-રાગ અને દ્વેષથી સર્વથા રહિત બની ગયા વિના, કેવલજ્ઞાન પ્રગટે એ શક્ય જ નથી અને એ વિના મુક્તિ નથી. આમ છતાં પણ, રાગ અને દ્વેષના સંગથી સર્વથા મુક્ત બનવાનો ઉપાય કયો ? પહેલાં તો રાગ અને દ્વેષના સંગનો જે રંગ છે, તે રંગ જવો જોઈએ. એમાં જે સુખની, ઉપાદેયપણાની કલ્પના છે, તે જવી જોઈએ. પછી એ રાગને અને એ દ્વેષને એવા સ્થાને યોજી દેવા જોઈએ, કે જે સ્થાને યોજેલા રાગ અને દ્વેષ, રાગ અને દ્વેષની જડને ઉખેડી નાખવામાં સહાયક બને. આ માટે શ્રી જૈન શાસનમાં પ્રશસ્ત અને અપ્રશસ્ત, એવા બે વિભાગો પાડવામાં આવ્યા છે. વિષયસુખનો રાગ, એ અપ્રશસ્ત રાગ અને એ રાગના યોગે પ્રગટતો જે દ્વેષ, તે અપ્રશસ્ત દ્વેષ. મુક્તિસુખનો રાગ, એ પ્રશસ્ત રાગ અને એ રાગના યોગે પ્રગટતો જે દ્વેષ, તે પ્રશસ્ત દ્વેષ. વિષયસુખનો રાગ હોવાથી વિષયસુખનાં જે કોઈ સાધનો

છે અગર તો જે કોઈ પણુ વસ્તુઓ વિષયસુખના સાધનો બની શકે તેમ છે એવુ લાગે, તે સાધનોનો રાગ એ અપ્રશસ્ત રાગ મુક્તિસુખનો રાગ હોવાથી મુક્તિસુખને પમાડનારા, મુક્તિસુખને પામવામા સહાયક થનારા સાધનોનો મુક્તિસુખની સાધનાના હેતુથી જે રાગ થાય, તે પ્રશસ્ત રાગ. રાગમા અને દ્વેષમા પ્રશસ્તપણુ આવે, પણુ તે ક્યારે? મુક્તિસુખની અભિલાષા જાગે ત્યારે! મુક્તિસુખનો રાગ થાય અને એ રાગના કારણે જ એ સુખના સાધનોનો રાગ થાય, એ પ્રશસ્ત રાગ કહેવાય કેમ પ્રશસ્ત? જે ધ્યેયને સિદ્ધ કરવુ છે, તેમા એ સહાયક બને છે માટે! પ્રશસ્ત રાગ-દ્વેષ કદી પણુ વીતરાગ બનવામા અન્તરાયભૂત બને નહિ રાગ-દ્વેષને પ્રશસ્ત બનાવવા, એનો અર્થ એ છે કે-એનાથી જ એની જાતિનો છેદ કરવો! આવડત જોઈએ યોગસાધક દશામા પ્રશસ્ત રાગ-દ્વેષ આવશ્યક છે તત્ત્વત્રયી અને રત્નત્રયીનો તથા તેના સાધનોનો પણ રાગ, વીતરાગ દશાને પામવાને માટે જે કર્મક્ષય કરવો પડે છે, તે કર્મક્ષયને સાધવામા સહાયક બને છે એ રાગ પણુ મુક્તિસુખના લક્ષ્ય દ્વારા પ્રશસ્તપણાને પામે છે વિષયસુખના અર્થિપણાથી કરાતો કોઈ પણુ પ્રકારનો રાગ-દ્વેષ, વાસ્તવિક રીતિએ પ્રશસ્તપણાને પામી શકતો જ નથી વિષયસુખના જ અર્થિપણાથી, કદાચ ધર્મનો રાગ અને અધર્મનો દ્વેષ કરાય, તોય તે રાગ અને તે દ્વેષ પ્રશસ્તની કોટિમા જાય નહિ, માટે રાગ-દ્વેષને જો પ્રશસ્ત બનાવવા હોય, તો પહેલા વિષયસુખનુ અર્થિપણુ-તેમા ઉપાદેયભાવ, તેને દૂર કર્યે, કાઢ્યે જ છૂટકો છે

**સંતસમાગમની જેમ પ્રશસ્ત રાગ-દ્વેષ ફલદાયી બને છે :**

જેમ કોઈ પણ વ્યક્તિનો સંગ નહિ કરવો જોઈએ, પણ સત્સંગ જરૂર કરવો જોઈએ; કારણ કે–સત્સંગ એ પહેલું કામ તો એ કરે છે કે–બૂરા સંગોથી દૂર કરે છે. બૂરા સંગોથી દૂર કરીને, બૂરા સંગોની બૂરાઈને સમજાવે છે. બૂરા સંગોની બૂરાઈને સમજાવીને, બૂરા સંગોથી જેમ બને તેમ આઘા રહેવાની પ્રેરણા કરે છે. ધીરે ધીરે એવી હાલત પમાડે છે કે–બૂરા સંગનો સર્વ પ્રકારે ત્યાગ કરાવીને, સંતસમાગમમાં રાખી સંત બનાવે છે. સત્સંગનો આ પ્રભાવ છે. તેમ પ્રશસ્ત રાગ–દ્વેષ પણ પહેલાં તો અપ્રશસ્ત રાગ–દ્વેષ તરફ નફરત પેદા કરે છે, પછી એને કાઢવાને માટે આત્માને ઉત્સાહિત બનાવે છે અને આત્મા જ્યાં ઉદયગત દશામાં કેવળ પ્રશસ્ત રાગ–દ્વેષવાળો બને છે, એટલે તે એનો સ્વામી બની જાય છે. પછી આત્માની રાગ–દ્વેષના ક્ષયની પ્રવૃત્તિ જોરદાર બની જાય છે અને અન્તે રાગ–દ્વેષ ક્ષીણ થઈ જાય છે. રાગ–દ્વેષ રૂપ મળને કાઢવાને માટે, પ્રશસ્ત રાગ–દ્વેષ રૂપ દિવેલ આદિનો રેચ લેવો પડે છે. એ રેચ શું કરે છે ? માત્ર મલને કાઢે છે–એમ નહિ, પણ મલની સાથે પોતે પણ નીકળી જાય છે. દિવેલ વગેરે પીવાથી, એ દિવેલ વગેરે પેટમાં જઈને મલની સાથે ભળી જાય છે. કઠિન મલને ઢીલો બનાવી દે છે. એ મલને બહાર નીકળવામાં મદદ કરે છે. પછી મલને બહાર કાઢવાને માટે પોતે પણ સાથે જ બહાર નીકળી જાય છે. પ્રશસ્ત રાગ–દ્વેષ પણ આવું જ કાર્ય કરે છે. માટે જ એને પ્રશસ્ત કહેવાય છે. જ્યાં રાગ–દ્વેષથી થતી હાનિનું વર્ણન

હોય, એની બૂરાઈનું વર્ણન હોય, એના ત્યાગનું વર્ણન હોય, ત્યાં સમજી લેવું કે–એ બધું અપ્રશસ્ત રાગ–દ્વેષને અંગે જ છે. પ્રશસ્ત રાગ–દ્વેષ અપ્રશસ્ત રાગ–દ્વેષને કાઢીને પોતે પણ નીકળી જાય છે એને કાઢવાની મહેનત કરવી પડતી નથી પણ એનો સાથ હોય છે તો જ આત્મા રાગ–દ્વેષથી સર્વથા મુક્ત બનવાનો જોરદાર પ્રયત્ન કરી શકે છે. પ્રશસ્ત રાગ–દ્વેષના યોગે આત્મા તત્ત્વત્રયી અને રત્નત્રયીમા લીન બની જાય છે, એથી રાગ–દ્વેષ જવા માંડે છે અને ક્રમે કરીને રાગ–દ્વેષ સર્વથા જતાં, તે આત્મા રત્નત્રયીમય બની જાય છે

**કર્મને ખોડો કાઢવો હોય તો મનને પરમાત્માની પ્રીતિમાં જોડો!**

દુન્યવી પદાર્થોનો સંગ અપ્રશસ્ત છે પ્રશસ્ત ભાવનાઓએ તેમાં સ્થાન લેવું ઘટે. પ્રશસ્ત સંગના અભાવે આત્મામાં અપ્રશસ્ત સંગ સ્થાન લે છે, સ્થાન જમાવે છે, સ્થિર થાય છે. સાંસારિક સુખને માટે દુનિયાના પદાર્થોને મેળવવાની જેટલી ભાવનાઓ છે, તે તમામ અપ્રશસ્ત છે પ્રશસ્ત સંગ, દુનિયાનાં દર્દોને દફનાવીને, મુક્તિની મુકમ્મીલ આઝાદી અર્પણ કરે છે. અપ્રશસ્ત સંગ મુક્તિના અનન્ત સુખોથી આત્માને દૂર કરીને, તેને દુખમય દર્દી બનાવીને બરબાદી બક્ષે છે. દુનિયાનો સંગ રાગ–દ્વેષ હોય તો જ ગમે છે અને તે પણ અપ્રશસ્ત પ્રકારના! દુનિયામા વેર–ઝેર, કલહ, યુદ્ધો આદિ રાગ–દ્વેષના ધાગ્ડો જ વધારે છે સંસારમાં સંસરણ કરાવનાર રાગ તથા દ્વેષ છે. પ્રીતિની નીતિમા દુનિયા સમજતી નથી, તેથી તે પૌદ્ગલિક, પુદ્ગલોની જ પ્રીતિમા મસ્તી ધરાવે છે,

દુર્ગતિઓના સ્થાનમાં પોતાની જાતને ઠેરાવે છે. પુદ્‌ગલોના સંગને વિષે અપ્રીતિ હોવી જોઈએ તથા પરમાત્મા પ્રત્યે પ્રીતિ પ્રગટવી જોઈએ. જેટલી પ્રીતિ કરવી હોય, રાખવી હોય, તેટલી પ્રીતિ પરમાત્મા પ્રત્યે, એ તારકોની આજ્ઞાની જ આરાધનામાં રક્ત ગુરુઓ પ્રત્યે અને એ તારકોએ ફરમાવેલા ધર્મ પ્રત્યે કરવી અને રાખવી જોઈએ. જો કડવી દશાનો અનુભવ કરવો ન હોય, તો સાચી પ્રીતિના સ્થાન અમાન જ્ઞાનદાનના સમર્પક પરમાત્મા જ છે. એની પ્રીતિ જેટલી વધારે, તેટલી પ્રીતિ પુદ્‌ગલની ઓછી થાય. પુદ્‌ગલની બાજીમાં રાજી બની, પોતાના આત્માને ભાજીની કીમતે તોલાવનાર, પરમાત્માની પ્રીતિથી ભાગનાર છે. માટે પ્રભુકથિત પાવન જ્ઞાનવિચારોના ચોગાનમાં તાજી તાજી ભાવનાઓ ભાવી પ્રભુપ્રીતિમાં–એની આજ્ઞાઓમાં રાજી બનશો, તો જ સઘળીય બાજી સાજી રહેશે. પ્રભુપ્રીતિપરાયણો, પરમાત્મા તરફની પ્રીતિમાં પરાયણ બનેલાઓ, સંસારની આપત્તિમાં પણ, તે તારકોની આજ્ઞાઓને માટે ગાજી ઉઠે છે. પ્રભુપ્રેમમાં આત્માને ઓતપ્રોત બનાવનાર, જો કોઈ પ્રભુના માર્ગમાં કાંટાઓ વેરતા હોય તો નારાજ તો થાય–એમાં નવાઈ નથી, પણ માત્ર નારાજ થઈ ને બેસી નહિ રહેતાં, તેની એતરાજી કરે! આળસને તથા કાયરતાને ખંખેરી નાખી, જેટલી હોય તેટલી શક્તિનો ઉપયોગ કરીને પ્રતીકાર કરે !! શ્રી જિનરાજની આરાધનામાં, શ્રી જિનશાસનની આરાધનામાં પ્રાણ વારી દે, ઓવારી દે, તન–મન–ધન સઘળું ન્યોછાવર કરી દે !!! એમાં બીજા કોઈની સહાયની પણ અપેક્ષા રાખે નહિ.

એ તો શૂરા સુભટની જેમ કૂદી પડે અને વેરાયેલા કાટાઓને ઉઠાવી ફગાવી દે તથા વેરાતા કાંટાઓને એકદમ રોકી દે. આવી પ્રીતિ જ્યાં સુધી આત્મામાં જાગે નહિ, ત્યા સુધી મોહ ભાગે નહિ, ત્યા સુધી રાગ–દ્વેષ જાય નહિ આ તમામ, પુદ્ગલોના સગનો રગ ઘટે ત્યારે જ બની શકે, માટે મનને પુદ્ગલની પ્રીતિથી છોડાવીને પરમાત્માની પ્રીતિમા જોડો અને એ પ્રકારે કાઢવા માડો કર્મનો ખોડો !

> "પ્રીતિ પુદ્ગલતણી છોડો પ્રભુના ધ્યાનમા જોડો
> અખતરો તો કરો થોડો, નીકળશે કર્મનો ખોડો "

કર્મનો ખોડો કાઢવો હોય, તો આ અખતરો કરવાની જરૂર છે પરમાત્માની પ્રીતિનો થોડો પણ અનુભવ મોટી શાન્તિ આપવાને માટે સમર્થ છે

**ભક્તિ નિરાશંસ ભાવે કરો.**

જગતમા એવી કોઈ સિદ્ધિ નથી, કે જે શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિથી પ્રાપ્ત થાય નહિ. શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિ દ્વારા દુન્યવી સર્વ સિદ્ધિઓ તેમ આત્મિક સર્વ સિદ્ધિઓ સુલભ બને છે શ્રી વીતરાગની પ્રીતિથી કરાતી ભક્તિ, બાહ્ય અને આભ્યન્તર ઋદ્ધિઓની પ્રાપ્તિનુ કારણ છે, કારણ કે–એ જેમ કર્મનિર્જરાની સાધક છે, તેમ શુભ પુણ્યની પણ સાધક છે બાહ્ય સિદ્ધિઓને માટે પુરૂષાર્થ કરાય, પણ એ પુરૂષાર્થ સફળ તો જ બને, કે જો લાભાન્તરાય કર્મ નડે નહિ અને શુભ પ્રકારનુ ભોગફળ કર્મ એટલે પુણ્યકર્મ ઉપાર્જેલું હોય. આમ છતા પણ, એ વાત ધ્યાનમા રાખવાની છે કે–શ્રી

વીતરાગની ભક્તિ વિષયસુખની, પૌદ્‌ગલિક સુખની અભિલાષાથી કરવાની નથી; પરન્તુ આત્મિક સુખની, મોક્ષસુખની અભિલાષાથી જ કરવાનો છે. વિષયસુખ તરફ અનુપાદેયબુદ્ધિ પ્રગટ્યા વિના, એ સુખની સ્પૃહા પણ દુઃખદાયી છે–એવું લાગ્યા વિના, વિષયસુખનો ભોગવટો એ બાલક્રીડા છે–એવું લાગ્યા વિના અને વિષયસુખ તરફ ઘૃણાભાવ પ્રગટ્યા વિના, શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિમાં દત્તચિત્ત બની શકાતું નથી. શ્રી વીતરાગની ભક્તિ વીતરાગ બનવા માટે કરવાની! નિરાશંસભાવે કરવાની! દુન્યવી સુખની આશંસા, એ મહાદોષ છે. એ દોષ શ્રી વીતરાગની ભક્તિમાં આવી જાય નહિ, તેની તો ખાસ કાળજી રાખવાની.

**જગતમાં પ્રવર્તી રહેલું આશાનું દાસત્વ :**

આશાના દાસ બનીને શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિ કરવાની નહિ; પણ આશાને દાસી બનાવીને, કદી પણ આશા કરવી જ પડે નહિ અથવા તો આશા થાય જ નહિ–એવી આત્મદશાને પ્રાપ્ત કરવાને માટે–પ્રગટાવવાને માટે જ, શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિ કરવાની છે. કહ્યું છે કે–

> " आशाया ये दासाः, ते दासाः सर्वलोकस्य ।
> आशा दासी येषां, तेषां दासायते लोकः ॥१॥ "

જેઓ આશાના દાસ બને છે, તેઓને સર્વલોકનું દાસત્વ સ્વીકારવું પડે છે અને જેઓ આશાને પોતાની દાસી બનાવે છે, તેઓના દાસપણાને લોક સ્વીકારે છે. તમારે દાસ બનવું છે કે લોક તમારો દાસ બને એ તમને ગમે છે? લોકને દાસ

બનાવવાની આશા પણ દાસત્વ સર્જે છે. આપણે તો એવી આશા પણ નહિ જોઈએ. આશા માત્રનો ત્યાગ, આપોઆપ, અન્યોને તમારૂં દાસત્વ સ્વીકારવાને પ્રેરશે. આશાના યોગે આદમી કેવી કેવી ગુલામીઓ કરે છે, એ શું તમારાથી અજાણ્યું છે? ભડવીરો જેવા ભડવીરો પણ બાયકાંગલાઓના હુકમોને ઉઠાવે છે, તે કોના પ્રતાપે? બુદ્ધિશાળીઓ પણ અક્કલના ઓથમીરોની સેવા કરે છે, તે કોના પ્રતાપે? વિદ્વાનો પણ અજ્ઞાનોની વાતમાં હાજીયો પૂરે છે, તે કોના પ્રતાપે? ઉચ્ચ પદે રહેલાઓ પણ ધનવાનોને માન આપે છે, તે કોના પ્રતાપે? ધનવાનો પણ સત્તાધિકારી માણસોને ખુશ રાખવાનો પ્રયત્ન કરે છે, તે કોના પ્રતાપે? આરામપ્રિય માણસો પણ અવસરે ને કઅવસરે રાત્રિ–દિવસ દોડધામ કરે છે, તે કોના પ્રતાપે? સ્નેહઘેલા ને કામઘેલાઓ પણ કુટુંબ–ઘરબાર–દેશને તજીને પરદેશને વેઠે છે, તે કોના પ્રતાપે? ધનવાનો અને સત્તાધારિઓ કુટડી અને નાદાન પણ સ્ત્રીઓની આજ્ઞાઓને તાબે થાય છે, તે કોના પ્રતાપે? આમ જગતમાં લગભગ સર્વત્ર, એક અથવા તો બીજા રૂપમાં, દાસત્વજ દાસત્વ પ્રવર્તી રહ્યું છે અને તે પ્રતાપ બીજા કોઈનોય નથી, પણ આશાનો છે! સંસારના સુખની આશામાં ને આશામાં માણસ ઝૂરે છે, અણગમતાની પણ આજ્ઞા ઉઠાવે છે; ગમતાને ખુશ રાખવાને ગુલામી કરે છે, અને તેમ છતાં પણ સરવાળે તો તેને નિરાશ જ થવું પડે છે. કોઈ દિવસ સઘળી આશાઓ પૂરાતી નથી. વળી સંસારના સુખની આશાનો સ્વભાવ જ એવો છે કે–એ ફળે નહિ ત્યાં સુધી ઝુરાવે અને ફળે એટલે ઉદ્વિગ્ન બનાવે અને ઉદ્વિગ્ન

બનાવીને તેને પાછો નવી નવી આશાઓથી ઝૂરતો બનાવી દે: કારણ કે-સંસારનું સુખ ગમે તેટલું મળે તોય અધુરું ને અધુરું જ લાગે છે. સંસારના સુખની આશાએ દોડધામ કરનારો એવો એક પણ માણસ નથી, કે જે એમ કહે કે-મારું મન મને મળેલા સુખથી ભરાઈ ગયું છે અને હવે મને કશી જ આશા અગર તો ઈચ્છા નથી.

**આશયભેદથી ધર્માનુષ્ઠાનોના પાંચ પ્રકારો:**

આવી આશાઓના ગુલામ બન્યા રહીને તમે શ્રી વીતરાગ પરમાત્માને સેવો, એ તારકોની ભક્તિ કરો, તો પણ તમને એવું જેવું ફળ મળવું જોઈએ, તેવું ફળ મળે જ શી રીતિએ? એ તારકોના વીતરાગ-ભાવનું સમ્યગ્દર્શન તમને થાય શી રીતિએ? આથી જ, ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ મોક્ષના હેતુથી ફરમાવેલાં ધર્માનુષ્ઠાનોને નિરાશંસભાવે કરવાની આજ્ઞા છે. ઉપકારીઓએ ધર્માનુષ્ઠાનોના પાંચ ભેદો વર્ણવ્યા છે. અને તે પાંચ ભેદો એ ધર્માનુષ્ઠાનોને આચરનાર આત્માઓના આશય વિશેષને અનુલક્ષીને જ વર્ણવવામાં આવ્યા છે. વિષાનુષ્ઠાન, ગરાનુષ્ઠાન, અન્યોન્યાનુષ્ઠાન, તદ્-હેતુ-અનુષ્ઠાન અને અમૃતાનુષ્ઠાન-એવા એ પાંચ ભેદો છે. ઈહલૌકિક પૌદ્‌ગલિક સુખની કામનાથી જે ધર્માનુષ્ઠાન કરાય, તેને ઉપકારીઓ 'વિષાનુષ્ઠાન' કહે છે; પારલૌકિક પૌદ્‌ગલિક સુખની કામનાથી જે ધર્માનુષ્ઠાન કરાય, તેને ઉપકારીઓ 'ગરાનુષ્ઠાન' કહે છે; અને ગતાનુગતિકપણે જે ધર્માનુષ્ઠાન કરાય, તેને ઉપકારીઓ 'અનનુષ્ઠાન' અગર તો 'અન્યોન્યાનુ-

ષ્ઠાન' કહે છે. ધર્માનુષ્ઠાનના આ ત્રણેય પ્રકારોને 'અસદ્ અનુષ્ઠાનો' તરીકે વર્ણવીને, ઉપકારીઓએ તેનો ત્યાગ કરવાનું ફરમાવ્યું છે. અર્થાત્-એ ઉપકારીઓએ એમ ફરમાવ્યું છે કે-જે ધર્માનુષ્ઠાન કરો, તે ઈહલૌકિક પૌદ્ગલિક સુખના આશયથી કરો નહિ, પારલૌકિક પૌદ્ગલિક સુખના આશયથી કરો નહિ અગર તો ગતાનુગતિકપણે પણ કરો નહિ! ત્યારે કયા આશયથી ધર્માનુષ્ઠાન કરવાનું? મોક્ષના આશયથી. મોક્ષના આશયથી વિધિબહુમાનપૂર્વક જે ધર્માનુષ્ઠાન કરાય, તે ધર્માનુષ્ઠાનને તદ્‌હેતુ-અનુષ્ઠાન કહેવાય છે અને મોક્ષના આશયથી ત્રણેય યોગોની પૂરેપૂરી વિશુદ્ધિને સાધીને યથાવિધિ જે ધર્માનુષ્ઠાન કરાય, તેને ઉપકારીઓએ અમૃતાનુષ્ઠાન કહ્યું છે. તદ્‌હેતુ-અનુષ્ઠાન અને અમૃતાનુષ્ઠાન, એ બન્નેય સદ્ અનુષ્ઠાનો છે અને એથી જ ઉપકારીઓએ આ બે પ્રકારનાં ધર્માનુષ્ઠાનોને જ આચરવાની પ્રેરણા કરી છે.

**ધર્માનુષ્ઠાનોના આશયને સારો બનાવો :**

**પ્રશ્ન૦** આ લોકના અગર તો પરલોકના સાંસારિક સુખના આશયથી ધર્માનુષ્ઠાન કરતા હોઈએ તો તેનો ત્યાગ કરી દેવો?

ધર્માનુષ્ઠાનનો ત્યાગ કરવો નહિ, પણ આ લોકના તથા પરલોકના સાંસારિક સુખના આશયનો ત્યાગ કરીને, તે ધર્માનુષ્ઠાનને એક માત્ર મોક્ષસુખને મેળવવાના આશયથી જ કરવું.

**પ્રશ્ન૦** પણ સાંસારિક સુખનો આશય નીકળતો ન હોય અને મોક્ષનો આશય આવતો ન હોય, તો શું કરવું?

બનાવીને તેને પાછો નવી નવી આશાઓથી ઝૂરતો બનાવી દે: કારણ કે-સંસારનું સુખ ગમે તેટલું મળે તોય અધુરું ને અધુરું જ લાગે છે. સંસારના સુખની આશાએ દોડધામ કરનારો એવો એક પણ માણસ નથી, કે જે એમ કહે કે-મારું મન મને મળેલા સુખથી ભરાઈ ગયું છે અને હવે મને કશી જ આશા અગર તો ઈચ્છા નથી.

**આશયભેદથી ધર્માનુષ્ઠાનોના પાંચ પ્રકારો:**

આવી આશાઓના ગુલામ બન્યા રહીને તમે શ્રી વીતરાગ પરમાત્માને સેવો, એ તારકોની ભક્તિ કરો, તો પણ તમને એનું જેવું ફળ મળવું જોઈએ, તેવું ફળ મળે જ શી રીતિએ? એ તારકોના વીતરાગ-ભાવનું સમ્યગ્દર્શન તમને થાય શી રીતિએ? આથી જ, ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ મોક્ષના હેતુથી ફરમાવેલાં ધર્માનુષ્ઠાનોને નિરાશંસભાવે કરવાની આજ્ઞા છે. ઉપકારીઓએ ધર્માનુષ્ઠાનોના પાંચ ભેદો વર્ણવ્યા છે. અને તે પાંચ ભેદો એ ધર્માનુષ્ઠાનોને આચરનાર આત્માઓના આશય વિશેષને અનુલક્ષીને જ વર્ણવવામાં આવ્યા છે. વિષાનુષ્ઠાન, ગરાનુષ્ઠાન, અન્યોન્યાનુષ્ઠાન, તદ્-હેતુ-અનુષ્ઠાન અને અમૃતાનુષ્ઠાન-એવા એ પાંચ ભેદો છે. ઇહલૌકિક પૌદ્‌ગલિક સુખની કામનાથી જે ધર્માનુષ્ઠાન કરાય, તેને ઉપકારીઓ 'વિષાનુષ્ઠાન' કહે છે; પારલૌકિક પૌદ્‌ગલિક સુખની કામનાથી જે ધર્માનુષ્ઠાન કરાય, તેને ઉપકારીઓ 'ગરાનુષ્ઠાન' કહે છે; અને ગતાનુગતિકપણે જે ધર્માનુષ્ઠાન કરાય, તેને ઉપકારીઓ 'અનનુષ્ઠાન' અગર તો 'અન્યોન્યાનુ-

ષ્ઠાન' કહે છે. ધર્માનુષ્ઠાનના આ ત્રણેય પ્રકારોને 'અસદ્ અનુષ્ઠાનો' તરીકે વર્ણવીને, ઉપકારીઓએ તેનો ત્યાગ કરવાનું ફરમાવ્યું છે. અર્થાત્-એ ઉપકારીઓએ એમ ફરમાવ્યું છે કે-જે ધર્માનુષ્ઠાન કરો, તે ઈહલૌકિક પૌદ્ગલિક સુખના આશયથી કરો નહિ, પારલૌકિક પૌદ્ગલિક સુખના આશયથી કરો નહિ અગર તો ગતાનુગતિકપણે પણ કરો નહિ! ત્યારે કયા આશયથી ધર્માનુષ્ઠાન કરવાનું ? મોક્ષના આશયથી. મોક્ષના આશયથી વિધિબહુમાનપૂર્વક જે ધર્માનુષ્ઠાન કરાય, તે ધર્માનુષ્ઠાનને તદ્હેતુ-અનુષ્ઠાન કહેવાય છે અને મોક્ષના આશયથી ત્રણેય યોગોની પૂરેપૂરી વિશુદ્ધિને સાધીને યથાવિધિ જે ધર્માનુષ્ઠાન કરાય, તેને ઉપકારીઓએ અમૃતાનુષ્ઠાન કહ્યું છે. તદ્હેતુ-અનુષ્ઠાન અને અમૃતાનુષ્ઠાન, એ બન્નેય સદ્ અનુષ્ઠાનો છે અને એથી જ ઉપકારીઓએ આ બે પ્રકારનાં ધર્માનુષ્ઠાનોને જ આચરવાની પ્રેરણા કરી છે.

**ધર્માનુષ્ઠાનોના આશયને સારો બનાવો :**

પ્રશ્ન૦ આ લોકના અગર તો પરલોકના સાંસારિક સુખના આશયથી ધર્માનુષ્ઠાન કરતા હોઈએ તો તેનો ત્યાગ કરી દેવો ?

ધર્માનુષ્ઠાનનો ત્યાગ કરવો નહિ, પણ આ લોકના તથા પરલોકના સાંસારિક સુખના આશયનો ત્યાગ કરીને, તે ધર્માનુષ્ઠાનને એક માત્ર મોક્ષસુખને મેળવવાના આશયથી જ કરવું.

પ્રશ્ન૦ પણ સાંસારિક સુખનો આશય નીકળતો ન હોય અને મોક્ષનો આશય આવતો ન હોય, તો શું કરવું ?

તો પણ સાંસારિક સુખના આશયને તજવાની અને મોક્ષસુખના આશયને પેદા કરવાની વૃત્તિ રાખીને ધર્માનુષ્ઠાન કર્યા કરવું. મનમાં એવો વિચાર વારંવાર કરવો કે–મારો આ પાપ આશય ક્યારે ટળે અને ક્યારે મારામાં મોક્ષનો આશય પ્રગટે.

**પ્રશ્ન૦** એવી વૃત્તિ પણ પ્રગટતી ન હોય તો ?

'સાંસારિક સુખનો મારો આશય ટળે તો સારું અને મોક્ષ-સુખને મેળવવાનો આશય મારામાં પ્રગટે તો સારું'–એવો ભાવ પણ જો હૈયામાં પ્રગટતો ન હોય, તો તમે જ વિચાર કરો કે–એ ધર્માનુષ્ઠાનોને આચરવા છતાં પણ, તમે ધર્મની અને મોક્ષની આરાધના કરો છો કે અર્થની અને કામની આરાધના કરો છો ? કહેવું જ પડશે કે–વસ્તુતઃ એ ધર્મની કે મોક્ષની આંશિક પણ આરાધના નથી, જ્યારે એ અર્થની અને કામની જ આરાધના છે એ નિશ્ચિત છે; તો સાધુઓ તમને એવા પ્રકારે ધર્માનુષ્ઠાનોને કરવાની હા શી રીતિએ પાડે ? ક્રમે કરીને પણ સાંસારિક સુખનો આશય જશે અને મોક્ષસુખનો આશય પ્રગટશે–એમ લાગે ત્યાં સુધી તો ઠીક, પણ એક માણસ સમજણપૂર્વક અર્થ-કામનો આશય જ રાખે અને મોક્ષનો આશય મારામાં પ્રગટે તો સારું–એમેય ઈચ્છે નહિ, તેનેય ધર્માનુષ્ઠાન કરવામાં સંમતિ, એક માત્ર મોક્ષમાર્ગ રૂપે જ સ્થપાએલા શ્રી જિનશાસનના ગુરુઓ શી રીતિએ આપે ? ન જ આપે.

**સાંસારિક સુખના આશયથી થતા ધર્મથી–**
**–પાપ બંધાય કે પુણ્ય બંધાય ?**

**પ્રશ્ન૦** સાંસારિક સુખના આશયથી ધર્માનુષ્ઠાનો કરે તો તેને પાપનો બંધ થાય કે પુણ્યનો બંધ થાય ?

તેના આશયથી તેને પાપનો જ બધ થાય અને ધર્મા નુષ્ઠાનોની ક્રિયાથી તેને પુણ્યનો બધ થાય, પણ તેય પુણ્ય પાપાનુબધી પુણ્ય બધાય એ પુણ્યથી દેવગતિ આદિના સુખો મળે એ શક્ય છે, પણ એ સુખસામગ્રી વચ્ચે પણ એ જીવ ઘણી અસમાધિને ભોગવતો હોય છે વળી એ સુખસામગ્રીમા એ જીવ એટલો બધો આસક્ત બની જાય છે કે-પછી તેને ઘણા કાળ પર્યન્ત દુર્ગતિઓમા ભટકવુ પડે છે ધર્મની આશાતના કરવાથી, તેને ધર્મની પ્રાપ્તિ દુર્લભ બની જાય છે સાસારિક સુખનો આશય આવી જાય, મોક્ષસુખનો આશય ન પણ આવે, તો પણ 'મોક્ષસુખનો આશય મળે-પ્રગટે તો સારુ'-એવી વૃત્તિ હોય અથવા તો સાસારિક સુખના આશ યનો જ આગ્રહ ન હોય, ત્યા સુધીય માર્ગે ચઢાવી શકાય, પણ સમજપૂર્વક સાસારિક સુખના આશયનો જ આગ્રહ હોય, તો માનવુ પડે કે-આ જીવ કા તો અભવ્ય છે, કા તો દુર્ભવ્ય છે અને કા તો ભવ્ય હોવા છતાય અતિશય ભારેકર્મી છે! કારણ કે-જીવ ધર્માનુષ્ઠાનને પામ્યો છે, મોક્ષમાર્ગને સમજા વનાર સદ્‌ગુરુના સદુપદેશનો યોગ થયો છે, એવો મૂઢ કે અબોધ નથી કે કશા જ સારાસારને સમજી શકે નહિ, છતા પણ મોક્ષના આશયને નહિ લાવવાનો આગ્રહ રાખે, એ સૂચવે છે કે-મોક્ષની રુચિ પ્રગટે એટલી પણ યોગ્યતા એ જીવમા પ્રગટી નથી નહિતર તો એ કહે કે-'સાસારિક સુખના આશ યને કાઢવાની અને મોક્ષસુખના આશયને પ્રગટાવવાની હવે હુ મહેનત કરીશ' ધ્યાનમા રાખો કે-ધર્માનુષ્ઠાનોને તજ વાની આ વાત નથી, પણ ધર્માનુષ્ઠાનોના આચરણમા પેઠેલા

અધર્મભાવને તજવાની આ વાત છે. આશય સુધારવાનું કહેતાં, ધર્મ તજવાનું મન થાય, એય પાપ છે.

**સાંસારિક સુખના આશયથી જ–**
**–શું સાંસારિક સુખની સામગ્રી મળવાની છે ?**

**પ્રશ્ન૦** સાંસારિક સુખની સામગ્રી વિના સમાધિભાવ ટકતો નથી અને ધર્મને આચરવાનો ઉત્સાહ પ્રગટતો નથી, માટે સાંસારિક સુખના આશયથી ધર્માનુષ્ઠાનો કરતો હોય તો !

તો તો હેતુ એ થયો કે–મને સમાધિભાવ મળે તો સારું, કે જેથી ધર્મને હું ધર્મ રૂપે આચરી શકું ! એટલા પૂરતો તો આશય સારો ગણાય ને ? એવા આશયવાળો ધર્માનુષ્ઠાનોને તો આચરે જ છે; માત્ર સાંસારિક સુખના આશયથી આચરે છે–એટલું જ; પણ એથી એનામાં ધર્મને આચરવાનો ઉત્સાહ પ્રગટતો નથી–એમ નહિ કહી શકાય. એમ જ કહી શકાય કે–ધર્મને ધર્મ રૂપે આચરવાનો ઉત્સાહ પ્રગટતો નથી, અને એવો ઉત્સાહ નથી પ્રગટતો એ એને ડંખે છે. જો આમ જ હોય, તો એવા માણસને માર્ગને પામવામાં બહુ ઓછી મુશ્કેલી નડે છે. એને તો એમ પણ સમજાવી શકાય કે–દુઃખમાં દીનતા એ જેમ અસમાધિ છે, તેમ સુખમાં લોલુપતા એ પણ અસમાધિ છે. સમાધિ તો આત્મચિન્તનમાં રહેલી છે. દુઃખની ભારેમાં ભારે સામગ્રી વચ્ચે પણ, આત્મચિન્તનમાં રક્ત બનેલા મહાત્માઓ સમાધિને ટકાવીને મુક્તિને સાધી શક્યા છે અને સુખની ભારેમાં ભારે સામગ્રી વચ્ચે પણ, પૌદ્ગલિક સુખમાં જ સર્વસ્વ માન-

નારા તથા આત્માને ભૂલી જનારા પામરો, અસમાધિમય દશાને ભોગવીને, એના યોગે ઉપાર્જેલા પાપથી ઘોર નરકમાં ચાલ્યા ગયા છે. આથી સાંસારિક સુખના આશયને તજી દે અને જે કાંઈ સામગ્રી મળી હોય, તે સામગ્રીના યોગમાં પણ આત્માના સુખને કેમ પ્રગટાવી શકાય, એનો વિચાર કર. વળી જો તને ખાતરી જ છે કે-આ ધર્માનુષ્ઠાનોમાં સાંસારિક સુખ રૂપ ફળને આપવાની પણ શક્તિ છે, તો તું શું એમ માને છે કે-સાંસારિક સુખનો આશય નહિ રાખવા માત્રથી જ અને મોક્ષનો આશય રાખવા માત્રથી જ, આ ધર્માનુષ્ઠાનો તને સાંસારિક સુખ રૂપ ફળ આપશે જ નહિ ? તું જો આવું માનતો હો, તો તે ખોટું છે. સાંસારિક સુખના આશયથી તો તને નિયમા નુકસાન થશે, જ્યારે સાંસારિક સુખના આશયને તજી દઈને એક માત્ર મોક્ષસુખના આશયથી તું ધર્માનુષ્ઠાનોને સેવવા માંડશે, તો તને આ ભવમાં સમાધિનો લાભ થવા સાથે, પરભવમાં પણ ધર્મની પ્રાપ્તિને સુલભ બનાવે તેવી અને ઉત્તમ કોટિની સાંસારિક સુખની સામગ્રી પણ પ્રાપ્ત થશે.

પ્રશ્ન૦ મોક્ષમાર્ગની આરાધના હું સારી રીતિએ કરી શકું. એ માટે મને સ્વજનાદિની અને ધનાદિની સામગ્રીની અનુકૂળતા થાય, એવો આશય ધર્માનુષ્ઠાનોને સેવવામાં હોય તો !

એમાં તો મોક્ષમાર્ગની આરાધના કરવાની વૃત્તિ છે જ, એવું સુનિશ્ચિત થઈ જાય છે; પરન્તુ એવી વૃત્તિથી પણ સ્વજનાદિની તથા ધનાદિ સામગ્રીની અનુકૂળતા થાઓ-એવો જે આશય આવી જાય છે, તે પણ એક પ્રકારની નબળાઈને જ સૂચવે છે. એવી શૂરતા કેળવવી જોઈએ કે-ગમે તેવી પ્રતિ-

ફળતા વચ્ચે પણ મારે તો મોક્ષમાર્ગની જ આરાધના કરવી છે. મોક્ષમાર્ગની આરાધના કરવાની ઈચ્છાને પ્રબળ બનાવો. તમારી જે ઈચ્છા ખૂબ ખૂબ પ્રબળ બની જાય છે, તે ઇચ્છાને પાર પાડવાને માટે તમે સ્નેહિઓને, સંબંધિઓને, ધનને અને કેટલાક તો ધર્મને પણ ગણતા નથી; તેમ જો મોક્ષમાર્ગને આરાધવાની ઈચ્છા પ્રબળ બની જાય, તો પછી આવા નબળા વિચારો આવે જ નહિ. સાંસારિક સામગ્રીની અનુકૂળતાનો આશય તમે રાખશો તો જ ધર્માનુષ્ઠાનોથી તમને સાંસારિક સામગ્રીની અનુકૂળતા મળશે, એમ માનો છો ? ઊલટું, જેટલી આશયની શુદ્ધતા હશે, તેના પ્રમાણમાં ધર્માનુષ્ઠાનોનું સારું ફળ મળશે. આ કારણે, આપણે પહેલાં જ વિચાર્યું કે-'જગતમાં એવી કોઈ સિદ્ધિ નથી, કે જે શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિથી પ્રાપ્ત થાય નહિ.' અને તે પછી એ વાત સ્પષ્ટ કરી કે-શ્રી વીતરાગ પરમાત્માની ભક્તિ વિષયસુખની-પૌદ્ગલિક સુખની અભિલાષાથી કરવાની નથી, પણ આત્મિક સુખની-મોક્ષસુખની અભિલાષાથી કરવાની છે.

**રાગાદિનો ક્ષય થાય જ નહિ, એવું માનનારાઓ પણ છે :**

આ શ્રી ભગવતીજી સૂત્રના ટીકાકાર પરમર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ, આ સૂત્રની ટીકાની રચનાનો પ્રારંભ કરતાં, મંગલાચરણ કરતાં, શ્રી જિનસ્તુતિ કરી છે. તે સ્તુતિમાંના ચોથા 'અસંગ' વિશેષણનો વિચાર ચાલે છે. આપણે તો માનીએ છીએ કે-જડ અને ચેતનનું અસ્તિત્વ જેમ અનાદિકાલીન છે, તેમ જડ અને ચેતનનો યોગ પણ અનાદિકાલીન છે. કર્મો જડ છે અને તે

કર્મોના યોગથી જ ચેતનનો સ્વભાવ આવરાએલો છે સ્વભાવે અનન્તજ્ઞાની એવા પણ આત્માને જેમ જ્ઞાનાવરણીય કર્મ લગભગ જ્ઞાનશૂન્ય બનાવી શકે છે, તેમ મોહનીય કર્મ સ્વભાવથી સર્વથા અરાગી એવા પણ આત્માને રાગ અને દ્વેષ વાળો જ નહિ, પણ રાગ અને દ્વેષને આધીનેય બનાવી શકે છે. કર્મોનો યોગ આત્માના સ્વભાવને આવરે છે અને આત્માને ગેરરસ્તે પણ દોરે છે આમ છતા પણ, એ કર્મો, આવરણ જ રહે છે; એટલે કે–આત્માના સ્વભાવને નષ્ટ કરવાનુ સામર્થ્ય એ આવરણોમાં નથી. કોઈ પણ વસ્તુના–જડના કે ચેતનના સ્વભાવને કોઈથી પણ સર્વથા નષ્ટ કરી શકાતો નથી ! આવરણ તો એવી વસ્તુ છે કે–એને દૂર કરી શકાય છે. આમ હોવાથી જ, આપણે માનીએ છીએ કે–આવરણનો અભાવ થવાથી આત્માના અનન્તજ્ઞાનાદિ ગુણો પણ પ્રગટી શકે છે સર્વજ્ઞ વિશેષણના વિવેચનના પ્રસંગમા જેમ કહ્યુ હતુ કે–કેટલાકો આત્મામાં સર્વજ્ઞપણું પ્રગટી શકે તેમ માનતા નથી, તેમ આ અસંગ વિશેષણને અંગે પણ ધ્યાનમાં રાખવાનુ છે કે–'કેટલાકો એમ માને છે કે–આત્મા પરિપૂર્ણ વીતરાગ દશાને પામી શકે જ નહિ.' સર્વજ્ઞ તેજ બની શકે છે, કે જે પરિપૂર્ણ વીતરાગ દશાને પ્રાપ્ત કરે, એટલે જ્ઞાનના પરિપૂર્ણ પ્રગટીકરણને અને જ્ઞાનના અનન્તપણાને નહિ માનનારાઓ, વીતરાગપણું પરિપૂર્ણપણે પ્રગટી શકે છે–એ વાતને માનવાનો પણ ઇન્કાર કરે છે. અનાદિમાન આકાશ નાશ પામતું નથી તેમ–

–અનાદિમાન રાગાદિનો ક્ષય ન થાય–એ માન્યતા ખોટી છે:

જેઓ 'વીતરાગપણું પરિપૂર્ણપણે પ્રગટી શકે છે'–એ

વાતને માનવાનો ઈન્કાર કરે છે, તેઓ પોતાના ઇનકારના સમર્થનમાં એમ પણ જણાવે છે કે–

**"रागादयो न क्षयमाविशन्ति अनादिमत्त्वात्, गगनवत्।"**

આમાં ત્રણ વસ્તુઓ છે. (૧) પોતાની માન્યતા, (૨) પોતાની તેવી માન્યતાનો હેતુ અને (૩) તે હેતુના સમર્થન માટેનું ઉદાહરણ. રાગાદિક ક્ષયને પામતા નથી, એ તેમની માન્યતા; રાગાદિક અનાદિમાન છે, એ હેતુ; અને 'ગગનવત્' એટલે 'આકાશની જેમ' એ ઉદાહરણ. 'આકાશ જેમ અનાદિમાન છે, તેમ રાગાદિક પણ અનાદિમાન છે અને તેથી આકાશનો જેમ ક્ષય થતો નથી, તેમ રાગાદિકનો પણ ક્ષય થતો નથી.'–આ વાકયમાં માન્યતા, હેતુ અને ઉદાહરણ–એ ત્રણેયનો સમાવેશ થઈ જાય છે. આવા પ્રસંગે આપણે પહેલો વિચાર ઉદાહરણનો કરવો પડે. એટલે કે–જે ઉદાહરણ આપવામાં આવ્યું છે, તે બંધબેસતું છે કે નહિ ?–એ જોવું પડે. પછી તે સાથે આપવામાં આવેલો હેતુ, તે હેતુ જે માન્યતાને સિદ્ધ કરવાને માટે આપવામાં આવ્યો છે તે માન્યતાને સિદ્ધ કરનારો છે કે નહિ–એ તપાસવું પડે. આપવામાં આવેલું ઉદાહરણ બંધબેસતું હોય નહિ અને આપવામાં આવેલો હેતુ પણ, તે હેતુ જે માન્યતાને સિદ્ધ કરવાને માટે આપવામાં આવ્યો હોય, તે માન્યતાને સિદ્ધ કરી શકે તેમ ન હોય, તો તે માન્યતા આપોઆપ અસિદ્ધ થઈ જાય છે, ખોટી હોવાનું પૂરવાર થઈ જાય છે. રાગાદિકનો ક્ષય નથી થઈ શકતો, એવી પોતાની માન્યતાને સિદ્ધ કરવાને માટે વાદિએ આપેલું ગગનનું દૃષ્ટાન્ત સુસંગત બનતું નથી, કેમ કે–અહીં દૃષ્ટાન્ત–દાર્ષ્ટાન્તિકનું

વૈષમ્ય છે. રાગાદિક પણ અનાદિમાન છે અને ગગન પણ અનાદિમાન છે, એમ એકદેશીય સામ્યને અંગે વાદી ગગનનું દૃષ્ટાન્ત આપવાને માટે લલચાયો છે, પરન્તુ અનાદિમાન એવી સઘળીય વસ્તુઓનો વિચાર કરવામાં આવે, તો માલૂમ પડે કે–અનાદિમાન એવી વસ્તુઓને અંગે થતું પર્યાયાન્તર ભિન્ન ભિન્ન પ્રકારનું હોય છે પર્યાયાન્તરને પામતાંની સાથે જ, પૂર્વના પર્યાય રૂપ વસ્તુનો એકદમ નાશ થઈ ગયો–એવો પણ ભાસ થાય છે અને પર્યાયાન્તર થવા છતા પણ, પૂર્વના પર્યાય રૂપ વસ્તુ કાયમની કાયમ રહી હોય–એવો પણ ભાસ થાય છે. આકાશમાં પર્યાયાન્તર થવા છતાં પણ, આકાશ કાયમનું કાયમ રહે છે અને તે આપણુને જણાય છે; જ્યારે બીજી વસ્તુઓનું પર્યાયાન્તર વિનાશનો ભાસ કરાવે છે, કેમ કે–તેનો પર્યાય અતિ પરિવર્ત્તન પામે છે. આ કારણે, એમ કહી શકાય કે–આકાશનું જે દૃષ્ટાન્ત આપવામા આવ્યું છે, તે આપવામાં દૃષ્ટાન્ત–દાર્ષ્ટાન્તિકનું વૈષમ્ય છે વળી આકાશની જેમ રાગ એ કોઈ સ્વતન્ત્ર વસ્તુ નથી આકાશ સ્વતન્ત્ર દ્રવ્ય છે. રાગ સ્વતન્ત્ર દ્રવ્ય નથી. આત્માના સ્વભાવને આવરનારું અને આત્માને વિભાવદશામાં રાખનારું જે મોહનીય કર્મ છે, તે કર્મના યોગે જ આત્મા રાગવાળો બને છે. એ મોહનીય કર્મનો યોગ આત્માની સાથે અનાદિકાળથી છે, પણ અનાદિકાળથી જેવા પ્રકારનું મોહનીય કર્મ હતું, તેવા જ પ્રકારનું અને તે જ મોહનીય કર્મ, સર્વ કાળે હોઈ શકતું નથી. એમાં જૂનું કર્મ જાય અને નવું કર્મ બંધાય, એમ થયા જ કરે છે મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સીત્તેર કોડાકોડી સાગરોપમની છે, એટલે

જે મોહનીય કર્મ બંધાયું હોય, તે જો ટકે તો વધુમાં વધુ સીત્તેર કોડાકોડી સાગરોપમ કાળ પર્યન્ત ટકે. એ દરમ્યાન નવાં નવાં મોહનીયના પ્રકારનાં કર્મો બંધાય એ બને, પણ એનું એ કર્મ તો ટકે જ નહિ. જેમ દીપકલિકા એક નષ્ટ થાય પણ બીજી દીપકલિકાને ઉત્પન્ન કરતી જાય, તો દીપકલિકા કાયમની કાયમ રહે; પણ પહેલી જે દીપકલિકા હતી, તેની તે જ રહે નહિ. દીપકલિકા બદલાતી ગઈ, પણ દીપકલિકાનું કાર્ય ચાલુ રહ્યું. આથી અજ્ઞાન જીવોને એવો ભ્રમ થાય કે-'આ એની એ જ દીપકલિકા છે' એ સંભવિત છે; પરન્તુ, વસ્તુતઃ દીપકલિકા એની એ જ હોતી નથી. રાગાદિકનું પણ આમ જ બને છે. અનાદિકાળ પૂર્વે પણ રાગાદિક હતા અને આજે પણ રાગાદિક છે, પરન્તુ આજે જે રાગાદિક છે, તે અનાદિકાળ પૂર્વે જેવા પ્રકારના હતા અને જેટલા પ્રમાણવાળા હતા, તેવા પ્રકારના અને તેટલા પ્રમાણવાળા જ છે-એવું નથી: કારણ કે-તેના કારણ મોહનીય કર્મમાં વારંવાર પર્યાયાન્તર દ્વારા પરિવર્ત્તન થયા કર્યું છે. આમ તેના પ્રકાર અને પ્રમાણમાં ફેરફાર થતો હોવાથી, તેનો સર્વથા ક્ષય થાય એ પણ સુસંભવિત છે

**પ્રશ્ન૦** એટલે શું રાગાદિના અસ્તિત્વનો સર્વથા અભાવ જ થઈ જાય ?

રાગ એ વસ્તુતઃ જડ કર્મોનું કાર્ય છે. આ શરીર જડ છે, પણ એમાં આત્મા રહેલો છે, માટે આ શરીર સુખ-દુઃખનો અનુભવ કરે છે. શરીર જડ હોવા છતાંય, ચુંટી ખણો તો વેદના થાય છે, એ પ્રતાપ મહીં આત્મા રહેલો છે તેને અંગે છે. તેમ રાગ એ મોહનીય કર્મનું કાર્ય છે. મોહનીય કર્મ એ

જડ છે. મોહનીય કર્મનો પણ આત્મા સાથે લોહ—અગ્નિ જેવો યોગ હોવાથી, મોહનીય કર્મના યોગે આત્મામાં રાગ પ્રગટે છે. મોહનીય કર્મ ક્ષીણ થતાં રાગ ક્ષીણ થઈ જાય છે. મોહનીય કર્મ ક્ષીણ થાય છે, એટલે શું ? એ પ્રકારના પર્યાયને પામેલું જડ દ્રવ્ય આત્માથી વિખુટું પડી જાય છે. આત્મા સાથેના એના એકમેક સ્વરૂપ યોગનો અન્ત આવી જાય છે. આમ છતાં પણ, જડ તરીકેનું એનું અસ્તિત્વ કાંઈ મીટી જતું નથી. એ જડ વળી નવા પર્યાયને પામે છે. જગતમાં અનાદિકાળથી જે છે, તે આજે પણ છે અને અનન્તાનન્ત કાળે પણ તે રહેવાનું જ છે. જગતમાં જે છે, તેનો વિનાશ નથી અને જે નથી, તેની ઉત્પત્તિ નથી. માત્ર અવસ્થાઓમાં જ ફેરફાર થયા કરે છે. વિભાવ દશાવાળો આત્મા સ્વભાવદશાને પામે, સ્વભાવ દશાને પામીને આત્મા સંસારમાં પરિભ્રમણ કરતો અટકી જાય, પણ તેની હયાતિ તો કાયમની કાયમ જ રહે. તેમ જડના પર્યાયો ફર્યા કરે. રાગાદિકનો સર્વથા ક્ષય થાય, એટલે રાગાદિકનું અસ્તિત્વ જગતમાંથી મીટી જાય નહિ તેમ જ તેનું કારણ કર્મ જે જડ અણુઓના યોગે બનેલ હોય તે અણુઓ મૂળમાંથી નાશ પામે નહિ; પરન્તુ તેનો અમુક આત્મા સાથેનો જે યોગ હોય, તે યોગ નષ્ટ થઈ જાય. આજે જે પરમાણુઓના યોગથી ઘડો બન્યો, તે પરમાણુઓથી ઘડો જ બની શકે—એવો નિયમ નહિ. એ પરમાણુઓ માટીનાં જ પરમાણુઓ તરીકે કાયમ રહે, એવો પણ નિયમ નહિ. એક વાર જે પરમાણુઓ ઘડો બનવામાં ઉપયોગી થયાં હોય, તે જ પરમાણુઓ કાલાન્તરે વસ્ત્ર બનવામાં પણ ઉપયોગી નીવડે. આકાશ માટે આવું બનતું

નથી. એવા પ્રકારના સ્વરૂપાન્તરને આકાશ પામી શકતું નથી. આકાશ કોઈ કાળે ઘડો કે ઘોડો બની ગયું એમ બનતું નથી. એક આકાશ નષ્ટ થાય અને એની જગ્યાએ નવું આકાશ ઉત્પન્ન થઈ જાય, એમેય બનતું નથી. આકાશ આકાશ જ રહે છે. તેમાં ફેરફાર કેટલો થાય છે? આજે આકાશ અમુક સ્થળે ઘર, ઘડા વગેરેથી રોકાએલું હોય, તો થોડા વખત પછી એ સ્થળ ખાલી હોય અને અન્ય સ્થળ રોકાએલું હોય; પણ ઘડા વગેરેનાં પરમાણુઓનું પર્યાયાન્તર જેવા પ્રકારનું થયા કરે છે, તેવા પ્રકારનું પર્યાયાન્તર આકાશનું થતું જ નથી. આથી, અનાદિકાલીન વસ્તુઓમાં પણ એ ભેદ પાડવા જોઈએ. વળી, આકાશ એ કોઈ પણ પ્રકારનાં પરમાણુઓ વિશેષથી બનેલી વસ્તુ નથી, પણ અનાદિકાળથી તે એક સ્વતન્ત્ર દ્રવ્ય તરીકે વિદ્યમાન છે; જ્યારે રાગનું મૂળભૂત કારણ જે મોહનીય કર્મ, તે તો જડના પર્યાય રૂપ કર્મવર્ગણાઓથી ઉત્પન્ન થયેલ છે. આથી એમ કહી શકાય જ નહિ કે—જેમ આકાશ અનાદિ-કાલીન હોવાથી નાશ પામતું નથી, તેમ રાગાદિક પણ અનાદિ-કાલીન હોવાથી ક્ષય પામતા નથી.

ઉત્પન્ન થતા પર્યાયો અને તેની અસર જરૂર નષ્ટ થઈ શકે છે અને તેમ છતાં પણ જગતમાંથી તે વસ્તુઓ કોઇ કાળે મૂળમાંથી નષ્ટ થતી નથી તેમજ તેનો મૂળભૂત સ્વભાવ પણ બદલાતો નથી. જેમ નદીના પાણીનો પ્રવાહ પાણી વહેતું હોય છે, એટલે હોય તે પાણી જાય છે અને તેની જગ્યા આવનારુ પાણી લે છે આ પ્રવાહને બંધ બાંધીને અગર તો તેવા અન્ય કોઈ ઉપાયથી અટકાવી શકાય છે. બીજ અને વૃક્ષનું દષ્ટાન્ત વિચારો. બીજ તથા વૃક્ષ અનાદિમાન છે. બીજથી વૃક્ષ અને વૃક્ષથી બીજ. આ પ્રવાહ અનાદિનો છે, પણ બધાં જ બીજો વૃક્ષપણાને પામતાં નથી. જે બીજો બીજ રૂપે નષ્ટ થઇ જાય છે, તેમાંથી વૃક્ષો થતાં નથી. વૃક્ષોમાં પણ કેટલાંક એવાં થઈ જાય છે કે–તેમાંથી બીજ પેદા થતાં નથી. બીજને પરંપરાની દષ્ટિએ જો વિચારીએ, તો બીજ અનાદિકાલીન ઠરે. એ બીજને કોઈ શેકી નાખે તો ? જમીનમાં બીજને વાવ્યું હોય, પણ તેને કોઈ જીવડું ખાઈ જાય તો ? જીવડાની વાત બાજૂએ રાખો, પણ ખારાશવાળી જમીનમાં બીજ પડે તો ? કહો કે–બીજ નાશ પામી જાય અને એથી એ બીજની જે અનાદિકાલીન બીજ તરીકેની પરંપરા હતી, તેય નાશ પામી જાય. માણસનો વિચાર કરો. એ એના બાપનો દીકરો છે. એનો બાપ વળી એનાય બાપનો દીકરો હતો. એમ પિતા–પુત્રની પરંપરા અનાદિકાળથી ચાલી આવેલી નક્કી થાય છે હવે કોઈ માણસ પરણે નહિ તો ? પરણે, પણ બાઈ વાંઝણી રહે તો ? માણસ જન્મ્યો ને વહેલો મરી જાય તો ? એ સંતતિની પરંપરા અનાદિની હોવા છતાં પણ, તે

નષ્ટ જ થઈ જાય. આવી રીતિએ રાગાદિકનો પણ ક્ષય થઇ શકે છે, એ આપણો મુદ્દો છે. સમતા દ્વારા રાગ–દ્વેષના પ્રવાહને રુંધી શકાય છે અને સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્ચારિત્ર દ્વારા તેના નાશને પણ સાધી શકાય છે. આત્મામાં જો વિવેક પ્રગટે, તેને પોતાના સ્વભાવનો ખ્યાલ આવી જાય, પોતાની વિભાગ દશા ખટકે અને સ્વભાવ દશાને પામવાનું મન થાય, તો તે પોતાની વિભાગ દશાનાં કારણોને ટાળવાને માટે પુરૂષાર્થશીલ બને; અને એવા પુરૂષાર્થશીલ આત્માને માટે પોતાના રાગ–દ્વેષનો સર્વથા ક્ષય એ કોઈ અશકય વસ્તુ જ નથી.

**દૃષ્ટિરાગની ભયંકરતા :**

દુનિયામાં ભારેમાં ભારે રાગ વિષયસુખનો છે. જો કે– વિષયસુખના રાગ કરતાં એટલે કામરાગ કરતાં પણ, દૃષ્ટિરાગ વધારે ભયંકર છે. દૃષ્ટિરાગ એટલે મિથ્યાદર્શનનો રાગ. દર્શનના સ્વીકારમાં માધ્યસ્થ્ય ભાવ અને વિવેકબુદ્ધિ જોઇએ. આત્માનો નિસ્તાર જેનાથી સધાય, તેવા દર્શનનો સમજપૂર્વક સ્વીકાર કરવાની તૈયારી જોઈએ એવી આગ્રહશીલતા નહિ જોઇએ કે–'હું જે દર્શનને માનું છું, તે સિવાયના દર્શનની વાત મારે જાણવી કે વિચારવી જ નહિ.' શ્રી જૈન શાસનમાં તો ષડ્દર્શનનું જ્ઞાન મેળવવાનું વિધાન છે અને ષડ્દર્શનનું વિવેકપૂર્વકનું જ્ઞાન શ્રી જૈન દર્શન પ્રત્યેની આત્માની શ્રદ્ધાને નિર્મળ બનાવનારું છે, એમ પણ ઉપકારીઓ ફરમાવે છે. અન્ય દર્શનોનું જ્ઞાન થવાથી, તે તે દર્શનોમાં કેવી કેવી ત્રુટિઓ છે તે સમજાય છે તેમજ ખાતરી થાય છે કે–'તેના

પ્રરૂપકો અસર્વજ્ઞ હતા એટલે એમ જ બને.' વળી એમ પણ થાય છે કે-શ્રી જૈન દર્શનમાં જીવજીવાદિ તત્ત્વોનું જે વર્ણન કરાએલું છે, તે એટલું બધું વાસ્તવિક છે કે-એથી પણ સમજી શકાય કે આ કથનનું મૂળ સર્વજ્ઞતા છે. શ્રી જૈન દર્શનના જ્ઞાતા બનેલાઓ, કદી પણ અન્ય દર્શનોની વાતોને, પોતે વાંચવા-વિચારવા આદિનો ઈનકાર કરતા નથી અને તેઓ એમ કહે છે કે-'અમે જૈન છીએ માટે અમે શ્રી જૈન દર્શનના પક્ષપાતી નથી, પણ શ્રી જૈન દર્શન એ જ એક સાચું દર્શન છે, માટે અમે શ્રી જૈન દર્શનની ઉપાસનામાં આવ્યા છીએ અને કલ્યાણના અભિલાષી એવા સૌ કોઈને શ્રી જૈન દર્શ-નની ઉપાસનામાં લાગી જવાની ભલામણ કરીએ છીએ.' દૃષ્ટિરાગે જેમનાં વિવેકચક્ષુને પડળ ચઢાવેલ છે, તેઓ આચ-રણમાં કદાચ ઘણા મોટા સન્ત પણ જણાતા હોય, તો પણ તેઓ સદ્‌દર્શનને પામી શકતા નથી અને એથી જ પરમ ઉપકારી કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્‌ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યું છે કે-

"दृष्टिरागस्तु पापीयान्, दुरुच्छेदः सतामपि"।

દૃષ્ટિરાગ એ એવો ભયંકર રાગ છે કે-સત્પુરૂષો પણ પોતાના દૃષ્ટિરાગનો ઉચ્છેદ મહામુશ્કેલીએ કરી શકે છે.

**રાગમાં થતા ફેરફારો :**

આ દૃષ્ટિએ જોઈએ, તો દૃષ્ટિરાગ એ ભારેમાં ભારે ભયંકર રાગ છે; પરન્તુ જગતના જીવો બહુલતયા કામ-

રાગને જ આધીન છે. કામરાગને આધીન થયેલા ઘણા અને કામરાગના યોગે કુકર્મો કરનારા પણ ઘણા ! કામાધીન માણસ છતી આંખે આંધળો બને છે. એનો વિવેક કામની વાત આવે, એટલે ક્યાંય સંતાઈ જાય છે આવા પણ કામરાગને જીતનારા હોય છે કે નહિ ? એકાદ આંચકો આવે અને કામરાગના અંધાપાનો ખ્યાલ આવી જાય, તો મહારાગી જનો પણ મહા વિરાગી બની જાય છે. બીજ, વૃક્ષ, સંતતિ વગેરેનાં દૃષ્ટાન્તો તો જાણે વસ્તુને સ્પષ્ટ કરવાને માટે કહ્યાં, પણ અનુભવ જેવું બીજું દૃષ્ટાન્ત કયું ? અનુભવનું જ્ઞાન આબાદ હોય છે. તમારા હૈયામાં જેના પ્રત્યે અતિશય રાગ હોય છે, તે જ માણસ જ્યારે તમારો વિશ્વાસઘાત કરે છે, ત્યારે તમને શું થાય છે ? એના પ્રત્યેનો રાગ ઓસરી જાય છે ને ? એક પ્રત્યે અતિશય રાગ હોય, એના રૂપમાં પોતે ઘેલો બન્યો હોય, ત્યાં એનેય ટપી જાય એવા રૂપનું દર્શન થાય તો ? રાગનું પાત્ર બદલાઈ જાય છે ને ? ત્યારે રાગ ઓસરી પણ જાય છે અને રાગનું પાત્ર બદલાઈ પણ જાય છે, એ તો તમારા પોતાના જ અનુભવની બીના છે. રાગનું સ્વરૂપ પણ બદલાય છે. ધનનો ખૂબ રાગ હોય, પણ જો કામનો ખૂબ રાગ થઈ જાય છે, તો ધનનો રાગ ઘટે છે અને કામનો ખૂબ રાગ હોય, પણ જો ધનનો રાગ જોરદાર બની જાય છે, તો કામનો રાગ ઘટે છે; અથવા, ધર્મનો રાગ થતાં ધન તથા કામનો રાગ ઘટે છે, એટલે રાગનું સ્વરૂપ બદલાય છે, તેનોય તમને અનુભવ છે. આવી રીતિએ વિવિધ પરિણમનોને પામતો રાગ ક્ષય પામે જ નહિ એ વાત ખોટી છે.

**શૃંગારશતક અને વૈરાગ્યશતક :**

'રાગાદિકનો ક્ષય થાય જ નહિ'-એવું માનનારાઓએ રાજા ભર્તૃહરિના પ્રસંગને વિચારવા જેવો છે. રાજા ભર્તૃહરિએ રચેલા શૃંગારશતકને વાંચતાં, તે જેવો સાક્ષાત્ કામમૂર્તિ સમો લાગે છે, તેવો જ તે તેના રચેલા વૈરાગ્યશતકને વાંચતાં વૈરાગ્યમૂર્તિ સમો લાગે છે. એનું શૃંગારશતક વાંચનાર જો જરાક ભાનભૂલો બને, તો એને કામની પીડાથી પીડાવા માંડતાં વાર લાગે નહિ, એવું એણે એમાં વર્ણન કરેલું છે. પાસે સ્ત્રી ન હોય, કામભોગની કોઈ સામગ્રી ન હોય, તે છતાં પણ, શૃંગારશતકનું વર્ણન જરાક ભાન ભૂલે તેને પાગલ બનાવ્યા વિના રહે નહિ એવું છે. એણે જે કામની એક એક ચેષ્ટાઓનું અને કામની સામગ્રીનું તથા કામનાં વિવિધ અંગોનું વર્ણન કર્યું છે, તેને વાંચતાં વિવેકી આત્માઓ કલ્પી શકે કે-આને રૂંવાડે રૂંવાડે કામનો વાસ હોવો જોઈએ. એની બુદ્ધિ કેવળ કામરાગથી જ ઓતપ્રોત બનેલી હશે, એવી કલ્પના જન્મે. એના એ જ રાજા ભર્તૃહરિના વૈરાગ્યશતકને વાંચતાં થાય કે-આના લખનારમાં ભારોભાર વૈરાગ્ય જ ભરેલો છે. માણસ જો જરાક શાણો થઈને એ વૈરાગ્યશતકને વાંચે, તો એ વાંચનારના હૈયાને વૈરાગ્ય સ્પર્શ્યા વિના રહે નહિ. સ્નેહરાગની અને કામરાગની ગમે તેવી પીડા હોય, પણ આત્માને જરાક સ્થિર અને શાણો બનાવીને જો માણસ વૈરાગ્યશતકને વાંચે, તો એના સ્નેહરાગને અને કામરાગને ઓસરી જતાં વાર લાગે નહિ. સ્નેહરાગ અને કામરાગ, એ કેવી આત્મવંચના છે-તેનો ખ્યાલ આવી જાય.

**રાજા ભર્તૃહરિનો અમર ફળનો પ્રસંગ:**

એક જ માણસની રચના અને તે આવી પરસ્પર વિરોધવાળી, તેનું કારણ શું? એ જ કે—એની રચના કરનાર એક કાળે કામરાગથી ભરપૂર આત્મદશાને ભોગવતો હતો અને અન્ય કાળે એ જ માણસ વૈરાગ્યથી ભરપૂર આત્મદશાને ભોગવતો હતો! આ કારણે, એનું ઉદાહરણ, જેઓ 'રાગાદિકનો ક્ષય થાય જ નહિ'—એવું માને છે, તેઓને માટે તો ખાસ ઉપયોગી નીવડે તેવું છે. ભર્તૃહરિ માલવદેશનો પ્રતાપી ગણાતો રાજા હતો. રાજા હોવા છતાં પણ, એ અસાધારણ કોટિનો વિદ્વાન હતો. એના જીવનમાં એક એવો પ્રસંગ બન્યો, કે જે પ્રસંગે તેને એકદમ જાગૃત કરી દીધો. કામરાગ કેટલો બધો ભયંકર છે, તેનું એને ભાન થયું. એ સત્ત્વશીલ તો હતો જ અને પાછો વિદ્વાન પણ અસામાન્ય કોટિનો હતો—એટલે જ્યાં એને કામરાગની ભયંકરતાનો ખ્યાલ આવ્યો, કે તરત જ એણે રાજ્યાદિકનો પણ ત્યાગ કરી દીધો માત્ર રાણીને જ છોડી એમ નહિ, પણ કુટુંબનો અને રાજ્યાદિનો પણ ત્યાગ કર્યો. એના વિષે એક કવિએ ટૂંકમાં કહ્યું છે કે:—

" સોમ નામ વિપ્રવર, ગિરિજા કે વર કર;
લીનો સુધાફળ કર, દીનો નરનાહ કે. ૧.
નૃપતિ સપતનિ કો, તેણુ નિજ મિતહિકો;
તેણે દીનો ગીતકીકો, નંકિ ફળ ચાહ કે. ૨.
આગે ગણિકા સરાગે, ધરાનાથ આગે ધરે;
ધરાનાથ માથ ધુના, સુના ધુના તાહ કે. ૩.
હા! હા! કામિની કે હિત, હતે કામિની કો અબ;
તાહિ તજે તાહિ ભજે, શિશ શશિ જાય કે. ૪."

આમ તો રાજા ભર્તૃહરિના રાગ અને ત્યાગની વાત જુદા જુદા રૂપમાં પ્રચલિત છે, પરન્તુ તે દરેક વાતોમાં સાર તો એ જ હોય છે કે—જેમ એનો રાગ ઉત્કટ કોટિનો હતો, તેમ એનો રાગનો ત્યાગ પણ ઉત્કટ કોટિનો હતો. રાગ કર્યો ત્યારે એવો કર્યો કે—એવી રીતિએ રાગમાં કોઈક જ લપટાઈ શકે. રાગનાં પૂતળાંને રાગમાં લપટાવાનું તો ઘણુંય મન થાય, પણ એટલી સામગ્રીનું પુણ્ય અને એટલી આવડતનો ક્ષયોપશમ કાંઈ બધાને ન હોય. એ જ રાજા ભર્તૃહરિએ જ્યારે રાગને લાત મારી, પોતાના હૈયામાંથી રાગને ભગાડી દીધો, ત્યારે પણ એવું શૌર્ય વાપર્યું કે—એવા પ્રકારે શૌર્યનો ઉપયોગ કરનારાઓ વિરલ મળે. એક ચીજની વિષમતાનો ખ્યાલ આવવા છતાં પણ, એનો તત્ક્ષણ ત્યાગ કરવાજોગું સામર્થ્ય સૌનું ન હોય. રાજા ભર્તૃહરિને તો કામની ભયંકરતાનો ખ્યાલ આવ્યો, એટલે એણે તો તત્ક્ષણ રાગને ભગાડી દીધો અને રાગની સામગ્રીને પણ તત્ક્ષણ લાત મારી દીધી એ પ્રસંગને અંગે એમ કહેવાય છે કે—રાજા ભર્તૃહરિની રાજધાની ધારાનગરી, કે જે હાલ ઉજ્જયિની નગરી તરીકે પ્રસિદ્ધ છે, તેમા એક ગરીબ બ્રાહ્મણ વસતો હતો. કોઈ કહે છે કે—એ બ્રાહ્મણનું નામ 'સોમ' હતું અને કોઈ કહે છે કે—એ બ્રાહ્મણનું નામ 'નારાયણ' હતું. એ બ્રાહ્મણ સાવ દરિદ્રી હોવાથી, પોતાની દરિદ્રતાને ટાળવાને માટે અને સમૃદ્ધિને મેળવવાને માટે, તેણે, કોઈ કહે છે કે 'ગિરિજા' નામની દેવીની અને કોઈ કહે છે કે 'અમરી' નામની દેવીની ઉપાસના આરંભી. ધન વિષે જગતના જીવોનો ખ્યાલ એવો વિચિત્ર

છે કે–ગરીબ અને તવંગર, ધનને મેળવવાને માટે અને મળેલા ધનને ટકાવવાને માટે જેની ઉપાસના કરવી ઠીક લાગે, તેની ઉપાસના કરવાને તૈયાર થઈ જાય છે. જે ધન ધાર્યું મળે નહિ, ધાર્યું રહે નહિ, ધાર્યું ભોગવાય નહિ અને મરણ વખતે જેને મૂકીને કચવાતે મને પણ પરલોકની મુસાફરીએ ચાલતા થવું પડે–એવા ધનને માટે જગતમાં દોડધામ ચાલે છે. ધનને માટે જ્યાં ધનિકો પણ લોભિયા જ રહેતા હોય અને ઘણું ધન હોય તોય બાકીનું ધન મેળવવાને માટે ગમે તેવાં કાળાં–ધોળાં કરતા હોય, ત્યાં ગરીબો મહેનત કરે, એમાં તો નવાઈ પામવા જેવું છે જ શું ? ધનને મેળવવા આદિની મહેનતથી અથવા ધનને મેળવવા આદિની મહેનત કરવી પડે તોય તેમાં અનીતિ આદિથી, તે જ બચી શકે કે–જે ધનને સંઘરવા જેવું નહિ, પણ તજવા જેવું માને.

પ્રશ્ન૦ ધન વિના જગતમાં કાંઈ મળતું નથી, એટલે ધન મેળવે નહિ તો ગરીબો આજિવિકા કેમ ચલાવે ?

એવું પણ જીવન છે, કે જે જીવનમાં ધનની જરૂર જ નથી. સાચું સાધુજીવન વગર ધને જીવાય છે, પણ સાધુજીવનને જીવવાને બધા લાયક પણ ન હોય અને બધા શક્તિમાન પણ ન હોય, એટલે આજિવિકાના નિર્વાહને માટે ધનની જરૂર પડે; પરન્તુ ખરેખર આજિવિકાના નિર્વાહ પૂરતો જ ધનને મેળવવાનો પ્રયત્ન થાય છે ? ધન ન હોય ત્યારે આજિવિકા પૂરતો વિચાર આવે, પણ ધન મળવા માંડે એટલે બીજી કેટલીય ઈચ્છાઓ જોર કરે છે. આજિવિકા માટે ગૃહસ્થોએ ભિક્ષાવૃત્તિને સ્વીકારવાની હોય નહિ, પરન્તુ ધનને મેળવવાના પ્રયત્નમાંય

અનીતિ આદિનો ત્યાગ કરવાનું લક્ષ્ય તો રાખવું જોઈએ ને?

**પ્રશ્ન૦** અનીતિ વિના ધન મળે તેમ ન હોય તો?

ધનના લોભથી જ ધનને મેળવવાની જેને ઇચ્છા નથી અને અનીતિને આચરવી નથી-એવો જેનો નિર્ણય છે, તેને નીતિપૂર્વકનો પ્રયત્ન કરવા છતાં પણ ન જ મળે અગર તો જરૂરી કરતાં ઓછું મળે-એવું ઓછું બને, છતાં તેય અસંભવિત તો નથી; પરન્તુ એવા પ્રસંગે એવો માણસ પોતે કેમ ઓછામાં ઓછી જરૂરે નિભાવી શકે, તેનો ય પ્રયત્ન કરે છે ભૂખ્યા મરવું તે હા, પણ અનીતિને તો નહિ જ આચરવી, આવી મનોદશાવાળા આત્માઓ પણ હોઈ શકે છે. ધન કરતા ધર્મને અધિક માનનારથી કદાચ અનીતિ આચરાઈ જાય છે, તોય તેને અનીતિ ખૂબ ખૂબ ડંખે છે. આજે આવો અનુભવ વિરલ બની ગયો છે. ગૃહસ્થોને માટે શાસ્ત્રે એવું વિધાન નથી કર્યું કે-'ધન કમાવું જ નહિ.' પણ 'ધનાર્જનમાં ન્યાયનો ત્યાગ કરવો નહિ'-એવું વિધાન તો જરૂર કર્યું છે. આ વિધાનનું પાલન ધનના અતિ લોભીથી બને નહિ.

અહીં તો વાત એ ચાલે છે કે-પેલો બ્રાહ્મણ દરિદ્ર છે, ધન તેને જોઈએ છે, ધન મેળવવાનો તેની પાસે ઉપાય નથી અથવા ધનાર્જનનો ઉપાય તેને સૂઝતો નથી અને એથી તે દેવીની પૂજા ઉપાસના કરે છે એની ઉપાસનાથી દેવી પ્રસન્ન થાય છે અને પ્રસન્ન થયેલી દેવી તેને એક સુંદર આકારવાળું તેમજ રસભરપૂર ફળ આપે છે

લોકમાં એમ કહેવાય છે કે-દેવીએ એ બ્રાહ્મણને અમર ફળ આપ્યું. એ ફળને અમર ફળ કહેવું હોય તો પણ કહી

શકાય, કેમ કે–દેવતાઓ પણ અમર કહેવાય છે. અમર શબ્દ 'દેવ'વાચક પણ છે. અમર એટલે દેવ અગર દેવી અને તેણે આપેલું જે ફળ તે અમરફળ, આવો અર્થ થઈ શકે; પણ લોકમાં આ અમર ફળનો અર્થ એવા પ્રકારે પ્રચલિત બનેલો છે કે–અમર ફળ એટલે એવું ફળ, કે જે ફળને ખાવાથી માણસ અમર બને, કદી પણ મૃત્યુને પામે નહિ! અમર ફળનો આવો અર્થ કરનારાઓ, એટલો પણ વિચાર કરતા નથી કે–કોઈ પણ માણસ મરે જ નહિ, એ વસ્તુ શક્ય છે ખરી? માણસ કદી પણ મરે જ નહિ, એ વસ્તુ જો શક્ય હોય, તો આપણને તેવો એકાદ માણસ પણ જોવા મળે કે નહિ? આ જગત્ ક્યારનું? અનાદિકાળથી આ જગત્ છે અને અનન્તો કાળ વહી ગયો છે, તો એકાદ માણસ પણ અમર બનેલો કેમ જોવામાં આવતો નથી? જે જન્મે તે નિયમા મરે, એમ તો આખી દુનિયા કહે છે. આ શરીર તો નાશવન્ત જ છે. ભગવાનનો જીવ પણ આ શરીરમાં ને શરીરમાં જ શાશ્વત કાળ રહે, એવું બની શક્યું નથી. એ બની શકે એવું જ નથી. હા, એક વસ્તુ જરૂર છે. આત્મા પોતે તો અમર જ છે. આ શરીરનો યોગ અમર નથી, એટલે આ શરીરને છોડીને આત્મા કદી પણ જન્મ–મરણ થાય નહિ એવી અવસ્થાને પામી શકે છે. જેને આપણે સિદ્ધાવસ્થા કહીએ છીએ. આ ક્ષેત્રમાં આ કાળમાં અહીંથી મરીને સિદ્ધગતિને પમાય, એ શક્ય નથી; પણ નિયમ તરીકે વિચારીએ તો, શરીરનો ત્યાગ કરવા સાથે આત્મા જન્મ–મરણથી રહિત એવી અવસ્થાને જરૂર પામી શકે છે. એવી અવસ્થા

કાંઈ કોઈ દેવતાઈ ફળ ખાવાથી પ્રાપ્ત થઈ શકતી નથી. એવી અવસ્થાને પામવાને માટે તો સકળ કર્મોના યોગથી રહિત એવી દશાને પોતાના વિવેકપૂર્વકના પુરૂષાર્થના બલે પ્રાપ્ત કરવી પડે છે. વિવેકપૂર્ણ જ્ઞાન અને તેને અનુસરતી ક્રિયા દ્વારા જ એવી દશાને પ્રગટ કરી શકાય છે.

ત્યારે પેલા બ્રાહ્મણને દેવીએ જે ફળ આપ્યું, તેની અસર શી હતી ? આયુષ્ય કર્મ એવું છે કે–એ કર્મ જેટલા કાળના આયુષ્ય માટેનું હોય, તેટલા કાળથી અધિક તે શરીરમાં આત્મા ટકી શકે નહિ જ; પરન્તુ કોઈ કારણ વિશેષથી જેટલા કાળ માટેનું આયુષ્ય હોય, તેટલા કાળથી ઓછા કાળમાં તે આયુષ્ય કર્મ ભોગવાઈ જાય એ શક્ય છે. એવા આયુષ્ય કર્મને સોપક્રમ આયુષ્ય કર્મ કહેવાય છે.

**પ્રશ્ન૦** વધારે કાળ ટકે નહિ એ ચોક્કસ અને ઓછા કાળમાં પૂરું થઈ જાય તેમ બને, એ કેવી રીતિએ ?

જેમ કે–એક દીપક છે. એ દીપકના કોડિયામાં માનો કે એક કલાક સુધી ચાલે તેટલું તેલ પણ છે અને તેટલી તેમાં દીવેટ પણ છે, છતાં પણ એ દીપક કોઈ કારણ વિશેષથી એક કલાકથી ઓછા સમયમાં ઓલવાઈ જાય એવું બને કે નહિ ? એ દીપક એક કલાકથી વધુ સમયને માટે સળગતો રહી શકે નહિ એ નિશ્ચિત, કેમ કે–એથી વધુ સામગ્રી નથી; જ્યારે હવાના જોરદાર સુસવાટાથી કે એવા કોઈ કારણથી એ દીપક એક કલાક પહેલાં પણ ઓલવાઈ જાય, એ બનવાજોગ છે. એ દીપકને જો ફાનસ વગેરેમાં સુરક્ષિત સ્થળે મૂક્યો હોય, તો તે અકાળે ઓલવાય નહિ. અહીં કોઈ તર્ક કરે

પૂર્ણપણે ભોગવી શકાય, વચ્ચે આયુષ્ય તૂટે નહિ આ ફળનું ભક્ષણ કરવાથી, આનું ભક્ષણ કરનારના આયુષ્યને બહારના કારણથી બાધા પહોંચતી નથી, જિન્દગીનો ભોગવટો પૂર્ણપણે કરી શકાય છે, વચ્ચે જીવનદોરી એકી સાથે ભોગવાઈને તૂટી જતી નથી,–આટલું જ અમર ફળનું માહાત્મ્ય હોઈ શકે. બાકી અમર ફળનું ભક્ષણ કરવાથી આ દેહનો યોગ અમર બને, એવી માન્યતા તો તદ્દન ખોટી છે. ભર્તૃહરિએ અમર ફળ ખાધું હતું, છતા આજે ભર્તૃહરિનું નામ માત્ર છે–એના દેહનો તો વિલય જ થઈ ગયેલો છે. આ જગતમાં એવી એક પણ વસ્તુ છે જ નહિ, કે જે વસ્તુ આ દેહમા ને આ દેહમાં અમરત્વ પમાડે જો એવી કોઈ વસ્તુ વિદ્યમાન હોત, તો દુનિયા એ વસ્તુને મેળવવાને માટે પાગલ બની હોત અમર બનાતુ જ નથી, મરવાનું છે એ નક્કી વાત છે, આ દેહ જરૂર છૂટી જવાનો છે–એ વગેરેને જાણવા અને માનવા છતા પણ, આજે દુનિયા આ શરીરની આળપ પાળમા કેટલી બધી ગૂંચવાઈ ગયેલી છે? રાત–દિવસ શરીરની સેવા ચાલુ ને ચાલુ જ! જે શરીર માસ, રુધિર ને હાડકાથી ભરેલું છે અને જે શરીરમા ગયેલો સારામા સારો પદાર્થ પણ મલ–મૂત્રાદિપણાને પામી જાય છે, તે શરીરને સ્વચ્છ, સુવાળુ, આકર્ષક, મજબૂત અને સ્ફૂર્તિવાળું બનાવવાને માટે, દુનિયાના જીવો કેટલી બધી મહેનત કરે છે? કયાક મરી જવાય નહિ, તેની કેટલી બધા કાળજી રાખે છે? મૃત્યુને અટકાવ્યુ અટકાવી શકાવાનું નથી–એમ જાણવા છતાય, મરણને દૂર ધકેલવાને માટે જીવો કેટકેટલી ભારે જહેમત ઉઠાવે છે? વિચારો કે–'જીવોને જીવવું

તારું ભાગ્ય નથી. આમ છતાં પણ હું તને કહું છું કે–તું સ્વસ્થ બન અને સ્વસ્થ બનીને તારે ઘેર જા હવે તું આવો ને આવો દરિદ્રી નહિ રહે. તને થોડું–ઘણું પણ ધન અવશ્ય મળશે.'

આ વાત પણ સાંભળી–નહિ સાંભળી કરવા જેવી નથી. ભાગ્ય ન હોય તો પ્રસન્ન થયેલી દેવી પણ ધનવાન બનાવી શકતી નથી. ધનના પ્રયત્નો અનીતિ આદિથી ફળે છે, એમ ન માનતા. ભાગ્યનો યોગ હોય તો જ અનીતિ આદિથી પણ ધનના પ્રયત્નો ફળે છે. અનીતિ આદિને આચરવાથી ધન મળતું હોત, તો આજે પ્રાય: કોઈ ધનહીન ન હોત! આજે અનીતિનો સર્વથા ત્યાગી અને નીતિના જ પાલનનો આગ્રહી ન જ મળે–એમ તો નહિ, પણ એવા મળવા દુર્લભ–એમ તો ખરું જ. આમ છતાં પણ, દિન–પ્રતિદિન બેકારીની અને ભૂખ-મરાની રાડો વધતી જાય છે. અનીતિ કરવાથી પણ ધન મળે, તો સમજો કે–ભાગ્યનો યોગ હતો માટે મળ્યું, અને એ પણ વિચારો કે–'મારું ભાગ્ય કેવું અશુભ, કે જેથી તે અનીતિ વિના ફળ્યું નહિ! પહેલાં મારી પાસે મારા એ ભાગ્યે પાપ કરાવ્યું અને પછી એ ફળ્યું! આવા ભાગ્યને સફળ કરવા કરતાં, એની અફળતા વિના ચલાવી લેવું જ શું ખોટું? કે જેથી ભવિષ્ય તો બગડે નહિ!'

ખેર, દેવીએ જ્યારે પેલા બ્રાહ્મણને તેની ભાગ્યહીનતાની વાત કહી, એટલે એ બ્રાહ્મણ સ્વસ્થ બની ગયો. જે મળે તેમાં સંતોષ માનવાનો તેણે નિર્ણય કર્યો અને દેવીને નમસ્કાર કરીને તે બ્રાહ્મણ, ત્યાંથી રવાના થઈને, દેવીએ આપેલા ફળ સાથે પોતાના સ્થાને આવ્યો.

પોતાના સ્થાને આવીને એ બ્રાહ્મણે સ્નાન કરીને દેવપૂજા કરી; અને તે પછીથી તે દેવીએ આપેલા ફળનું ભક્ષણ કરવાને માટે બેઠો. સ્નાન કરીને દેવપૂજા કર્યા વિના ખાવું નહિ, એવો નિયમ તમારે ખરો ? સવારે ઊઠીને પહેલાં દેવને યાદ કરો કે ચહાદેવીને યાદ કરો ? ભગવાનની સ્તુતિ આદિનો સ્વાધ્યાય કરો કે છાપાંઓનો અભ્યાસ કરો ? દેવ-ગુરુ-ધર્મ તરફનું આપણું વલણ દિવસે દિવસે કેવું બનતું જાય છે, એ વાતને લક્ષ્યમાં લેવાની જરૂર છે.

દેવીએ આપેલા ફળનું ભક્ષણ કરવાને માટે પેલો બ્રાહ્મણ બેઠો તો ખરો, પણ એ જ વખતે એ બ્રાહ્મણને વિચાર આવ્યો કે-'મારા જેવો દરિદ્ર ભિખારી આ ફળને ખાઈને અધિક કાળ સુધી જીવે, તો પણ તેથી ફાયદો શો થવાનો ? આ ફળને હું ન ખાઉં અને જો આ ફળ રાજાને ખાવાને માટે આપું, તો એથી જગતને સુખ મળે.' ન્યાયપરાયણ અને પ્રજાપાલક રાજા ઘણું જીવે, તો એ પ્રજાને સુખનું જ કારણ છે ને ? બ્રાહ્મણ છે, દરિદ્રી છે, છતાં વિચાર કેવો કરે છે ? કેવળ ઉદરંભરી હોત તો ? એ ફળને ખાવાથી કાંઈ નહિ તો પણ, તે વખતે એની જીભને પૂર્વે કદી નહિ કરેલો એવો સ્વાદનો અનુભવ તો મળત જ અને પેટની એટલી ભૂખ પણ ભાગત. એટલું બનવાનું તો નક્કી હતું ને ? પણ જગતના સુખનો એને વિચાર આવે છે અને એથી તે બ્રાહ્મણ સ્વાદ કરવાની અને ભૂખને ભાગવાની ઇચ્છાને છોડીને, એ ફળ રાજાને આપવાને તૈયાર થઈ જાય છે.

ધારાનગરીમાં તે વખતે રાજા તરીકે ભર્તૃહરિ છે, એટલે

તે બ્રાહ્મણ રાજા ભર્તૃહરિની પાસે જઈને તેને તે ફળ અર્પણ કરે છે. અહીં દેવીનું વચન ફળે છે. દેવીએ તે બ્રાહ્મણને કહ્યું હતું કે-'મોટા ધનવાન થવાનું તારું ભાગ્ય નથી, પણ થોડું-ઘણું ધન તને જરૂર મળશે.' રાજા ભર્તૃહરિએ તે બ્રાહ્મણે આપેલું ફળ લીધું અને તેના બદલામાં બ્રાહ્મણને દક્ષિણા તરીકે કેટલુંક ધન આપ્યું.

રાજાએ આપેલા ધનને લઈને પેલો બ્રાહ્મણ રવાના થયો, એટલે રાજા બ્રાહ્મણે આપેલા ફળ સંબંધી વિચાર કરવા લાગ્યો. રાજા વિચાર કરે છે કે-'આવું દીર્ઘ જીવિતને આપનારું ફળ હું ખાઉં, તેમાં ફાયદો શો ? હું લાંબો કાળ જીવું, પણ મને અત્યન્ત પ્રિય એવી મારી પટ્ટરાણી જો મારા કરતાં વહેલી મરી જાય, તો એના વિના મારૂ જીવતર તો ધૂળ સમાન છે! એ ન હોય, તો હું તો જીવતાં મૂએલાની દશાને જ પામું ! પછી મારા જીવતરમાં આનંદ જેવું રહે શું ? માટે આ ફળને હું નહિ ખાતાં, આ ફળ હું મારી પટ્ટરાણીને જ ખવડાવું, કે જેથી મારે તો મરતાં સુધીમાં એક ક્ષણને માટે પણ તેણીના વિયોગને સહવો પડે નહિ !'

જુઓ કે-રાજા ભર્તૃહરિને પોતાની પટ્ટરાણી તરફ કેટલો બધો રાગ છે ? રાજાને પોતાનું જીવિત પ્રિય છે, પણ તે પટ્ટરાણીનો યોગ હોય તો ! એને પટ્ટરાણીના વિયોગમાં જીવવાની ઇચ્છા જ નથી. રાજાના રાગનું આ જોર બરાબર યાદ રાખવાનું છે, કેમ કે-એ જ્યારે સાવધ બનશે ત્યારે આ રાગનો એક અણુ પણ તેના એકેય રૂવાડે રહેવાનો નથી. રાગનો ક્ષય થતો નથી, એ માન્યતા જ ખોટી છે. રાગનો જ્યારે

ક્ષય થાય છે, ત્યારે તો ભલભલા ચમત્કાર પામી જાય કે-'આવો પલટો આવે જ શી રીતિએ ?'-એવું પણ બને છે.

અહીં એ વાત પણ વિચારવા જેવી છે કે-રાગાન્ધ જનો પોતાના જ સ્વાર્થમાં કેટલા બધા મશગૂલ હોય છે ? રાજાને પોતાની વિરહવેદનાનો વિચાર આવે છે, પણ પોતાની પટ્ટરાણીની વિરહવેદનાનો વિચાર આવતો નથી. 'પટ્ટરાણીના અભાવમાં હું નહિ જીવી શકું'-એ વિચાર રાજાને આવે છે; પણ 'પટ્ટરાણી મારા વિના કેમ જીવી શકશે ?'-એવો વિચાર રાજાને આવતો નથી.

પ્રશ્ન૦ રાજાને એમ લાગતું હોય કે જેવી પ્રીતિ મને પટ્ટરાણી તરફ છે, તેવી ગાઢ પ્રીતિ પટ્ટરાણીને મારા ઉપર નહિ હોય, તો ?

એ વસ્તુ શકય જ નથી. સામા પાત્રમાં તેટલી ગાઢ પ્રીતિ હોય કે ન હોય એ વાત જુદી છે, પરન્તુ રાગાન્ધ બનેલા માણસને તો એવો જ ખ્યાલ હોય છે કે-જેમ એના પ્રત્યે મારા મનમાં ગાઢ પ્રીતિ છે, તેમ તેનામાં પણ મારા પ્રત્યે ગાઢ પ્રીતિ છે જ. સામા પાત્રમાં મારા પ્રત્યે ગાઢ પ્રીતિ છે, એવી માન્યતા જ ગાઢ પ્રીતિને સર્જાવી શકે છે અને ટકાવી શકે છે. ગાઢ પ્રીતિવાળી વ્યક્તિ, સામી વ્યક્તિની પોતા પ્રત્યેની પ્રીતિની ઓછાશને સહન કરી શકતી જ નથી. રાજા ભર્તૃહરિ તો એમ જ માને છે કે-જેવી ગાઢ પ્રીતિ મને પટ્ટરાણીને વિષે છે, તેવી જ ગાઢ પ્રીતિ તે પટ્ટરાણીને મારા વિષે છે અને એથી જ એ ગાઢ પ્રીતિએ એવી મનોદશા જન્માવી છે કે-પટ્ટરાણી વિના હું જીવી શકું જ નહિ ! આપણી વાત તો એ

છે કે-રાજાને પોતાને વિરહવેદનાને સહવાનો વખત આવી લાગે તે ગમતું નથી, પણ સાથે સાથે વિરહના યોગે પટ્ટરાણીની કયી દશા થશે, તેનો વિચાર રાજાને આવતો નથી.

**પ્રશ્ન૦** ગાઢ પ્રીતિવાળા જીવન પણ દઈ દે છે ને?

ગાઢ પ્રીતિની ઘેલછામાં ભાન ભૂલેલાઓને, પ્રીતિપાત્રને માટે પ્રાણનું બલિદાન દઈ દેવું, એ સહેલું બને છે, પણ તેઓ તેના વિયોગને સહવાને તૈયાર હોતા નથી. પ્રાણનું બલિદાન દેવામાં તો, એવાઓને પોતાની ગાઢ પ્રીતિ અન્ત સુધી જાળવી રાખ્યાનો અને જેના તરફ ગાઢ પ્રીતિ છે-તેના વિયોગને નહિ સહ્યાનો આનંદ હોય છે, અથવા, પોતાની ગાઢ પ્રીતિ પાસે એ પોતાના જીવનને તુચ્છ સમજે છે, પરન્તુ જેના તરફ ગાઢ પ્રીતિ હોય, તેના સુખ ખાતર પોતે વિયોગને સહી લેવાની તાકાત, ગાઢ રાગી જનોમાં પ્રાયઃ હોતી નથી. માણસને જેટલું પોતાનું સુખ ઇષ્ટ હોય છે, તેટલું પોતાના અતિ પ્રીતિપાત્રનું સુખ પણ ભાગ્યે જ ઇષ્ટ હોય છે જીવવું, વિયોગ જ ભોગવવો અને પ્રીતિપાત્રને સુખી થવા દેવું, એવું તો ભાગ્યે જ બને. એ તો પ્રાયઃ ઝૂરી ઝૂરીને મરે. પોતાને પોતાના સુખ કરતાં પણ પારકું સુખ ઇષ્ટ હોય, એવું તો મહા વિવેકી અને સંતજનોને માટે જ બની શકે છે. બાકી તો સ્વાર્થ પહેલો.

રાજા ભર્તૃહરિની વિચારણામાં જેમ પટ્ટરાણી પ્રત્યેની ગાઢ પ્રીતિ તરવરે છે, તેમ ઊંડે ઊંડે સ્વાર્થની માત્રા પણ તરવરે છે! રાગમાં ભાનભૂલા બનનારાઓએ એમાંથી આ પણ વિચારવા જેવું છે ઘણા કહે છે કે-'હું તો અમુકના વગર જીવી શકું જ નહિ' પણ મોટે ભાગે એમાં સત્ય હોતું નથી. કાળ

જતાં, ગઈ ગુજરીને ભૂલી જનારા જ ઘણા હોય છે. જેઓ એમ ભૂલી શકતા નથી, તેઓ ઝૂરી ઝૂરીને મરે છે. આમ રાગ એક યા બીજી રીતિએ પણ દુઃખનું જ કારણ બને છે. આત્મામાં વિવેક પ્રગટે, તો જ રાગની સતામણીથી બચી શકાય.

રાજા ભર્તૃહરિ બ્રાહ્મણે આપેલા ફળને પોતે ખાતો નથી, પણ પટ્ટરાણીની પાસે જઈ ને, એ ફળ તેને ખાવાને માટે આપે છે. પટ્ટરાણી પણ, જેવો રાજા ભર્તૃહરિએ વિચાર કર્યો હતો, તેવો જ વિચાર કરે છે. રાજા ભર્તૃહરિ જે પટ્ટરાણીના રાગમાં અન્ધ બનેલો હતો, તે જ પટ્ટરાણી રાજાના હસ્તિપાલકને વિષે અને કોઈ કહે છે કે-રાજાના અશ્વપાલકને વિષે રાગાન્ધ બનેલી હતી. રાજાને લાગતું હતું કે-'હું મારી પટ્ટરાણી વગર જીવી શકું નહિ.' અને એ રાણીને લાગતું હતું કે-'હું મારા યાર વગર જીવી શકું નહિ!' સંસારની આ દશા તો જુઓ! સ્ત્રીઓના ચરિત્રની કલ્પના તો કરો! રાજા ભર્તૃહરિનો તેના ઉપર ગાઢ રાગ હતો, માટે તે પટ્ટરાણી પદે ટકીને વધુમાં વધુ રાજસુખોનો ઉપભોગ કરી શકતી હતી. એનું માન, એના ભોગોપભોગો, એ વગેરે બધું એના તરફના રાજાના રાગને અંગે હતું. આમ છતાંય, એ રાણીનો રાગ રાજા તરફ નહિ અને રાજાના ચાકર તરફ ગાઢ રાગ! એ રાણી રાજા સાથે કેટલી બધી કુશળતાથી વર્તતી હશે? રાજાને એમ જ લાગ્યા કરે કે-પટ્ટરાણીનો મારા ઉપર ગાઢ રાગ છે. કદી પણ રાજાને રાણીની પ્રીતિમાં ઓછપ લાગે નહિ અને રાણી તરફ લેશ માત્ર પણ શંકા આવે નહિ. ત્યારે રાણીનો વર્તાવ રાજા સાથે કેટલો બધો સાવધગીરીવાળો અને કુશળતાવાળો હશે? વિષય-

લંપટ જનો જ્યારે વિષયસુખને માટે દંભ કરવા માંડે છે, ત્યારે કમાલ કરે છે ને? પોતે એક અને પોતાના બે! એક દેખાવનો અને એક અંતરનો! છતાં બેયમાંથી એકને પણ એમ લાગે નહિ કે-આ સ્ત્રી અન્યને ચાહે છે! સ્ત્રીચરિત્ર આવું પણ હોઈ શકે છે. સંસારમાં રહેવું પડે તો પણ સંસારથી કેવા અળગા રહેવું, તે વસ્તુને સમજવામા પણ આ ચરિત્ર ઉપયોગી છે. રાજા તરફ રાગ નહિ હોવા છતાં પણ અને રાજાના નોકર તરફ ગાઢ રાગ હોવા છતાં પણ, પટ્ટરાણી પોતાના સ્થાનને તજી શકવાને સમર્થ નહોતી માટે એ સ્થાનમાં રહેતી અને રાજાને રીઝવતી, છતાં મન રાજાના નોકરમાં જ રાખતી. એવી જ રીતિએ સમ્યગ્દૃષ્ટિ આત્માને નિરુપાયે જો સંસારમાં રહેવું પડે તો તેનો બહારનો વર્તાવ સંસારને રીઝવવા જેવો હોય, પણ એનું મન તો ધર્મમાં જ હોય. રાણીનો રાજા તરફનો વર્તાવ દંભ રૂપ હતો, જ્યારે સમ્યગ્દૃષ્ટિનો સંસારીઓ તરફનો વર્તાવ દંભ રૂપ હોતો નથી પણ વિવેકપૂર્ણ હોય છે. સાવધગીરી અને કુશળતા બન્નેય ઠેકાણે જરૂરી બને છે, પણ એક ઠેકાણે તે ડુબાવે છે અને બીજે ઠેકાણે તે તારે છે. સાવધગીરી અને કુશળતા સુપાત્રે હોય, તો જ પ્રશંસાને યોગ્ય ગણાય; કુપાત્રે હોય, તો એ કેવળ અનર્થને જ નિપજાવે.

રાણીએ વિચાર કર્યો કે-'મારા જીવતા રહેવા છતાં પણ જો મારો યાર હસ્તિપાલક મરી જાય, તો હું જીવતી હોઉં તો પણ શું અને હું મરી જાઉં તો પણ શું? હું તો પછી, વગર મોતે પણ મરેલી જેવી જ બની જાઉં!' આવો વિચાર કરીને રાણીએ પેલું ફળ પોતાના યાર હસ્તિપાલકને આપ્યું.

એ હસ્તિપાલકની દશા પણ એવી જ હતી. એ પટ્ટરાણીને સેવતો હતો, તે સ્વાર્થ ખાતર ! પટ્ટરાણી માનતી હતી કે–' હસ્તિપાલક મારો છે.' પણ હસ્તિપાલક તેણીનો નહોતો. હસ્તિપાલકનો રાગ એક વેશ્યા ઉપર હતો. એટલે રાજાને પટ્ટરાણી માટે જેવો વિચાર આવ્યો અને પટ્ટરાણીને હસ્તિપાલક માટે જેવો વિચાર આવ્યો, તેવો જ વિચાર એ હસ્તિપાલકને પોતાની માનીતી વેશ્યાને માટે આવ્યો. આથી હસ્તિપાલકે તે ફળ પટ્ટરાણીની પાસેથી લઈ જઈને પેલી વેશ્યાને આપ્યું !

જુઓ, એકનું એક ફળ કેટકેટલી જગ્યાએ ફર્યું ? બ્રાહ્મણે રાજાને આપ્યું, રાજાએ પટ્ટરાણીને આપ્યું, પટ્ટરાણીએ હસ્તિપાલને આપ્યું અને હસ્તિપાલે વેશ્યાને આપ્યું !

દેવીએ આપેલું ફળ છે, આકારમાં સુન્દર છે, મધુર રસથી ભરપૂર છે અને ખાનારને અસાધારણ ગુણ કરે એવું છે; છતાં, એ ફળને કોઈ ખાતું નથી અને એ ફળ એકથી બીજા પાસે અને બીજાથી ત્રીજા પાસે–એમ ફર્યા જ કરે છે. આ અમર ફળનું નિમિત્ત ભર્તૃહરિમાં અમર ભાવનાને પેદા કરવાનું છે. ભર્તૃહરિની ભવિતવ્યતા સારી છે, માટે જ આમ બને છે.

હવે વેશ્યા શો વિચાર કરે છે, તે જુઓ. હસ્તિપાલને વેશ્યાનો રાગ હતો, પણ વેશ્યાને કોનો રાગ હોય ? વેશ્યા કોઈ એકમાં થોડી જ બંધાયેલી રહે ? હસ્તિપાલે આપેલા અમર ફળને જોઈને, વેશ્યાને કોઈ જુદો જ વિચાર આવે છે. એને એમ થાય છે કે–' મારા જેવી સ્ત્રી વધારે જીવે તેમાં ફાયદો શો ? આ ફળ હું ખાઉં તો મને એટલું જ ફળ મળે

કે–હું વધારે જીવું; પણ એ તે કાંઈ ફાયદો છે ? આવું ફળ મારા જ હાથમાં આવ્યું છે, એ મારો ભાગ્યોદય સૂચવે છે. આ ફળપ્રાપ્તિનો એવો ઉપયોગ કરું, કે જેથી મને અસાધારણ ફળની પ્રાપ્તિ થાય. આ ફળ હું અન્ય કોઈનેય નહિ પણ રાજાને જ આપું અને એથી જો રાજા મારા ઉપર પ્રસન્ન થઈ જાય, તો મારા ભાગ્યનો સિતારો ચમકયા વિના રહે નહિ.'

આવો વિચાર કરીને તે વેશ્યા રાજા ભર્તૃહરિની પાસે આવે છે. હસ્તિપાલે આપેલું અમરફળ રાજાને ચરણે ધરે છે. આ ફળ કેવું ચમત્કારી છે, તેનું વર્ણન પણ કરે છે. અને તે પછીથી રાજાની પ્રસન્નતા યાચે છે.

વેશ્યા રાજાના પ્રસન્ન મુખની રાહ જોઈ રહી છે અને રાજાના અન્તઃકરણમાં મોટી ગડમથલ ચાલી રહી છે. વેશ્યા હસ્તક અમર ફળને જોઈને રાજા ક્ષોભ પામે છે અને વિચાર કરે છે કે–'જે અમર ફળ મેં મારી પ્રિયતમાને આપ્યું હતું, તે અમર ફળ આ વેશ્યા સુધી પહોંચ્યું શી રીતિએ ?'

રાજા વેશ્યાને પૂછે છે કે–'આ અમર ફળ તને કોણે આપ્યું ?' વેશ્યા તરત તો સીધો જવાબ દે નહિ, પણ સામે રાજા હતો ! અને એ જો ખિજાય તો મૃત્યુદંડ પણ દઈ દે; એટલે રાજાએ જ્યાં સાચી વાત કહી દેવાનો હુકમ કર્યો, એટલે વેશ્યાએ કહી દીધું કે–'મને આ ફળ આપના હસ્તિપાલે આપ્યું છે.'

આથી રાજાએ હસ્તિપાલને પૃછયું. હસ્તિપાલને પૂછતાં જણાયું કે–પોતાની પ્રિયતમા પટ્ટરાણીએ જ આ ફળ તેને આપ્યું હતું. રાજા વસ્તુસ્થિતિ સમજી ગયો.

રાજા વિદ્વાન પણ હતો અને વિચારક પણ હતો.

માત્ર એની વિચારણાની દિશા ઊલટી હતી, તે આ પ્રસંગથી સૂલટી થઈ ગઇ. વિષયના રાગની ભયંકરતાનો તેને ખ્યાલ આવી ગયો. પોતે કેવો ભાનભૂલો બન્યો હતો, તેય તેને સમજાઈ ગયું. એનામાં વિવેક પ્રગટ્યો અને એ વિવેકે એના એ રાગને મૂળમાંથી ઉખેડી નાખ્યો. એનું હૈયું વૈરાગ્યપૂર્ણ બની ગયું. રાજા ભર્તૃહરિએ એ જ વખતે વિચાર્યું કે–

" यां चिन्तयामि सततं मयि सा विरक्ताः
साऽप्यन्यमिच्छति जनं, स जनोऽन्यसक्तः ।
असत्कृते च परितुष्यति काचिदन्या;
धिक् तां च तं च मदनं च, इमां च मां च ॥ १ ॥"

રાજા ભર્તૃહરિ વિચાર કરે છે કે–મારી જે પ્રિયતમાનું હું સતત ચિન્તન કર્યા કરું છું, તે મારી પ્રિયતમાને મારા ઉપર રાગ નથી; મારી તે પ્રિયતમાને મારા ઉપર રાગ નથી, પણ તેણીને અન્ય જન ઉપર એટલે હસ્તિપાલ ઉપર રાગ છે; જ્યારે તે હસ્તિપાલ વળી અન્ય સ્ત્રીમાં, એટલે આ વેશ્યાને વિષે રાગવાળો છે! અને જે વેશ્યાને વિષે હસ્તિપાલ આસક્ત મનવાળો છે, તે વેશ્યા મને પ્રસન્ન કરવાને ચાહે છે. ખરે-ખર, મારી તે પ્રિયતમાને પણ ધિક્કાર હો, તેના યાર હસ્તિ-પાલને પણ ધિક્કાર હો, આવી વિડંબનાને સર્જનાર મદનને પણ ધિક્કાર હો, આ વેશ્યાને પણ ધિક્કાર હો અને મને પણ ધિક્કાર હો!

આ પ્રસંગે, રાજા ભર્તૃહરિના અન્તઃકરણમાં અજબ જેવો પલટો આણી દીધો. રાજાને બેવફા તો માત્ર પટ્ટરાણી જ નીવડી હતી, પણ બેવફાઈના એ એક પ્રસંગે રાજા ભર્તૃહરિને

વૈરાગ્યમય બનાવી દીધો. એનો પોતાની પટ્ટરાણી તરફનો રાગ નષ્ટ થઈ ગયો-એટલું જ નહિ, એનો કામરાગ નષ્ટ થઈ ગયો-એટલું પણ નહિ, પરન્તુ એને સારાય સંસાર પ્રત્યે વિરાગ જન્મ્યો. એ રાજાએ પોતાના અંતેઉરનો ત્યાગ કર્યો, કુટુંબનો ત્યાગ કર્યો અને રાજ્યનો પણ ત્યાગ કર્યો. જો એનો કામરાગ ગયો ન હોત, તો એ રાજા રાણીને શિક્ષા કરત અને અન્યને વિષે પ્રેમાળ બનત, પણ રાજ્યાદિકનો ત્યાગ કરત નહિ. કામી જનોને જેના ઉપર ગાઢ પ્રીતિ હોય છે, તે વ્યક્તિ જો બેવફા નીવડે છે, તો તે તેમનાથી સહાતું નથી અરે, બેવફા નીવડવાની વાત તો દૂર રહી, પણ સામી વ્યક્તિમાંથી પોતાના પ્રત્યેનો રાગ ઘટ્યો છે-એટલું પણ જો જણાય, તોય તે સહાતું નથી એવા વખતે પહેલાં જેના ઉપર ઓવારી જવાતું હોય, તેનો ઘાત કરી નાખવાની તત્પરતા પણ આવી જાય છે. એવા પ્રસંગો પણ ઘણા બન્યા છે, પરન્તુ જો એવા નિમિત્તનેય પામીને અન્ત:કરણમાં વિવેક પ્રગટે છે, તો કામ તરફ જ અરુચિ પ્રગટે છે

## રાગ ઘટ્યા વિના ગુણ પ્રગટે જ નહિ.

આ પ્રસંગમા આપણો મુદ્દો તો એટલો જ છે કે-રાગનો ક્ષય થવો એ અશક્ય નથી વિવેક પ્રગટ્યા વિના રાગનો ક્ષય સાધી શકાય નહિ, પરન્તુ વિવેકી માટે રાગનો ક્ષય સાધવો એ કોઈ અશક્ય વસ્તુ નથી. રાજા ભર્તૃહરિને પછી રાજ્યના મંત્રીઓ વગેરેએ બહુ બહુ વિનવણીઓ કરી છે, પણ એ રાગમાં લપટાયા નથી. રાગ અનાદિમાન છે, એટલા જ

કારણસર તેનો ક્ષય અશકય છે-એ માન્યતા જ ખોટી છે. રાગ અનાદિમાન હોવા છતાં પણ, રાગના જનક કારણને તપાસવું જોઈએ. રાગનું જનક કારણ આત્માની સાથેનો મોહનીય કર્મનો યોગ છે. આત્મા કર્મવર્ગણાનાં પુદ્ગલોને ગ્રહણ કરે છે અને તે જ પુદ્ગલો કર્મ રૂપે આત્મા સાથે એકમેક જેવા યોગને પામે છે. આથી આત્મા અને કર્મ પૃથક્ પૃથક્ તો છે જ. જેમ હંસને પાણીવાળું દૂધ પીવા આપ્યું હોય તો તે દૂધને પી જાય છે અને પાણી જ માત્ર રહી જાય છે, તેમ જે આત્મા વિવેકી બને, તે આત્મા કર્મોના યોગથી મુક્ત બની શકે છે. મોહનીય કર્મના યોગે જ રાગ છે, એટલે એ કર્મનો આત્માની સાથેનો યોગ નષ્ટ થઈ જતાં, રાગ આપોઆપ નષ્ટ થઈ જાય છે.

ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ, રાગથી સર્વથા રહિત બનીને, રાગથી સર્વથા રહિત કેમ બનાય, તે દર્શાવ્યું છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ દર્શાવેલો રાગરહિત બનવાનો માર્ગ, એ અનુભવસિદ્ધ માર્ગ છે. રાગાસક્ત જનોને એ માર્ગ રુચે નહિ, એમાં નવાઈ પામવા જેવું કાંઈ જ નથી. જે રાજા ભર્તૃહરિને એક કાળે એમ લાગતું હતું કે–'મારી પટ્ટરાણી વિના હું જીવી શકું જ નહિ' તે જ રાજા ભર્તૃહરિ એક કાળે એ પટ્ટરાણીને તજી શકયો કે નહિ? પટ્ટરાણી તરફના ગાઢ રાગથી મુક્ત બની શકયો કે નહિ? શ્રી જૈન શાસનમાં તો, રાગના ઉપર વિજય મેળવીને પરિપૂર્ણ વીતરાગ દશાને પામનારા આત્માઓનાં ઉદાહરણોનો કોઈ તોટો જ નથી.

રાગના ક્ષયને નહિ માનનારાઓએ, ગુણની પ્રાપ્તિને પણ

અશક્ય માનવી પડશે, કારણ કે—જેમ જેમ રાગનો ક્ષય થતો જાય છે, રાગમાં ઘટાડો થતો જાય છે, તેમ તેમ જ ગુણો પ્રગટી શકે છે. રાગ જ્યારે એની ઉત્કટમાં ઉત્કટ માત્રામાં હોય, ત્યારે કોઈ પણ ગુણ પ્રગટેલો હોય એ શક્ય જ નથી. આપણે જોઈએ છીએ કે—ગુણો પ્રગટી શકે છે, અને એથી સાબીત થાય છે કે—રાગ ઘટી શકે છે. આકાશમાં એવી વધ—ઘટ થયા કરતી નથી તેમજ એ કોઈ પુદ્ગલોના કે પ્રદેશોના સમૂહની બનેલી વસ્તુ નથી. એટલે 'રાગનો ક્ષય થાય જ નહિ.'—એવું સિદ્ધ કરવાને માટે આકાશનું જે દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે, તે અસ્થાને છે. અસ્તુ. આ તો પ્રસંગ પૂરતી થોડીક વાત કરી દીધી, કે જેથી કોઈ પ્રસંગે કોઈની સાથે રાગાદિના ક્ષયની વાત નીકળી પડે અને સામો માણસ 'રાગાદિકનો ક્ષય ન જ થાય.' એમ કહે, તો તમે તેને સમજાવી શકો અથવા તો તમે મુઝાઈ જવા પામો નહિ ! આજે તો તત્ત્વ-ચર્ચાઓનો યુગ લગભગ આથમી ગયો છે, બાકી પૂર્વકાળમાં તો તત્ત્વચર્ચાઓ ઘણી થતી અને એથી પણ દરેક ધર્મના અનુયાયીઓ પોતાના અને અન્યોના ધર્મની માન્યતાઓના સંબંધમાં અભ્યાસ કરતા. એવા સમયે, આ 'અસંગ' એવા વિશેષણનો પણ વિરોધ કરનારા મળી આવે. 'અસંગ' એટલે 'રાગાદિકના સંગથી રહિત' બની શકાય કે નહિ અને બની શકાય તો તે કેવા પ્રકારે બની શકાય, એની વાદપરંપરા ચાલે. અહીં કાંઈ એવું છે નહિ, એટલે આપણે પણ હવે આ વાતને લંબાવતા નથી. આપણે તો આ ચોથા 'અસંગ' વિશેષણને પણ લક્ષ્યમાં રાખીને, અસંગ એવા શ્રી વીતરાગ પરમાત્માની

ચાલી રહેલી સ્તવનામાં સૂર પૂરીએ છીએ અને ઇચ્છીએ છીએ કે-'એ તારકોની જેમ આપણને પણ એવું અસંગપણું વહેલામાં વહેલી તકે પ્રાપ્ત થાય!'

## ૮. ભગવાનની અક્ષય તરીકે સ્તવના–

**ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સર્વપ્રધાનતા :**

નવાંગી ટીકાકાર-આચાર્ય ભગવાન શ્રીમદ્ અભયદેવ-સૂરીશ્વરજી મહારાજાએ, આ શ્રી ભગવતીજી સૂત્રની ટીકાનું ભગીરથ કાર્ય શરૂ કરતાં, મંગલાચરણ કર્યું છે; અને આ મંગલાચરણના પહેલા શ્લોકમાં સઘળાય ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ કરી છે. ટીકાકાર પરમર્ષિએ અહીં ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ કરતાં, પન્દર વિશેષણો વાપર્યાં છે. અહીં આપણે હજુ તો મંગલાચરણના પહેલા શ્લોકમાં જ છીએ. એ પંદર વિશેષણો વિષે જ આપણે વિચારી રહ્યા છીએ. અત્યાર સુધીમાં આપણે સર્વજ્ઞ, ઈશ્વર, અનન્ત અને અસંગ-એમ

રૂપમાં ઓળખી શકયા હતા ! ' ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન હોય છે.' એવો નિર્ણય, કયો આત્મા કરી શકે ? વિવેકી આત્મા કે અવિવેકી આત્મા ? કહો કે-વિવેકી આત્માઓ જ 'ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન હોય છે' એવો નિર્ણય કરી શકે. જેને ગુણ કોને કહેવાય અને દોષ કોને કહેવાય-એનું ભાન નથી, જેને આત્માનું સ્વાભાવિક સ્વરૂપ કેવું છે અને એ સ્વરૂપ શાથી આવરાએલું છે-એ વિષેની સાચી સમજ નથી, એવા આત્માઓ ' સર્વપ્રધાન તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ હોઈ શકે' એવા પ્રકારનો નિર્ણય, સ્વતન્ત્રપણે, માત્ર પોતાની સમજ ઉપર જ આધાર રાખીને; કરી શકતા નથી ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સર્વપ્રધાન તરીકે ઓળખવાને માટે, ગુણની અને દોષની પરખ જોઈએ. જ્ઞાની પ્રત્યેની શ્રદ્ધાના બળે પણ ' સર્વપ્રધાન તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ હોય ' એવી માન્યતાને હૈયામાં ધરીને, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ભક્તિ કરનારા આત્માઓ હોઈ શકે છે, પરન્તુ એ તારકોને એ તારકોના સાચા સ્વરૂપમાં પિછાનીને 'એ તારકો જ સર્વપ્રધાન છે' એવા માનસિક નિશ્ચયને ધરનારા આત્માઓની તો બલિહારી છે ટીકાકાર આચાર્ય ભગવાન સમજપૂર્વકના નિશ્ચયને ધરનારા હતા. ભગવાન શ્રી જિનેશ્વરદેવો કેવા સર્વથા દોષરહિત અને કેવા સર્વગુણસંપન્ન હોય છે, એ વાતને ટીકાકાર આચાર્ય ભગવાન સારી રીતિએ સમજતા હતા આ વાત એ મહાપુરૂષે વાપરેલાં પહેલાં ચાર વિશેષણોથી પણ સિદ્ધ થાય છે ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સર્વજ્ઞ તરીકે, ઈશ્વર તરીકે, અનન્ત તરીકે અને અસંગ તરીકે

સ્તવ્યા પછીથી, એ મહાપુરૂષે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સર્વપ્રધાનતાનું સૂચક એવું આ **अग्यम्** વિશેષણ વાપર્યું છે. એ મહાપુરૂષે ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સર્વજ્ઞ તરીકે પણ ઓળખ્યા, ઈશ્વર તરીકે પણ ઓળખ્યા, અનન્ત તરીકે પણ ઓળખ્યા અને અસંગ તરીકે પણ ઓળખ્યા; પછી આ બધી ઓળખોના બળે, એ મહાપુરૂષે નિર્ણય કર્યો કે–જે આત્માઓમાં સર્વજ્ઞતા હોય, ઐશ્વર્ય હોય, અનન્તતા હોય અને અસંગતા હોય, તેઓ અવશ્યમેવ સર્વપ્રધાન કહેવાય; અથવા તો, સર્વપ્રધાન તો તેઓ જ કહેવાય, કે જેઓમાં સર્વજ્ઞતા, ઐશ્વર્ય, અનંતતા અને અસંગતા હોય. સર્વજ્ઞતા આદિ ગુણોથી રહિત આત્માઓમાં સર્વપ્રધાનપણું સંભવે જ નહિ. બીજાઓથી કાંઈ પણ ન્યૂનતા હોય નહિ અને બીજાઓના કરતાં કાંઈક પણ અધિકતા હોય, ત્યારે જ સર્વપ્રધાનપણું સંભવે ને ? આ વાત તમારે પણ બરાબર સમજી લેવા જેવી છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની, ટીકાકાર આચાર્ય ભગવાનને સાચી ઓળખ હતી, એટલે એ મહાપુરૂષે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિને મંગલાચરણ માટે પસંદ કરી અને એ તારકોની સ્તુતિ કરતાં એવો ઉલ્લાસ આવ્યો કે–એ મહાપુરૂષે એ તારકોને પંદર વિશેષણોથી સ્તવ્યા. તેમાંય, ચાર વિશેષણો વાપર્યા પછી, 'સર્વપ્રધાન'તાનું સૂચક પાંચમું વિશેષણ વાપર્યું. એ મહાપુરૂષના હૈયે ભગવાન શ્રી જિનેશ્વરદેવો પ્રત્યે આવી ભક્તિનો ભાવ શાથી ઉત્પન્ન થયો ? સાચી ઓળખ થઈ માટે ને ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોમાં સુનિશ્ચિતપણે સર્વપ્રધાનપણું છે, પણ જેમને એ તારકોના સ્વરૂપની સાચી ઓળખ

થઈ નથી, તેમને તો, એ તારકો સર્વપ્રધાન હોવા છતાં પણ, સર્વપ્રધાન લાગે નહિ તો તે સ્વાભાવિક છે ને ? સાચી ઓળખ થયા વિના, સારામાં સારા પણ સ્થાને સાચો સમર્પણભાવ આવવા પામે, એ બનવાજોગ વસ્તુ નથી. જેને ઓળખ નથી, તે તો સારામાં સારા સ્થાનની પણ અવગણના કરે, તો તેય સ્વાભાવિક છે, તેમ જ તે ખરાબમાં ખરાબ સ્થાનનેય સારામાં સારું સ્થાન માનવાની ભૂલ કરે, તો તે પણ સ્વાભાવિક છે. ટીકાકાર આચાર્ય ભગવાનને તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાચી ઓળખ થઈ હતી, એટલે એ મહાપુરૂષે ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સર્વજ્ઞ આદિ તરીકે સ્તવવાની સાથે સર્વપ્રધાન આદિ તરીકે પણ સ્તવ્યા છે.

**અન્યો શ્રી જિનેશ્વરદેવોથી પ્રધાનેય નહિ ને સમાનેય નહિ:**

ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું સ્વરૂપ જ એવું હોય છે કે-જે કોઈ એ તારકોના સ્વરૂપને સાચા રૂપમા પિછાની શકે, તેઓ એ તારકોને સર્વપ્રધાન માન્યા વિના રહી શકે જ નહિ. કોઈ કહે અને એથી એ માને-એમ નહિ અથવા ભગવાન કહે કે-' તું મને સર્વપ્રધાન માન ' અને એથી એ એ તારકોને સર્વપ્રધાન માને-એમ પણ નહિ; પરન્તુ જેને ભગવાન શ્રી જિનેશ્વરદેવોના સ્વરૂપની સાચી ઓળખ થઈ જાય, તે એ તારકોને સર્વપ્રધાન માન્યા વિના રહી શકે જ નહિ. એનું અન્ત:કરણ જ પોકારે કે-'જગતમાં સાચી રીતિએ સર્વપ્રધાન તરીકે ઓળખાવાને લાયક, સ્તવાવાને લાયક, પૂજાવાને લાયક આ જ હોઈ શકે ! બીજા નહિ જ !! ' ભગવાન શ્રી જિનેશ્વર-

દેવો જ સર્વપ્રધાન છે. 'જ'કારને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાથે પણ યોજી શકાય અને પ્રધાન શબ્દની સાથે પણ યોજી શકાય; પણ જેવો અર્થ સૂચવવો છે, તેવા અર્થને સૂચવવાને માટે 'જ'કારને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાથે જ યોજવો, એ વ્યાજબી છે. એજ સંગત છે, સુસંગત છે. 'જ'કારને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાથે યોજવામાં આવે, એટલે તેવા પ્રકારના પ્રાધાન્યનો અભાવ, એ તારકો સિવાયનાઓમાં સિદ્ધ થાય છે; અને પ્રધાન શબ્દની સાથે 'જ'કારને યોજવાથી પ્રાધાન્યનો ભગવાન શ્રી જિનેશ્વરદેવોમાં સંબંધ સિદ્ધ થાય છે. 'ભગવાન શ્રી જિનેશ્વરદેવો પ્રધાન જ હોય છે'–એમ કહેવાથી, એ સિવાયના કોઈ પ્રધાન હોતા જ નથી–એવો અર્થ એકદમ તારવી શકાય નહિ; જ્યારે 'ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ પ્રધાન હોય છે'–એમ કહ્યું, એટલે એ સિવાયના કોઈ તેવા પ્રધાન હોતા નથી, એમ સીધું સ્પષ્ટ થઈ જાય છે. અહીં હેતુ, શું સિદ્ધ કરવાનો છે? ભગવાન શ્રી જિનેશ્વરદેવોમાં પ્રધાનતા હોય છે–એવું સૂચવવા પૂરતો જ હેતુ નથી, પણ જેવી પ્રધાનતા ભગવાન શ્રી જિનેશ્વરદેવોમાં હોય છે, તેવી પ્રધાનતા અન્ય કોઈમાં પણ હોતી નથી–એવું સૂચન કરવાનો હેતુ છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવો એવા પ્રધાન છે કે–એ તારકોની પ્રધાનતાની સરખામણીમાં, કોઈની પણ પ્રધાનતા આવી શકે જ નહિ. અન્ય આત્માઓ ગમે તે પ્રકારે અને ગમે તેટલા પ્રમાણમાં પ્રધાનતાવાળા હોય, તો પણ તેઓ કોઈ રીતિએ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની તોલે આવી શકે જ નહિ. જગતમાં જેના જેના યોગે, ખરેખર પ્રધાનતા

છે–એમ ગણી શકાય, એવી કોઈ પણ વસ્તુની ઊણપ ભગવાન શ્રી જિનેશ્વરદેવોમાં અસંભવિત જ હોય છે. સાચી પ્રધાનતાની સૂચક એવી એકે એક વસ્તુનો સુયોગ, પૂર્ણ સુયોગ જો કોઈ પણ વ્યક્તિમાં જોવો હોય, તો તે ભગવાન શ્રી જિનેશ્વરદેવોમાં જોઈ લો. પ્રધાનતામાં જેમ ભગવાન શ્રી જિનેશ્વરદેવોથી વધીને કોઈ પણ વ્યક્તિ હોઈ શકતી નથી, તેમ એ તારકોની સમાનતામાં આવી શકે એવી પણ કોઈ વ્યક્તિ હોઈ શકતી નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોથી કોઈ પ્રધાન પણ નહિ અને એ તારકો સાથે કોઈ સમાન પણ નહિ બીજા બધાય એ તારકોની હેઠ. ભગવાન શ્રી જિનેશ્વરદેવ સમાન તો ભગવાન શ્રી જિનેશ્વરદેવ જ. આકાશ સમાન આકાશ જ કહેવાય. જગત્ સમાન કોણ? જગત; બીજું કાંઈ નહિ તેવી જ રીતિએ, ભગવાન શ્રી જિનેશ્વરદેવ સમાન ભગવાન શ્રી જિનેશ્વરદેવ જ, અન્ય કોઈ નહિ!

**ભગવાન સાથે બીજાઓની સરખામણી ન હોય:**

ભગવાન શ્રી જિનેશ્વરદેવોમાં પ્રાધાન્ય તો હોય છે, પણ એ તારકોનું પ્રાધાન્ય એવા પ્રકારનું હોય છે કે-કોઈ એનાથી અધિક નહિ અને કોઈ એનાથી સમાન નહિ! આ પ્રધાનતા જેવી-તેવી છે? જેને આવા દેવ મળ્યા હોય, તેને બીજા કહેવાતા દેવને સેવવાનું મન થાય ખરું? આ દેવને જે સાચા રૂપમાં ઓળખી શકે, તે અન્ય કહેવાતા દેવોને, કદી પણ સુદેવ નહિ માનતાં કુદેવ જ માને, તેમાં નવાઈ નથી! ભગવાનના સેવકને ભગવાનની આવી સાચી ઓળખ થવી

જોઈએ. ભગવાનની આવી ઓળખ થયા વિના, સમ્યગ્દર્શન ગુણ છેટે છે. સમ્યગ્દર્શન ગુણ, એ જ વસ્તુતઃ સર્વ ગુણોની જડ છે. ગુણનું કાંઈક પણ, આછું આછુંય પણ સાચા રૂપનું પ્રગટીકરણ, ક્યારે થાય છે? જ્યારે આત્મા સમ્યગ્દર્શન ગુણની સન્મુખ દશાને પામે છે ત્યારે જ! એ વિના તો કહેવાતા ગુણો પણ પ્રાયઃ દોષોની ગરજ સારનારા હોય છે સમ્યગ્દર્શન ગુણ આવે, એટલે તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન છે એમ લાગે. પછી ગમે તેની સરખામણી એ તારકોની સાથે કરવાનું મન થાય નહિ. આજ કાલ તો કેટલાક મૂર્ખાઓ સામાન્ય માણસોની પણ સરખામણી ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાથે કરે છે. મિથ્યાત્વના યોગે મોહમાં મુઆઈ રહેલા અને અજ્ઞાનમાં સબડી રહેલા આત્માઓને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાથે સરખાવવાની દુર્બુદ્ધિ, કોનામાં પ્રગટે? મિથ્યાત્વથી ઘેરાએલા અને એથી ભગવાન શ્રી જિનેશ્વરદેવોને નહિ પિછાની શકેલા આત્માઓ જ એવી ભૂલ કરે ને? જૈનો તો એવી ભૂલ કરે જ નહિ અને જો એવી ભૂલ કરનારાઓ પોતાને જૈન તરીકે ઓળખાવતા હોય અગર લોકો તેમને જૈન તરીકે ઓળખતા હોય, તો કહેવું પડે કે–'એમના બાપા, વગેરેમાંથી કોઈ જૈન હશે અને એમના વંશમાં એ જન્મેલા હોઈને જૈન કહેવાતા હશે, પરન્તુ એ ખરેખરા જૈન નથી.' જૈન શબ્દ બન્યો ક્યાંથી? જિન શબ્દ વિના જૈન શબ્દ બને નહિ. જિનને જિન તરીકે માનીને, એ તારકોને સાચા ભાવે જે સેવનારો ન હોય, તે જૈન કહેવાય નહિ. શ્રી જિનને જે જિન તરીકે માને, સમજે,

તે તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન છે એમ માને. વીતરાગ અને સર્વજ્ઞ બનેલા એવા પણ આત્માઓ કરતાં, ભગવાન શ્રી જિનેશ્વરદેવો પ્રધાન હોય છે, તો પછી રાગ–દ્વેષમાં ફસેલાઓ અને અજ્ઞાન આદિ દોષોથી ભરેલાઓની સરખામણી ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાથે કેમ જ થઇ શકે ? જૈન એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવનો ઉપાસક. એ તારકોને સેવવામાં ગૌરવ માનનાર. એ વળી એવી સરખામણી કરે ખરો ? કહો કે–જૈનપણાને પામેલો તો કદી પણ એવી સરખામણી કરે નહિ.

**ભગવાન શ્રી જિનેશ્વરદેવ મળી તો ગયા છે–**
**–પણ તમે એમને પામ્યા છો ખરા ?**

તમે જૈન છો ને ? તમે કહેવાઓ તો જૈન; પરન્તુ તમે જૈનપણાને પામેલા છો એ માટે જૈન છો ? કે તમે જૈન કુળમાં જન્મ્યા છો એ પૂરતા જ જૈન છો ? તમારા પુણ્યોદયે તમને જૈન કુળમાં જન્મ મળી ગયો છે; તમારો જન્મ જૈન કુળમાં થવાથી તમને જૈનપણાને પામવાની સુંદરમાં સુંદર તક મળી ગઈ છે; આવી સુંદર સામગ્રીને પામેલો જીવ, જૈનપણાને બહુ જ સહેલાઈથી પામી શકે; એટલે તમે જૈનપણાને પામ્યા છો કે નહિ ? તમને ભગવાન શ્રી જિનેશ્વરદેવોને દેવ તરીકે માનવા –પૂજવાનું તો મળી ગયું છે, પણ તમે એ તારકોને પામ્યા છો કે નહિ–આ વસ્તુ બરાબર સમજો. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની વાતમાં, 'આ અમારા દેવ'–એવું સામાન્યતઃ તમે માનો છો પણ ખરા અને બોલો છો પણ ખરા, પણ એ પ્રતાપ

કેવળ જૈન કુળનો છે કે ભગવાન શ્રી જિનેશ્વરદેવો સુદેવ તરીકે તમારા હૈયામાં વસવા પામ્યા છે, તેનો એ પ્રતાપ છે ? તમને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આછી આછી પણ સાચી ઓળખ થઈ છે કે નહિ ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાચી ઓળખ જેને થાય, તેને એના જેવો કોઇ તારક દેવ નથી, એમ થાય. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અને શ્રી સિદ્ધભગવાનોને જ એ દેવતત્ત્વમાં લેખે. એ સિવાયના જે કોઈ દેવ તરીકે ઓળખાતા હોય, તે દેવ નથી પણ કુદેવ જ છે–એમ એ માને. ભગવાન શ્રી જિનેશ્વરદેવની સાચી પિછાન થતાં, આત્માનો ભ્રમ ભાંગી જાય છે. એમ થઈ જાય છે કે દેવ તો તે જ, કે જેમાં દોષનો લેશ નહિ અને ગુણની અંશે પણ ખામી નહિ ! કોઈ દોષ એવો નથી, કે જે આ દેવમાં હોય અને કોઈ ગુણ એવો નથી, કે જે આ દેવમાં ન હોય–એવું ભગવાન શ્રી જિનેશ્વરદેવોને માટે લાગે. પછી એમ થાય કે–'મારે દોષથી મુકાવું છે અને મારે મારા ગુણોને પ્રગટ કરવા છે, માટે મારે આ તારકોના જ શરણને સ્વીકારવું જોઈએ.' દોષનાશ અને ગુણવિકાસ સાધવાને માટે, આશ્રય લેવા યોગ્ય સ્થાનોમાં સર્વોત્તમ સ્થાન આ છે. આનો આધાર જ્યાં સુધી ન લેવાય, ત્યાં સુધી ગુણપૂર્ણતાએ કદી પણ પહોંચાય નહિ. દુર્ગુણોને વમવાને માટે અને ગુણોને પામવાને માટે, આ તારકોના જ શરણને સ્વીકારવું જોઈએ. આવું લાગે, એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાની આરાધના કરવાની વૃત્તિ કેટલી પ્રબળ બને ? ઘણી જ. તમને આવી અસર થઈ છે અગર તો થાય છે ખરી ? આપણો પરમ પુણ્યોદય છે કે–આપણને આવા દેવ મળ્યા છે; પણ

આવા દેવ મળવા છતાં પણ, આપણે જો આવા દેવને પામીએ નહિ, અંતરમા સ્થાપીએ નહિ, સર્વપ્રધાન તરીકે પિછાનીએ નહિ, તો આપણો આત્મા કેવોક ભારે ગણાય ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાની આરાધના કર્યા વિના કલ્યાણ નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાની આરાધના કરવાને માટે, એ તારકોની આજ્ઞાની સમજ મેળવવી જોઈએ. તમને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાને સમજવાની કાળજી કેટલીક છે ? જો એ તારકોની આજ્ઞાને સમજવાની પણ પૂરી કાળજી ન હોય, તો એ તારકોની આજ્ઞાને આરાધવાની કાળજી તો હોય જ કયાંથી ? ભગવાનની આજ્ઞાને સમજવાને માટે આવાં સૂત્રોનું શ્રવણ અને મનન નિરંતર કરવું જોઈએ ને ? કેટલાકોને તો સૂત્રોની વાતો સાંભળવામાંય કંટાળો આવે છે; પછી સમજવાની, વિચારવાની અને આચરવાની વાત તો રહી જ કયાં ? દુનિયાની વિકટમાં વિકટ સમસ્યાઓને પણ સમજવાનો-ઊકેલવાનો પ્રયત્ન કરતાં કંટાળો નથી આવતો અને અહીં કંટાળો કેમ આવે છે ? કારણ એક જ કે-ત્યાં રસ છે, પ્રેમ છે, અહીં તે નથી. જો તમારા હૃદયમંદિરમાં ભગવાન શ્રી જિનેશ્વરદેવ ભગવાન શ્રી જિનેશ્વરદેવ તરીકે વસ્યા હોય, તો સૂત્રશ્રવણનો પ્રેમ હોય ને ? હૃદયમાં આ દેવ વસે ક્યારે ? આ દેવનું સ્વરૂપ અને આ દેવની આજ્ઞાઓ સમજાય ત્યારે ને ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા સમજાઈ જાય, તો એક પણ ક્લેશ ઊભો રહી શકે નહિ. પછી તો એ દશા પણ આવે કે-એ તારકની આજ્ઞાનું પાલન કરવાની વાતમાં તમે ન જુઓ ધનની સામે કે ન જુઓ પ્રાણની સામે ! ભગવાન

શ્રી જિનેશ્વરદેવો પમાયા પછી તો, 'જિન' 'જિન' રટણ થઈ રહ્યું હોય. રાવણ જ્યારે સીતાજીને ઉપાડી ગયા, ત્યારે સીતાજીના હૈયે રામનો જ વાસ હતો; તેમ જૈનપણાને પામેલો મોહરાજાની કેદમાં હોય, તોય તેના હૈયે ભગવાન શ્રી જિનેશ્વરદેવનો જ વાસ હોય. ચાતક મેઘ માટે તલસે, તેથી પણ અધિકી જિનપ્રીતિ હોવી જોઈએ. ઘણે ભાગે એવું છે કે–તમને ભગવાન શ્રી જિનેશ્વરદેવો મળ્યા છે ખરા, પણ તમે એ તારકને પામ્યા નથી. ભગવાન ઓળખાઈ જાય અને પમાઈ જાય, તો પછી બધી જ ગુંચવણોનો ઊકેલ આવી જાય. પછી એ તારકોની આજ્ઞાને સમજવા અને સાંભળવા આદિની વાત સિવાયની વાતમાં કશો રસ આવે નહિ. એમ જ થયા કરે કે–'આમને આરાધીને મારે આમના જેવા જ બની જવું છે!'

તમને ભગવાન શ્રી જિનેશ્વરદેવો જેવા સર્વપ્રધાન બનવાની ઈચ્છા તો ખરી ને? માણસે જેવી સ્થિતિમાં સુખની કલ્પના કરી હોય, તેવી સ્થિતિવાળા બનવાની માણસની ઈચ્છા હોય. એવા બની શકાય એવું નથી–એમ લાગતું હોય, તો પણ હૈયામાં ઊંડે ઊંડેય એમ થાય કે–આપણે એવા બનીએ તો સારું! માણસમાં સ્વાભાવિક રીતિએ ઉન્નતિની ચાહના હોય છે. અવિવેક હોય તો ઉન્નતિની કલ્પનામાં અને ઉન્નતિના આશયમાં ભેદ પડે, પણ સૌને પોતાની ઉન્નતિની ચાહના છે, એ તો મતભેદ વિનાની વાત છે. તમે પણ તમારી ઉન્નતિને ઈચ્છો જ છો, પણ તમે શામાં તમારી ઉન્નતિ માની છે? ધનાદિકના યોગમાં તમે તમારી ઉન્નતિ માની છે અને એથી તમે એ પ્રકારની ઉન્નતિને મેળવવાના આશયથી પ્રયત્નશીલ

બનેલા છો. ભગવાન શ્રી જિનેશ્વરદેવો જે પ્રકારની ઉન્નતિને પામ્યા, તે પ્રકારની ઉન્નતિનો તમને રસ નથી, કેમ કે-એ પ્રકારની ઉન્નતિ એ જ સાચી ઉન્નતિ છે, એમ તમને હજુ સમજાયું નથી. ધનાદિકના યોગમાં જ ઉન્નતિને માનનારાઓ, ભગવાન શ્રી જિનેશ્વરદેવો આદિની સેવા કરતા હોય તો પણ, તે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાચી સેવા કરતા નથી; કેમ કે-તેમનો આશય ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સેવાથી ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ જેમાં ઉન્નતિ કહી છે-તેને પામવાનો નથી, પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવો જેમાં આત્માની બરબાદી માને છે-તેવી સ્થિતિને પામવાનો તેમનો આશય છે. આ સૂચવે છે કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સર્વપ્રધાન તરીકેની જે ઓળખ થવી જોઇએ તે થઈ નથી. આત્માની ઉન્નતિ એ જ સાચી ઉન્નતિ છે. આત્માની ઉન્નતિ સાધનારે સર્વ પ્રકારની ઉન્નતિઓ સાધી છે. આત્માની ઉન્નતિ ન સધાઈ, તો બીજી બધી આબાદી એ બરબાદી કરનારી છે. ન્યાયવિશારદ નવ્ય-ન્યાયવિન્યાસક, પરમ ઉપકારી ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી ગણિવર એક સ્થળે ફરમાવે છે કે-

" आत्मज्ञानविरहिते शास्त्रे, शस्त्रे च कोऽपि न विशेषः ।
भ्राम्यन्ति मूढलोकाः, केवलमाकारभेदेन ॥ १ ॥"

દુનિયામાં શાસ્ત્રો ઘણાં કહેવાય છે, પણ 'જેટલાં શાસ્ત્રો એ બધાં ઉપકારક જ' એવું નથી. કહેવાતું હોય શાસ્ત્ર, પણ તે જો આત્મજ્ઞાનથી રહિત હોય, તો તે વસ્તુતઃ શાસ્ત્ર નથી. એવા શાસ્ત્રમાં અને હિંસક શસ્ત્રમાં વસ્તુતઃ કાંઈ ભેદ નથી. શસ્ત્ર શબ્દમાં 'શ્' માં અકાર છે અને શાસ્ત્ર શબ્દમાં 'શા'

છે તેમાં 'શ્' માં આકાર છે એટલો જ ભેદ છે. એટલા એક કાનાના જ ભેદ માત્રથી મૂઢ લોકો મુઝાઈ જાય છે એમની મતિ ભમી જાય છે. એટલે કે–જેઓ મૂઢ હોય છે, તેઓ જ આત્મજ્ઞાનથી રહિત એવા શાસ્ત્રમા અને શસ્ત્રમાં ભેદ માને છે; બાકી તો શસ્ત્ર જેમ ઘાતક છે, તેમ આત્મજ્ઞાનથી રહિત એવું શાસ્ત્ર પણ ઘાતક જ છે. જે ગ્રન્થોમાં, વાણીમાં, લેખમાં, કાવ્યમાં, અધ્યાત્મ જ્ઞાનની–આત્માની વાતો છે, વીતરાગનાં વર્ણનો છે, વીતરાગના ભાવો છે, એ જ ગ્રન્થો શાસ્ત્ર છે. જો આવાં શાસ્ત્રોનો–આવા ગ્રન્થોનો ઘરે ઘરે પ્રચાર થાય, ગામે ગામ આવાં શાસ્ત્રોના જ્ઞાનનો પ્રચાર કરનારાં ધામો સ્થપાય, આવી જ્ઞાનની પરબો મંડાય, તો આજની દુઃખી દુનિયાને આપણે ઘણે અંશે સુખી જોવાને માટે ભાગ્યશાળી બની શકીએ. આ જ્ઞાનના પ્રસારથી, દુનિયામાંથી અંધાધૂંધી ચાલી જાય; વેર–ઝેર શમી જાય; શાન્ત સુધા-સાગરમાં સૌ હળી–મળીને રહે. શ્રી જિનશાસન રૂપ પરમ સૂર્યોદયનો પ્રકાશ જો પૃથ્વીતળ ઉપર વિસ્તૃતપણે પથરાય, તો વૈર–વિરોધોનાં વાદળાંઓ વેરાઈ જાય. વાત વાતમાં હિંસાના સૂર નીકળતા હોય, હિંસાપોષક લેખો લખાતા હોય, એમાં અધ્યાત્મજ્ઞાન નથી. અધ્યાત્મજ્ઞાનમાં ઉત્પાતને ઉત્પન્ન કરનારી વાતો ન હોય. અધ્યાત્મજ્ઞાનના પ્રચારથી ઉત્પાતો શમવા માંડે. અધ્યાત્મજ્ઞાનીને ગુલાંટો મારવી ન પડે. એને આંટ સાચવવા ગલ્લાં–તલ્લાં કરવાં ન પડે. અધ્યાત્મજ્ઞાની તો સકળ દુનિયાના–સમસ્ત પ્રાણિઓની રક્ષાનો સન્દેશો પાઠવનારો હોય. એનામાં કોઈનાય નાશના પ્રચારની નીચ

ખાસીયતનો-ક્રૂર પ્રકૃતિનો અંશેય ન હોય. જગતમાં અહિંસકભાવ વ્યાપી જાય, તો મમતાનો વાવટો ન ફરકે, પણ સમતાનો શાંત-પ્રશાંત વિજયધ્વજ લહરે, લડાઈ-ઝઘડા ન રહે, પણ મિત્રતાનાં આચરણો આચરાય આજે આવાં શાસ્ત્રોનો આદર પણ તેવા કોઈ કિસ્મતના યોગે ઓછો છે, તો પછી એના અભ્યાસની તો વાત જ શી? આને રસથી સાંભળવાની વૃત્તિવાળા પણ ગણતરીના જ રહ્યા છે. આવી દશામાં ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાચી ઓળખ થાય શી રીતિએ? શસ્ત્ર જેવાં શાસ્ત્રોનો શૉખ વધી ગયો અને આત્મજ્ઞાન કરાવનારાં શાસ્ત્રોનું શ્રવણ પણ લગભગ બંધ જેવું થઈ ગયું. એટલે પૌદ્‌ગલિક ઉન્નતિ એ સાચી ઉન્નતિ નથી અને આત્મિક ઉન્નતિ એ જ સાચી ઉન્નતિ છે-એવો ખ્યાલ પેદા થાય શી રીતિએ? એ વિના, ભગવાન શ્રી જિનેશ્વરદેવો સર્વપ્રધાન હોવા છતાં પણ, એ તારકો જ સર્વપ્રધાન છે-એવું સમજાય શી રીતિએ? અને એ વિના, એ તારકોના જેવી દશાને પામવાનું મન પણ ક્યાથી થાય? ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનની સામગ્રી તમને મળી છે, છતાં પણ તમને 'મારે જિન બનવું છે'-એમ જો ન થતું હોય, તો તેનું કારણ આ જ છે ને? આત્માનું લક્ષ્ય આવે, આત્માનું સ્વરૂપ કેવું છે-તે સમજાય, આત્માના સ્વરૂપને પ્રગટાવવાના માર્ગનું ભાન થાય, તો તો 'ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન છે'-એવું સમજાયા વિના પણ રહે નહિ અને 'મારે હરકોઈ પ્રયત્ને એ તારકોના જેવા જ બનવું છે'-એવી ભાવના પેદા થયા વિના પણ રહે નહિ.

દયાપૂર્ણ અને વિવેકપૂર્ણ એવી ઉત્કટ કોટિની-

-ભાવનાને અંગે પણ સર્વપ્રધાનતા :

ભગવાન શ્રી જિનેશ્વરદેવોનાં ચરિત્રોનો જો તમે અભ્યાસ કરો, તો તમને જણાયા વિના રહે નહિ કે-એ તારકોના આત્માઓ સર્વ દશાઓમાં સારી રીતિએ પ્રધાન હોય છે. સંસારિપણે પણ એ તારકોના આત્માઓ પ્રધાન હોય છે અને કેવલી અવસ્થામાં પણ એ તારકોના આત્માઓ પ્રધાન હોય છે. આભ્યન્તર ઋદ્ધિની અપેક્ષાએ પણ એ તારકોના આત્માઓ પ્રધાન હોય છે અને બાહ્ય ઋદ્ધિની અપેક્ષાએ પણ એ તારકોના આત્માઓ પ્રધાન હોય છે. ભોગમાં પણ પ્રધાનતા અને ત્યાગમાં પણ પ્રધાનતા, એ એ તારકોના આત્માઓની વિશિષ્ટતા છે. એ તારકોનું ભોગસુખ એવું કે-એનો જોટો મળે નહિ અને સાથે જ એ તારકોનો વિરાગ પણ એવો કે-એનો જોટો મળે નહિ. એ તારકોના આત્માઓની પ્રધાનતા અનાદિકાળથી હોય છે, એ વાત તો આપણે વિચારી આવ્યા છીએ. એ તારકોનું અન્તઃકરણ જેવું દયાપૂર્ણ બની શકે છે, તેવું દયાપૂર્ણ અન્તઃકરણ અન્ય કોઈ પણ આત્માઓનું બની શકતું જ નથી. એ તારકોના આત્માઓ જે ભવમાં મોક્ષને પામવાના હોય છે, તે ભવથી ત્રીજા ભવે તો એ તારકોનું અન્તઃકરણ દયાભાવની પરાકાષ્ઠાએ પહોંચી જાય છે. જગતનો એક પણ જીવ, એ તારકના દયાભાવમાંથી બાકાત રહેતો નથી. એ સૂચવે છે કે-એ કાળે એ તારકોના આત્માઓમાં સંસારના એક પણ જીવ પ્રત્યે દ્વેષભાવ અથવા દુર્ભાવ હોતો નથી. દયાભાવ ત્યારે જ આવી શકે, કે જ્યારે દ્વેષભાવ અગર

દુર્ભાવનો અભાવ હોય અને પરના હિત માત્રની જ ચિન્તા હોય. જગતના અનન્તાનન્ત જીવોમાંથી એક પણ જીવ પ્રત્યે સામાન્ય પ્રકારનો પણ દુર્ભાવ નહિ અને જગતના એકે એક જીવના હિતની જ ચિન્તા, એ સામાન્ય વાત છે ? એ તારકોના હૈયામાં એ જ એક ભાવ પેદા થાય છે કે–આ જગતના સઘળાય જીવો સુખી થાઓ; કોઈ દુઃખી રહો નહિ ! એ તારકોના અન્તઃકરણનો આવો ભાવ પણ વિવેકવાળો હોય છે એ તારકોનો એ દયાભાવ કાંઈ ખાલી ભાવના ભાવવા પૂરતો જ હોતો નથી. પોતે જાણતા હોય છે કે–પોતે જ ભાવના ભાવે છે, તે ભાવના સફળ કેવા પ્રકારે બની શકે ! જગતના જીવોને દુઃખથી છૂટવું છે અને સુખમય અવસ્થાને પ્રાપ્ત કરવી છે, આ તારકોની ભાવના પણ એ છે કે–જગતના જીવો પૈકી કોઈ પણ જીવ દુઃખી રહે નહિ અને સર્વ જીવો સુખી થાય ! આ શું છે ? જગતના જીવો જેવી સ્થિતિને ઈચ્છે છે, તેવી સ્થિતિને જગતના જીવો પામે, એવી ભાવના છે, પણ આ વસ્તુ શક્ય ક્યારે બને ? એ તારકો સમજતા હતા કે–આ માટે તો સૌએ પ્રયત્નશીલ બનવું પડે ! દુઃખથી સર્વથા છૂટવું હોય અને સદાને માટે સુખમય અવસ્થાને ભોગવનારા બનવું હોય, તો આત્માએ પોતે જ નિર્મળ બનવું જોઈએ. એ માટે આ આત્માએ પોતાને વળગેલી સઘળીય મલિનતાઓને ધોઈ નાખવી જોઈએ આ કાર્ય એવું છે કે–દરેકે દરેક આત્માએ પોતે જ કરવું પડે કોઈ કોઈના આત્માને નિર્મળ બનાવી શકે નહિ બીજાઓ તો, બહુમાં બહુ આત્માને નિર્મળ બનાવવાનો ઉપાય બતાવી શકે, એ ઉપાયને સેવવાની પ્રેરણા

આપી શકે; એ ઉપાયને સેવતાં મનોભાવ ઢીલા પડી જતા હોય, તો તે ભાવોને કેમ સ્થિર કરવા, તે માટે ઉપદેશાદિ દઈ શકે, પરન્તુ દરેકે દરેક આત્માએ પોતાને નિર્મળ તો પોતે જ બનાવવો જોઈએ. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ આ વસ્તુને જેમ સારી રીતિએ સમજતા હતા, તેમ એ તારકો 'આત્માએ આત્માને નિર્મળ બનાવવો હોય, તો શું કરવું જોઈએ'–એ વસ્તુને પણ સારી રીતિએ જાણતા હતા. આત્માને નિર્મળ બનાવવો એટલે શું ? આત્માને સકળ કર્મના યોગથી રહિત બનાવવો. જે આત્મા કર્મ માત્રના યોગથી રહિત બને, તે જ આત્મા પરીપૂર્ણપણે નિર્મળ બન્યો કહેવાય અને તે જ આત્માને કોઈ પણ પ્રકારનું દુઃખ હોઇ શકે નહિ એ આત્મા પછી તો સદા કાળને માટે સ્વ સ્વભાવમાં રમણતા રૂપ પરમ સુખનો ભોક્તા બને. આવા આત્માઓને મુક્તાત્માઓ કહેવાય છે આથી ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ એવી ભાવના ભાવે છે કે–'સૌ કોઈ મુક્ત બનો ! સૌ કોઈ સંસારથી મૂકાઓ અને મોક્ષને પામો !' હજુ પણ એ ભાવના આગળ વધે છે 'સૌ મોક્ષને પામો'–એ ભાવના તો ખરી; પણ સૌ મોક્ષને પામે શી રીતિએ ? કોઈ પણ જીવને માટે મોક્ષને પામવાનો ઉપાય એક જ છે અને તે ઉપાય એ જ કે–શ્રી જિનશાસનની આરાધના કરવી. શ્રી જિનશાસન, એ જ મોક્ષનો સાચો અને એકનો એક માર્ગ છે. આથી, એ તારકોના આત્માઓને એમ થાય છે કે–'જગતના સઘળાય જીવો શ્રી જિનશાસનને પામે અને આરાધે તો સારૂં !' એ વિચારે છે કે–'આવો મોક્ષમાર્ગ વિદ્યમાન હોવા છતાં પણ, જગતના જીવો

સુખને માટે આ માર્ગને નહિ આરાધતાં, બીજે બધે ફાં–ફાં કેમ માર્યા કરે છે?' કારણ એ જ છે કે–જગતના જીવો આ માર્ગને જાણતા નથી અને આ માર્ગને સામાન્યપણે જાણનારાઓમાં પણ આ માર્ગનો રસ નથી ! આથી એ તારકોના આત્માઓ નિર્ણય કરે છે કે–' જગતના જીવો જો શ્રી જિનશાસનના રસિયા બની જાય, તો જ તેઓ આ માર્ગને આરાધી શકે અને આ માર્ગને આરાધે તો જ તેઓ મુક્તિને પામી શકે!' આમ એ તારકોના આત્માઓ નિર્ણય તો કરે છે કે–'જગતના જીવો શ્રી જિનશાસનના રસિક બને તો સારું.' પણ જગતના જીવોને શ્રી જિનશાસનના રસિક બનાવે કોણ ? પોતે પણ જુએ છે કે–અત્યારે પોતામાં પણ એવી શક્તિ નથી કે–પોતે જગતના સર્વ જીવોને શ્રી જિનશાસનના રસિક બનાવી શકે ! આથી એ તારકોના આત્માઓ, જગતના જીવ માત્રના હિતની ચિન્તાની ભાવનામાં ચઢતે ચઢતે, એવી ભાવનામાં એકતાન બની જાય છે કે–

"જો હોવે મુજ શક્તિ ઈસી, સવિ જીવ કરૂં શાસનરસી।"

આ ભાવનાની ઉત્કટતાના યોગે, એ તારકોના આત્માઓ શ્રી તીર્થંકર–નામકર્મની નિકાચના કરે છે. ભાવના એ પણ આભ્યન્તર ઋદ્ધિ છે ને ? એ તારકોના આત્માઓની આ પણ જેવી–તેવી પ્રધાનતા છે ? જગતના સૂક્ષ્મમાં સૂક્ષ્મ દેહધારી જીવને માટે પણ આવી ભાવના અને જગતનો એક પણ જીવ આ ભાવનાથી પર નહિ. એ અજોડતા જ છે ને ? દયાપૂર્ણતાની સાથે પાછી વિવેકપૂર્ણતા પણ કેવી ? મૂળ વાત એ કે–કોઈ જીવ દુ:ખી રહો નહિ અને જીવ માત્ર સદાને માટે

સુખમાં મગ્ન રહેનાર બનો; પણ એ ભાવનાને સફળ કરવાને માટે ભાવના એ ભાવી કે–'કયારે મારામાં એવી શક્તિ આવે, કે જે શક્તિના યોગે હું જગતના જીવ માત્રને શાસનના રસિક બનાવી દઉં !' આવી ભાવના ઉત્કૃષ્ટપણે એ તારકોના આત્માઓમાં જ પ્રગટે છે. અન્ય આત્માઓમાં જગતના જીવ માત્રના હિતની ચિન્તા પ્રગટે–એ શકય છે; સર્વ જીવો શ્રી જિનશાસનને પામે તથા સેવે તો સારું, એમ પણ બીજા આત્માઓના અન્તઃકરણમાં ઊગે–એ શકય છે; પરન્તુ 'કયારે હું એવો શક્તિશાળી બનું, કે જેથી જગતના જીવ માત્રને શ્રી જિનશાસનના રસિક બનાવી દઉં !'–આવી ભાવનામાં ઉત્કૃષ્ટપણે તરબોળ અન્તઃકરણવાળા બની જવાની શકયતા તો, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ સિવાય અન્ય કોઈ પણ આત્માને માટે શકય નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સર્વપ્રધાન તરીકે સ્તવવામાં, એ તારકોના આત્માઓમાં, એ તારકોના અન્તિમ ભવથી ત્રીજા ભવમાં પ્રગટતી, આ દયાપૂર્ણ ભાવના પણ એક મોટા કારણ રૂપ છે. ઉત્તમ આત્માઓમાં પરોપકારની ભાવના અવશ્ય પ્રગટે. જે આત્માઓમાં પરોપકારની ભાવના નથી, અન્ય જીવોના હિતની ચિન્તા જે આત્માઓના અન્તઃકરણમાં પ્રગટી નથી, એવા આત્માઓને 'ઉત્તમ આત્માઓ' કહી શકાય જ નહિ. અન્ય જીવોના હિતની ચિન્તા તો ખરી, પણ તે કામચલાઉ દુઃખનિવારણની કે અલ્પકાલીન અથવા પરિણામે દુઃખ પમાડે એવા સુખની પ્રાપ્તિની પણ ચિન્તા નહિ. સદાનું દુઃખ જાય અને સદાને માટે નિર્દોષ સુખના ભોક્તા બને, એવી હિતચિન્તા ! જગતના જીવ માત્રને માટે આવી હિત-

ચિન્તા કરનારા જવલ્લે જ મળે અને આ તો એથી પણું આગળ વધ્યા. એના ઉપાયમાં ઉતર્યા અને જગતના જીવ માત્રને એ ઉપાયના રસિક બનાવવાની ભાવના ભાવી! એ અન્તઃકરણ જ એવું કે–જો એ તારકોનું ચાલતું હોત, શક્યતા હોત, તો એ તારકો જગતના એક પણ જીવને દુઃખી રહેવા દેત નહિ! ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓની આવી દયાપૂર્ણ અને વિવેકપૂર્ણ ઉત્કટ કોટિની ભાવનાને જાણનારાઓ, એ તારકોને સર્વપ્રધાન તરીકે સ્તવે, તેમાં નવાઈ શી છે?

**ધર્મતીર્થની સ્થાપના આદિને અંગે–**
**–વીતરાગ અને સર્વજ્ઞો કરતાં પણ પ્રધાનતા હોય છે:**

આ તો આપણે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓની અન્તિમથી ત્રીજા ભવની ભાવનાની વાત કરી, પરન્તુ એ તારકોની એ ભાવનાનો અમલ પણ એવા જ પ્રકારે થાય છે, કે જેથી પણ એ તારકો જ 'સર્વપ્રધાન' તરીકે સ્તવાવાને યોગ્ય છે, એમ માનવું પડે. એ તારકોના આત્માઓની ભાવનાની જેમ અજોડતા છે, તેમ એ ભાવનાના અમલની પણ અજોડતા છે. એ તારકો વીતરાગ બને છે અગર તો સર્વજ્ઞ આદિ બને છે, એમાં કાંઈ એ તારકોની સર્વપ્રધાનતા સમાઈ જતી નથી. વીતરાગપણાને અને સર્વજ્ઞપણાને પામનારા આત્માઓ તો ઘણા હોય છે. જેને જેને બીજાઓ પણ પામી શકતા હોય, તેને તેને અંગે કાંઈ ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓની સર્વપ્રધાનતા ગણાય નહિ. સર્વપ્રધાનતાનો નિર્ણય કરવાને માટે તો, એવી એવી

વસ્તુઓ અથવા ત્રિગતો શોધી કાઢવી જોઈએ, કે જે માત્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોમાં જ સંભવે અને એ તારકો સિવાયના કોઈમાં પણ સંભવે નહિ. એ માટે જ, આપણે એ તારકોની સર્વ જીવોને શાસનના રસિક બનાવી દેવા સંબંધી ભાવનાની વાત કરી અને હવે આપણે એ તારકોથી થતા એ ભાવનાના અમલની વાત કરવી છે. તમે જાણતા તો હશો જ કે–દરેક દરેક ભગવાન શ્રી જિનેશ્વરદેવ ધર્મતીર્થની સ્થાપના કરે છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવ સિવાયનો કોઈ પણ આત્મા તારક ધર્મતીર્થની સ્થાપના કરે છે ખરો ? નહિ જ. મિથ્યાદૃષ્ટિ છતાં અમુક અમુક શક્તિઓને પામેલાઓ પોતપોતાના તીર્થની સ્થાપના કરે છે, પણ વસ્તુતઃ એ તીર્થ એ તીર્થ હોતું નથી. અન્યતીર્થિકોનું તીર્થ, એ તીર્થ કહેવાતું હોવા છતાં પણ કુતીર્થ છે, કારણ કે–એનામાં આત્માને પરિપૂર્ણપણે તારવાની શક્તિ નથી અને એની મમતામાં ફસેલાઓને ડુબાવવાની એની શક્તિ છે. તીર્થનો સ્થાપક પોતે તીર્થ રૂપ બન્યો ન હોય, તર્યો ન હોય, તો એનું સ્થાપેલું તીર્થ બીજાઓને તારનારું બને જ શી રીતિએ ? પોતે તર્યા વિના, કોઈ પણ આત્મા સ્વતન્ત્રપણે તારક માર્ગને દર્શાવી શકે, એ શક્ય જ નથી. અન્ય તીર્થોના સ્થાપકો પોતે તર્યા નહિ હોવાથી, તેઓએ તીર્થના નામે પણ અનેક હિંસાત્મક વિધાનો કર્યાં છે. ત્યાગ બતાવ્યો હોય, પણ તેમાંય માર્ગ એવો ચીંધ્યો હોય કે–એમાં રહેલો ત્યાગી અનેક જીવોનો ભક્ષક બને. કેમ ? જીવોની ક્યાં ક્યાં હયાતિ છે, એનું જ્ઞાન જોઈએ ને ? ફળ–ફુલ, લીલ–સેવાળ આદિને ખાવાનું વિધાન કોણ કરે ?

એમાં કેટકેટલા જીવો છે–એનું જો જ્ઞાન હોય અને એ જીવો પ્રત્યે પણ જો દયાભાવ હોય, તો એવું વિધાન કરાય ખરું ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ જે ધર્મતીર્થની સ્થાપના કરી છે, તેમાં તો ભારોભાર જીવદયા ભરેલી છે. જે કોઈ જીવ એ ધર્મતીર્થની આરાધના કરે તે તો દુઃખ માત્રથી મુકાય, પણ એના યોગે જગતના જીવ માત્રનેય લાભ થાય. એ જીવ સંસારમાં ભટકતો હોય અને હિંસાદિકમાં પ્રવર્તતો હોય, તો જગતના જીવોને એના તરફથી આવનારા દુઃખનો ભય ખરો ને ? પણ આ ધર્મતીર્થ તો એવું કે–ધર્મતીર્થની આરાધના જ અહિંસક ભાવથી શરૂ થાય અહિંસાની વાતો તો ઘણા કરે, પણ અહિંસા પેદા કરવી એ સહેલું નથી. વાતો અહિંસાની કરવી અને જીવોને વિષય–કષાયના રસિક બનાવનારા માર્ગો ચીંધવા, એ તો હિંસક ભાવની વૃદ્ધિ કરવા સમાન છે. આથી ભગવાન શ્રી જિનેશ્વરદેવો પોતાના અન્તિમ ભવમાં ધર્મતીર્થની સ્થાપના કરે છે ખરા, પણ તે પોતાના રાગ, દ્વેષ અને મોહને સર્વથા ક્ષીણ કરી નાખ્યા પછીથી જ ધર્મતીર્થની સ્થાપના કરે છે પોતાના વીતરાગપણાને અને સર્વજ્ઞપણાને પ્રગટાવ્યા વિના, કોઈ પણ શ્રી જિનેશ્વરદેવ ધર્મતીર્થની સ્થાપના કરતા નથી એ તારકોના આત્માઓ કોઈના પણ ઉપદેશથી પ્રતિબોધને પામતા નથી. એ તારકોના આત્માઓ પોતાના અન્તિમ ભવમા જ્યારે માતાના ગર્ભમાં આવે છે ત્યારે પણ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન–એ ત્રણ જ્ઞાને સહિત આવે છે. એ તારકોનાં એ ત્રણેય જ્ઞાનો નિર્મળ કોટિનાં હોય છે. નિર્મળ કોટિના ત્રણ જ્ઞાનને

સાથે જ લઈને આવેલા એ તારકોના આત્માઓ, માતાના ગર્ભમાં અને ઘરમાં પણ જ્ઞાનપ્રધાન જીવનને જીવનારા હોય છે. એ તારકોના ગૃહવાસ દરમ્યાન પણ, એ તારકોની એક પણ પ્રવૃત્તિ એવી હોતી નથી, કે જે પ્રવૃત્તિને અનુચિત કહી શકાય આ પછી, એ તારકો જ્યારે સંસારનો ત્યાગ કરીને સંયમને સ્વીકારે છે, ત્યારે પણ તેઓ અન્ય કોઈના ઉપદેશથી સંયમનો સ્વીકાર કરતા નથી એ તારકોને સંયમમાં પ્રવર્તવાને માટે કે સંયમમાં પ્રવર્તમાન રહેવાને માટે, ગુરૂની આવશ્યકતા હોતી જ નથી. એ તારકો પોતાના વિવેકબળે જ સંયમને પામે છે, પોતાના વિવેકબળે જ સંયમને આરાધે છે અને પોતાના સત્ત્વને પોતાના વિવેકથી જ વિકસાવીને ચાર ઘાતી કર્મોનો ક્ષય કરવા દ્વારા વીતરાગપણાને અને સર્વજ્ઞપણાને પ્રગટાવે છે. એ તારકો સૌના આધાર બને છે, પણ કોઈનાય આધારને એ તારકો ગ્રહણ કરતા નથી આમ વીતરાગ અને સર્વજ્ઞ બન્યા પછીથી, એ તારકો ધર્મતીર્થની સ્થાપના કરે છે. બીજા કોઈ પણ આત્માઓ આવી રીતિએ વીતરાગ અને સર્વજ્ઞ બની શકતા નથી અને ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ સિવાય અન્ય કોઈ પણ આત્મા તારક ધર્મતીર્થની સ્થાપના કરવાને માટે સમર્થ બની શકતો નથી. ધર્મતીર્થની સ્થાપના કર્યા પછીથી, ભગવાન શ્રી જિનેશ્વરદેવો, પોતે સદેહે જીવે ત્યા સુધીને માટે રોજ બે પ્રહર જેટલો સમય એટલે આશરે છ કલાક જેટલો સમય ધર્મદેશના આપે છે. એ ધર્મદેશનાના પ્રતાપે, અનેકાનેક આત્માઓને પોતાના સ્વરૂપનું ભાન થાય છે. એથી પોતાના

મોક્ષને સાધવાની ઇચ્છા થાય છે અને એથી તેઓ ભગવાને દર્શાવેલા મોક્ષમાર્ગની આરાધનામાં એકતાન બની જાય છે. ભગવાન સદેહે વિદ્યમાન હોય, તે સમયમાં પણ અનેક આત્માઓ એ તારકના ઉપદેશથી પ્રતિબોધને પામીને, મોક્ષમાર્ગને આરાધવા દ્વારા પોતાના આત્માને સકલ કર્મોના યોગથી રહિત બનાવી દે છે અને અશરીરાવસ્થા રૂપ મોક્ષને પામે છે. આમ, એ તારકોના ઉપદેશથી અનેકાનેક આત્માઓ પોતાના વીતરાગપણાને અને સર્વજ્ઞપણાને પ્રગટાવે છે તેમ જ એ તારકો નિર્વાણને પામ્યા પછીથી પણ, એ તારકોએ ઉપદેશેલા મોક્ષમાર્ગની આરાધના કરીને અનેકાનેક આત્માઓ પોતાના વાસ્તવિક કોટિના કલ્યાણને સાધનારા બને છે. અન્ય આત્માઓ વીતરાગ અને સર્વજ્ઞ બની શકે છે, પણ તેનુંય મૂળ તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ છે; એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવો જગતના અન્ય જીવો કરતાં તો પ્રધાન છે જ, પરંતુ વીતરાગ અને સર્વજ્ઞ બનેલા અન્ય આત્માઓ કરતાં પણ એ તારકો પ્રધાન જ છે.

**બાહ્ય ઋદ્ધિની અપેક્ષાએય સર્વપ્રધાનતા :**

ભગવાન શ્રી જિનેશ્વરદેવોની બાહ્ય ઋદ્ધિની પ્રધાનતા પણ જેવી-તેવી હોતી નથી. એ તારકો એવું પુણ્ય ઉપાર્જીને આવે છે કે-એ તારકો માતાના ગર્ભમાં આવે ત્યારથી, ઇન્દ્રાદિક દેવો પણ, એ તારકોની સેવા કરવાને મંડી પડે છે. ગર્ભમાં રહેલા પણ ભગવાનની ઇન્દ્રો શ્રી નમુત્થુણં દ્વારા સ્તવના કરે છે. એ તારકો ગર્ભમાં રહ્યા પણ માતાને પીડા ન થાય તેની

કાળજી રાખે છે અને એ તારકોના પુણ્યપ્રભાવથી એ તારકોની માતા ગુપ્તગર્ભા રહે છે. એ તારકો જન્મે ત્યારે ઇન્દ્રો એ તારકોને શ્રી મેરૂગિરિ ઉપર લઈ જઇને જલાભિષેક કરે છે. એ તારકો જે રાજગૃહે જન્મ્યા હોય, ત્યાં દેવતાઓ સોનૈયાની વૃષ્ટિ કરે છે. એ તારકોના સાસારિક ક્રિયાના મહોત્સવો પણ ઇન્દ્રાદિક આવીને કરે છે. એ તારકો આ બધું જાણે છે, જુએ છે, છતાં પણ એ તારકોનું હૈયું જરાય ઉત્સેકને અનુભવતું નથી. 'મારી સેવા ઇન્દ્રાદિક દેવો કરે છે'–એવી ખુમારી એમના હૈયાના એક ખૂણામાં પણ પ્રગટતી નથી અજબ ગજબનો વૈભવ છતાં પણ, પ્રભુ રુવાંટેંય વ્યામોહિત થાય નહિ. કેવલજ્ઞાન પામ્યા પછીની પણ બાહ્ય ઋદ્ધિ કેવી? અશોક વૃક્ષ આદિ આઠ પ્રાતિહાર્યો માથે ને સાથે જ. ચાલે ત્યારે દેવતાઓ જમીન ઉપર પગ પણ પડવા દે નહિ. માખણથી પણ મુલાયમ એવાં સુવર્ણકમલો એ તારકોને પગ મૂકવાને માટે ગોઠવાયેજ જાય. જ્યાં દેશના દેવાની હોય, ત્યાં દેવતાઓ સમવસરણની રચના કરે. આ બધી બાહ્ય ઋદ્ધિ પણ એવી હોય છે કે–એમાં પણ કોઈ એ તારકોની હોડ કરી શકે નહિ. એવી પુણ્યાઇનો યોગ ભગવાન શ્રી જિનેશ્વરદેવો સિવાયના કોઈ પણ આત્માને થતો નથી. એટલે એ અપેક્ષાએ પણ ભગવાન શ્રી જિનેશ્વર દેવોનું સર્વપ્રધાનપણું સાબિત થયા વિના રહેતું નથી.

**જે તારકની મૂર્તિનું દર્શન પણ પાવનકારી છે–**
**–તે તારકની સર્વપ્રધાનતામાં શંકા જ શી?**

ભગવાન શ્રી જિનેશ્વરદેવો જેમ સર્વપ્રધાન છે, તેમ એ

તારકોનું શાસન પણ સર્વપ્રધાન જ છે. વીતરાગ અને સર્વજ્ઞોમાં પણ પ્રધાન એવા એ તારકો જે કહે, તેની તુલનામાં બીજા કોઇએ પ્રરૂપેલ ધર્મતત્ત્વ આવી શકે જ નહિ. જ્યોતિશ્ચરો ઘણા છે, પણ તમામ જ્યોતિશ્ચરોમાંથી કોઈ પણ સૂર્યની હોડ કરી શકતો નથી, કરી શકે નહિ, કરી શકે તેમ નથી; તેમ ભગવાન શ્રી જિનેશ્વરદેવો–પ્રરુપિત ધર્મતત્ત્વની અનુપમતાને વિચારતાં, શ્રી જૈન દર્શનની હોડ પણ કોઈ દર્શન કરી શકે તેમ નથી; એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવો પોતે પ્રરૂપેલા દર્શનની રૂએ પણ સર્વપ્રધાન જ ઠરે છે. જે તારકોની વીતરાગતા દુનિયાનો આદર્શ બની, જે તારકોએ પ્રરૂપેલું દર્શન રાગના ખાડામાં ગબડી રહેલી દુનિયાને અધિક ઊંડે ગર્તામાં પડતાં અટકાવે છે અને એની અંદર પડેલી દુનિયાને બહાર કાઢે છે, આવા દેવની હોડમાં કોણ ઊભું રહી શકે ? અરે, શ્રી વીતરાગની મૂર્તિના દર્શનની અનુમોદના માત્ર પણ જો સાચા ભાવે થઈ જાય, તો પણ આત્માનો સંસાર કપાઈ જાય ! એવા ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન હોઈ શકે, એવા ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન કહેવાઈ શકે, એમાં નવાઈ પામવા જેવું કાંઈ નથી.

ભગવાન શ્રી જિનેશ્વરદેવોના દર્શને એક જૈન જઈ રહ્યો છે. એને રસ્તામાં એના એક મિત્રનો ભેટો થઈ જાય છે. એ મિત્ર જૈન નથી. એ પૂછે છે કે–'ક્યાં જાય છે ?'

દર્શને જનાર કહે છે કે–'હું ભગવાનના દર્શને જાઉં છું.'

મિત્ર પૂછે છે કે–'ભગવાનના દર્શને ? ભગવાનનો શો ઉપકાર છે કે ભગવાનના દર્શને જવું ?'

આવું તમને કોઈ તમારો મિત્ર પૂછે, તો તમે શું કહો? ભગવાનનો આપણા ઉપર, જગતના જીવ માત્ર ઉપર કેવો ઉપકાર છે, તે તમે સમજાવી શકો ખરા? ભગવાનની મૂર્તિના દર્શનથી આપણને, શુભ ભાવે ભગવાનની મૂર્તિનાં દર્શન કરનાર માત્રને શું લાભ થાય, તે તમે વર્ણવી શકો ખરા? તમે જો આવું જ્ઞાન મેળવ્યું હોય, તો તમે તમારા મિત્રોનો, સંબંધીઓનો અનુપમ ઉપકાર સાધી શકો. આપણે માનેલ દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વ-એ ત્રણેય કલ્યાણકારી તત્ત્વો એવાં છે કે-એની હરોલમાં કોઈ પણ આવી શકે જ નહિ. માત્ર તમારે તો જાણવું અને કહેવું જોઈએ.

જે જૈન ભગવાનના દર્શને જતો હતો, તેણે પોતાના મિત્રને સમજાવ્યું. એણે કહ્યું કે-તું જાણે છે કે હું જૈન છું. શ્રી વીતરાગ દેવને માનનારા અમે ગુણપક્ષપાતી છીએ. અમારા દેવ જિન. રાગ-દ્વેષને જીતનાર. એટલે કે-રાગ અને દ્વેષથી સર્વથા રહિત, તે જિન. એવા જિનને માનનારા તે જૈન. જૈન જિન સિવાયનાને દેવ માને નહિ. અમારા દેવની મૂર્તિને જોતાં પણ લાગે કે-આ વીતરાગની મૂર્તિ છે. અમારા દેવનો મોટામાં મોટો ઉપકાર એ કે-એ તારકે રાગાદિ શત્રુઓને જીતવાનો માર્ગ દર્શાવ્યો. એ તારકની મૂર્તિનું દર્શન કરવાથી, આપણને આપણા રાગાદિ ઉપર વિજય મેળવવાની પ્રેરણા મળે. એ તારક કેવા રાગાદિથી રહિત હતા-એ વિચારતાં, આપણે કેવા રાગાદિથી સહિત છીએ-એનો આપણને ખ્યાલ આવે અને એ પછી રાગાદિ ઉપર કેમ વિજય મેળવવો-એ માટે એ તારકે જે કહ્યું છે, તેનો અમલ કરવાનું આપણને મન થાય. એ દેવ

એવા સર્વોત્તમ કોટિના છે કે-એ દેવને જે સાચા ભાવે માને, પૂજે, તે પણ સર્વોત્તમ કક્ષાએ પહોચ્યા વિના રહે નહિ જે દેવને પૂજવાથી પૂજકનો આત્મા એ દેવના જેવો જ નિર્મળ બને, એવા કોઈ દેવ હોય તો તે શ્રી જિન દેવ જ છે એ દેવ કેવા હતા ? જીતનારને જિન કહેવાય, પણ તે કોને જીતનાર ? માત્ર બાહ્ય શત્રુઓને જીતનાર, આન્તર શત્રુઓથી તો પરાજય પામી રહ્યો છે, એટલે એ જીતનાર જ નથી આન્તર શત્રુઓને જીતે તે જિન એ દેવે કોઈનો સહાર કર્યો નથી, આખી દુનિયાના વિષયોને લાત મારી છે, શસ્ત્રોને છોડી દીધા છે, આત્મકલ્યાણના જ શાસ્ત્રોને નિરૂપ્યા છે અને સાચુ જ્ઞાન આપીને જગતનો ઉદ્ધાર કર્યો છે આત્મજ્ઞાન આપવાથી આપ નાર, લેનાર, સાભળનાર, સભળાવનારનો બેડો પાર થઈ જાય છે ' આવી રીતિએ સમજાવાય, તો સામા ઉપર અસર થઈ જાય ને ? 'કોના દર્શને જાઓ છો ?' એ પ્રશ્નના જવાબમા 'શ્રી જિનના દર્શને' કહેવાય એ જિન શબ્દ જ વસ્તુતત્ત્વને સમજાવવાને સમર્થ છે પછી જિનની વ્યાખ્યા કરાય એ પછીથી સમજાવાય કે-'પ્રભુએ આત્મજ્ઞાન આપ્યુ' છે, માટે પ્રભુ પ્રધાન છે જેમની પાસે સ્ત્રી, માળા, ચક્ર આદિ રાગ, દ્વેષ કે અજ્ઞાનનુ કોઈ પણ ચિહ્ન નથી, એવા આ દેવ છે એવા ચિહ્નો પરમાત્માને ન છાજે, પામરાત્માને છાજે ત્યા મોજમજાહની વાત નથી કશુ એ ઉત્પાત થાય એવુ વાતાવરણ નથી કર્મની સજા કેમ ભોગવાય છે, તેમાથી રજા કેમ મળે, છૂટા કેમ થવાય,-એવી એવી વીતરાગતાને પમાડનારી વાતોનો જ ત્યા સાક્ષાત્કાર છે '

આટલી વાત કરવાથી, સામો જો લાયક હોય અને હઠાગ્રહી ન હોય, તો એને શ્રી વીતરાગની મૂર્તિનું દર્શન કરવાનું મન થઈ જાય. વીતરાગતાને મેળવવાનું મન નિકટભવીને જ થાય; અને વીતરાગતાને પામવાને માટે વીતરાગની મૂર્તિનું દર્શન કરવાની ભાવના પણ નિકટભવીને જ થાય. બાકી જેઓ અભવ્યો હોય, દુર્ભવ્યો હોય, બહુલસંસારી હોય અથવા ભારેકર્મી હોય-એવા આત્માઓને તો શ્રી વીતરાગની વાત રુચે જ નહિ. તેઓ તો 'यथा पिण्डे तथा ब्रह्माण्डे' ભાળે છે. પોતાનું નાસ્તિકપણું નહિ નીહાળતાં, બીજાને તેવા દેખે છે. એવું લખનારા અને બોલનારા પણ છે કે-नास्तिको वेदनिन्दकः।' આમ કહીને કેટલાકો જૈનોને નિન્દે છે. પણ એ વાત ખોટી છે. જૈનો કદી પણ જ્ઞાનને નિન્દતા નથી. જૈનો અજ્ઞાનને, મિથ્યાજ્ઞાનને જરુર નિન્દે છે; એટલે મિથ્યાદૃષ્ટિઓને એ પોષાતું નથી. જૈનો તો આત્મજ્ઞાનના પરમ ઉપાસક છે, એટલે ખરેખરા આસ્તિક છે. પણ મિથ્યાત્વના જોરથી જૈનોની સુન્દર વાતો પણ જેમને ગમતી નથી, તેવાઓ યથેચ્છ પ્રજલ્પવાદ કરે છે. જૈનો તો જ્ઞાનાદિ ગુણોના એવા ઉપાસક છે કે-જગતમાં એની પણ જોડી મળે નહિ. શ્રી જૈન દર્શનમાં 'અમુક જ દેવ' 'અમુક જ ગુરુ' અને 'અમુક જ ધર્મ' -એમ નથી કહ્યું, પરન્તુ દેવ કેવા હોય, ગુરુ કેવા હોય અને ધર્મ કેવો હોય, એ બતાવીને કહ્યું છે કે-જે કોઈ આવા હોય તે દેવ કહેવાય, જે કોઈ આવા હોય તે ગુરુ કહેવાય અને જે કોઈ આવા સ્વરૂપવાળો હોય તે ધર્મ કહેવાય. આમ કહીને, ભગ[illegible] [illegible]ેશ્વરદેવો આદિ[illegible] [illegible]માં,

સાચા નિર્ગ્રન્થ સાધુઓની ગુરૂતત્ત્વમાં અને ભગવાને ફરમાવેલા માર્ગની ધર્મતત્ત્વમાં ગણના કરી બતાવી છે. આવી પરીક્ષામાં ઉતરવાનું મિથ્યાદૃષ્ટિઓને ફાવતું નથી, કેમ કે—તત્ત્વની વાતમાં તેમનું ઠેકાણું નથી દેવ જેવા દેવ લીલા કરે એમ માને, એટલે એવા દેવમા વીતરાગતાની સિદ્ધિ થાય શી રીતિએ ? આપણે તો કહીએ છીએ કે—દેવ ન રાગી હોય, ન દ્વેષી હોય, ન અજ્ઞાન હોય એ તો વીતરાગ અને સર્વજ્ઞ જ હોય. અમારા દેવે તો દુનિયાના સઘળાય વૈભવોને તજીને સંયમ, ઇન્દ્રિયનિગ્રહનો માર્ગ સ્વીકાર્યો કષાયોને જીતી લીધા રાજપાટ આદિને તજીને એવું જીવન સ્વીકાર્યું કે—એના જેવું અહિંસાપ્રધાન બીજું કોઈ જીવન હોઈ શકે જ નહિ

પેલા દર્શન કરવાને જતા જૈને પોતાના મિત્રને સમજાવીને કહ્યુ કે—'હું એવા દેવના દર્શને જાઉ છું, કે જે દેવનું સ્વરૂપ ચિન્તવતાં પણ આત્મા ઠરે અમારે ત્યાં તો કહ્યુ છે કે—

"सरसशान्तिसुधारससागरं,
शुचितरं गुणरत्नमहाकरम्।
भविकपङ्कजबोधदिवाकरं,
प्रतिदिनं प्रणमामि जिनेश्वरम् ॥ १ ॥"

એટલે કે—હુ તે ભગવાન શ્રી જિનેશ્વરદેવને રોજ રોજ પ્રણમું છું, કે જે ભગવાન શ્રી જિનેશ્વરદેવ શાન્તિ રૂપ જે સુધારસ, તેના મનોહર સાગર રૂપ છે, ગુણ રૂપ રત્નોની પરમ પવિત્ર ખાણ રૂપ છે, અને ભવ્યાત્માઓ રૂપ કમલોને વિકસિત કરવામાં—બોધ પમાડવામાં સૂર્ય રૂપ છે ! જે દેવના દર્શને હું જાઉ છું, તે દેવ આવા પરમ પ્રશાન્ત છે, પરમ ગુણસપન્ન

છે અને એથી ભવ્ય જીવોને પોતાનો સાચો આત્મિક વિકાસ સાધવામાં તે સૂર્યની ગરજ સારનારા છે.'

આ બધું સાંભળીને, એના મિત્રને અસર થાય છે. શ્રી વીતરાગ દેવનું દર્શન કરવાનું તેને મન થાય છે. એને એમ થાય છે કે–વીતરાગના આલંબન વિના વીતરાગ બનાય શી રીતિએ ? આથી તે પોતાના જૈન મિત્રની સાથે શ્રી વીતરાગ દેવના દર્શને જવાને તૈયાર થાય છે.

ત્યાં એનો બીજો મિત્ર આવી પહોંચે છે. એ પણ જૈન નથી. એ પૂછે છે કે–'બન્ને જણા સાથે ક્યાં ચાલ્યા ?'

જૈન મિત્ર એને જવાબ આપે, તે પહેલાં જ આ કહે છે કે–'આની સાથે હું શ્રી વીતરાગ દેવના દર્શને જાઉં છું !'

નવો આવેલ મિત્ર એકદમ એનો હાથ ખેંચે છે, જરા આઘે લઈ જાય છે અને તે પછી એને કહે છે કે–'આપણાથી ત્યાં તે જવાતું હશે ? એ તો જૈનોએ માનેલ દેવ છે. ગીતાજીમાં શું કહ્યું છે, તેની તને ખબર નથી ? **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** એમ ગીતાજીમાં કહ્યું છે તે ભૂલી ગયો ? પોતાના ધર્મમાં મરવું એ સારૂં છે, પણ પરધર્મનો સ્વીકાર કરવો, એ તો એથી પણ વધારે ભયંકર છે; માટે રહેવા દે ત્યાં જવાનું ને ચાલ મારી સાથે !'

આવું સમજાવીને તે બીજો મિત્ર તેને પોતાની સાથે લઈ ગયો. વિવેકનું નામ નહિ અને આગ્રહનો પાર નહિ, ત્યાં આવું બને એમાં નવાઈ નથી. પાછળથી આવેલો જૈનેતર મિત્ર એ વાત સમજાવી શક્યો નહિ કે–શ્રી વીતરાગનું દર્શન શા માટે નહિ કરવું ? વીતરાગમાં શો દોષ છે ? વીતરાગમાં

દોષ છે-એમ તો કહેવાય નહિ અને કદાચ કહે તો એ વાત ઊભી રહી શકે નહિ, એટલે એણે જુદી જ રીતિએ વાત કરી. એણે જે વાત કરી, તે વાત પણ જો જૈન મિત્ર સાંભળી શકે અને તેનો ખુલાસો આપી શકે-એવી રીતિએ કરી હોત, તો કદાચ પરિણામ જુદું જ આવત, કેમ કે-'**स्वधर्मे निधन श्रेय, परधर्मो भयावह ।**' એ બે ચરણોનો સાચો અર્થ શ્રી જૈન શાસનને અનુકૂળ છે એ ચરણોનો વાસ્તવિક અર્થ જેઓને વિચારવો હોય, તેઓ માટે તો આપણી પાસે સીધી વાત છે આત્માનો ધર્મ એ જ આત્માને માટે સ્વધર્મ છે; અને પુદ્ગલ એ આત્માથી પર હોવાથી, આત્મા અને પુદ્ગલ ભિન્ન ભિન્ન હોવાથી, આત્મા ચેતન છે અને પુદ્ગલ તો જડ છે, એટલે પુદ્ગલનો જે ધર્મ, તે આત્માને માટે પર ધર્મ છે ધર્મ એટલે શું? વસ્તુનો સ્વભાવ એ ધર્મ છે. એટલે આત્માનો સ્વભાવ એ આત્માનો ધર્મ અને જડનો સ્વભાવ એ જડનો ધર્મ આટલું સમજીને પેલાએ કહેલા ગીતાના ચરણનો અર્થ વિચારો સ્વધર્મમા એટલે કે આત્મધર્મમા રમમાણ રહેતા, ત્યાગ-વૈરાગ્ય-જ્ઞાન-ધ્યાન-વ્રત-જપ-જાપ-તપ-સયમાદિમા રત રહેતા જો મરણ પણ થાય, તો પણ તે શ્રેષ્ઠ છે-કલ્યાણકારી છે, પરન્તુ 'આ મારી બાયડી, આ મારી હવેલી, આ મારો પુત્ર' કરતા કરતાં, 'મારુ' 'મારુ' કરતા કરતા, અર્થાત્ હાયવોય કરતા, એટલે કે-આત્મા માટે એ પૌદ્ગલિક ભાવ રૂપ પરધર્મમાં જવું એ ભયાવહ છે, કારણ કે-તે દુર્ગતિદાયક છે આત્મા પોતાના ધર્મમા જ રમતો રહે અને પરધર્મ એટલે જડના ધર્મનો છાયો ન લે,

તો એનું નિયમા કલ્યાણ થાય. આત્માના ધર્મને સેવતા રહેવાની જિન્દગીભરને માટે પ્રતિજ્ઞા કરી ચૂકેલો માણસ, વિષય અને કષાયની આધીનતામાં ફસી જવાને બદલે મરણને પસંદ કરે, તે એને માટે શ્રેયસ્કર છે, પરન્તુ તે સ્વધર્મને છોડીને અને વિષય-કષાયને આધીન બનીને એ પરધર્મમાં જાય, તે બહુ જ ભયાવહ છે. ગીતાના એ ચરણોનો આવો અર્થ જ સમર્થ છે. આવો અર્થ નહિ કરતાં, જો પેલાએ સૂચવ્યો તેવો જ અર્થ કરવામાં આવે, 'પોતપોતાના કુલાદિ ક્રમે મળેલ ધર્મમાં મરવું એ જ શ્રેયષ્કર છે'-એવું જ જો માની લેવામાં આવે, તો તો પછી કોઈ ધર્મ માટે કશું ય બોલવાનું ઉપદેશવાનું વગેરે રહે છે જ કયાં? કસાઈ કહેશે કે-'હિંસા કરવી એ મારો કુળગત ધર્મ છે, માટે હું હિંસા કરતો કરતો મરૂં એ જ મારે માટે શ્રેયસ્કર છે, પણ મારે હિંસાને તજવી એ તો મારે માટે ભયાવહ છે!' આમ કોઇને કાંઈ પણ કરતાં, તે અધર્મ કરે છે-એમ કહેવાય નહિ. ધર્મના સ્વરૂપ વિષે કશો જ નિર્ણય કરી શકાય નહિ. એટલે એ અર્થ સાચો નથી. અર્થ પરમાર્થથી સમજવો જોઇએ. માત્ર શબ્દાર્થને વળગવાથી તો વળગાડ વળગી જાય છે. પેલાએ જે અર્થ કર્યો, તેવો અર્થ કરનારથી દયાનો ઉપદેશ આપી શકાય ખરો? સંયમનો ઉપદેશ આપી શકાય ખરો? નહિ જ. એટલે ગીતામાં જે કાંઈ ઉપદેશ અપાયો છે, તેથી ગીતા પણ ખોટી ઠરે ને? પરન્તુ હૈયામાં દ્વેષ હોય, ત્યારે વિવેકપૂર્વક વિચાર કરી શકાતો નથી. હૃદય કલુષિત હોય, ત્યાં ઊંધો અર્થ કરીને પણ દ્વેષને પોષવાનું બને. શ્રી જૈન દર્શનના દ્વેષને લીધે એક ઠેકાણે એમ પણ કહ્યું છે કે-

" हस्तिना ताड्यमानोऽपि, न गच्छेज्जैनमंदिरम् ।"

એના માનનારાઓને એ સમજાવે છે કે–તમે રસ્તે ચાલ્યા જતા હો ને સામેથી ઉન્મત્ત બનેલો હાથી આવતો હોય; તમને લાગે કે–આ હાથી મને મારી નાખશે, માટે હું ક્યાંક ભરાઈ જાઉં તો જ બચી જાઉં, પણ જો ભરાઈ જવાની જગ્યા બીજી કોઈ ન હોય અને જૈન મંદિરમાં જ ભરાઈ જવું પડે એવું હોય, તો એવા વખતે પણ માત્ર બચાવ ખાતર પણ જૈન મંદિરમાં પેસવાને બદલે, હાથી મારે તે સહન કરી લેવું સારુ ! શ્રી જૈન દર્શન પ્રત્યે આ હૃદયની કેટલી બધી કલુષિતતા ? આપણે તો આવી વાતોને પણ સીધા અર્થમાં વિચારવી ભગવાન શ્રી જિનેશ્વરદેવની મૂર્તિનો પણ મિથ્યા દૃષ્ટિઓને કેટલો બધો ડર લાગે છે ? ભગવાન શ્રી જિનેશ્વરદેવની મૂર્તિ એવી છે કે–એનું દર્શન કરતા પણ યોગ્ય આત્માઓને વીતરાગતાનું ભાન થાય. રાગ, દ્વેષ ને અજ્ઞાનને સૂચવનારાં ચિહ્નોવાળી–રૌદ્ર સ્વરૂપવાળી મૂર્તિઓને જેણે જોઈ હોય, પૂજી હોય, તેની નજરે જો આવી પ્રશમ રસમા નિમગ્ન–વીતરાગભાવની દ્યોતક મૂર્તિ દેખાય, તો એ વિચાર તો કરે ને ? એ જો ધર્મનો અર્થી હોય, તો એને થાય ને કે–'ધર્મ તો ખરો અહીં દેખાય છે !' આવુ લાગે, એટલે એ જો ધર્મતત્ત્વનો શોધક બને, તો મિથ્યાદૃષ્ટિ મટે અને સમ્યગ્દૃષ્ટિ બને ! મિથ્યાદર્શનના આગ્રહીઓને આ ડર મોટામાં મોટો છે એટલે તેઓએ પોતાના અનુયાયીઓમાં એવા જ સંસ્કારોને દૃઢ કરવાનો પ્રયાસ કર્યો છે કે–હાથીના આક્રમણમાં આવી જવાતુ હોય તો તેમ પણ થવા દેવું, પણ એનાથી બચવાને

માટેય જૈનમંદિરમાં પેસવું નહિ! શ્રી જૈન મંદિરના વાતાવરણનો કેટલો જબરજસ્ત પ્રભાવ છે, તેની આ રીતિએ ઘોર મિથ્યાદૃષ્ટિઓએ કબૂલાત પણ કરી લીધી છે. શ્રી જૈન મંદિરે જવા છતા અથવા તો શ્રી જૈન દર્શનની છાયાને પામવા છતાં પણ, જેને શ્રી જિનમૂર્તિના આવા પ્રભાવનું દર્શન થાય નહિ, તે તો મહા કમનસીબ છે.

આપણે પેલા મિત્રોની વાતને યાદ કરો. પાછળથી આવેલાએ પેલાને ખોટું સમજાવી દીધું અને એથી માત્ર જૈનને એકલાને જ શ્રી જિનમંદિરે આવવું પડયું. એ જૈને બહુ ભાવોલ્લાસથી પ્રભુનાં દર્શન કર્યાં અને પ્રભુની સ્તવના કરી.

પછી તે બહાર નીકળ્યો. એટલામાં એને જ્ઞાની મળ્યા. એના મનમાં પેલી વાત ઘોળાતી હતી, એટલે તેણે પૂછયું કે-'હે ભગવન્! શ્રી વીતરાગ પરમાત્માના દર્શનને માટે મારા એક મિત્રે પગ ઉપાડયો, પણ એટલામાં એને બીજો મિત્ર મળી ગયો અને તેણે તેને ઊલટું સમજાવવાથી તે અહીં દર્શને આવ્યો નહિ, તો તેને શ્રી વીતરાગ પરમાત્માના દર્શન માટે પગ ઉપાડવા પૂરતી થયેલી ભાવનાથી કાંઈ લાભ થયો ખરો?' જ્ઞાની કહે છે કે-'તેને મહાલાભ થઈ ગયો. વીતરાગપણાને પામવાનું બીજ નખાઈ ગયું! એ શુક્લપાક્ષિક થઈ ગયો. એક પુદ્ગલપરાવર્ત્તથી પણ ઓછા કાળમાં તે વીતરાગપણાને અને સર્વજ્ઞપણાને પામીને મોક્ષને પામશે!'

સર્વ દર્શનોના જ્ઞાતા આ૦ શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી-મહારાજા પણ એમ જ કહે છે:

આપણે મુદ્દાને વિચારો. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની

સર્વપ્રધાનતાનો આપણે વિચાર કરી રહ્યા છીએ. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની મૂર્તિના દર્શનની સાચી ભાવના પણ, મોક્ષ રૂપ ફળને પેદા કરનારા વૃક્ષના બીજની ગરજ સારે છે. મૂળ વાત એ છે કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન હોય છે, એવું એ તારકોના જીવનમાંથી, એ તારકોના ઉપદેશમાંથી અને એ તારકોના આકાર આદિમાંથી પણ જણાઈ આવે છે જે કોઈ નિષ્પક્ષપાતપણે, સૂક્ષ્મ બુદ્ધિથી અને વિવેકપૂર્વક દેવાદિ તત્ત્વત્રયીનું અવલોકન કરે, તેને કબૂલ કરવું જ પડે કે–' સંસારમાં સદા કાળને માટે સર્વપ્રધાન તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ હોય છે.' સુવિહિતશિરોમણિ, પરમ ગીતાર્થ, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા શ્રી જૈન દર્શનના સાધુપણાને પામ્યા, તે પહેલાં મિથ્યાદષ્ટિ હતા. માત્ર મિથ્યાદષ્ટિ જ નહિ, પણ ઘોર મિથ્યાદષ્ટિ હતા. ઘોર મિથ્યાદષ્ટિ હોવા સાથે, મિથ્યા દર્શનના તે મોટા આધાર રૂપ હતા. વિદ્વત્તામાં એમનો જોટો મળવો એ મુશ્કેલ હતું અને પાછા એ રાજમાન્ય હતા. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસન પ્રત્યે, શ્રી જિનમૂર્તિ પ્રત્યે, એમના હૈયામાં ભારે નફરત હતી. એક તો જબરજસ્ત વિદ્વાન હતા અને પાછા રાજમાન્ય હતા, એટલે એમને જેના પ્રત્યે અણગમો હોય, તેની હાંસી કરતાં એમને રોકે કોણ ? એક વાર કોઈ પ્રસંગે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની મૂર્તિની મશ્કરી કરતાં પણ તે અચકાયા નહોતા. આવા ઘોર મિથ્યાદષ્ટિને પણ જ્યારે શ્રી જૈન દર્શન સમજાયું, ત્યારે એમણે ખુલ્લંખુલ્લા કહ્યું છે કે–જગતમાં સર્વપ્રધાન તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ હોય છે. એ મહાપુરુષે તો,

જાણે મિથ્યાદષ્ટિઓને આહ્‌વાન કરતા હોય, એવી રીતિએ પ્રતિપાદન કર્યું છે. એ મહાપુરુષે કહ્યું છે કે-જગતમાં જેટલા દેવો ગણાય છે, તેમના શાસ્ત્રોને જોઈએ; તે શાસ્ત્રોમાંથી તે તે દેવોના ગુણોને જોઈએ, તે તે દેવોના સ્વરૂપને જોઈએ; તો પણ જણાઈ આવે કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વ-પ્રધાન હોય છે! એ મહાપુરુષ કયા નિમિત્તે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનને પામ્યા, એ વાત તો તમે સાંભળી હશે; બધાએ નહિ તો થોડાએ પણ સાંભળી હશે; પણ તે અહીં કહીએ, એટલે સૌની જાણમાં આવી જાય.

હરિભદ્ર નામે એ ચીત્તોડના રાજપુરોહિત હતા. એમનું બુદ્ધિબળ એવું હતું કે-ચૌદ ચૌદ વિદ્યાઓના એ પારગામી બન્યા હતા. તે સમયે પ્રચલિત એવી સર્વ ભાષાઓના એ જાણ હતા. કોઈ પણ માણસ, કોઈ પણ ભાષામાં, જે કાંઈ પણ બોલે, તેને સમજવામાં એમને વાર લાગતી નહિ.

આથી તેમને લાગ્યું કે-'મારાથી અધિક કોઈ ભાષા-જ્ઞાનનો નિષ્ણાત હોઈ શકે નહિ અને ખરેખર જ જો કોઈ મારાથી અધિક એવો ભાષાજ્ઞાનનો નિષ્ણાત હોય, તો મારે એના શિષ્ય બની જવું જોઈએ!' પોતાના જ્ઞાન ઉપર એ રાજ-પુરોહિત હરિભદ્રને એટલો બધો વિશ્વાસ હતો કે-'સૌ કોઈ મારા શિષ્ય બનવાને લાયક છે, પણ કોઈ મને શિષ્ય બનાવી શકે એવો લાયક નથી!'-આવું એ માનતા હતા. આથી એ રાજપુરોહિત હરિભદ્રે નિર્ણય કરી લીધો કે-'જે કોઈના પણ વચનને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં!'

તેમનો આ નિર્ણય માનસિક હતો, પણ તે પ્રતિજ્ઞા સમાન

હતો. પોતાની એ પ્રતિજ્ઞાને એ કોઈ હિસાબે ચૂકે એવા નહોતા. તમને લાગતું હશે કે–એ કેટલા બધા ઘમંડી હતા? પણ એમની હકીકત વિચારો, તો તમને લાગે કે–એમની પ્રતિજ્ઞામાં ઘમંડના તત્ત્વ કરતાં પણ, પોતાના જ્ઞાન ઉપરના પોતાના વિશ્વાસનું તત્ત્વ વિશેષ હતું! આજના કેટલાક મિથ્યાભિમાનીઓ જેવા એ નહિ હતા. પોતાના જ્ઞાનનું પોતાને ભાન હોવા છતાં પણ, એ શિષ્ય થવાને તૈયાર તો હતા જ! પોતે માનતા હતા કે–ગમે તે કોઈ પણ, ગમે તેવું વચન બોલે, તો પણ તે મને સમજાય નહિ–એવું બને જ નહિ; પરન્તુ જો કોઈનુંય વચન મને સમજાય નહિ, તો એ વચનને સમજ્યા વિના હું જંપું નહિ. જેનું વચન સમજાય નહિ, તેના વચનને સમજવાને માટે તેના શિષ્ય બની જવું જોઈએ, એમ એ માનતા હતા. એમની આ લાયકાત જેવી–તેવી નહોતી.

હવે એક વાર બન્યું એવું કે–તે હરિભદ્ર કોઈ કાર્યવશ રાજગૃહમાં ગયા હતા. એ રાજપુરોહિત હતા, એટલે એમને રાજગૃહમાં વારંવાર જવું પડતું. તે દિવસે રાજગૃહમાં તેમને બહુ મોડું થઈ ગયું. મોડી રાત્રિએ તેઓ પોતાને ઘેર જવાને માટે નીકળ્યા.

જે રસ્તેથી રાજપુરોહિત હરિભદ્ર રાત્રિના સમયે પસાર થઈ રહ્યા હતા, તે રસ્તા ઉપર એક પૌષધશાળાનું મકાન હતું અને એ મકાનમાં શ્રી જિનશાસનની સાધ્વીઓએ વિહાર કરતાં કરતાં આવીને નિવાસ કર્યો હતો.

સાધુઓ અને સાધ્વીઓ રાત્રિના સમયે શું કરે? માત્ર આરામ જ કરે? અથવા, આડી–અવળી વાતો જ કર્યા કરે?

જાણે મિથ્યાદષ્ટિઓને આહ્‌વાન કરતા હોય, એવી રીતિએ પ્રતિપાદન કર્યું છે. એ મહાપુરુષે કહ્યું છે કે-જગતમાં જેટલા દેવો ગણાય છે, તેમનાં શાસ્ત્રોને જોઈએ; તે શાસ્ત્રોમાંથી તે તે દેવોના ગુણોને જોઈએ; તે તે દેવોના સ્વરૂપને જોઈએ; તો પણ જણાઈ આવે કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વ-પ્રધાન હોય છે! એ મહાપુરુષ કયા નિમિત્તે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનને પામ્યા, એ વાત તો તમે સાંભળી હશે; બધાએ નહિ તો થોડાએ પણ સાંભળી હશે; પણ તે અહીં કહીએ, એટલે સૌની જાણમાં આવી જાય.

હરિભદ્ર નામે એ ચીત્તોડના રાજપુરોહિત હતા. એમનું બુદ્ધિબળ એવું હતું કે-ચૌદ ચૌદ વિદ્યાઓના એ પારગામી બન્યા હતા. તે સમયે પ્રચલિત એવી સર્વ ભાષાઓના એ જાણ હતા. કોઈ પણ માણસ, કોઈ પણ ભાષામાં, જે કાંઈ પણ બોલે, તેને સમજવામાં એમને વાર લાગતી નહિ.

આથી તેમને લાગ્યું કે-'મારાથી અધિક કોઈ ભાષા-જ્ઞાનનો નિષ્ણાત હોઈ શકે નહિ અને ખરેખર જ જો કોઈ મારાથી અધિક એવો ભાષાજ્ઞાનનો નિષ્ણાત હોય, તો મારે એના શિષ્ય બની જવું જોઈએ!' પોતાના જ્ઞાન ઉપર એ રાજ-પુરોહિત હરિભદ્રને એટલો બધો વિશ્વાસ હતો કે-'સૌ કોઈ મારા શિષ્ય બનવાને લાયક છે, પણ કોઈ મને શિષ્ય બનાવી શકે એવો લાયક નથી!'-આવું એ માનતા હતા. આથી એ રાજપુરોહિત હરિભદ્રે નિર્ણય કરી લીધો કે-'જે કોઈના પણ વચનને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં!'

તેમનો આ નિર્ણય માનસિક હતો, પણ તે પ્રતિજ્ઞા સમાન

હતો. પોતાની એ પ્રતિજ્ઞાને એ કોઈ હિસાબે ચૂકે એવા નહોતા. તમને લાગતું હશે કે-એ કેટલા બધા ઘમંડી હતા? પણ એમની હકીકત વિચારો, તો તમને લાગે કે-એમની પ્રતિજ્ઞામાં ઘમંડના તત્ત્વ કરતાં પણ, પોતાના જ્ઞાન ઉપરના પોતાના વિશ્વાસનું તત્ત્વ વિશેષ હતું! આજના કેટલાક મિથ્યાભિમા-નીઓ જેવા એ નહિ હતા. પોતાના જ્ઞાનનું પોતાને ભાન હોવા છતાં પણ, એ શિષ્ય થવાને તૈયાર તો હતા જ! પોતે માનતા હતા કે-ગમે તે કોઈ પણ, ગમે તેવું વચન બોલે, તો પણ તે મને સમજાય નહિ-એવું બને જ નહિ, પરન્તુ જો કોઈનુંય વચન મને સમજાય નહિ, તો એ વચનને સમજ્યા વિના હું જંપું નહિ જેનું વચન સમજાય નહિ, તેના વચનને સમજવાને માટે તેના શિષ્ય બની જવું જોઈએ, એમ એ માનતા હતા. એમની આ લાયકાત જેવી-તેવી નહોતી.

હવે એક વાર બન્યું એવું કે-તે હરિભદ્ર કોઈ કાર્યવશ રાજગૃહમાં ગયા હતા. એ રાજપુરોહિત હતા, એટલે એમને રાજગૃહમાં વારંવાર જવું પડતું. તે દિવસે રાજગૃહમાં તેમને બહુ મોડું થઈ ગયું. મોડી રાત્રિએ તેઓ પોતાને ઘેર જવાને માટે નીકળ્યા.

જે રસ્તેથી રાજપુરોહિત હરિભદ્ર રાત્રિના સમયે પસાર થઈ રહ્યા હતા, તે રસ્તા ઉપર એક પૌષધશાળાનું મકાન હતું અને એ મકાનમાં શ્રી જિનશાસનની સાધ્વીઓએ વિહાર કરતાં કરતાં આવીને નિવાસ કર્યો હતો.

સાધુઓ અને સાધ્વીઓ રાત્રિના સમયે શું કરે? માત્ર આરામ જ કરે? અથવા, આડી-અવળી વાતો જ કર્યા કરે?

જાણે મિથ્યાદૃષ્ટિઓને આહ્વાન કરતા હોય, એવી રીતિએ પ્રતિપાદન કર્યું છે. એ મહાપુરુષે કહ્યું છે કે–જગતમાં જેટલા દેવો ગણાય છે, તેમનાં શાસ્ત્રોને જોઈએ; તે શાસ્ત્રોમાંથી તે તે દેવોના ગુણોને જોઈએ; તે તે દેવોના સ્વરૂપને જોઈએ; તો પણ જણાઈ આવે કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વ-પ્રધાન હોય છે! એ મહાપુરુષ કયા નિમિત્તે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનને પામ્યા, એ વાત તો તમે સાંભળી હશે; બધાએ નહિ તો થોડાએ પણ સાંભળી હશે; પણ તે અહીં કહીએ, એટલે સૌની જાણમાં આવી જાય.

હરિભદ્ર નામે એ ચીત્તોડના રાજપુરોહિત હતા. એમનું બુદ્ધિબળ એવું હતું કે–ચૌદ ચૌદ વિદ્યાઓના એ પારગામી બન્યા હતા. તે સમયે પ્રચલિત એવી સર્વ ભાષાઓના એ જાણ હતા. કોઈ પણ માણસ, કોઈ પણ ભાષામાં, જે કાંઈ પણ બોલે, તેને સમજવામાં એમને વાર લાગતી નહિ.

આથી તેમને લાગ્યું કે–'મારાથી અધિક કોઈ ભાષા-જ્ઞાનનો નિષ્ણાત હોઈ શકે નહિ અને ખરેખર જ જો કોઈ મારાથી અધિક એવો ભાષાજ્ઞાનનો નિષ્ણાત હોય, તો મારે એના શિષ્ય બની જવું જોઈએ!' પોતાના જ્ઞાન ઉપર એ રાજ-પુરોહિત હરિભદ્રને એટલો બધો વિશ્વાસ હતો કે–'સૌ કોઈ મારા શિષ્ય બનવાને લાયક છે, પણ કોઈ મને શિષ્ય બનાવી શકે એવો લાયક નથી!'–આવું એ માનતા હતા. આથી એ રાજપુરોહિત હરિભદ્રે નિર્ણય કરી લીધો કે–'જે કોઈના પણ વચનને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં!'

તેમનો આ નિર્ણય માનસિક હતો, પણ તે પ્રતિજ્ઞા સમાન

હતો. પોતાની એ પ્રતિજ્ઞાને એ કોઈ હિસાબે ચૂકે એવા નહોતા. તમને લાગતું હશે કે-એ કેટલા બધા ઘમંડી હતા? પણ એમની હકીકત વિચારો, તો તમને લાગે કે-એમની પ્રતિજ્ઞામાં ઘમંડના તત્ત્વ કરતાં પણ, પોતાના જ્ઞાન ઉપરના પોતાના વિશ્વાસનું તત્ત્વ વિશેષ હતું! આજના કેટલાક મિથ્યાભિમાનીઓ જેવા એ નહિ હતા. પોતાના જ્ઞાનનું પોતાને ભાન હોવા છતાં પણ, એ શિષ્ય થવાને તૈયાર તો હતા જ! પોતે માનતા હતા કે-ગમે તે કોઈ પણ, ગમે તેવું વચન બોલે, તો પણ તે મને સમજાય નહિ-એવું બને જ નહિ; પરન્તુ જો કોઈનુંય વચન મને સમજાય નહિ, તો એ વચનને સમજ્યા વિના હું જંપું નહિ. જેનું વચન સમજાય નહિ, તેના વચનને સમજવાને માટે તેના શિષ્ય બની જવું જોઈએ, એમ એ માનતા હતા. એમની આ લાયકાત જેવી-તેવી નહોતી.

હવે એક વાર બન્યું એવું કે-તે હરિભદ્ર કોઈ કાર્યવશ રાજગૃહમાં ગયા હતા. એ રાજપુરોહિત હતા, એટલે એમને રાજગૃહમાં વારંવાર જવું પડતું. તે દિવસે રાજગૃહમાં તેમને બહુ મોડું થઈ ગયું. મોડી રાત્રિએ તેઓ પોતાને ઘેર જવાને માટે નીકળ્યા.

જે રસ્તેથી રાજપુરોહિત હરિભદ્ર રાત્રિના સમયે પસાર થઈ રહ્યા હતા, તે રસ્તા ઉપર એક પૌષધશાળાનું મકાન હતું અને એ મકાનમાં શ્રી જિનશાસનની સાધ્વીઓએ વિહાર કરતાં કરતાં આવીને નિવાસ કર્યો હતો.

સાધુઓ અને સાધ્વીઓ રાત્રિના સમયે શું કરે? માત્ર આરામ જ કરે? અથવા, આડી-અવળી વાતો જ કર્યા કરે?

આડી–અવળી વાતો તો સાધુ–સાધ્વીથી દિવસના સમયે પણ થાય નહિ. સાધુ–સાધ્વી દિવસના ભાગમાં સંયમસાધનાની જરૂરી ક્રિયાઓ કરતાં જે સમય બચે તેમાં અભ્યાસ કરે અને રાત્રિના ભાગમાં સાધુ–સાધ્વી પાસે દીવો તો હોય નહિ, એટલે તેઓ સંયમસાધનાની જરૂરી ક્રિયાઓને કરીને, જ્યાં સુધી શરીરને ખાસ આરામ આપવાની જરૂર લાગે નહિ, ત્યાં સુધી સ્વાધ્યાય કરે.

પ્રશ્ન૦ સાધુ–સાધ્વીથી દીવો ન વપરાય તેનું કારણ શું ?

અગ્નિકાયના જીવોની રક્ષાને માટે સાધુ અગર સાધ્વી કૃત્રિમ પ્રકાશના કોઈ પણ સાધનનો ઉપયોગ કરે નહિ. કૃત્રિમ પ્રકાશ જ્યાં જ્યાં પ્રસાર પામતો હોય છે, ત્યાં ત્યાં અગ્નિકાયના જીવો હોય છે. દીવો સળગાવવો, એ અગ્નિકાયના જીવોની ઉત્પત્તિનું અને એથી એ જીવોની વિરાધનાનું કારણ છે. દીવો કોઈએ સળગાવ્યો હોય, તો પણ તેના પ્રકાશમાં સાધુ–સાધ્વી રહે નહિ; કેમ કે–અગ્નિકાયના એ જીવો જ્યાં શરીરને સ્પર્શે, એટલે એ જીવો મરે. અગ્નિકાયમાં જીવો પેદા થયા કરે અને મર્યા કરે. આથી તો સાધુઓને કોઈ વખતે દીપક આદિના પ્રકાશમાં થઈને પસાર થવું જ પડે તેમ હોય, તો તેઓ પોતાના શરીરને ગરમ કામળીથી ઢાંકી દે છે, કે જેથી અગ્નિકાયના જીવોનું રક્ષણ થઈ શકે. શ્રી જૈન શાસનમાં જીવદયાનું કેવું અનુપમ અને અજોડ પ્રતિપાદન છે, તે આ ઉપરથી પણ સમજી શકાય તેમ છે અને આ ઉપરથી પણ કહી શકાય કે–આવા શાસનના સ્થાપકો જ સર્વપ્રધાન હોઈ શકે.

આપણે તો રાજપુરોહિત હરિભદ્રની વાત કરતા હતા. તેઓ જે સમયે પેલા પૌષધશાળાના મકાન પાસે આવી પહોંચ્યા, તે વખતે પૌષધશાળામાં રહેલ સાધ્વી સ્વાધ્યાય કરતાં હતાં. સ્વાધ્યાય કરતે કરતે તેઓ આવશ્યકની '**ચક્કી દુગં**' એવી એક ગાથા બોલ્યાં અને રાત્રિના શાન્ત વાતાવરણમાં એ ગાથાના ઉચ્ચારણનો ધ્વનિ હરિભદ્ર પુરોહિતના કાન સુધી પહોંચી ગયો. હરિભદ્ર પુરોહિતે એ આખી ગાથા સાંભળી, પણ તેમને એ ગાથાનો અર્થ સમજાયો નહિ. અને એ ગાથાનો અર્થ સમજાયો નહિ, એટલે હરિભદ્ર પુરોહિત ત્યાંના ત્યાં જ સ્થંભી ગયા. જ્યાં સુધી આ ગાથાનો અર્થ સમજાય નહિ, ત્યાં સુધી મારાથી એક ડગલું પણ આગળ વધાય નહિ, એમ એમના મનમાં ઊગ્યું. રાત્રિ ઘણી વીતી ગઈ હતી અને ઘેર પહોંચવાની ઉતાવળેય હતી, પણ *કાને સાંભળેલી ગાથાનો અર્થ સમજ્યા વિના ઘેર જવાય જ શી રીતિએ ?* વિદ્યાના ઘમંડ સાથે આવી માનસિક જાગૃતિ, એ સામાન્ય વસ્તુ નથી.

સાધ્વીજી જે ગાથા બોલ્યાં હતાં, તે ગાથા કાંઈ બહુ અર્થગંભીર નહોતી; એની ભાષા કે એની રચના વિદ્વાનને ન સમજાય, તેવી પણ નહોતી; પરન્તુ તેમાં ચક્રવર્તીઓ આદિની ગણના હતી અને તેનો ખ્યાલ નહિ હોવાથી જ, એ ગાથાનો અર્થ હરિભદ્ર પુરોહિતને સમજાયો નહિ.

*વિચાર કરતાં, મનન કરતાં* પણ જ્યારે હરિભદ્ર પુરોહિતને એ ગાથાનો અર્થ સમજાયો નહિ, એટલે તે પેલી પૌષધશાળાનું બારણું ઉઘાડીને તેમાં પેઠા. અંદર જઈને

જુએ છે, તો એક વૃદ્ધ સાધ્વીજી સ્વાધ્યાય કરી રહ્યાં છે એ સાધ્વીજીની પાસે જઈ ને હરિભદ્ર પુરોહિત કહે છે કે-'માતા ! આજથી હું આપનો શિષ્ય છું. આપ હમણાં જે **चक्की दुगं** આદિવાળી ગાથા બોલ્યાં, તે ગાથાનો અર્થ આપ આપના શિષ્ય એવા મને સમજાવો !'

સાધ્વી એ ગાથાના અર્થને તો જાણતાં હતાં, પણ સાથે મર્યાદાનાંય એ જાણ હતાં. એ જાણતાં હતાં કે-' કોઈ પણ પુરુષને મારાથી શિષ્ય બનાવી શકાય નહિ, ભણાવી શકાય નહિ અને આવા સમયે તો ખાસ કરીને એકાન્તમાં તેની સાથે વાત પણ કરી શકાય નહિ.' વળી એમણે વિચાર કર્યો કે-' આ માણસ જેમ મોટો વિદ્વાન હોવો જોઈએ, તેમ ઘણો લાયક પણ હોવો જોઈએ; નહિ તો આવા વખતે રસ્તે ચાલતાં એક ગાથા સંભળાઈ જાય અને એ ગાથાનો અર્થ સમજાય નહિ, એટલા માત્રથી શિષ્યભાવને ધારણ કરીને, એ ગાથાનો અર્થ સમજવાને માટે આવે નહિ !' આવો વિચાર કરીને સાધ્વી હરિભદ્ર પુરોહિતને કહે છે કે-' તમારે જો આ ગાથાનો અર્થ સમજવો હોય, તો અમારા ગુરુની પાસે જવું જોઈએ અને એ મહાપુરુષના તમારે શિષ્ય બનવું જોઈએ.'

સાધ્વીજી પાસેથી હરિભદ્ર પુરોહિતે જાણી લીધું કે- પોતાને કયા મહાપુરુષની પાસે જવાનું છે અને તે પછી પુરોહિત એ પૌષધશાળામાંથી નીકળીને પોતાને ઘેર ગયા.

બીજે દિવસે હરિભદ્ર પુરોહિત આચાર્યભગવાન શ્રીમદ્ જિનભટ્ટ મહારાજાની પાસે પહોંચ્યા અને તેઓને પોતાની હકીકત જણાવી. આચાર્યભગવાન દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવના જાણ

હતા. હરિભદ્ર પુરોહિતને પણ તેઓ જાણતા હતા. એ પુણ્યપુરુષે આવેલ હરિભદ્ર પુરોહિતના કલ્યાણને અને પ્રભુશાસનની પ્રભાવનાને વિચાર કર્યો. ‘આવો વિદ્વાન, આવો જિજ્ઞાસુ અને આવો લાયક જો ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનનો અભ્યાસ કરે, તો જરૂર એ તરવા સાથે અનેકોને તારનારો બને.’–એમ એ પુણ્યપુરુષને લાગ્યુ આથી એ મહાપુરુષે હરિભદ્ર પુરોહિતને કહ્યુ કે–‘તમારે જો એ ગાથાનો અર્થ જાણવો હોય, તો તમારે શ્રી જૈન શાસનની સાધુદીક્ષા ગ્રહણ કરવી જોઈએ અને સાધુદીક્ષાને ગ્રહણ કરીને તમારે શ્રી જૈન શાસ્ત્રોનો યથાવિધિ અભ્યાસ કરવો જોઈ એ ’

ખરેખર, શ્રી હરિભદ્ર પુરોહિત મોટા નસીબદાર હતા, પરમ ભાગ્યવાન હતા, માટે જ તેમને જે સાધ્વી મળ્યાં તેય ઘણી ઉત્તમ કોટિના મળ્યા અને જે ગુરુમહારાજ મળ્યા તેય ઘણા ઉત્તમ કોટિના મળ્યા ! ભવિતવ્યતા સારી હોય, તો યોગ પણ સારો મળી જાય ગુરુમહારાજાએ તેમને સાધુ-દીક્ષા લઈને વિધિપૂર્વક શાસ્ત્રાભ્યાસ કરવાનું કહ્યુ, એટલે ક્ષણના પણ વિલંબ વિના, શ્રી હરિભદ્ર પુરોહિત શ્રી જૈન શાસ-નની સર્વવિરતિ રૂપ ભાગવતી દીક્ષાને ગ્રહણ કરવાને માટે તૈયાર થઈ ગયા

એ એમ પણ પૂછતા નથી કે–‘પણ એક ગાથાનો અર્થ સમજવાને માટે, શ્રી જૈન શાસનની દીક્ષા લેવાની જરૂર શી ?’ કારણ કે–એ કાળમાં ઈતર શાસનોમાં પણ શાસ્ત્રવિધિના પાલ-નનો ખૂબ જ આગ્રહ રખાતો હતો. જેને જ્ઞાનની, ધર્મની દરકાર હોય, તેને વિધિ પ્રત્યે બહુમાન ન હોય–એ બને

બન્યા. એ મહાપુરુષે એવું સામર્થ્ય પ્રાપ્ત કર્યું, પોતાના આત્માનું એવું સામર્થ્ય પ્રગટાવ્યું, કે જેના યોગે એ મહાપુરુષે પોતાના જીવનકાળમાં ૧૪૪૪ ગ્રન્થોની રચના કરી. આજે એ મહાપુરુષે રચેલા સઘળાય ગ્રન્થો ઉપલબ્ધ થતા નથી, માત્ર થોડાક જ ગ્રન્થો ઉપલબ્ધ થાય છે, પરન્તુ પરંપરાએ એવી વાત ચાલી આવે છે કે-એ મહાપુરૂષે ૧૪૪૪ ગ્રન્થોની રચના કરી !'

એ મહાપુરુષ આવા સમર્થ બન્યા, તે છતાં પણ તેઓ તે સાધ્વીના ઉપકારને વિસર્યા નથી, કે જે સાધ્વીએ સ્વાધ્યાય કરતાં ઉચ્ચારેલી ગાથાનો અર્થ તેમને સમજાયો નહિ હતો. એ જાણતા હતા કે-'જો એ સાધ્વીજીએ મને ગુરૂની પાસે મોકલ્યો ન હોત, તો આવું સુન્દર પરિણામ આવત નહિ !' આથી જ, પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્ર-સૂરીશ્વરજી મહારાજાએ, પોતાના દરેક ગ્રન્થમાં પોતાને 'યાકિની-મહત્તરા-સૂનુ' એટલે કે-યાકિની નામની મહત્તરા કહેતાં વિશિષ્ટ સાધ્વી-તેના પુત્ર તરીકે ઓળખાવેલ છે.

એ સાધ્વીનો આટલો બધો ઉપકાર તેમણે યાદ કર્યા કર્યો, એની પાછળ ઘણાં કારણો છે. એક તો એમાં પોતાની પ્રતિજ્ઞાનું પાલન છે. તે શી રીતિએ ? એમની પ્રતિજ્ઞા એ હતી કે-'જેના ઉચ્ચારેલા વચનના અર્થને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં !' એમને આવી પ્રતિજ્ઞા હતી, પણ સાધ્વીએ તેમને પોતાના ગુરુની પાસે મોકલ્યા અને સાધ્વીએ કહ્યું હતું માટે તેમણે એ મહાપુરૂષને ગુરુ તરીકે સ્વીકાર્યા. આથી તેમણે પોતાની પ્રતિજ્ઞા રદ ન જાય એ માટે, પોતાને એ સાધ્વીના પુત્ર તરીકે ઓળખાવ્યા.

જ નહિ. દરેકે દરેક શ્રમની સફળતા, તેના વિધિની અપેક્ષા રાખે છે. રસોઈ પણ બાઈઓ વિધિ મુજબ કરે છે, માટે તમારે ખાવા લાયક બને છે. બજારમાં–શરાફીમાં તમે વિધિ મુજબ વર્તો છો, ત્યાં સુધી જ તમારી આંટ જળવાય છે. આમ છતાં પણ, આજે દેવસ્થાનોમાં અને અન્ય ધર્મસ્થાનોમાં વિધિ પ્રત્યે બહુ બહુ બેદરકારી આવતી જાય છે. રોજ ધર્મ-ક્રિયા કરનારાઓમાં પણ વિધિ પ્રત્યેની બેદરકારી બહુ દેખાય છે. ધર્મસ્થાનોમાં ધર્મબુદ્ધિથી આવનારાઓ પણ ધર્મસ્થા-નોમાં કેમ વર્તાય, એ વિધિને જાણવાની પણ ઉપેક્ષા ઘણે અંશે સેવે છે. જ્ઞાન મેળવવાના અર્થીએ પણ વિધિ મુજબ જ્ઞાનાર્જન કરવું જોઈએ, એ વાતને લગભગ ભૂલી ગયા જેવું છે. વિધિને સેવવાનો પ્રયત્ન કરવા છતાં પણ, અવિધિ આચ-રાઈ જાય તો એ ક્ષન્તવ્ય છે, પણ વિધિ પ્રત્યે બહુમાન જ ન હોય, તો તે ચાલી શકે નહિ. હરિભદ્ર પુરોહિત તો જાણતા હતા કે–જે શાસનના શાસ્ત્રનો અભ્યાસ કરવો હોય, તે શાસનના શાસ્ત્રે, શાસ્ત્રના અભ્યાસને અંગે જે વિધિ દર્શાવ્યો હોય, તે વિધિ મુજબ અવશ્ય વર્તવું જોઈએ. આથી તેઓને ગુરુમહારાજે પહેલાં દીક્ષિત બનવાની જરૂર બતાવી, તો તેઓ દીક્ષિત બનવાને માટે પણ તૈયાર થઈ ગયા!

શ્રી હરિભદ્ર પુરોહિતે દીક્ષિત બનીને, શ્રી જૈન શાસનના વિધિ મુજબ, શ્રી જિનાગમાદિ જૈન શાસ્ત્રોનો સારી રીતિએ અભ્યાસ કર્યો. શ્રી જૈન શાસને પ્રરૂપેલાં તત્ત્વોના એ સમર્થ જ્ઞાતા બન્યા; એટલું જ નહિ, પણ શ્રી જૈન શાસને પ્રરૂપેલાં તત્ત્વોની સુવિકસિત પ્રરૂપણા કરવાને માટે પણ એ સમર્થ

બન્યા. એ મહાપુરુષે એવું સામર્થ્ય પ્રાપ્ત કર્યું, પોતાના આત્માનું એવું સામર્થ્ય પ્રગટાવ્યું, કે જેના યોગે એ મહાપુરુષે પોતાના જીવનકાળમાં ૧૪૪૪ ગ્રન્થોની રચના કરી. આજે એ મહાપુરુષે રચેલા સઘળાય ગ્રન્થો ઉપલબ્ધ થતા નથી, માત્ર થોડાક જ ગ્રન્થો ઉપલબ્ધ થાય છે, પરન્તુ પરંપરાએ એવી વાત ચાલી આવે છે કે-એ મહાપુરૂષે ૧૪૪૪ ગ્રન્થોની રચના કરી!

એ મહાપુરુષ આવા સમર્થ બન્યા, તે છતાં પણ તેઓ તે સાધ્વીના ઉપકારને વિસર્યા નથી, કે જે સાધ્વીએ સ્વાધ્યાય કરતાં ઉચ્ચારેલી ગાથાનો અર્થ તેમને સમજાયો નહિ હતો. એ જાણતા હતા કે-'જો એ સાધ્વીજીએ મને ગુરૂની પાસે મોકલ્યો ન હોત, તો આવું સુન્દર પરિણામ આવત નહિ!" આથી જ, પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ, પોતાના દરેક ગ્રન્થમાં પોતાને 'યાકિની-મહત્તરા-સૂનુ' એટલે કે-યાકિની નામની મહત્તરા કહેતાં વિશિષ્ટ સાધ્વી-તેના પુત્ર તરીકે ઓળખાવેલ છે.

એ સાધ્વીનો આટલો બધો ઉપકાર તેમણે યાદ કર્યા કર્યો, એની પાછળ ઘણાં કારણો છે. એક તો એમાં પોતાની પ્રતિજ્ઞાનું પાલન છે. તે શી રીતિએ? એમની પ્રતિજ્ઞા એ હતી કે-'જેના ઉચ્ચારેલા વચનના અર્થને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં!' એમને આવી પ્રતિજ્ઞા હતી, પણ સાધ્વીએ તેમને પોતાના ગુરુની પાસે મોકલ્યા અને સાધ્વીએ કહ્યું હતું માટે તેમણે એ મહાપુરૂષને ગુરુ તરીકે સ્વીકાર્યા. આથી તેમણે પોતાની પ્રતિજ્ઞા રદ ન જાય એ માટે, પોતાને એ સાધ્વીના પુત્ર તરીકે ઓળખાવ્યા.

જ નહિ. દરેકે દરેક શ્રમની સફળતા, તેના વિધિની અપેક્ષા રાખે છે. રસોઈ પણ બાઈઓ વિધિ મુજબ કરે છે, માટે તમારે ખાવા લાયક બને છે. બજારમાં–શરાફીમાં તમે વિધિ મુજબ વર્તો છો, ત્યાં સુધી જ તમારી આંટ જળવાય છે. આમ છતાં પણ, આજે દેવસ્થાનોમાં અને અન્ય ધર્મસ્થાનોમાં વિધિ પ્રત્યે બહુ બહુ બેદરકારી આવતી જાય છે. રોજ ધર્મ-ક્રિયા કરનારાઓમાં પણ વિધિ પ્રત્યેની બેદરકારી બહુ દેખાય છે. ધર્મસ્થાનોમાં ધર્મબુદ્ધિથી આવનારાઓ પણ ધર્મસ્થા-નોમાં કેમ વર્તાય, એ વિધિને જાણવાની પણ ઉપેક્ષા ઘણે અંશે સેવે છે. જ્ઞાન મેળવવાના અર્થીએ પણ વિધિ મુજબ જ્ઞાનાર્જન કરવું જોઈએ, એ વાતને લગભગ ભૂલી ગયા જેવું છે. વિધિને સેવવાનો પ્રયત્ન કરવા છતાં પણ, અવિધિ આચ-રાઈ જાય તો એ ક્ષન્તવ્ય છે, પણ વિધિ પ્રત્યે બહુમાન જ ન હોય, તો તે ચાલી શકે નહિ. હરિભદ્ર પુરોહિત તો જાણતા હતા કે–જે શાસનના શાસ્ત્રનો અભ્યાસ કરવો હોય, તે શાસનના શાસ્ત્રે, શાસ્ત્રના અભ્યાસને અંગે જે વિધિ દર્શાવ્યો હોય, તે વિધિ મુજબ અવશ્ય વર્તવું જોઈએ. આથી તેઓને ગુરુમહારાજે પહેલાં દીક્ષિત બનવાની જરૂર બતાવી, તો તેઓ દીક્ષિત બનવાને માટે પણ તૈયાર થઈ ગયા !

શ્રી હરિભદ્ર પુરોહિતે દીક્ષિત બનીને, શ્રી જૈન શાસનના વિધિ મુજબ, શ્રી જિનાગમાદિ જૈન શાસ્ત્રોનો સારી રીતિએ અભ્યાસ કર્યો. શ્રી જૈન શાસને પ્રરૂપેલાં તત્ત્વોના એ સમર્થ જ્ઞાતા બન્યા; એટલું જ નહિ, પણ શ્રી જૈન શાસને પ્રરૂપેલાં તત્ત્વોની સુવિકસિત પ્રરૂપણા કરવાને માટે પણ એ સમર્થ

બન્યા. એ મહાપુરુષે એવું સામર્થ્ય પ્રાપ્ત કર્યું, પોતાના આત્માનું એવું સામર્થ્ય પ્રગટાવ્યું, કે જેના યોગે એ મહાપુરુષે પોતાના જીવનકાળમાં ૧૪૪૪ ગ્રન્થોની રચના કરી. આજે એ મહાપુરુષે રચેલા સઘળાય ગ્રન્થો ઉપલબ્ધ થતા નથી, માત્ર થોડાક જ ગ્રન્થો ઉપલબ્ધ થાય છે, પરન્તુ પરંપરાએ એવી વાત ચાલી આવે છે કે-એ મહાપુરૂષે ૧૪૪૪ ગ્રન્થોની રચના કરી!

એ મહાપુરુષ આવા સમર્થ બન્યા, તે છતાં પણ તેઓ તે સાધ્વીના ઉપકારને વિસર્યા નથી, કે જે સાધ્વીએ સ્વાધ્યાય કરતાં ઉચ્ચારેલી ગાથાનો અર્થ તેમને સમજાયો નહિ હતો. એ જાણતા હતા કે-'જો એ સાધ્વીજીએ મને ગુરૂની પાસે મોકલ્યો ન હોત, તો આવું સુન્દર પરિણામ આવત નહિ!' આથી જ, પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્ર-સૂરીશ્વરજી મહારાજાએ, પોતાના દરેક ગ્રન્થમાં પોતાને 'યાકિની-મહત્તરા-સૂનુ' એટલે કે-યાકિની નામની મહત્તરા કહેતાં વિશિષ્ટ સાધ્વી-તેના પુત્ર તરીકે ઓળખાવેલ છે

એ સાધ્વીનો આટલો બધો ઉપકાર તેમણે યાદ કર્યા કર્યો, એની પાછળ ઘણાં કારણો છે. એક તો એમાં પોતાની પ્રતિજ્ઞાનું પાલન છે. તે શી રીતિએ? એમની પ્રતિજ્ઞા એ હતી કે-'જેના ઉચ્ચારેલા વચનના અર્થને હું સમજી શકું નહિ, તેનો હું શિષ્ય બની જાઉં!' એમને આવી પ્રતિજ્ઞા હતી, પણ સાધ્વીએ તેમને પોતાના ગુરુની પાસે મોકલ્યા અને સાધ્વીએ કહ્યુ હતું માટે તેમણે એ મહાપુરૂષને ગુરુ તરીકે સ્વીકાર્યા આથી તેમણે પોતાની પ્રતિજ્ઞા રદ ન જાય એ માટે, પોતાને એ સાધ્વીના પુત્ર તરીકે ઓળખાવ્યા.

આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજામાં જો કૃતજ્ઞતા ગુણ ન હોત, તો પણ આ રીતિએ તેઓ એ સાધ્વીના ઉપકારને યાદ કરત નહિ. એટલે સાધ્વીના ઉપકારને યાદ કરવામાં, એમનો કૃતજ્ઞતા ગુણ એ પણ કારણ છે.

આ બે કારણો હોવા છતાં પણ, જો ત્રીજા કારણનો યોગ થવા પામ્યો ન હોત, તો આ બન્ને કારણો જેવાં કાર્યજનક બન્યાં, તેવાં કાર્યજનક બની શક્યાં ન હોત ! એ ત્રીજા કારણને ખાસ લક્ષમાં લેવા જેવું છે. કયું એ કારણ ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું શાસન જેવા પ્રકારે હૈયે વસવું જોઈએ, તેવા પ્રકારે જ તેમના હૈયામાં વસવા પામ્યું, એ ત્રીજું કારણ છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું શાસન પામવાના યોગે, એ મહાપુરુષના હૈયામાં ખૂબ જ આનન્દ પ્રગટ્યો. એમને એમ થઈ ગયું કે–' જો હું આ શાસનને પામ્યો ન હોત, તો ખરેખર જ ઘોર સંસારમાં રખડી જાત !' એ મહાપુરુષે એક સ્થળે કહ્યું છે કે–' જો શ્રી જિનાગમ ન હોત, તો દુઃષમકાળના દોષથી દૂષિત એવા અમારા જેવા જીવો, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાને પામી શકત શી રીતિએ ?' આ સૂચવે છે કે–એ મહાપુરુષને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા જાણવાને મળી, એનો એમને અતિશય આનન્દ હતો ! એમને ખાતરી થઈ ગઈ હતી કે–' બીજું બધું પામવા છતાં પણ, જો આ શાસનને હું પામ્યો ન હોત, તો મારી સઘળી ય વિદ્વત્તા અને આ મોંઘી માનવ જીંદગી પણ એળે જાત !' ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનને પામવાથી, એ મહાપુરુષના હૈયામાં આવો સુન્દર ભાવ પેદા થવા પામ્યો, એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના

શાસનને પામવામાં પરમ નિમિત્ત એવાં એ સાધ્વીનો ખૂબ ખૂબ ઉપકાર માનવાનું મન થઈ જાય ને ? પણ જો ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું શાસન એમને આ પ્રકારે ઉપકારક ન લાગ્યું હોત, તો એમને એ સાધ્વીનો એમણે જે પ્રકારે ઉપકાર માન્યો છે, તે પ્રકારે ઉપકાર માનવાનું મન થાત ખરૂં ? નહિ જ. માટે કહો કે–એમણે યાકિની નામની સાધ્વીનો જે ઉપકાર માન્યો છે, તેમાં આ ત્રીજા કારણની ઘણી પ્રબળતા છે.

આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહા વિદ્વાન હતા, તે છતાં પણ જ્ઞાન સંપાદન કરવાની તેમની ભાવના કેટલી બધી પ્રબળ હતી, એ વાત પણ ભૂલવા જેવી નથી. જ્ઞાન સંપાદન કરવાની તેમની ભાવના અતિ પ્રબળ હતી, માટે જ તેઓ શ્રી જૈન શાસનની સાધુદીક્ષાને સહેલાઈથી પામી શકયા. સાધ્વીએ નિર્દિષ્ટ કરેલા ગુરુની પાસે એ, સાધ્વીએ ઉચ્ચારેલ ગાથાના અર્થ માત્રને જ જાણવાને માટે ગયા હતા કે દીક્ષા લેવાને માટે ગયા હતા ? પોતે પોતાને ઘેરથી નીકળ્યા, ત્યારે તેમને કલ્પના પણ નહોતી કે–મારે દીક્ષા લેવાની છે ! પણ ગુરુ મહારાજાએ કહ્યું કે–'એ ગાથાનો અર્થ જાણવો હોય, તો સાધુદીક્ષા લઈને વિધિપૂર્વક શાસ્ત્રાભ્યાસ કરવો પડશે.' તો તેઓ તેમ કરવાને પણ તૈયાર થઈ ગયા ને ? જૈન સાધુપણાની દીક્ષા લેવી, એ રમત વાત છે ? ધન–ધાન્ય, ઘર-બાર, કુટુંબ–પરિવાર આદિનો જીવનભરને માટે ત્યાગ કરવાનો ને ? વિષયસુખની અભિલાષાને પણ તજી દેવાની ને ? કેવળ આજ્ઞાંકિત જીવન જ જીવવાનું ને ? એક ગાથાનો અર્થ પણ સમજાયા વિના રહી જાય નહિ, તે માટે આટલા મોટા

આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજામાં જો કૃતજ્ઞતા ગુણ ન હોત, તો પણ આ રીતિએ તેઓ એ સાધ્વીના ઉપકારને યાદ કરત નહિ એટલે સાધ્વીના ઉપકારને યાદ કરવામાં, એમનો કૃતજ્ઞતા ગુણ એ પણ કારણ છે.

આ બે કારણો હોવા છતા પણ, જો ત્રીજા કારણનો યોગ થવા પામ્યો ન હોત, તો આ બન્ને કારણો જેવાં કાર્યજનક બન્યાં, તેવાં કાર્યજનક બની શકયાં ન હોત ! એ ત્રીજા કારણને ખાસ લક્ષમાં લેવા જેવું છે. કયું એ કારણ ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું શાસન જેવા પ્રકારે હૈયે વસવું જોઈએ, તેવા પ્રકારે જ તેમના હૈયામાં વસવા પામ્યું, એ ત્રીજું કારણ છે ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું શાસન પામવાના યોગે, એ મહાપુરુષના હૈયામાં ખૂબ જ આનન્દ પ્રગટ્યો. એમને એમ થઈ ગયું કે-'જો હું આ શાસનને પામ્યો ન હોત, તો ખરેખર જ ઘોર સંસારમાં રખડી જાત !' એ મહાપુરુષે એક સ્થળે કહ્યું છે કે-'જો શ્રી જિનાગમ ન હોત, તો દુષમકાળના દોષથી દૂષિત એવા અમારા જેવા જીવો, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાને પામી શકત શી રીતિએ ?' આ સૂચવે છે કે-એ મહાપુરુષને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા જાણવાને મળી, એનો એમને અતિશય આનન્દ હતો ! એમને ખાતરી થઈ ગઈ હતી કે-'બીજું બધું પામવા છતાં પણ, જો આ શાસનને હું પામ્યો ન હોત, તો મારી સઘળી ય વિદ્વત્તા અને આ મોંઘી માનવ જીંદગી પણ એળે જાત !' ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનને પામવાથી, એ મહાપુરૂષના હૈયામાં આવો સુન્દર ભાવ પેદા થવા પામ્યો, એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના

શાસનને પામવામા પરમ નિમિત્ત એવાં એ સાધ્વીનો ખૂબ-ખૂબ ઉપકાર માનવાનું મન થઈ જાય ને? પણ જો ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું શાસન એમને આ પ્રકારે ઉપકારક ન લાગ્યું હોત, તો એમને એ સાધ્વીનો એમણે જે પ્રકારે ઉપકાર માન્યો છે, તે પ્રકારે ઉપકાર માનવાનું મન થાત ખરૂં? નહિ જ માટે કહો કે–એમણે યાકિની નામની સાધ્વીનો જે ઉપકાર માન્યો છે, તેમાં આ ત્રીજા કારણુની ઘણી પ્રબળતા છે.

આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહા વિદ્વાન હતા, તે છતા પણ જ્ઞાન સ પાદન કરવાની તેમની ભાવના કેટલી બધી પ્રબળ હતી, એ વાત પણ ભૂલવા જેવી નથી. જ્ઞાન સ પાદન કરવાની તેમની ભાવના અતિ પ્રબળ હતી, માટે જ તેઓ શ્રી જૈન શાસનની સાધુદીક્ષાને સહેલાઈથી પામી શકયા સાધ્વીએ નિર્દિષ્ટ કરેલા ગુરુની પાસે એ, સાધ્વીએ ઉચ્ચારેલ ગાથાના અર્થ માત્રને જ જાણવાને માટે ગયા હતા કે દીક્ષા લેવાને માટે ગયા હતા? પોતે પોતાને ઘેરથી નીકળ્યા, ત્યારે તેમને કલ્પના પણ નહોતી કે–મારે દીક્ષા લેવાની છે! પણ ગુરુ મહારાજાએ કહ્યું કે–' એ ગાથાનો અર્થ જાણવો હોય, તો સાધુદીક્ષા લઈને વિધિપૂર્વક શાસ્ત્રાભ્યાસ કરવો પડશે' તો તેઓ તેમ કરવાને પણ તૈયાર થઈ ગયા ને? જૈન સાધુપણાની દીક્ષા લેવી, એ રમત વાત છે? ધન–ધાન્ય, ઘર-બાર, કુટુંબ–પરિવાર આદિનો જીવનભરને માટે ત્યાગ કરવાનો ને? વિષયસુખની અભિલાષાને પણ તજી દેવાની ને? કેવળ આજ્ઞાંકિત જીવન જ જીવવાનું ને? એક ગાથાનો અર્થ પણ સમજાયા વિના રહી જાય નહિ, તે માટે આટલા મોટા

ત્યાગનો સ્વીકાર કોણ કરે ? બીજા કોઈ એમ કરે કે ન કરે, પણ શ્રી હરિભદ્ર પુરોહિતે તો તત્કાળ એટલા મોટા પણ ત્યાગનો સ્વીકાર કરી જ લીધો ! ત્યારે એમની જ્ઞાન સંપાદન કરવાની ભાવના કેટલી બધી ઉત્કટ કોટિની હશે ? આ ઉપરથી એ પણ વિચારવું જોઈએ કે–એમના જેવા જ્ઞાનના અર્થી જીવને જો કોઈ અન્ય સ્થળે સારૂં દેખાયું હોત, તો એ એનો સ્વીકાર કર્યા વિના રહી શક્યા હોત ? કહો કે–નહિ જ ! એટલે એમના વચનની કિંમત બહુ મોટી ગણાય. એ મહાપુરુષે એક સ્થલે કહ્યું છે કે–

" प्रत्यक्षतो न भगवान् ऋषभो न विष्णु-
रालोक्यते न च हरः न हिरण्यगर्भः ।
तेषां स्वरूपगुणमागमसंप्रभावात्,
ज्ञात्वा विचारयत कोऽत्र परापवादः ॥ १ ॥ "

પરમ ઉપકારી આચાર્ય ભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ આ વાત બહુ જ મધ્યસ્થભાવે ઉચ્ચારી છે અને શુદ્ધ મધ્યસ્થભાવે આ વાતને વિચારનારા જૈનેતરોને પણ 'ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન છે'–એમ લાગે, એવી ઢબે આ વાત ઉચ્ચારી છે. પોતે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના પરમ ઉપાસક બનેલા છે. પહેલાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના પરમ ઉપાસક હતા. આથી તેઓ જૈન અને જૈનેતર ધર્મશાસ્ત્રોના જ્ઞાતા હતા. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનનાં શાસ્ત્રોમાં, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના સ્વરૂપનું વર્ણન કરાએલું છે તથા એ તારકોમાં કયા કયા ગુણો હતા, તેનું પણ તેમાં વર્ણન કરાએલું છે; એ જ રીતિએ, ઇતર

શાસ્ત્રોમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશના સ્વરૂપનું અને તેમના ગુણોનું વર્ણન કરાએલું છે. આવી રીતિએ મળી આવતા દેવોના સ્વરૂપવર્ણન અને ગુણવર્ણન તરફ એ મહાપુરુષ સૌનું લક્ષ્ય દોરે છે. તેઓશ્રી કહે છે કે–આપણે ભગવાન શ્રી ઋષભદેવસ્વામીજીને પણ પ્રત્યક્ષપણે જોઈ શકીએ તેમ નથી અને બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશને પણ પ્રત્યક્ષપણે જોઈ શકીએ તેમ નથી. એમાંના કોઈ જ પ્રત્યક્ષપણે જોવાતા નથી, પણ તેમનું સ્વરૂપ કેવું હતું તથા તેમનામાં કેવા કેવા ગુણો હતા, એ જાણવાનું આધન તો છે જ. એ સાધન છે, તે તે સંપ્રદાયના આગમ-ગ્રન્થો ! એ આગમગ્રન્થોમાં જેમનું જે સ્વરૂપ અને જે ગુણો વર્ણવાએલા છે, તેના આધારે તેમનુ સ્વરૂપ કેવું હતું અને તેમનામાં કેવા ગુણો હતા, એ જાણીને વિચાર કરો કે–વાસ્તવિક કોટિનું દેવત્વ કોનામાં ઘટે છે અને કોનામાં ઘટતું નથી ! આવી રીતિએ વિચાર કરવો, એમાં બીજાનો અપવાદ કરવા જેવુ–બીજાની નિન્દા કરવા જેવું કાંઈ છે જ નહિ ! પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ જાણે કે–મિથ્યાદષ્ટિઓને આહ્‌વાન કર્યું હોય, એવા રૂપમાં આ વાત કહી છે ! પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યા વિના, પોતાનો અભિપ્રાય કેટલો બધો સાચો છે, તે આ રીતિએ પૂરવાર કર્યું છે ! જો કે–પછી તો એ મહાપુરૂષે પોતાનો અભિપ્રાય કહ્યો છે; પણ અહીં તો મિથ્યાદષ્ટિઓને એ મહાપુરુષ કહે છે કે–તમારાં માનેલાં ધર્મશાસ્ત્રોના આધારે જ, તમારા માનેલા દેવોના સ્વરૂપને અને તેમના ગુણોને વિચારીએ, તો પણ તેમનામાં સાચું દેવત્વ ઘટી શકે તેમ નથી, જ્યારે જૈન શાસ્ત્રોમાં ભગવાન

શ્રી જિનેશ્વરદેવોના સ્વરૂપનું અને ગુણોનું જે વર્ણન છે, તેને વિચારો તો તમને પણ લાગે કે–એ તારકોમાં જ સાચું દેવત્વ ઘટે છે ! આ શ્લોકમાં આચાર્ય ભગવાન શ્રીમદ્ હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજાએ માત્ર ભગવાન શ્રી ઋષભદેવસ્વામીજીનો ઉલ્લેખ કર્યો છે, કારણ કે–વર્ત્તમાન અવસર્પિણીમાં આ દક્ષિણાર્ધ ભરત ક્ષેત્રમાં થયેલા ચોવીસ તીર્થંકર ભગવાનોમાં પહેલા શ્રી ઋષભદેવસ્વામીજી છે. એ આવ્યા, એટલે વર્ત્તમાન ચોવીસીના બધા જ તીર્થંકર ભગવાનો આવી ગયા અથવા તો કહો કે–સઘળાય, અનન્તા તીર્થંકર ભગવાનો પણ આવી ગયા; કારણ કે–સઘળાય ભગવાન શ્રી જિનેશ્વરદેવોમાં, ભગવાન શ્રી જિનેશ્વરદેવ તરીકેની સઘળીય વિશિષ્ટતાઓમાં, કશો પણ ભેદભાવ હોતો નથી. આપણી વાત તો એ હતી કે–દુનિયામાં ગણાતા અને મનાતા સઘળાય દેવોના સ્વરૂપને તથા ગુણોને સારી રીતિએ જાણનારા એવા પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ પણ એવું જ પ્રતિપાદન કર્યું છે કે–'સાચું દેવત્વ ભગવાન શ્રી જિનેશ્વરદેવો સિવાય, અન્ય કોઈ પણ દેવ ગણાતામાં ઘટી શકતું નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોમાં જ સાચું દેવત્વ ઘટી શકે છે અને એથી એ તારકો જ સર્વપ્રધાન છે.'

**જેવા હોય તેવી મૂર્તિ ઘડાય :**

તમે જો બીજાઓની અને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની, ભક્તોએ બનાવેલી મૂર્તિઓને જોઈને વિચાર કરો, તો પણ તમને લાગે કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન છે. જે

જેવા હોય, તેવું તેમનું સ્વરૂપ ચીતરાય છે. પંજાબમાં ગુરુ નાનક ભજન કરનારા હતા, તો તેમના અનુયાયીઓએ તેમના ચિત્રમાં તેમના હાથમાં માળા આપી છે. શીખોએ એમની મૂર્તિ એવી બનાવી, કે જેને જોતાં લાગે કે–આ વ્યક્તિ ભગવાનના ભજનમાં મગ્ન રહેનાર હશે. એના એ જ શીખોએ ગુરુ ગોવિંદની મૂર્તિ જુદા પ્રકારની બનાવી છે. ગુરૂ ગોવિંદ કુતરાઓને લઈને શિકાર કરવાને માટે જતા હતા, તો તેમની મૂર્તિમાં પણ એ ભાવ વ્યક્ત કરવામાં આવ્યો છે. હાથમાં ભાલો છે, પોતે ઘોડેસ્વાર છે અને પાછળ કુતરાઓ સાથે દોડી રહ્યા છે, એવા દેખાવની ગુરુ ગોવિંદની મૂર્તિ બનાવાઈ છે. ગુરુ નાનક અને ગુરુ ગોવિંદ–બન્નેય શીખોના જ ગુરુ હોવા છતાં પણ, આવો ભેદ કેમ છે ? બન્નેના જીવનની કરણીઓમાં ભેદ હતો માટે ! એવી જ રીતિએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની મૂર્તિઓ જોઈ લો અને તે પછી તે કેવા હશે તેની કલ્પના કરો ! બુદ્ધની મૂર્તિમાં એવું કોઈ અપલક્ષણ દેખાતું નથી, કેમ કે–બુદ્ધે રાજપાટનો અને સ્ત્રી–પરિવારાદિનો ત્યાગ કર્યો હતો ! ભગવાન શ્રી પાર્શ્વનાથસ્વામીજીના શિષ્યોનો બુદ્ધને ભેટો થયો હતો, એટલે એ સંગના સંસ્કારોની અસર ત્યાં દેખાય છે. બુદ્ધ જો તપથી કંટાળ્યા ન હોત અને શુદ્ધ ધર્મમાર્ગના ઉપાસક બની શક્યા હોત, તો તો કદાચ એ વીતરાગપણાને પામી શકત, એવી કલ્પના થઈ શકે. હવે ભગવાન શ્રી ઋષભદેવસ્વામીજી આદિ શ્રી જિનેશ્વરદેવોની મૂર્તિઓને જુઓ, તો તમને તેમાંથી વીતરાગભાવ નીતરતો લાગે, કેમ કે–એ વીતરાગ હતા.

સ્વરૂપને અને ગુણોને જાણવાને માટે–

–જીવનનો અને ઉપદેશનો અભ્યાસ કરવો જોઇએ :

મૂર્તિઓ ઉપરથી પણ આમ કલ્પના થઈ શકે, પરન્તુ કોઈનાં પણ સ્વરૂપને તથા ગુણોને જાણવા હોય, તો એ માટે તેમના જીવનનો અને તેમના ઉપદેશનો અભ્યાસ કરવો જોઈએ. જીવનનો અભ્યાસ કરો અને ઉપદેશનો અભ્યાસ કરો નહિ, તો પણ તેમાં ભૂલ થવાનો ઘણો સંભવ છે; અને ઉપદેશનો અભ્યાસ કરો, પણ જીવનનો અભ્યાસ કરો નહિ, તો પણ તેમાં ભૂલ થવાનો ઘણો સંભવ છે. જીવનની અને ઉપદેશની એક જ દિશા જોઈએ અને તે પણ ઉન્નત કોટિની અવસ્થાની સૂચક જોઈએ. જીવનમાં ત્યાગ–તપ આદિ દેખાય, પણ અજ્ઞાનતા–મોહ–લોકેષણા આદિને અંગે ઉપદેશમાં એથી ઊલટા પ્રકારનું પ્રતિપાદન દેખાય, એ જેમ શક્ય છે; તેમ, એ પણ શક્ય છે કે–લોકાદર આદિની કામનાથી, ઉપદેશ દેવા બેસે ત્યારે સારી સારી વાતો કરે, પણ એના જીવનનું વહેણ એના જ ઉપદેશથી ઊલટી દિશાનું હોય. શાસનના આદિ પુરૂષોમાં તો જેવું આચરણ તેવો જ ઉપદેશ અને જેવો ઉપદેશ તેવું જ આચરણ, આવી દશા હોય ! એના અનુયાયીઓમાં ઉપદેશ એવા જ પ્રકારનો હોય અને આચરણ પૂર્ણપણે કદાચ તે મુજબનું જ ન હોય, પણ આચરણના વિચારોનું વહેણ તો એ દિશાનું જ હોય. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના જીવનનો એકે એક પ્રસંગ એવો સુન્દર હોય છે કે–એને વાંચનાર જો વિવેકી હોય, તો એ તારકો કેવા પ્રધાન હતા, તેનો તેને ખ્યાલ આવી જાય.

એક વખત રામમિશ્ર નામના પંડિતે કાશીમાં વ્યાખ્યાન

કરતાં કહ્યુ કે–'જ્યારે સીતાજીને કાગડાએ ચાંચો મારી, ત્યારે રામચન્દ્રજીએ બાણ છોડીને એ કાગડાની આંખોને વીંધી નાખી, પરન્તુ શ્રી મહાવીર ભગવાનને ખુદને ચંડકૌશિક નાગ કરડ્યો, ત્યારે તેમણે એ નાગને પણ પોતાના ઉપશમભાવથી અને એને 'बुज्झ' 'बुज्झ' 'બોધ પામ, બોધ પામ' એમ કહીને બોધ પમાડ્યો!' એ પંડિતનું કહેવું એમ હતું કે–પોતાની પ્રિયાને કાગડાએ ચાંચો મારી, તેમાં રામચન્દ્રજીને ગુસ્સો આવી ગયો અને એથી તેમણે એ કાગડાનાં નેત્રરત્નોને હરી લીધાં; જ્યારે ભગવાન શ્રી મહાવીરને પોતાને જ ચંડકોશીયો સર્પ ડસ્યો, છતાં પણ તેમને ગુસ્સો આવ્યો નહિ અને દયા જ આવી, અને હૃદયમાં દયા પ્રગટવાથી તેમણે મીઠી વાણીથી એ સર્પમાં પણ એવું હીર પ્રગટાવી દીધું, કે જેથી એનાં ઘણાં દુષ્કર્મો ચીર ચીર થઈ ગયાં. એના યોગે એ સર્પ શાન્ત ભાવે મરીને આઠમા દેવલોકે ગયો.

સમજદાર માણસો જીવનને વાંચે, તો તેના ઉપરથી કેવી તારવણી કાઢી શકે છે, એ જોવા જેવું છે! તમે આવી રીતિએ ભગવાન શ્રી જિનેશ્વરદેવોનાં ચરિત્રોને વાંચ્યાં છે ખરાં? મોટે ભાગે નહિ જ! તમે જૈન કુળમાં જન્મ્યા, દેવાધિદેવને પૂજનારા બન્યા, નિર્ગ્રન્થ સદ્ગુરૂઓનો તમને યોગ મળી ગયો અને શ્રી જિનશાસનના સંસ્કારો તમને મળ્યા; તે છતાં પણ તમને ભગવાન શ્રી જિનેશ્વરદેવોનાં ચરિત્રોનેય જાણવાની દરકાર નહિ, એ કેટલું બધું શોચનીય છે?

રામમિશ્ર પંડિતે રામચરિત્રમાંથી અને શ્રી મહાવીર ચરિત્રમાંથી વાંચેલી વાત કહી, પણ એ સભામાં બ્રાહ્મણો ઘણા

હતા. એમને આ વાત રૂચી નહિ, કેમ કે-એમના હૈયામાં મિથ્યાભાવનો આગ્રહ હતો. સભામાં કોલાહલ મચી ગયો. પંડિત રામમિશ્ર વિદ્વાન હતા, જબરા હતા, એટલે બ્રાહ્મણો એમની સામે તત્કાળ તો ફાવ્યા નહિ, પણ પરિણામ એ આવ્યું કે-પંડિત રામમિશ્ર બનારસને છોડીને નવદ્વીપ-બંગાળમાં જઈ વસ્યા.

આ તો એક હકીકત પૂરતી વાત કહી, પરન્તુ સમજવાનું એ છે કે-તમારે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના જીવનના તથા ઉપદેશના જ્ઞાતા બનવું જોઈએ અને તે પછી ઈતરોમાં દેવો તરીકે પૂજાતાઓના જીવનના તથા ઉપદેશના જ્ઞાતા બનવું જોઈએ. તમે જો આવા પ્રકારના જ્ઞાતા બનો, તો 'ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ સર્વપ્રધાન હોઈ શકે'-આ વાતનું પણ તમે સારામાં સારી રીતિએ સમર્થન કરી શકો. પછી તમને ગમે તેવો વિદ્વાન પણ ઊંધે માર્ગે દોરી શકે નહિ અને તમે અનેકોને સન્માર્ગે દોરી શકો. તમે આવા જ્ઞાતા બનો, એમાં એકાન્તે સ્વ-પરનું કલ્યાણ જ છે.

## ૯. ભગવાનની સાર્વીય તરીકે સ્તવના–

વર્ત્તમાન શાસનના સ્થાપક ભગવાન શ્રી મહાવીર પરમાત્માના અગિયાર ગણધરદેવો પૈકી પાંચમા ગણધરભગવાન શ્રીમદ્ સુધર્માસ્વામીજી મહારાજાએ રચેલાં બાર અંગસૂત્રો પૈકીના શ્રી ભગવતીજી સૂત્ર નામના પાંચમા અંગસૂત્રનું વિવરણ લખવાને માટે ઉદ્યુક્ત થયેલા આચાર્યભગવાન શ્રીમદ્ અભય-

દેવસૂરીશ્વરજી મહારાજા, એ વિવરણનો આરંભ કરવાને માટે આદિમાં જ મંગલાચરણ કરે છે, અને મંગલનું આચરણ કરવાને માટે એ મહાપુરૂષ પહેલો શ્લોક ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તવનાત્મક બનાવે છે. આ શ્લોકમાં, એ મહાપુરૂષ, ભગવાન શ્રી જિનેશ્વરદેવોને પંદર પંદર વિશેષણોથી સ્તવવાપૂર્વક, એ તારકોને પ્રયત્નપૂર્વક પ્રણામ કરે છે. આપણે હજુ તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોને જ અંગે યોજાએલાં એ પંદર વિશેષણોને અંગે વિચાર કરી રહ્યા છીએ. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અંગે યોજાએલાં એ પંદર વિશેષણો પૈકી આપણે સર્વજ્ઞ, ઈશ્વિર, અનન્ત, અસંગ અને અગ્ર્ય—એ પાંચ વિશેષણોને અંગે કાંઇક વિચારણા કરી આવ્યા. હવે આજથી આપણે ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અંગે યોજાએલાં પંદર વિશેષણો પૈકીના છઠ્ઠા વિશેષણને અંગેની વિચારણા શરૂ કરીએ છીએ. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અંગે, ટીકાકાર આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ યોજેલાં પંદર વિશેષણોમાં, છઠ્ઠું વિશેષણ છે—सार्वीयम्।

**મંગલાચરણ ત્રણ પ્રકારે :**

મંગલાચરણ ત્રણ પ્રકારનાં હોય છે. એક નમનાત્મક યા સ્તુત્યાત્મક મંગલાચરણ, બીજું આશીર્વાદાત્મક મંગલાચરણ અને ત્રીજું વસ્તુનિર્દેશાત્મક મંગલાચરણ. જે મંગલાચરણ રૂપ સ્તુતિમાં 'नम' અથવા 'नमामि' અથવા 'स्तौमि' આદિ નમસ્કરણના સૂચક અથવા સ્તુતિસૂચક પ્રયોગો વપરાયા હોય, તે મંગલાચરણને 'નમનાત્મક યા સ્તુત્યાત્મક' મંગલાચરણ

કહેવાય છે; જે મંગલાચરણ રૂપ સ્તુતિમાં 'जयतु' એટલે 'જયવન્તા વર્તો' એવા પ્રકારના સૂચક પ્રયોગો વપરાયા હોય, તે મંગલાચરણને 'આશીર્વાદાત્મક' મંગલાચરણ કહેવાય છે; અને જે મંગલાચરણમાં અભિધેય આદિનું સ્પષ્ટીકરણ હોય, એટલે કે-પોતે જે કાંઈ પણ વસ્તુને કહેવાને ઉદ્યુક્ત થયા હોય, તે વસ્તુને અંગે સ્પષ્ટીકરણ કરાયું હોય, એવા મંગલાચરણને 'વસ્તુનિર્દેશાત્મક' મંગલાચરણ કહેવાય છે. અહીં ટીકાકાર આચાર્યભગવાને જે મંગલાચરણ કર્યું છે, તે નમનાત્મક મંગલાચરણ છે; કારણ કે-આ મંગલાચરણના શ્લોકમાં 'प्रयतः प्रणौमि' એટલે 'પ્રયત્નપૂર્વક સ્તુતિ કરું છું' એમ કહેવામાં આવ્યું છે.

**સ્વસંપત્ અને પરસંપત્ વિશેષણો :**

મંગલાચરણ જેમ ત્રણ પ્રકારે થાય છે, તેમ વિશેષણો પણ બે પ્રકારે હોય છે. જેની સ્તુતિ કરવામાં આવે છે, તેની પોતાની સંપત્તિનાં સૂચક વિશેષણોને સ્વસંપત્ પ્રકારનાં વિશેષણો કહેવાય છે અને જેની સ્તુતિ કરવામાં આવે છે, તેને અંગે પરની સંપત્તિનાં સૂચક એવાં જે વિશેષણો હોય, તેને પરસંપત્ પ્રકારનાં વિશેષણો કહેવાય છે. કોઈને તમે 'પરમ સુખી' આદિ તરીકે વર્ણવો, ત્યારે તે વિશેષણને સ્વસંપદ્ વિશેષણ કહેવાય, અને કોઈને તમે 'અનેકોના રક્ષક' આદિ તરીકે વર્ણવો, ત્યારે તે વિશેષણને પરસંપદ્ વિશેષણ કહેવાય. આ સ્તુતિમાં, ટીકાકાર આચાર્યભગવાને, ભગવાન શ્રી જિનેશ્વરદેવોને માટે આ બન્નેય પ્રકારનાં વિશે-

પણોનો પ્રયોગ કરેલો છે, કારણ કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું જીવન જેવું સ્વસંપદ્મય હોય છે, તેવું પરસંપદ્મય પણ હોય છે. તરનારાય પોતે અને તારનારાય પોતે; બોધ પામેલાય પોતે અને બોધ પમાડનારાય પોતે, તેમ જ મુક્ત બનેલા પણ પોતે અને મુક્ત બનાવનારા પણ પોતે! પ્રભુના જે ગુણનું વર્ણન કરતાં પરનું વર્ણન અપેક્ષિત રહે નહિ, તે સ્વસંપત્‌ની કક્ષામાં જાય અને પ્રભુના જે ગુણનું વર્ણન કરતાં પરનું વર્ણન અપેક્ષિત રહેતું હોય, તે પરસંપત્‌ની કક્ષામાં જાય. ભગવાન શ્રી જિનેશ્વરદેવો સર્વગુણસંપન્ન હોય છે, એટલે એ તારકની સ્તુતિ કરતાં જે વિશેષણ વપરાય, તેમાં સ્વસંપત્ રૂપ વિશેષણો પણ હોય અને પરસંપત્ રૂપ વિશેષણો પણ હોય, તે સ્વાભાવિક છે.

**અનન્તા જિનેશ્વરો થવા છતાં, જગતના જીવોનો અનન્તમો ભાગ મોક્ષને પામ્યો છે, તો સાર્વીય વિશેષણ કેમ ઘટે?'**

છઠ્ઠું વિશેષણ છે-'सार्वीयम्।' सार्वीयम्‌નો અર્થ શો? सर्वभ्यो हित इति सार्वीय, तं सार्वीयम्। પાંચમા વિશેષણનું સહાયક એવું આ વિશેષણ છે. કારણ કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવો જગતના સર્વ પ્રાણિઓનું, પ્રાણી માત્રનું હિત કરનારા છે, એવું પ્રતિપાદન આ વિશેષણ દ્વારા કરવામાં આવ્યું છે. આ વિશેષણને પરસંપત્ વિશેષણ કહેવાય. પરસંપદ્મય આ વિશેષણ છે. સંપત્તિ કોની? તો કહેવું પડે કે-એ સંપત્તિ તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોની જ, પણ એ સંપત્તિનું સ્થાન કયું? તો કહેવું પડે કે-જગતના સઘળાય જીવો. જગતના સઘળા ય

જીવોનું હિત કરવા રૂપ આ સંપત્તિ છે, પણ માત્ર પોતાના જ ગુણના પ્રગટીકરણ અને પોતાના જ આરોગ રૂપ આ સંપત્તિ નથી. એટલે આ વિશેષણને પરસંપદ્ વિશેષણ કહેવાય. અહીં આપણે પહેલો વિચાર તો એ કરવો છે કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવોને આ વિશેષણ ઘટે છે કેવી રીતિએ? ટીકાકાર આચાર્યભગવાને તો 'જગતના સર્વ પ્રાણિઓનું હિત કરનારા એવા ભગવાન શ્રી જિનેશ્વરદેવોને હું પ્રયત્નપૂર્વક સ્તવું છું'-એમ લખી દીધું છે અને 'ભગવાન શ્રી જિનેશ્વરદેવો જગતના સર્વ પ્રાણિઓનું હિત કરનારા હોય છે'-એ વાત પણ યથાર્થ જ છે, પરન્તુ એ વાત ઘટે છે કેવી રીતિએ, એ તો તમારે સમજવું જોઇએ ને? ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ કાંઈ જગતના સઘળાય પ્રાણિઓને તારી દીધા નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ જો જગતના સઘળાય પ્રાણિઓને તારી દીધા હોત, તો તમે અમે અહીં હોત નહિ. તમે પણ મોક્ષને પામેલા હોત અને અમે પણ મોક્ષને પામેલા હોત. ગાત્ર તમારી ને અમારી વાત જ શું કરવાને? ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ જો જગતના પ્રાણીમાત્રને તારી દીધા હોત, તો આ જગત આવું હોત નહિ. જગતમાં માત્ર જીવનું અને માત્ર જડનું જ અસ્તિત્વ હોત, પરન્તુ કોઈ જીવનું જડ સાથેના એકમેક જેવા યોગવાળું અસ્તિત્વ હોત જ નહિ: કારણ કે-સર્વ જીવો મોક્ષને જ પામી ગયા હોત. આપણે બધા અથવા તો અત્યારે સંસારમાં જેટલા જીવો વિદ્યમાન છે, એ બધા જીવો પહેલાં મોક્ષને પામ્યા હતા અને ફરી પાછા સંસારમાં આવ્યા, એવું તો તમે માનતા નથી ને? જે જીવ મોક્ષને પામી

જાય, તે જીવ ફરીથી કદી પણ સંસારમાં રઝળનારો બને જ નહિ જીવને સંસારમાં રઝળાવનાર કોણ છે? કર્મ. કર્મથી બંધાય કોણ? જે જીવ રાગાદિથી સહિત હોય અને શરીરધારી હોય, તે જ જીવ કર્મને ઉપાર્જે છે. રાગાદિથી સર્વથા મુક્ત થઈ ગયેલા હોવા છતાં પણ, જે જીવો શરીરધારી હોય છે, તે જીવોનેય સાતા વેદનીય કર્મનો બંધ તો ચાલુ જ હોય છે મોક્ષને પામનારા જીવને પણ, તે મોક્ષને પામે તે પહેલાં, માત્ર પાંચ હ્રસ્વાક્ષરનું ઉચ્ચારણ કરતાં જેટલો સમય લાગે તેટલા સમયને માટે જ, અક્રિય અવસ્થા પ્રાપ્ત થાય છે. ત્યારે કર્મબંધ ટળે છે. એને ચૌદમું ગુણસ્થાનક કહેવાય છે મોક્ષને પામનારા જીવો આ ચૌદમા ગુણસ્થાનકને પામીને જ મોક્ષને પામે છે ચૌદમા ગુણસ્થાનકનો કાળ પૂરો થતાની સાથે જ, એ પુણ્યાત્માઓ શરીરમુક્ત બની જાય છે. એ મહાભાગોને શરીરનો યોગ સદાને માટે છૂટી જાય છે. ઔદારિક શરીર પણ એમને નહિ અને કાર્મણ શરીર પણ એમને નહિ એમને કોઈ શરીર જ નહિ એટલે તો શ્રી સિદ્ધાત્માઓને અશરીરી કહેવાય છે ચૌદમુ ગુણસ્થાનક પામતાં પહેલાં રાગાદિક તો સર્વથા ક્ષીણ થઈ ગયેલા જ હોય છે અને ચૌદમા ગુણસ્થાનકને અન્તે અશરીરાવસ્થા પ્રાપ્ત થાય છે. એટલે જે કોઈ જીવ મોક્ષને પામે, તે જીવ કદાપિ કાળે કર્મને ઉપાર્જે જ નહિ અને કર્મનો યોગ થયા વિના સંસાર સંભવે જ નહિ આથી આ સંસારમાં જે જીવો વિદ્યમાન છે, તે જીવો પહેલાં મોક્ષને પામેલા હતા અને ફરી પાછા સંસારમાં આવેલા છે–એવું છે જ નહિ. અત્યારે સંસારમાં જે

જીવો વિદ્યમાન છે, તે સર્વ જીવો અનાદિકાળથી જ સંસારમાં વિદ્યમાન છે. તો પછી, વાત એ ચાલે છે કે–'ભગવાન શ્રી જિનેશ્વરદેવો જગતના પ્રાણી માત્રનું હિત કરનારા જ હોય છે' –એવી એ તારકોની સ્તવના ઘટે શી રીતિએ ? અત્યાર સુધીમાં આ સંસારમાં કેટલા જિનેશ્વરદેવો થઈ ગયા ? અનન્તા. અનન્તા શ્રી જિનેશ્વરદેવો આ સંસારમાં અત્યાર સુધીમાં થઈ ગયા, તે છતાં પણ જગતના જીવોના સમૂહનો કેટલામો ભાગ અત્યાર સુધીમાં મોક્ષને પામ્યો છે ? જ્ઞાનિઓ કહે છે કે–'જગતમાં જેટલા જીવો છે, તે જીવોનો અનન્તમો ભાગ જ અત્યાર સુધીમાં મોક્ષને પામેલો છે.' એટલું જ નહિ, પરન્તુ આ સંસારમાં એટલા બધા અનન્તાનન્ત જીવો વિદ્યમાન છે કે–હવે પછી અનન્તો કાળ જાય અને તે અનન્તા કાળમાં અનન્તા શ્રી જિનેશ્વરદેવો થઈ જાય, તે છતાં પણ જગતમાં જેટલા જીવો વિદ્યમાન છે, તે જીવોનો અનન્તમો ભાગ જ મોક્ષને પામવાનો છે. અનન્તાનન્ત કાળ વહી ગયા પછીથી પણ, જો કોઈ જ્ઞાનિને એમ પૂછવામાં આવે કે–'હે ભગવન્ ! આ સંસારમાં કેટલા જીવો વિદ્યમાન છે અને આ સંસારમાંથી કેટલા જીવો અત્યાર સુધીમાં મુક્તિને પામ્યા ?' તો એ જ્ઞાની એમ જ કહે કે–'હજુ પણ આ સંસારમાં અનન્તાનન્ત જીવો વિદ્યમાન છે અને અત્યાર સુધીમાં જેટલા જીવો મોક્ષને પામ્યા છે, તે બધાય જીવોને લક્ષ્યમાં રાખીને સંસારમાં વિદ્યમાન તથા મોક્ષને પામેલા જીવોના પ્રમાણનો કયાસ કાઢીએ, તો સંસારમાં વિદ્યમાન જીવોથી મોક્ષને પામેલા જીવો અનન્તમા ભાગે છે.' આથી આપણે એ વાત વિચારી

રહ્યા છીએ કે–"અનન્તા શ્રી જિનેશ્વરદેવો થાય તે છતાં ય જો સંસારમાં વિદ્યમાન જીવોનો અનન્તનો ભાગ જ મોક્ષને પામે છે, તો પછી દરેકે દરેક ભગવાન શ્રી જિનેશ્વરદેવને 'સાર્વીય' એટલે 'જગતના સર્વ જીવોના હિતને કરનારા' તરીકે સ્તવાય જ શી રીતિએ? અથવા તો, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની એવા પ્રકારે એટલે કે એવા વિશેષણથી સ્તવના કરવામા, કયો પ્રબળ હેતુ રહેલો છે?"

**સર્વના ભલાની ભાવના :**

અત્યાર સુધીમા જે જે વાતો કહેવાઈ ગઈ છે અને 'સર્વપ્રધાનતાના સૂચક' વિશેષણને અગે તાજેતરમા જે જે વાતો કહેવાઈ છે, તે તે વાતો જો તમારા ખ્યાલમા હોય, તો તમે આ પ્રશ્નનો ઘણી જ સહેલાઈથી જવાબ આપી શકો. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને, કેવા પ્રકારની ભાવનાની ઉત્કટતાના યોગે, અન્તિમ ભવથી ત્રીજા ભવે શ્રી તીર્થંકર–નામકર્મની નિકાચના થાય છે, એ વાત; તેમજ ભગવાન શ્રી જિનેશ્વરદેવો પોતાના અન્તિમ ભવમા સ્વતંત્રપણે જે ધર્મની પ્રરૂપણા કરે છે તે ધર્મ કેવા પ્રકારનો છે, એ વાત, આ બન્ને ય વાતોને લક્ષ્યમાં રાખીને તમે આ 'સાર્વીય' વિશેષણનો વિચાર કરો. ત્રીજા ભવની ભાવનામા એ તારકોની વિચારણા કેવી હોય છે? સર્વ જીવો શાસનના રસિક બનો; મારામાં જો એવી શક્તિ આવી જાય, તો હું સર્વ જીવોને શાસનના રસિક બનાવી દઉં; એવી જ વિચારણા હોય છે ને? સર્વ જીવો શાસનના રસિક બને, એવી ભાવના પાછળ એ પુણ્યપુરૂષોનો

આશય કર્યો ? કોઈ દુઃખી ન રહો અને સૌ સુખી બનો, એ જ ને ? આ ભાવના સર્વ જીવોના હિતની છે ને ? છે જ. કોઈ પણ માણસ તમારા ભલાનો વિચાર કરે છે, એવી જો તમને ખબર પડે, તો તમને એથી આનંદ થાય છે અને તેનો ઉપકાર માનવાનું મન થાય છે. તમે કહો છો કે–એ મારો હિતસ્વી છે. એ જ રીતિએ, ભગવાન શ્રી જિનેશ્વરદેવો જગતના સઘળાય જીવોના ભલાની ભાવના ભાવે છે, માટે એ મહાભાગો જગતના પ્રાણી માત્રના હિતસ્વી હોય છે, એમ કહેવું એ તદ્દન સાચું જ છે.

**સર્વના હિતનો જ ઉપદેશ :**

વળી, પોતાના અન્તિમ ભવમાં ભગવાન શ્રી જિનેશ્વર-દેવોએ ધર્મતીર્થની સ્થાપના કરતાં, સ્વતન્ત્રપણે જે ધર્મની પ્રરૂપણા કરી, તે ધર્મ પણ કેવા પ્રકારનો છે ? શ્રી આચારાંગ નામના પ્રથમ અંગસૂત્રમાં કહ્યું છે કે–

" जे अईया जे य पडुप्पन्ना, जे य आगमिस्सा अरहंता भगवंतो ते सव्वे एवमाइक्खन्ति, एवं भासंति, एवं पण्णविंति, एवं परूविंति–सव्वे पाणा सव्वे भूया सव्वे जीवा सव्वे सत्ता न हंतव्वा, न अज्जावेयव्वा, न परिघितव्वा, न परियावेयव्वा, न उद्दवेयव्वा, एस धम्मे सुद्धे निइए सासए समिच्च लोयं खेयण्णेहिं पवेइए । "

અત્યાર સુધીમાં જે અનન્તા તીર્થંકર ભગવાનો થયા છે, તેઓએ કોને ધર્મ કહ્યો છે ? વર્તમાનમાં પાંચ મહા-વિદેહ ક્ષેત્રોમાં વિચારતા શ્રી તીર્થંકર ભગવાનો પણ ધર્મ કોને કહે છે ? અને ભવિષ્યમાં જે અનન્તા તીર્થંકર ભગવાનો થવાના

છે, તેઓ પણ ધર્મ કોને કહેશે? એટલે કે-શુદ્ધ ધર્મનું કેવા પ્રકારનું પ્રતિપાદન કરશે, તેનું આ પાઠમાં વર્ણન કરાએલું છે. એ સઘળાય તારકો પ્રરૂપતા હતા, પ્રરૂપે છે અને પ્રરૂપશે કે-કોઈ પણ જીવની હિંસા કરવા યોગ્ય નથી. પ્રાણી શબ્દ, ભૂત શબ્દ, જીવ શબ્દ અને સત્ત્વ શબ્દ એકાર્થવાચી તરીકે પણ ગ્રહણ કરી શકાય છે અને પ્રાણી શબ્દથી બેઈન્દ્રિય, તેઇન્દ્રિય તથા ચતુરિન્દ્રિય જીવો, ભૂત શબ્દથી વૃક્ષો આદિ વનસ્પતિકાયના જીવો, જીવ શબ્દથી ચારેય ગતિમાં રહેલા પંચેન્દ્રિય જીવો અને સત્ત્વ શબ્દથી બાકીના એટલે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય અને વાયુકાયના જીવો-એવા પ્રકારના અર્થને પણ ગ્રહણ કરી શકાય છે. આમ સંસારમાં રહેલા સર્વ જીવોમાંથી એક પણ જીવના પ્રાણોનું હરણ નહિ કરવું જોઈએ; એટલું જ નહિ, પણ એમાંના કોઈ પણ જીવને તાડનાદિ નહિ કરવું જોઈએ; કોઈ જીવ ઉપર બળજબરી નહિ કરવી જોઈએ; કોઈ પણ જીવને પોતાના જ ગુલામની દશામાં નહિ મૂકવો જોઈએ; યાવત્-કોઈ પણ જીવને શારીરિક અગર તો માનસિક પણ પરિતાપ નહિ ઉપજાવવો જોઈએ. આ ધર્મ શુદ્ધ પણ છે, નિત્ય પણ છે અને શાશ્વત એવા મોક્ષપદને દેનારો પણ છે. સંસારમાં જીવો દુઃખ રૂપ સાગરમાં ડૂબી ગયેલા છે; એ જીવોના દુઃખને જાણીને, એ જીવોનું દુઃખ છેદાય એ માટે, એટલે કે-સંસારના જીવો દુઃખ રૂપ સાગરના પારને પામી જાય એ માટે, સર્વ જીવોના હિતને કરનારા એવા ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ આવા પ્રકારના ધર્મની પ્રરૂપણા કરી છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસ-

નમાં જેટ-જેટલાં વ્રતોનો ઉપદેશ અપાયો છે, તે સર્વ વ્રતોમાં 'હિંસાવિરમણ' વ્રતની જ પ્રધાનતા છે. સાધુઓનાં પાંચ મહાવ્રતોમાં પણ પહેલું મહાવ્રત 'હિંસાવિરમણ'નું અને દેશવિરતિધર શ્રાવકોનાં પાંચ અણુવ્રતોમાં પણ પહેલું અણુવ્રત 'સ્થૂલ હિંસાવિરમણ' સંબંધી જ છે. બીજાં બધાંય વ્રતો આ વ્રતની રક્ષા, પુષ્ટિ અને વૃદ્ધિને માટે છે. જ્યાં સુધી હિંસાથી વિરામ પામવાનો ભાવ પેદા થાય નહિ, ત્યાં સુધી કોઈ પણ વ્રત સાચા વ્રત તરીકેનું ફળ આપવાને સમર્થ બની શકતું નથી. આવા પ્રકારનો ધર્મોપદેશ આપીને, આવા પ્રકારના ધર્મના માર્ગે જ જગતના જીવોને દોરવાનો અજોડ પુરૂષાર્થ કરનારા ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'સર્વ જીવોના હિતકારી' તરીકે સ્તવાય, તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ.

**મૈત્રી આદિ ચાર ભાવનાઓ :**

ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં ચાર ભાવનાઓનું પ્રતિપાદન પણ કરવામાં આવ્યું છે. એ ચાર ભાવનાઓ છે-મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય. મૈત્રી ભાવના એટલે શું ? परहितचि      મૈત્રી ભાવનામાં રમનારો કોણ કહેવાય ? જે સઘળાય જીવોના હિતની ચિન્તા કરે પણ કોઈનાય અહિતની ચિન્તા કરે નહિ, એને માટે જ એમ કહેવાય કે-એનું મન મૈત્રી ભાવનામાં રમણ કરી રહ્યું છે. મૈત્રી ભાવના પછી પ્રમોદ ભાવના. गुणिषु प्रमोद. । ગુણવાન જીવોને જોઈને અન્તઃકરણ પ્રમોદથી નાચી ઉઠવું જોઈએ. એમાં મારા-તારા કરવાના નહિ, પણ ગુણ તરફ જ

નજર રાખવાની. તમને કોને જોઈને આનંદ થાય? જેમાં તમારો સ્વાર્થ ન હોય, મારાપણું ન હોય, કશો સંબંધ ન હોય અથવા તો તમારા પ્રત્યે એનો સારો ભાવ ન હોય, તો પણ એ ગુણસંપન્ન છે-એમ જો તમને માલૂમ પડી જાય, તો એને જોઈને તમને આનંદ જ થવો જોઈએ. 'મારો માટે સારો'-એ મન્તવ્ય મૂર્ખાઓનું હોય છે અને 'સારો માટે મારો'-એવું મન્તવ્ય વિવેકી જનોનું હોય છે. ત્રીજી ભાવના क्लिष्टेषु कृपापरत्व છે. દીન, દુ:ખી, અનેક દોષોથી પીડાતા જીવોને માટે ભગવાને કેવી ભાવના ભાવવાનું કહ્યું? ભગવાને એવા જીવો પ્રત્યે કરુણાળુ અન્ત:કરણવાળા બનવાનું ફરમાવ્યું છે. ગુણવાનોને જોઈને રાગવાળા બનવું એ ગુણ, પણ દોષવાળાઓને જોઈને રોષવાળા બનવું એ દોષ. દીન, દુ:ખી, દોષિત આદિની પ્રત્યે તો કરુણાશીલ જ બનાય; અને કરુણાશીલ બનીને એ જીવોના દુ:ખના તથા દોષના નિવારણને માટે યોગ્ય પ્રયત્નો થાય. દોષાદિકના નિવારણને માટે કરુણાશીલ બનીને યોગ્ય પ્રયત્નો કરવામાં આવે, તો પણ કેટલાક જીવો એવા જ હોય છે કે-એ જીવો દોષમુક્ત બની શકે જ નહિ એવા જીવો અપ્રતીકાર્ય દોષવાળા કહેવાય છે. એવા જીવો પ્રત્યે પણ રોષવાળા બનવાની ભગવાને મનાઈ કરી છે. ભગવાને તો એવા જીવો પ્રત્યે 'माध्यस्थ्यमावः' માધ્યસ્થ્ય ભાવને ધારણ કરવાનું ફરમાવ્યું છે. જે ભગવાને આવી મૈત્રી આદિ ચાર ભાવનાઓથી ભરપૂર અન્ત:કરણવાળા બનવાનું ઉપદેશ્યું છે, તે ભગવાનને 'સાર્વીય' તરીકે સ્તવવામાં આવે, તે તદ્દન વ્યાજબી જ ગણાય.

**ભગવાનના સાર્વીયપણા અંગે-**
**-શંકા અને સમાધાનના રૂપમાં કેટલીક વિચારણા :**

હવે અહીં કોઈ કહેશે કે-

" ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ તમે કહો છો તેવી સર્વ જીવોને શાસનરસિક બનાવવાની ભાવના ભાવી હશે-એની ના નથી અને તમે કહો છો તેમ એ પરમ પુરુષોએ હિંસાવિરમણ આદિનો તથા મૈત્રી આદિ ભાવનાઓને ભાવવાનો ઉપદેશ આપ્યો હશે-એની પણ ના નથી; પણ એથી કાંઈ જગતના સઘળાય જીવોનું દારિદ્ય ફીટી ગયું નથી. જગતના બધાય જીવોને કાંઈ ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ કેવી ભાવના ભાવી હતી તેની ખબર નથી તેમજ બધા જીવોએ એ તારકોના ઉપદેશને સાંભળ્યો છે એમ પણ નથી. જગતના જીવોની સંખ્યાના હિસાબે કશી જ ગણતરીમાં ન આવી શકે, એટલી સંખ્યા ભગવાન શ્રી જિનેશ્વરદેવોના ઉપદેશનું શ્રવણ કરનારાઓની હશે. એમાં પણ, જેટલા જેટલા જીવોએ એ મહાભાગોના ઉપદેશને સાંભળ્યો, તે બધા જ જીવોએ એ ઉપદેશને પોતાના જીવનમાં ઊતાર્યો નથી. જે જીવોએ એ ઉપદેશને પોતાના જીવનમાં ઊતાર્યો છે, એ જીવોમાં પણ એ ઉપદેશને પરિપૂર્ણપણે પોતાના જીવનમાં ઊતારનારા થોડા. આ હકીકત તમને કબૂલ હોવા છતાં પણ, તમે ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'સાર્વીય' તરીકે સ્તવો, એ કેમ ઘટી શકે ? જો ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ભાવનાથી, તેઓશ્રીના ઉપદેશથી અથવા તો તેઓશ્રીના પરિશ્રમથી જગતના સર્વ જીવો મોક્ષને પામ્યા હોત, તો તો તેઓને 'સાર્વીય' તરીકે સ્તવવા એ બરાબર છે."

આવા પ્રકારનો પ્રશ્ન, વસ્તુની સ્પષ્ટતા કરાવવાને માટે પણ કોઈ પૂછી શકે. કહેવાની વાતને બરાબર સમજી લેવાને માટે પણ કોઈ આવા પ્રકારનો પ્રશ્ન પૂછી શકે. અને 'સાર્વીય'

વિશેષણ પ્રત્યે અશ્રદ્ધા વ્યક્ત કરવાને માટે પણ કોઈ આવા પ્રકારનો પ્રશ્ન પૂછે એ સંભવિત છે પહેલો વિચાર તો એ કરવા લાયક છે કે–પ્રશ્નમા કહેવાયુ છે તેમ જો સર્વ જીવો મુક્તિને જ પામી ગયા હોતે, તો તો ભગવાન શ્રી જિનેશ્વર દેવોને 'સાર્વીય' તરીકે સ્તવનાર પણ કોઈ રહેત નહિ અને કોઈને ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સ્તવવાની જરૂર પણ રહેત નહિ ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ, સર્વ જીવો મોક્ષને પામે–એવા પ્રકારની ભાવના ભાવી અને એ તારકોએ મોક્ષમાર્ગનો ઉપદેશ પણ આપ્યો, તે છતાય જગતના સઘળા જીવો મુક્તિને પામ્યા નથી, એ વાત તો ચોક્કસ જ છે, પરન્તુ 'જગતના સઘળા જીવો મુક્તિને પામ્યા નથી, તેમા ખામી કોની? ભગવાન શ્રી જિનેશ્વરદેવોની કે જગતના જીવોની?' એ વાત વિચારવી જોઈએ ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ જગતના જીવોને તારવાને માટે પોતાનાથી શક્ય એટલું બધુ જ કરી લીધુ છે એક ઘોડાને પ્રતિબોધ પમાડવાને માટે ભગવાન શ્રી મુનિસુવ્રતસ્વામીજીએ એક રાતમા ૨૪૦ કોશનો વિહાર કર્યો હતો અને એ જીવને પ્રતિબોધ પમાડ્યો હતો ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ એક ખેડુતના જીવને પ્રતિબોધ પમાડવાને માટે, પોતાના પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામીજીને, એ ખેડુત જ્યાં હળ લઈને ખેડતો હતો ત્યા મોકલ્યા હતા આવા તો અનેક ઉદાહરણો ભગવાન શ્રી જિનેશ્વરદેવોના ચરિત્રોમાથી મળી આવે છે કેવળજ્ઞાનને પામીને તીર્થની સ્થાપના કર્યા બાદ, ભગવાન શ્રી જિનેશ્વરદેવો, પોતાના નિર્વાણ પર્યન્ત એક પણ દિવસનો ખાડો પાડ્યા સિવાય, રોજ બે

પ્રહર પોતે ધર્મદેશના દે છે અને રોજ એક પ્રહર એ તારકોના ગણધર દેશના દે છે. દિવસના ચાર પ્રહર; તેમાં પહેલા પ્રહરમાં ભગવાન પોતે દેશના દે; ભગવાન દેશના દઈને વિરામ પામે, એટલે બીજા પ્રહરમાં ગણધરભગવાન દેશના દે છે; અને જ્યાં ત્રીજો પ્રહર પૂરો થાય, એટલે ચોથા પ્રહરમાં ભગવાન પોતે દેશના દે. દિવસનો માત્ર ત્રીજો પ્રહર જ દેશના વિનાનો ખાલી ! ભગવાન શ્રી જિનેશ્વરદેવોની દેશના સાંભળનારા જીવોમાં પણ, કેટલાક જીવો એવા હોય છે, કે જેમને ભગવાને કહેલો ધર્મ રૂચે નહિ. જેમ મગમાં કોરડું હોય છે ને ? મગ થોડી વારમાં ચઢી જાય અને કોરડું તપેલીમાંનું બધુંય પાણી બળી જાય અથવા તો ચુલાનો અગ્નિ બુઝાઈ જાય, તો પણ ચઢે નહિ. અગ્નિમાં અને પાણીમાં મગને ચઢાવવાની તાકાત છે, પણ કોરડું એનાથી ચઢે જ નહિ. ત્યાં શું કહેવાય ? અગ્નિમાં અને પાણીમાં તાકાતની ખામી છે–એમ ન કહેવાય, પરન્તુ કોરડુંની જાત નાલાયક છે, એમ કહેવાય. વળી દર્દોમાં કેટલાંક દર્દો જેમ સાધ્ય હોય છે, તેમ અસાધ્ય પણ હોય છે. સાધ્ય દર્દોમાં પણ કેટલાંક દર્દો એવાં જ હોય છે, કે જે કાલક્ષેપની અનિવાર્ય અપેક્ષા રાખતાં હોય. દર્દ સાધ્ય હોય, પણ જ્યાં સુધી કાળ પાકે નહિ, ત્યાં સુધી એ દર્દ અસાધ્ય જેવું જ ગણાય. આવી જ રીતિએ, જગતમાં જેટલા જીવો છે, તે બધા જ જીવોમાં મોક્ષને પામવાની લાયકાત હોતી નથી. જગતમાં એવા પણ ઘણા જીવો છે કે–જે જીવોમાં મોક્ષને પામવાની લાયકાત નથી. જે જીવોમાં મોક્ષને પામવાની લાયકાત છે, તે જીવોમાં પણ ઘણા જીવો એવા છે,

કે જેમની ભવિતવ્યતા કાળ આદિ પાકેલ ન હોય. જેમ રોગને મટાડવાનું અચૂક સામર્થ્ય ધરાવનારા ધન્વન્તરી વૈદ્યો જે દર્દિઓનાં દર્દો સ્વભાવથી જ અસાધ્ય હોય છે, તે દર્દિઓનાં દર્દોને મટાડી શકતા નથી તેમજ જે દર્દિઓનાં દર્દો સાધ્ય હોવા છતાં પણ ટાઈફોઇડ આદિની જેમ કાળક્ષેપની જ અપેક્ષા રાખનારાં હોય છે, તે દર્દોને તેનો કાળ પાકયા પહેલાં મટાડી શકતા નથી, તેમ, ભગવાન શ્રી જિનેશ્વરદેવો ઘણો ઘણો પરિશ્રમ કરે છે, શકય એટલો પરિશ્રમ કરે છે, તે છતાં પણ અસાધ્ય દર્દવાળાઓની જેવા અભવ્ય જીવો કદી પણ મોક્ષને પામી શકતા નથી અને સાધ્ય દર્દવાળા હોવા છતાં પણ કાળક્ષેપની અપેક્ષાવાળા દર્દિઓના જેવા દુર્ભવ્યો તથા ગુરૂકર્મી આદિ ભવ્યો પણ તત્કાળ મોક્ષને પામી શકતા નથી ભગવાન શ્રી જિનેશ્વરદેવો જે ભાવના ભાવે છે અને જે ઉપદેશ આપે છે, તેને જોતા કોઈ પણ ડાહ્યા માણસને એમ કહેવું પડે કે–'જો મોક્ષ એ એવી વસ્તુ હોત કે–કોઈની આપી કોઈ લઈ શકે, તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો કોઇને પણ સંસારમાં રહેવા દે એવા હતા જ નહિ ' પરન્તુ મોક્ષ એવી ચીજ જ નથી કે–એકની આપી બીજાથી લઈ શકાય. એ તો નિજ નિજના પુરૂષાર્થથી જ સાધ્ય તત્ત્વ છે જે જીવ પોતે જ પુરૂષાર્થ કરે નહિ, તે જીવ કદી પણ પારકા પુરૂષાર્થ માત્રથી મોક્ષને પામી શકે નહિ બીજાઓ તો મોક્ષ પુરૂષાર્થને સાધવાનો ઉપાય બતાવી શકે અને એને એની સાધનામાં જરૂરી હોય તો બાહ્ય અનુકૂળતાઓ કરી આપી શકે, પણ પોતાના આત્માને શુદ્ધ તો આત્માએ પોતે જ

બનાવવો પડે. અમે મહેનત કરીએ, એટલા માત્રથી તમારો આત્મા શુદ્ધ બની જાય નહિ. અમારી મહેનત માત્રથી જો તમારો આત્મા શુદ્ધ બની શકતો હોત, તો અમે તમને આમ વિષય અને કષાયની આધીનતામા પડેલા, સંસારના સુખ પાછળ ગાગલ બનેલા રહેવા દેત ખરા ? નહિ જ. આ પ્રત્યક્ષ ઉદાહરણ છે અમે તમને આત્મશુદ્ધિનો, સંયમશીલ બનવાનો કેટકેટલો ઉપદેશ આપીએ છીએ ? રોજની રોજ એ વાત જ થાય છે ને ? છતાં તમે હજુ સંયમી બન્યા નથી, તેનું કારણ શું ? એમાં અમારો એકલાનો પુરૂષાર્થ કામ લાગે જ નહિ, તમારો પુરૂષાર્થ પણ જોઈએ જ. ઉપદેશના શ્રવણ આદિથી તમારામાંના જે જે જીવો થોડા કે વધારે પ્રમાણમા અન્તઃકરણની શુદ્ધતાવાળા બને છે અગર તો સંયમની ભાવનાવાળા બનીને સંપૂર્ણ સંયમને પામવાને માટે યથાશક્ય સંયમને આદરે છે, તે પણ શાથી ? એમાં કેવળ અમારા પુરૂષાર્થનો જ પ્રભાવ નથી. અમારો ઉપદેશ, પરિચય, એ વગેરે નિમિત્ત ખરૂં, પણ એમાં એમનો આત્મા જાગ્યો અને પુરૂષાર્થને સેવનારો બન્યો, માટે જ એ જીવોને માટે એટલું પણ સારું પરિણામ આવ્યું ! પોતાના આત્માને શુદ્ધ બનાવવાની ભાવના જાગે, પોતાના આત્માને શુદ્ધ બનાવવાના સાચા ઉપાયની શ્રદ્ધા થાય અને આત્મા એ ઉપાયને સેવવાનો પુરૂષાર્થ પણ કરવા માંડે, તે પછીય આત્મા સંપૂર્ણપણે શુદ્ધ બનવો, એ સહેલું નથી. આત્માને શુદ્ધ બનાવવાને માટે, આત્માને વળગેલા કર્મોની નિર્જરા સાધવી પડે છે અને પોતાનાં કર્મોની નિર્જરાને સાધવાને માટે ઉદ્-

મશીલ બનેલા આત્માને હંફાવવાનો, પાછા પાડવાનો, એના પુરૂષાર્થને જોરદાર નહિ બનવા દેવાનો પ્રયત્ન પણ એનાં પોતાનાં જ કર્મો કરે છે. કર્મો તો જડ છે. એને કાંઈ વિચાર આદિ નથી, પણ એનો ઉદય બહુ ભયંકર હોય છે. કર્મના ઉદયે ચૌદે ચૌદ પૂર્વોના ધણી આત્માઓને પણ પટકી દીધા અને છેક નરક–નિગોદમાં પહોંચાડી દીધા. અમે પણ હજુ કર્મોના યોગવાળા છીએ; હજુ તો અમારી કર્મોથી છૂટવાની મહેનત ચાલે છે; એ માટે જ અમે આ શ્રી વીતરાગના શાસનના શરણે સંયમ લીધું છે; પણ અમારા આત્માની પરમ શુદ્ધિ તો ક્યારે થશે, એ જ્ઞાની જ કહી શકે. આપણે તો એટલું કહી શકીએ કે–હવે માર્ગે ચઢયા છીએ. માર્ગની સાચી પિછાન થઈ ગઈ છે, એટલે વહેલા કે મોડા પણ આપણે મોક્ષને જરૂર પામવાના! એટલે વસ્તુસ્થિતિ જ એવી છે કે–મોક્ષને તે જ જીવો પામી શકે છે, કે જે જીવો પોતે જ મોક્ષના અભિલાષી બને છે, મોક્ષના સાચા ઉપાયને જાણીને તેના ઉપર શ્રદ્ધાવાળા બને છે અને તે પછી એ ઉપાયને સેવવાનો પુરૂષાર્થ કરતે કરતે પોતાના આત્માના પરમ શુદ્ધ સ્વરૂપને પ્રગટાવી શકે છે! કુદરતી રીતિએ, સ્વભાવિક રીતિએ વસ્તુસ્થિતિ આવી જ છે. એટલે 'ભગવાન શ્રી જિનેશ્વરદેવોની જો ભાવના હતી કે–જગતના સર્વ જીવો મુક્તિને પામે, તો એ તારકોએ જગતના સઘળા જીવોને મોક્ષે પહોંચાડી દીધા કેમ નહિ?'–એ પ્રશ્ન જ અસ્થાને છે. કુદરતના કાનુનની સામે પ્રશ્ન હોઈ શકે નહિ. એ પ્રશ્ન ટકી શકે નહિ. સર્વ શક્તિમાન પણ અગ્નિને શીતલતાવાળો બનાવી શકે?

નહિ જ. અગ્નિને ઠારી શકાય, અગ્નિ રૂપે મિટાવી શકાય, પણ અગ્નિને શીતલતાવાળો બનાવી શકાય જ નહિ. જડમાં કોઈ ચેતનતા લાવી શકે ? નહિ જ. આવડતવાળો, કારીગરીવાળો, સામર્થ્યવાળો, જડનાં અનેક રૂપકો બનાવી શકે; ચેતનની પાસેથી લઈ શકાય તે કરતાંય જડની પાસેથી વધારે કામ લઇ શકે; કળથી હાલતાં, ચાલતાં ને અવાજ કરતાં પુતળાં વગેરે બનાવી શકે; પણ કોઈ એવો સમર્થ થયો નથી, છે પણ નહિ અને થવાનો પણ નથી, કે જે જડને ચેતનવાળું બનાવી શકે. એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની ભાવના તો એ જ કે–જગતના સઘળાય જીવો મુક્તિને પામે, પરન્તુ એ તારકોના યોગથી પણ તે જ જીવો મુક્તિને પામી શકે, કે જે જીવોમાં મુક્તિને પામવાની સ્વાભાવિક યોગ્યતા હોય અને તે ઉપરાન્ત તેમની ભવિતવ્યતા આદિની અનુકૂળતા થવા પામી હોય ! ભગવાન શ્રી જિનેશ્વરદેવોના ઉપદેશથી પણ આવા લાયક જીવો જ, પોતાના આત્માને પરમ શુદ્ધ બનાવવાનો પ્રયત્ન કરી શકે છે. એ જીવો પણ મોક્ષને પામે છે, તે પોતાના પુરૂષાર્થના જ બળે. ત્યારે ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો એ જીવો ઉપર ઉપકાર કેટલો ? સાચો મોક્ષમાર્ગ દર્શાવ્યો, એ જ એ જીવો ઉપર ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો પરમ ઉપકાર !

કોઈ કહેશે કે–

"ભગવાને માત્ર મોક્ષનો માર્ગ જ દર્શાવ્યો છે, ભગવાન મોક્ષ તો આપતા નથી, તો પછી એમને તારક કેમ કહેવાય?"

પણ કૃતજ્ઞ આત્માઓ તો એમ જ કહે. વ્યવહારમાં

પણ એમ જ બોલાય છે. ધારો કે–તમે રસ્તામાં ભૂલા પડી ગયા. રસ્તા ઘણા હોય અને કયો રસ્તો કયાં જાય છે, તેની તમને કશી માહિતી જ ન હોય; તો તમારે ઘેર પહોંચવાને માટે અથવા તો તમારે જે સ્થાને જવું હોય તે સ્થાને પહોંચવાને માટે કોઈની સહાય લેવી પડે ને? તમારે જ્યાં જવું હોય, ત્યાં પહોંચવાનો રસ્તો કયો છે, એ તમારે કોઈ રસ્તાના જાણકારને પૂછવું પડે ને? એવા વખતે તમને કોઈ મળી જાય અને તમારે જ્યાં પહોંચવું હોય ત્યાં પહોંચવાના સીધા રસ્તે તમને ચઢાવી દે, તો તમે તમારા ઇચ્છિત સ્થાને પહોંચ્યા બાદ શું કહો છો? 'હું તો ભૂલો પડી ગયો હતો, પણ એક સારો માણસ મને મળી ગયો અને એણે મને અહીં પહોંચાડયો. મને જો એવો કોઈ માણસ ન મળ્યો હોત, તો હું રવડી મરત!'–આવું તમે બોલો છો ને? હા, તો કેમ એવું બોલો છો? તમે ચાલ્યા તો તમારા પગે. તમે જો ચાલ્યા ન હોત તો તમારે ઘરે અથવા તો તમારે જ્યાં પહોંચવું હતું ત્યાં તમે પહોંચી શકત નહિ. તે છતાં પણ તમે એમ જ કહો છો કે–'મને અમુક માણસે અહીં પહોંચાડયો!' કારણ કે–તમે જે વખતે ભૂલા પડી ગયા હતા, તે વખતે પણ તમારી ચાલવાની ક્રિયા તો ચાલુ જ હતી; ચાલવાની તમારી ક્રિયા ચાલુ હોવા છતાં પણ, તમે તમારા ઇચ્છિત સ્થાન તરફ જઈ રહ્યા નહોતા, પણ તમારી ચાલવાની ક્રિયા જ તમને તમારા ઇચ્છિત સ્થાનથી દૂર ને દૂર લઈ જતી હતી; જો તમને પેલો સારો માણસ ન મળ્યો હોત અને એણે તમને તમારા ઇચ્છિત સ્થાને પહોંચવાનો માર્ગ બતાવ્યો ન હોત, તો તમે ઘણું

ઘણું ચાલવા છતાં પણ, તમારા ઈચ્છિત સ્થાને પહોંચ્યા ન હોત અને ચાલી ચાલીને લોથ થઈ ગયા હોત તથા રવડી મર્યા હોત! તમને આવી સમજ હોય છે, માટે તમે કહો છો કે- 'જો કે-ચાલ્યો તો હું જ છું', પણ મને અહીં પહોંચાડનાર એ માણસ જ છે!' આવી જ રીતિએ, તમે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના મોક્ષમાર્ગને દર્શાવવા રૂપ ઉપકારને માટે વિચાર કરો, તો તમારે પણ કહેવું પડે કે-'જે જીવો મોક્ષને પામે છે, તે જીવોને મોક્ષે પહોંચાડનારા, એ જીવોને તારનારા ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ છે!' સંસાર એ તો મહા અટવી છે. જગતની ભયંકરમાં ભયંકર અટવી પણ એની તોલે આવી શકે નહિ, એવી એ મહા ભયંકર અટવી છે. જગતના જીવો એ અટવીમાં ભૂલા પડી ગયા છે, ફસાઈ ગયા છે. એમના દુઃખનો પાર નથી. સંસારમાં સુખ વસ્તુતઃ તો છે જ નહિ અને જે સુખ સંસારમાં છે તે પણ વખાણવા જેવું નથી. દાંત વગરના બહુ ભૂખ્યાને સુક્કો રોટલો લુખ્ખો પણ મળી જાય, તોય તેને તેમાં આનંદ આવે છે. રોટલો લુખ્ખોય છે અને સુક્કો પણ છે, એટલે ચાવતાં પીડા, મોંઢામાં ગમ-રાવતાં પીડા, ગળે ઉતારતાં પીડા અને પચાવતા પણ પીડા, છતાં બહુ ભૂખ્યાને એવો રોટલો ખાતાં પણ આનંદ આવે છે; તેમ સંસારના જીવો જે સુખનો અનુભવ કરે છે, તે આવા પ્રકારનું છે. ભૂખ વિના ખાવાનું સુખ ભોગવી શકાય નહિ. તરસ વિના પીવાનું સુખ ભોગવી શકાય નહિ. ઉત્તેજના થયા વિના વિષયસુખ ભોગવી શકાય નહિ. એમ સંસારનું તમે માનેલું એકે એક સુખ એવું છે કે-એ સુખનો જો તમારે

સુખ તરીકે અનુભવ કરવો હોય, તો તે પહેલાં તમારે દુઃખનો અનુભવ કરવો જોઈએ. સંસારના સુખમાં જેમ પહેલાં દુઃખની ફરજિયાત જરૂર પડે છે, તેમ સંસારના સુખનો ભોગવટો પણ દુઃખ ભોગવતે ભોગવતે જ થાય છે. હાથ બગડે, મોંઢું બગડે અને શ્રમ પડે, તો જ સંસારના સુખનો ભોગવટો કરી શકાય ને? સંસારના સુખના ભોગવટાને પરિણામે પણ શું? દુઃખ જ ને? સંસારના સુખના ભોગવટાથી પાપ બંધાય અને એ પાપનો ઉદય થાય ત્યારે દુઃખ ભોગવવું પડે-એ તો ખરૂં જ, પણ એ સિવાયનું દુઃખેય ખરૂં કે નહિ? પરિગ્રહમાં અને શરીરબળ આદિમાં ઉણપ આવ્યા વિના રહે ખરી? આવા પૂર્વે દુઃખવાળા, ભોગવતાં દુઃખ દેનારા અને પરિણામે પણ દુઃખ દેનારા સુખને માટેય જગતના ઘણા જીવોને તો ફાં-ફાં જ માર્યા કરવાં પડે છે. ઘણા તો આશામાં ને આશામાં જ રીબાયા કરે છે. આવા દુઃખમાં જ રીબાતા જીવોને પોતાને જે સુખ જોઇએ છે, તે કયી અવસ્થામાં છે અને એ અવસ્થા કેમ પ્રાપ્ત થાય-એની ખબર નથી, કેમ કે-સંસાર એ મહા અટવી છે. એમાં જીવો અટવાયા જ કરે છે. સંસારના જીવોને દુઃખ જોઈતું નથી ને સુખ જોઇએ છે, એ નક્કી બીના છે. જે સુખ જોઇએ છે, તે પણ દુઃખના અંશોથી રહિત જોઇએ છે, પૂરેપૂરૂં જોઇએ છે અને મળ્યા પછી કદી પણ ચાલ્યું ન જાય-એવું જોઇએ છે. જગતના જીવોની દુઃખમય અવસ્થાને અને એમની સુખની અભિલાષાને જાણીને, ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ શું કહ્યું? એ તારકોએ જોયું કે-દુઃખથી સર્વથા રહિત, સંપૂર્ણ સુખવાળી અને શાશ્વતકાલીન કોઈ અવસ્થા

હોય, તો તે એક મુક્તાવસ્થા જ છે; એટલે એ મહાભાગોએ જગતના જીવોને પોતપોતાની મુક્તાવસ્થાને પ્રગટ કરવાનો ઉપદેશ આપ્યો તેમ જ મુક્તાવસ્થાને પ્રગટ કરવાનો ઉપાય શો છે, એ ઉપાયના કેવા સેવનથી મુક્તાવસ્થાની પ્રાપ્તિ થાય, તે પણ દર્શાવ્યું. મુક્તાવસ્થાને પામવાનો ઉપાય દર્શાવતાં, એ પરમ પુરુષોએ એ પણ લક્ષ્ય રાખ્યું કે–મુક્તિની અભિલાષાવાળો અને મુક્તિમાર્ગની શ્રદ્ધાવાળો અસમર્થમાં અસમર્થ જીવ હોય, તો પણ તે કાંઇક ને કાંઇક અંશેય મુક્તિમાર્ગની આરાધના કરી શકે. નગરમાં ભૂલા પડેલાને અગર તો અટવીમાં ભૂલા પડેલાને પોતાને કયા સ્થાને પહોંચવું છે–તેનું ભાન હોય છે; જ્યારે સંસારના જીવોને તો એટલુંય ભાન નહિ કે–મારે મોક્ષે પહોંચવું છે. આથી ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ તો જગતના જીવોમાં મોક્ષની ઇચ્છા પ્રગટાવવાનું કાર્ય પણ કર્યું અને મોક્ષનો ઉપાય–મોક્ષે પહોંચવાનો સીધો માર્ગ પણ દર્શાવ્યો; એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવો જગતના જીવોના તારક છે–મોક્ષના દાતા છે, એમ પણ જરૂર કહી શકાય.

આટલું સમજવા છતાં પણ, કદાચ કોઈ એમ કહે કે–

"તમે કહો છો તે બધુંય કબૂલ; ભગવાને કોઈનુય અહિત કર્યું નથી, એ કબૂલ; એમની ભાવના સૌના હિતની હતી, એ પણ કબૂલ; એ તારકોના ઉપદેશથી જેઓ મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે, એ બધા જીવોનું એ પરમ પુરુષોએ જ હિત કર્યું છે, એ વાત પણ કબૂલ; પરન્તુ તમે તો એમને 'સર્વ જીવોના હિતને કરનારા' તરીકે સ્તવો છો, એટલે તમારે એ તો બતાવવું જોઈએ ને કે–એમણે જગતના સઘળાય જીવોનું કયું હિત કર્યું ?"

આવી શંકાનું પણ વ્યાજબી સમાધાન કરી શકાય તેમ છે. મોક્ષમાર્ગની સ્વતન્ત્રપણે પ્રરૂપણા ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ કરે છે. જ્યારે જ્યારે જે જે ક્ષેત્રોમાં કોઈ પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવનું શાસન વિદ્યમાન હોતું નથી, ત્યારે ત્યારે તે તે ક્ષેત્રમાંનો કોઈ પણ જીવ મોક્ષને પામી શકતો નથી અથવા તો મોક્ષને અને મોક્ષના ઉપાયને જાણી શકતો પણ નથી. આથી એ વાત તો સિદ્ધ જ છે કે-જે કોઈ જીવો મોક્ષને પામ્યા છે, મોક્ષને પામે છે અને મોક્ષને પામશે, તેમાં નિમિત્ત તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ હતા, છે અને રહેશે. હવે તમે એ વાતનો વિચાર કરો કે-કોઈ પણ જીવ મોક્ષને પામે, એથી જગતમાં એની શી અસર થાય ? કોઈ પણ જીવ મોક્ષને પામે, એથી જગતના જીવોને લાભ થાય, હાનિ થાય કે લાભ-હાનિ કાંઈ પણ ન થાય ? ત્યાં તમારે કહેવું જ પડશે કે-કોઈ પણ જીવ મોક્ષને પામે, એથી જગતના જીવોને હાનિ કશી જ થાય નહિ અને લાભ અવશ્ય થાય. કોઈ પણ જીવ મોક્ષને પામે, એટલે એ જીવ જગતના જીવોને મોક્ષને પામવાની પ્રેરણા આપનારો બને છે. શ્રી નવકાર મંત્રમાં બીજું પદ કયું છે ? **नमो सिद्धाणं।** એટલે કે-શ્રી સિદ્ધ ભગવાનોને મારો નમસ્કાર હો ! શ્રી અરિહંત ભગવાનોને અને આચાર્યો, ઉપાધ્યાયો તથા સાધુઓને નમસ્કાર કરવો, એમાં તો એ પુણ્યપુરુષો પ્રત્યક્ષપણે ઉપકારી છે એમેય કહી શકાય, પણ શ્રી સિદ્ધ ભગવાનોને માટે શું કહી શકાય ? કહેવું જ પડે કે-જો એ પદ ન હોત, તો શ્રી અરિહંત ભગવાનોનો ઉપદેશ પણ નાકામિયાબ નીવડત. ફળના આધારે

જ વૃક્ષની કિંમત અંકાય છે. આંબાનું વૃક્ષ સારું કેમ? એના ઉપર કેરી ઉત્પન્ન થાય છે માટે! તેમ શ્રી અરિહંત ભગવાન આદિના ઉપદેશાદિની કિંમત સિદ્ધિપદની પ્રાપ્તિ રૂપ ફળને આધારે છે. શ્રી સિદ્ધ ભગવાનોનું અસ્તિત્વ જગતના જીવોને અવિનાશી પદને-મોક્ષપદને પામવાની પ્રેરણા આપનારૂં નીવડે છે; અને એ ઉપકાર પણ વાસ્તવિક રીતિએ તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો જ છે! પણ અહીં આપણે આટલો જ વિચાર કરીને અટકવાનું નથી, કેમ કે-જગતના સઘળાય જીવો કાંઈ અવિનાશી પદને પામવાની પ્રેરણાને પામતા નથી. પછી ભલે ને તે તેમની પોતાની જ ખામીને અંગે એવી પ્રેરણાને પામતા ન હોય! આપણું તો એમ કહેવું છે કે-એક પણ જીવ મોક્ષને પામે, તો એથી જગતના સઘળાય જીવોનું હિત અવશ્ય સધાય છે, કારણ કે-જે જીવ મોક્ષને પામે છે, તે જીવ પોતાના તરફથી તો અવશ્યમેવ જગતના સઘળાય જીવોને અભયનું દાન કરે છે! ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા મોક્ષમાર્ગની આરાધનામાં એકાન્તે એકતાન બની ગયેલા જીવોને છોડીને, આ જગતમાં બીજા કોઈ જીવો એવા છે ખરા, જે જીવોમાં અન્ય જીવોની હિંસા કરવાની શક્તિ હોય અને પોતાના સ્વાર્થ આદિ માટે અન્ય જીવોની હિંસા કરવાની તેમને જરૂર લાગતી હોય, તે છતાં પણ કોઈ જ જીવની હિંસા ન કરતા હોય? જગતમાં 'હિંસાનું તો સામ્રાજ્ય વ્યાપી રહેલું છે. તમે તમારો જ વિચાર કરો ને? તમારા યોગે કેટકેટલા પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિકાય આદિ જીવોની વિરાધના થાય છે? ઘરમાં લીલ વગેરે થતાં અથવા રસ્તે લીલ વગેરે

ઉપર પગ આદિ આવી જતાં, અનંતકાયની વિરાધના પણ થાય છે ને ? ઉપયોગશૂન્યતા, મોજમજાહ, દવાઓ આદિને અંગે બેઈન્દ્રિયાદિ જીવોની હિંસા પણ કેટલીક થાય છે ? આમ તમે ૫૦-૧૦૦ વર્ષના આયુષ્યમાં પણ કેટકેટલા જીવોને દુ:ખ દેનારા, તેમને પરિતાપ ઉપજાવનારા અને તેમના પ્રાણોને હણનારા બનો છો ? આની કોઈ દિવસ કલ્પના સરખી પણ કરી છે ? તમે જો આની કલ્પના કરો, તોય તમને કંપારી આવે અને 'ગૃહવાસ, એ કેવો પાપમૂલક છે' એનું ભાન થાય-તેમ જ સંયમી બનવાનું તાન જાગે આ તો એક નાની શી જીંદગીની વાત કરી, પણ આ સંસારમા જીવ માત્રનું અસ્તિત્વ અનાદિકાલથી છે. અનાદિકાલથી સંસારમાં જીવ માત્રનું અસ્તિત્વ છે, એટલે જે જીવ મુક્તિને પામ્યો તે જીવે પણ સંસારમા તો અનન્તાનન્ત કાળ વીતાવ્યો ને ? એટલા કાળમાં એ જીવે કયા કયા જીવને પરિતાપ આદિ નહિ ઉપજાવેલ હોય ? અને જો એ જીવ મુક્તિને પામ્યો ન હોત, તો જગતમાં એનું અસ્તિત્વ જગતના સઘળાય જીવોને કાળે કાળે પણ પરિતાપ આદિને ઉપજાવનારૂં નીવડયા વિના રહેત ખરૂં ? કહેવું જ પડશે કે-નહિ જ. આથી સિદ્ધ થાય છે કે-જે જીવ મુક્તિને પામ્યો, તેના તરફથી સુસંભવિત એવા દુઃખમાથી જગતના સઘળાય જીવો ઉગરી ગયા જીવોનું અસ્તિત્વ ચૌદ રાજલોકમાં છે એટલે જ એમ કહેવાય છે કે-જે જીવ મુક્તિને પામ્યો, તે જીવ ચૌદ રાજલોકના જીવોને અભયનો દાતા બન્યો. સંસારવર્તી જીવ કોઈ પણ જીવની વિરાધના થવા પામે નહિ-એની પૂરેપૂરી કાળજી રાખતો હોય અને એવા

જ પ્રકારે એ સંયમશીલપણે વર્તતો હોય, તો પણ એના શરીરના યોગને પામીને કાંઈ નહિ તો છેવટે વાયુકાયના જીવો પણ હણાય એ સંભવિત છે. જો કે-કોઈ પણ જીવની વિરાધના થવા પામે નહિ-એની એના મનમાં પૂરેપૂરી કાળજી છે અને એ માટે એ કેવળ સંયમશીલપણે જ વર્તે છે, એટલે એને એ પ્રકારે થતી હિંસાનો દોષ લાગતો નથી અગર તો એ હિંસા એણે કરી એમ પણ કહેવાય નહિ; પરન્તુ વાત તો એ વિચારવાની છે કે-એવો પણ જીવ જ્યાં સુધી દેહધારી હોય છે, ત્યાં સુધી એના દેહથી કાંઈ પણ વિરાધના નીપજવાનો સંભવ છે, જ્યારે જે જીવ મોક્ષને પામ્યો, તે જીવથી તો કોઈ પણ કાળે કોઈ પણ જીવની વિરાધના સીધી રીતિએ કે પરંપરાએ પણ થવાનો અવકાશ જ રહેતો નથી. આમ એક જીવ પણ મોક્ષને પામે, તો પણ જગતના જીવ માત્રનું હિત જ સધાય છે. તો પછી, એક એક ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં પણ સંખ્યાબંધ જીવો મોક્ષને પામે છે. એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવો તો જગતના જીવોનું-જગતના જીવ માત્રનું, બીજો કોઈ પણ જીવ કદી ન પણ સાધી શકે એવું હિત સાધનારા હોય જ છે. આથી એ તારકોને 'સાર્વીય' એવું વિશેષણ બરાબર ઘટી શકે છે.

**શુદ્ધિનો રાગ અને અશુદ્ધિનો ત્યાગ કરો :**

સર્વને માટે હિતકર હોય, તે જ સાચા પ્રભુ છે. ભક્તનું ભલું કરે અને અભક્તનું બૂરૂં કરે, દેવોને ખુશ કરે અને દૈત્યોનો નાશ કરે, એને પ્રભુ ન કહેવાય. પ્રભુ ભલું જ કરે;

કોઈનું પણ ભૂંડું કરે નહિ. પ્રભુ તો તારનારા જ હોય; મારનારા હોય જ નહિ. આવા શુદ્ધ પ્રભુને સેવનારથી શુદ્ધિ દૂર રહી શકે નહિ. આવા પ્રભુના નામથી જેનું તન રોમાંચિત થઈ જાય, નયનો વિકસિત થઈ જાય, દિલ ભક્તિના ભાવથી ભરપૂર બની જાય અને એથી જેને આવા પ્રભુના ગુણોને ગાવાનું મન થઈ જાય, તે એક દિવસ ચોક્કસ વીતરાગ થશે. એટલે પ્રભુનું સર્વ કાંઈ જગતના જીવોને માટે હિતકારી જ છે. એકનું ભલું કરવું અને બીજાનું બૂરૂં કરવું—એમાં તો રાગ અને દ્વેષ છે. આપણા દેવ તો વીતરાગ છે. વીતરાગ પોતે કાંઈ આપતા નથી, પણ વીતરાગની સેવાનો ભાવ જે સુન્દર ફળ આપી શકે છે, તેવું સુન્દર ફળ બીજું કોઈ જ આપી શકતું નથી. આવા વીતરાગ દેવના ચરણમાં જે લેટી જાય, પોતાના મન—વચન—કાયાના યોગોને સમર્પિત કરી દે, તે પોતાની અશુદ્ધિને જરૂર દૂર કરી શકે. 'હે પ્રભુ! અનાદિ-કાળથી હું રાગ અને રોષમાં ફસેલો છું, કારણ કે—મારો વિવેક આવરાઈ ગયેલો હતો. હવે તું વીતરાગ મળ્યો છે. તારા આલંબને મારે પણ વીતરાગ બનવું છે. મારે તારા જ બનવું છે—તારા જેવા જ બનવું છે, માટે મને બચાવ! બચાવ!!' —આવી હાર્દિક પ્રાર્થના જેના હૃદયમાં પ્રગટે, તે દુર્ગતિદાયક દુર્વ્યસનોથી જરૂર બચી શકશે, સદ્‌ગતિને પામી શકશે અને અન્તે જરૂર તરી જશે! જે શુદ્ધિનો રાગી બને, તેને અશુદ્ધિ તરફ ચીડ આવે; એને અશુદ્ધિને કાઢવાનું અને શુદ્ધિને પેદા કરવાનું મન થાય; એમ કરતાં એ એવો શુદ્ધ બની જાય કે—એને કોઈ ઉપર કે કશા ઉપર રાગ કે રીસ રહે નહિ.

એ માટે આપણે શ્રી વીતરાગના આલંબનની જરૂર છે. તમે સંસારના સંગી છો, પાપોના સંગી છો, વિષયોના રંગી છો, છતાં સાધુઓને વંદન કરો છો ને? શા માટે? એક જ હેતુ જોઈએ કે–અંતરથી તમે મુક્તિના રંગી છો અને તેથી ગુણોના પણ તેવા જ રંગી છો. દુનિયામાં તમને જે જે ચીજો વહાલી છે, તે તમે જેમને નમો છો તેમણે છોડી દીધી છે; તમે પણ એ ચીજોને છોડવાને ઇચ્છો તો છો જ; છોડી શકતા નથી એ વાત અલગ! મુનિઓને નમવામાં ભાવના વિષયવાસનાના લૌલુપ્યને વમવાની હોય કે એને પામવાની હોય? ભાવના તો વમવાની જ જોઈએ અને એ ભાવનાથી નમવામાં આવે, તો જ એ નમસ્કાર કિંમતી છે. ત્યાગીઓને નમસ્કાર ત્યાગ માટે છે. પુણ્યશાલીઓ એટલે કે વિવેક-ગુણને પામેલા પુણ્યવન્તો, સંસારમાં એક ક્ષણ પણ નહિ રહે-વાની ભાવનાવાળા હોય છે. એટલે તેઓ મુનિજનોને દ્વાદ-શાવર્ત્ત આદિ વન્દન કરે છે. પરમાર્હત શ્રી કુમારપાલ મહારાજા, પરમ ઉપકારી–કલિકાલસર્વજ્ઞ–આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજાને હંમેશાં દ્વાદશાવ વન્દન કરતા. અઢાર દેશનો માલિક ત્યાગીને નમે એ માટે કે–ત્યાગ વગર શુદ્ધિ નથી! જ્યાં સુધી રાગ રહે છે, ત્યાં સુધી અશુદ્ધિ રૂપ ડાકણ ... હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ અને ઉમદા માનતા હશો, તો તમે ... એથી તમને અશુદ્ધિ છોડશે ... જેવી લાગ

[illegible]

–ધર્મ ગમવાના નહિ શુદ્ધિનો રાગી જ ત્યાગીને સાચી રીતિએ માની શકે છે. તમારા દેવ–ગુરુ–ધર્મ રાગ કરાવનારા નથી, પણ ત્યાગ કરાવનારા છે એ જે પ્રશસ્ત રાગને કરવાનું કહે છે, તે પણ ત્યાગને માટે કહે છે આવા દેવ–ગુરુ–ધર્મની ઉપાસના રાગ અને રોષથી મુક્ત બનવાને માટે કરો!

**માનવદયાનોય દાટ વાળ્યો :**

જગતના જીવોના હિતને માટે, ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ અહિંસાનો પરમ નાદ ગુંજતો કર્યો. એમાં કોઈ પણ જીવનો ભેદભાવ રાખ્યો નહિ. માણસોને જીવાડવા અને પશુઓનો સંહાર કરવો, એવું એ તારકોએ કહ્યું નથી. પરોપકારની સાચી અને વિશદ ભાવના પ્રગટે, એટલે બીજાને બચાવવાનું મન સહજ રીતિએ થઇ જાય. પછી એ ગુણ સ્વભાવગત બની જાય. એમાં શ્રીમંત કે ગરીબના ભેદને સ્થાન નથી. સર્વ જીવોની રક્ષા કરવાની સુન્દર ભાવનામાં સ્વનો કે પરનો ભેદ હોય નહિ; માનવનો કે પશુનો ભેદ હોય નહિ; એમાં દૂધાળાં કે દૂધ નહિ દેનારાં પ્રાણી–એવો ભેદ હોય નહિ; સમાજને ઉપયોગી કે નિરુપયોગી–એવા ભેદવાળી ભાવનાને એમાં સ્થાન જ ન હોય; ત્યાં તો માત્ર એક જ ભાવના કે–પ્રાણી માત્રની રક્ષા કરવી. પ્રાણી માત્રની રક્ષા કરવાની ભાવના જો તમામ જીવોમાં આવી જાય. તો લૂંટ–ઝૂંટની, ફિટકાર–ધિક્કારની, મારફાડની વૃત્તિ રહે નહિ અને જ્યાં એવી વૃત્તિનો વિલય જ થઈ જાય, પછી એવી પ્રવૃત્તિ તો પ્રગટે જ શાની? એમ થાય તો, આ દુનિયા કેવા ઉચ્ચ જીવનવાળી બની જાય?

માનવો દાનવો ફીટીને દેવ બની જાય. આજે મનુષ્યરક્ષાના મિષે, મનુષ્યજગતની ઉત્ક્રાન્તિના મિષે, લાખ્ખો નિરપરાધી પ્રાણીઓનો ઘાણુ નીકળી રહ્યો છે; તેમના નાશના સંદેશાઓ અપાઈ રહ્યા છે; તેવા કાયદાઓ ઘડાઈ રહ્યા છે! આનું કારણુ શું? એ જ કે–સાચી પરોપકારિતા સમજાઈ નથી; સાચો અહિંસકભાવ આવ્યો નથી! માનવીની જ દયા કરવી, એ સંકુચિત વૃત્તિ છે અને એનું પરિણામ એ આવ્યું કે–વાત આગળ વધીને બીજાની દયાના નાશમાં વૃત્તિ વળી, પ્રવૃત્તિ થઈ, જેથી વસ્તુતઃ માનવ વિવેકી માનવ જ ન રહ્યો, દાનવ થયો, એટલે માનવદયાનો પણુ દાટ જ વળી ગયો!

સુધર્મ અને કુધર્મ:

વિશાળ વૃત્તિથી તમામ પ્રાણીઓની રક્ષામાં સાચો ધર્મ છે. સર્વ પ્રાણીઓનું હિત કરનાર જ સર્વનો ઈશ ગણુાય. દૈત્યોના ને દેવોના, માનવોના ને પશુઓના, નરકના ને સર્વ પ્રાણીઓના જે ઈશ્વિર હોય, તે જ ઈશ્વિર ગણુાય. અમુકના જ ઈશ્વિર, એ વસ્તુતઃ ઈશ્વિર નથી. ઈશ્વિરના ઉત્કૃષ્ટ પુણ્યની એ પણુ બલિહારી છે કે–એ તારકોના દરેકે દરેક કલ્યાણુકે, દુઃખના સાગરમાં ડૂબેલા નારકીઓને પણુ, સુખનો દ્વીપ ક્ષણુ વારને માટે સાંપડે છે, તે ક્ષણે તેમને અનિર્વચનીય સુખ થાય છે. પ્રભુના જન્મદિવસથી જ, અરે, પ્રભુ ગર્ભમાં આવે ત્યારથી જ જગતનું હિત થાય છે–જગતનું હિત થયા કરે છે. પ્રભુની પ્રવૃત્તિ જ સર્વનું હિત કરનારી છે સ્તવનાર કે નિન્દનાર, સર્વના સુખની જ એમની પ્રવૃત્તિ છે. જ્યાં સાચો ધર્મ હોય છે, ત્યાં સર્વ જીવોને સુખ પમાડ-

વાની ઈચ્છા હોય છે. સર્વ જીવો જીવવાને ઈચ્છે છે. મરવાને કોઈ ઈચ્છતું નથી. વિષ્ટામાં રહેલા કીડાની તથા સુરાલયના સ્વામી સુરપતિ ઈન્દ્રની પણ જીવવાની ઈચ્છા સમાન છે. **"सव्वे जीवा वि इच्छन्ति जीविउं न मरिज्जिउं।"** સર્વ જીવો જીવવાને ઈચ્છે છે, પણ કોઈ જીવ મરવાને ઈચ્છતો નથી. આવું ભગવાને અનન્તજ્ઞાનથી જોયું અને ધર્મ પણ એને જ અનુકૂળ કહ્યો. વધારેમાં વધારે દુઃખ પ્રાણવિરહનું છે ધનનો વિરહ, સ્ત્રીનો વિરહ, જીવન ટકે તો સહાય છે, મુશ્કેલીએ પણ એ વિરહો સહાય છે, પણ જીવનના વિરહે શું? કહેવાય છે કે–**"जीवन् भद्राणि पश्यति।"** જીવતો નર ભદ્રા પામશે. મુઆ પછી કાંઈ નહિ મળે 'आप मुए पीछे डूब गई दुनिया'–એ કહેવતમાં રહસ્ય છે. જે મરે તેને માટે આખી દુનિયા મરી જ ગયેલી છે ને? જીવન પ્રથમ રહેવું જોઈએ. દરેકને અધિકમાં અધિક વલ્લભ જીવન છે. સંયમ–ચારિત્ર પણ જીવનને અક્ષય બનાવવાને માટે જ છે. અક્ષય જીવન સંયમની સાધનાથી જ સાંપડે છે અક્ષય જીવન મોક્ષમાં જ છે અને એ મોક્ષ સંયમ સિવાય છે કયાં? આથી જ સંયમીઓના ચરણે ઝૂકતા થવું જોઈએ અને એવા થવાય તો જ સંસારની માયા મૂકતા થવાય. સંસારની માયાને તેઓ જ મૂકી શકયા છે, કે જેઓ સંયમીઓના ચરણે ઝૂકી ચૂકયા છે. સંયમીમાં ત્યાગનું પ્રાધાન્ય છે. જે ગુરુ સંસારનો ત્યાગી ન હોય તે કુગુરુ કહેવાય. 'કુ' ઘરબારી છે અને 'સુ' તો ડોઈની યારી–પ્યારી વગેરે ફેલફિતુર કરતા નથી દયાનો જ આલાપ જેમાં હોય તે સુધર્મ, હિંસાના પ્રલાપ કરનાર કુધર્મ.

**ભગવાને આચર્યું અને ઉપદેશ્યું :**

પ્રભુએ સર્વનું હિત પ્રથમ વાણી દ્વારા કર્યું કે આચરણ દ્વારા કર્યું ? આચરણ દ્વારા ! પ્રાણી જ્યાં સુધી ઉપદેશની વાણીને આચરણમાં મૂકવાને પ્રયત્નશીલ બનતો નથી, ત્યાં સુધી તેની વાણી કામ કરતી નથી. કેવળ વાણીથી વ્યામોહ ન પામો, કેમ કે-ભ્રષ્ટો પણ વાણી તો કોઈ વખત કેળવીને એવી બોલે કે-દુનિયા ઠગાઈ જાય, ભલભલા ભોળવાઈ જાય. અંતર જોતાં શીખવું જોઈએ. અંતરનું નિરીક્ષણ કરતાં શીખીશું, ત્યારે જ સાચા પરીક્ષક બની શકીશું. વાણી માત્રથી ખુશ થનાર, વહેતું મૂકનાર તણાઈ જાય છે, માર ખાય છે, કેમ કે ધૂર્તોની ધૂર્તાઈ અજબ ગજબની હોય છે. એમનું સ્વરૂપ જાણવું કઠિન છે તેઓ બહારના જુદા અને અંદરના જુદા ! ધૂર્તનાં લક્ષણોને જાણનારાઓ પણ ધૂર્તોથી ઠગાઈ જાય, એ બનવાજોગ છે. ધૂર્તના લક્ષણ વિષે કહ્યું છે કે-

" मुखं पद्मदलाकारं, वाचा चन्दनशीतला।
हृदयं कर्त्तरितुल्यं, चैतद् धूर्त्तस्य लक्षणम् ॥१॥"

મુખ કમળના દળ જેવું ખીલેલું હોય, મનોહર હોય, હસતું હોય, દ્વેષભાવની છાયા પણ ન હોય અને પ્રેમનો ઉભરો આવી રહ્યો છે-એવું દેખાતું હોય; આવું મુખ હોય અને તે સાથે વાણી પણ કેવી હોય ? ચન્દન જેવી શીતલ ! માત્ર વાંધો ક્યાં ? વાંધો માત્ર હૈયામાં જ ! માત્ર હૃદય જ કાતર જેવું ! ધૂર્ત માણસ આવો હોય. મુખ ઉપર પ્રશાન્ત પ્રેમભાવ ઝળહળતો દેખાય અને એની વાણી પણ એવી મધુરી હોય કે-એ વાણી એને સાંભળનારાના હૈયામાં ચન્દન જેવી શીતલતા ઉપજાવે.

એવો જો ધૂર્ત હોય, તો સામાના હૈયાને કોમળ બનાવી દે, પણ પોતાના હૈયાને કઠોર રાખે. જેના હૈયામાં 'આની સાથે મીઠો સંબંધ રાખીને, વખત આવ્યે એની ખબર લઈ નાખું'–આવી ભાવના રમ્યા કરતી હોય, તે ધૂર્ત કહેવાય. ધૂર્ત પોતાના મુખાકારને કોમળ રાખતો હોય અને વાણી મીઠી મધુરી બોલતો હોય, પણ ખરી રીતિએ તો એ સામાને જાળમાં ફસાવવાની જ પેરવી કરતો હોય ! સામાને ધૂતવાનો અવસર એ જોઈ જ, તાકી જ રહ્યો હોય. માયાને તજવાનો ઉપદેશ આપતી સજ્ઝાયમાં પણ એ ઉપકારી મહાપુરુષે શું કહ્યું છે ? એ જ કે–

"મુખ મીઠો જુઠો મને જી, કૂડ કપટનો રે કોટ;
જીભે તો જી જી કરે જી, ચિત્તમાંહી તાકે ચોટ રે,
પ્રાણી ! ન કરીશ માયા લગાર !"

માયાવી જીવ મુખનો મીઠો હોય, પણ મનનો જુઠ્ઠો હોય: કારણ કે–એ કૂડ કપટથી ભરેલો હોય છે. એનો કોડ, મનોરથ કૂડ કપટ કરવાનો હોય. જીભે તો એ 'જી, જી' એમ બોલે, પણ એનું ચિત્ત તો સામાને ચોટ લગાવવાને જ તાકી રહ્યું હોય ! દુનિયામાં આવા મીઠાબોલા પણ હોય છે. એટલે વાણીની મધુરતા માત્રથી છેતરાઈ જવા જેવું નથી. તેમ અહિંસાની વાતો તો ઘણા કરે, પણ એમના હૈયામાં અહિંસક ભાવ છે કે નહિ, એની પરીક્ષા કરવી જોઇએ. જેના હૈયામાં અહિંસક ભાવ હોય, તે કોઈની–કોઈ પણ નાના કે મોટા જીવની હિંસામાં ધર્મ મનાવે નહિ. માણસોને જીવવાને માટે માછલાં ખાવાની એ સલાહ આપે

નહિ. મચ્છીમારોને માછલાંઓને પકડવાની જાળો પૂરી પાડવી એમાં ઉપકાર છે, એમ એ કહે નહિ. હિંસાથી બચવાને માટે એ પોતે સહન કરવાનું પસંદ કરે અને સહન કરીને પણ જીવહિંસાથી બચવું જોઈએ એમ જ કહે. આમ તો સર્વ આસ્તિક દર્શનકારોએ અહિંસાને પ્રધાન પદ આપ્યું છે, પણ જ્યાં એમના જીવનના અને એમણે કરેલા વિવેચનના ઉંડાણમાં ઉતરો, એટલે સમજાઈ જાય કે-એમણે પોતાની અહિંસાની વાતોને પોતે જ પોતાના વર્તનથી અને વિવેચનથી કલંકિત કરી છે. અહિંસાને માનનારા યજ્ઞાદિ માટે પણ જીવહિંસાનું વિધાન કરે નહિ. અહિંસાને માનનારા વનસ્પતિ આદિના જીવોનું ભક્ષણ કરવાનું પણ ઉપદેશે નહિ. દાનવોનેય મારવાની વાત એ કરે નહિ. અહિંસાના પાલન માટે, જીવો ક્યાં ક્યાં છે અને એ જીવોનું રક્ષણ કેમ થાય એ જાણવું જોઈએ. એ કાં તો સર્વજ્ઞ જાણી શકે અથવા તો સર્વજ્ઞના કહેલાને જે પ્રમાણ કરે તે જાણી શકે. આંખના પલકારા જેટલા સમય માત્રમાં જેમના એકતૃતીયાંશ-અધિક સત્તર ભવો થઈ જાય, એવા જીવો પણ હોય છે. ચર્મચક્ષુથી જોઈ શકાય નહિ, એવા શરીરવાળા પણ જીવો હોય છે. સોયની અણીના અગ્રભાવ ઉપર અનન્તા જીવો રહી શકે, એ પણ શક્ય છે. અનન્તજ્ઞાની સિવાય આવું બધું સ્વતન્ત્રપણે કોણ જાણી શકે ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ તો એવા જીવોની પણ હિંસા કરવી નહિ જોઇએ-એમ ઉપદેશ્યું છે. ત્યાં, દાનવોને મારવાની, પશુઓને હોમવાની અને વનસ્પતિ આદિના ભક્ષણની સલાહ આપનારા-એમાં ધર્મ મનાવનારા પણ

અહિંસાધર્મના જ ઉપદેશકો છે, એવું મનાય જ કેમ ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ તો જેવું કહ્યું છે તેવું પાળી બતાવ્યું છે. ભગવાને લક્ષ્મીની, રાજવૈભવની, કાયાની ઉપેક્ષા કરી છે અને અપેક્ષા સંયમની રાખી છે. સંયમમાં છએ જીવનિકાયની રક્ષા છે. પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય–આ તમામ નિકાયના જીવોના ભગવાન રક્ષક બન્યા; અને તેમાંય ભગવાને પોતે ઉંચામાં ઉંચું ચારિત્ર પાળ્યું. એટલે છેલ્લે તેઓ અયોગી થઈને મોક્ષે ગયા. જીવ માત્રને, કોઈ પણ જીવને દુઃખ ન થાય તેવું પ્રથમ આચારણ કર્યું અને તે પછી ભગવાને 'सव्वे जीवा न हंतव्वा' એવી વાણી કાઢી.

**નિમિત્ત અને સમવાયી કારણ:**

કોઈને મારવા નહિ–એ સિદ્ધાન્તથી, કોઈને પણ દુઃખ ન આપવું અથવા તો કોઈને પણ શત્રુ નહિ માનવો–એ પણ સિદ્ધ થઈ જાય છે. જીવગણ એટલે આપણું કુટુંબ. કુટુંબ સાથે તો હળી-મળીને રહેવું જોઈએ ને ? કુટુંબના કોઈ પણ સભ્યનો કોઈ પણ સભ્યથી નાશ કરાય ? એને દુઃખ દેવાય ? એના હિતની જ કાળજી રખાય ને ? ત્યારે, આપણને કોઈ જીવને મારવાની, દુઃખ દેવાની પ્રેરણા કોણ કરે છે ? કષાયો. કષાયો શાથી થાય છે ? વિષયસુખની લાલસાથી અને કર્મના યોગથી. કર્મનો યોગ ન હોય, તો વિષયલાલસા પણ ન હોય અને કષાયો પણ ન હોય. આથી કર્મને હણવાને જ પ્રયત્નશીલ બનવું. જીવો, એ કુટુંબ. તેને શત્રુ મનાય જ કેમ ?

કલેશીની સદ્‌ગતિ નથી. આખી દુનિયામાં રહેલા જીવોને કુટુંબ માનીએ, તો જ સાર્વીય એવા આ ભગવાનના અનુયાયી બની શકીએ. 'સર્વ મિત્ર છે ને કોઈ શત્રુ નથી'—આવી ભાવના પ્રભુને સ્તવતાં થાય. કોઇને પણ શત્રુ તરીકે ક્યારે કલ્પાય? આપણે કોઈને પણ આપણું ખરાબ કરનાર તરીકે કલ્પીએ ત્યારે ને? 'આણે મારું ખરાબ કર્યુ' અથવા તો 'આ મારું ખરાબ કરશે'—આવી કોઈ કલ્પના, માન્યતા આવે છે, ત્યારે જ જીવો બીજાને શત્રુ તરીકે માને છે ને? પણ જીવો સમજતા નથી કે—તમારો કોઈ ખરેખરો શત્રુ હોય, તો તે તમે પોતે જ છે. તમે જો તમારા પોતાના શત્રુ બનો નહિ, તો દુનિયામાં કોઇની પણ તાકાત નથી કે—તમારું બગાડી શકે. નિમિત્ત તથા સમવાયીને ઓળખો. કર્મ સમવાયી છે અને બીજી બધી અવસ્થાઓ નિમિત્ત છે. સમવાયી કારણ વિના હજારો દણ્ડ ભેગા થાય, હજારો માનવો ભેગા થાય, પણ તેટલા માત્રથી ઘડાની કે પુત્રની ઉત્પત્તિ થઈ શકે નહિં. લાખો નિમિત્ત કારણો હોવા છતાં, જો એક સમવાયી કારણ ન હોય, તો એક પણ નિમિત્ત કાંઈ પણ કાર્ય કરી શકે નહિ. તેથી જ, સમજી લ્યો કે—કેવલી ભગવન્તો ગમે તેવા સ્થાનમાં હોય, તો પણ તેઓ શુકલ લેશ્યામાં જ રહે છે. કષાયો, શત્રુભાવનાઓ ઉત્પન્ન થવામાં નિમિત્ત ગમે તે હોય, પરન્તુ સમવાયી કર્મ હોય છે, માટે જ કષાયો—શત્રુભાવનાઓ ઉત્પન્ન થાય છે. આ વસ્તુનું ભાન થઈ જાય, તો રોષ આવતાંની સાથે રોષ ઉપર જ રોષ ઉત્પન્ન થવા પામે અને એથી કર્મના પોષનો શોષ થઈ જાય. રોગ થયો એટલે

દુઃખ ઉત્પન્ન થયું. દુઃખ ભોગવવાનો અવસર આવી લાગ્યો. પણ રોગ થયો શાથી? વૈદ્યક કહે છે કે–**रसमूला हि व्याधयः ।** રસો જ વ્યાધિનું મૂળ છે. જેટલા રસો ઓછા, એટલા રોગો ઓછા. આપણે તો એથીય આગળ જઈએ છીએ. રસો તો રોગ થવામાં નિમિત્ત કારણ બન્યા, પણ એનુંય મૂળ કારણ કયું? પહેલાં તેવા પ્રકારનું કર્મ ઉપાર્જેલું અને તે ઉદયમાં આવ્યું, એટલે રસના નિમિત્તે રોગ થયો. વૈદ્યો શારીરિક દૃષ્ટિએ મૂળ કારણ તરફ જુએ છે. એ કહે છે કે–જો સુખની આકાંક્ષા હોય, તો રસ ઉપર કાબૂ મેળવો. વૈદ્યક દૃષ્ટિએ વ્યાધિનું મૂળ કારણ રસ છે, રસાસ્વાદ છે. ફલાણો ફલાણા રોગથી મર્યો, એમ કહે છે, દમથી મર્યો કહે છે, પણ વિચારે તો સમજાય કે–દમથી મર્યો કે ગમ ન રાખી માટે મર્યો? રસની લોલુપતાથી આયુષ્યનો વહેલો અન્ત આવે એમ પણ બને. સોપક્રમ આયુષ્ય નિમિત્તને પામીને વહેલું પણ ખતમ થઈ જાય. આમ છતાંય રોગાદિક થવામાંય મૂળ કારણ તો કર્મ જ છે. તમે 'અમુકે મારું બગાડયું'–એમ જુઓ છો, પણ શાથી એ તમારું બગાડી શકયો–એ જોતા નથી. તમે નિમિત્તને જુઓ છો, પણ સમવાયીને જોતા નથી. નિમિત્તને નહિ જોતાં, સમવાયીને બરાબર જોતાં શીખો! અમુક તમારી વિરુદ્ધ બોલે, વર્તે, તેમાં પ્રબળ એવું કોઈ કારણ ખરું કે નહિ? એ કયું કારણ? તેવા પ્રકારના તમારા કર્મનો ઉદય. તમે પ્રથમ તેવા પ્રકારનાં કર્મોને ઉપાર્જેલાં, એ નક્કી. સામાની વિરૂદ્ધતા, એ જ એ કર્મોની પાકી સાબિતી છે. જેને તેવા પ્રકારનાં કર્મોનો ઉદય નથી હોતો, તેની વિરૂદ્ધતા કોઈ કરતું જ નથી.

**શ્વાન વૃત્તિને તજીને સિંહવૃત્તિને કેળવો :**

ધર્મને નહિ સમજેલા, રાગ અને રોષમાં જ મશગુલ રહેનારાઓ કહે છે કે–'બધા જીવોને મિત્ર રૂપ મનાય કેમ ? બગાડનારનું ન બગાડીએ તો ચાલે કેમ ?' પણ આવું માનનારા મૂર્ખા છે, અજ્ઞાન છે. તેઓ રહસ્યને સમજી શક્યા નથી. દુનિયામાં જેને શત્રુ મનાય છે, તે તો કલ્પનાના શત્રુ છે. ખરા શત્રુ તો આત્મા સાથે સ્થાન જમાવી બેઠેલા છે. અહીંના શત્રુએ પેદા કરેલા બહારના શત્રુ છે. અસલમાં શત્રુ કર્મ છે. જો કર્મ ન હોય, તો બહાર કોઈ શત્રુ બને જ નહિ. સિદ્ધોનો કોઈ શત્રુ નથી. સમજમાં આવતાં સમજનારાઓ 'નમઃ સિદ્ધેભ્યઃ' એવો જાપ જપતા થાય છે, પણ કોઈ અણસમજુનેય સિદ્ધનો લોપ કરી નાખવાનું મન થતું નથી. શ્રી વીતરાગ–દર્શનમાં શત્રુઓને મારવાની વાત જરૂર છે. **નમો અરિહંતાણં** એમ કહીને સૌથી પહેલો નમસ્કાર, શત્રુઓને હણનારા તથા શત્રુઓને હણવાના માર્ગને દર્શાવનારા ભગવન્તોને કરાય છે. શત્રુઓને હણી નાખ્યા વિના–જડ મૂળથી ઉખેડીને ફેંકી દીધા વિના, જીવ મોક્ષને પામવાનો જ નથી. એટલે શત્રુઓને હણવાની મનાઈ નથી, પણ શત્રુઓને બરાબર ઓળખી લેવાનો પૂરેપૂરો આગ્રહ છે. આત્માના ખરેખરા શત્રુઓ તો રાગ અને દ્વેષ છે. રાગ અને દ્વેષ ગયા વિના આત્માનું સંપૂર્ણ જ્ઞાન પ્રગટે નહિ. રાગ અને દ્વેષ કર્મ રૂપ શત્રુને પેદા કરે છે જ્યાં સુધી કર્મ રૂપ શત્રુ હોતો નથી, ત્યાં સુધી બીજો કોઈ શત્રુ હોતો નથી. રાગદ્વેષ પણ કર્મનો યોગ છે માટે જ ટકી શકે છે. જો કે વીતરાગ બનેલાને ચાર અઘાતી કર્મોનો

યોગ હોવા છતાં પણ રાગ-દ્વેષ પેદા થતા નથી, પણ જેને કર્મનો યોગ ન જ હોય, તેનામાં રાગ-દ્વેષાદિ પણ હોય જ નહિ. આથી ખરેખરો કોઈ શત્રુ હોય, તો તે કર્મ છે. કર્મ એ જ શત્રુ-એ સિદ્ધાન્ત જો સાંગોપાંગ જીવનમાં આવી જાય, તો તો જીવન પૂજવા લાયક બની જાય; પછી ધ્રુજવા લાયક ન રહે. એ વાત ભૂલ્યા તો સંસારમાં રૂલવાનું છે. " સર્વ જીવને ન મારતા, તેમની રક્ષા કરજો, અર્થાત્-કોઈ પણ જીવને ન મારતા; કર્મોને જ હણવાનાં છે, કર્મોને હણવાને જ ઉદ્યમ-શીલ બનો; જ્યાં સુધી કર્મોને હણાય નહિ, ત્યાં સુધી સંસાર કાયમ ઉભો રહે !"-આ તમામ ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ કહ્યું છે. 'કોઈ જીવને ન મારવો'-એમ કહ્યું, એટલે 'કોઈ પણ જીવને શત્રુ ન માનવો'-એ ભાવ પણ આવી જ ગયો. આ ભાવના આવી જાય, તો કોઈ પણ જીવ પ્રત્યે વેર-ઝેર રહે નહિ. હણવાં જોઈએ કર્મને, જ્યારે તમે હણો છો જીવોને અને તેથી જ તમે જન્મ-મરણોને વણો છો. સાચો જૈન હાર્દિક શત્રુતા કર્મની સાથે અને એના કારણ રૂપ કામ-ક્રોધાદિની સાથે કલ્પે; પણ કોઈ પણ જીવની સાથે સાચો જૈન હાર્દિક-શત્રુતા કલ્પવામાં શ્રેય માને નહિ શ્રી જિનના હુકમોમાં-શ્રી જિનની આજ્ઞાઓમાં સાચી શ્રદ્ધાવાળો બનનારો જ સાચો જૈન થઈ શકે છે. શત્રુઓને હણવાની બાબતમાં તમે સિંહ જેવા બનો, એટલે કે-સિંહવૃત્તિ કેળવો સિંહને કોઈ ગોળી મારે અગર તો બાણ, પત્થર વગેરે મારે, તો સિંહ કદી પણ એને મરાએલ ગોળી, બાણ કે પત્થરને બચકું નહિ ભરે. એ તો એને ગોળી, બાણ કે પત્થર મારનાર કોણ છે એ જોશે અને એના ઉપર

**શ્વાન વૃત્તિને તજીને સિંહવૃત્તિને કેળવો :**

ધર્મને નહિ સમજેલા, રાગ અને રોષમાં જ મશગુલ રહેનારાઓ કહે છે કે–'બધા જીવોને મિત્ર રૂપ મનાય કેમ ? બગાડનારનું ન બગાડીએ તો ચાલે કેમ ?' પણ આવું માનનારા મૂર્ખા છે, અજ્ઞાન છે. તેઓ રહસ્યને સમજી શક્યા નથી. દુનિયામાં જેને શત્રુ મનાય છે, તે તો કલ્પનાના શત્રુ છે. ખરા શત્રુ તો આત્મા સાથે સ્થાન જમાવી બેઠેલા છે. મહીંના શત્રુએ પેદા કરેલા બહારના શત્રુ છે. અસલમાં શત્રુ કર્મ છે. જો કર્મ ન હોય, તો બહાર કોઈ શત્રુ બને જ નહિ. સિદ્ધોનો કોઈ શત્રુ નથી. સમજમાં આવતાં સમજનારાઓ 'નમઃ સિદ્ધેભ્યઃ' એવો જાપ જપતા થાય છે, પણ કોઈ અણુસમજુનેય સિદ્ધનો લોપ કરી નાખવાનું મન થતું નથી. શ્રી વીતરાગ–દર્શનમાં શત્રુઓને મારવાની વાત જરૂર છે. **નમો અરિહંતાણં** એમ કહીને સૌથી પહેલો નમસ્કાર, શત્રુઓને હણનારા તથા શત્રુઓને હણવાના માર્ગને દર્શાવનારા ભગવન્તોને કરાય છે. શત્રુઓને હણી નાખ્યા વિના–જડ મૂળથી ઉખેડીને ફેંકી દીધા વિના, જીવ મોક્ષને પામવાનો જ નથી. એટલે શત્રુઓને હણવાની મનાઈ નથી, પણ શત્રુઓને બરાબર ઓળખી લેવાનો પૂરેપૂરો આગ્રહ છે. આત્માના ખરેખરા શત્રુઓ તો રાગ અને દ્વેષ છે. રાગ અને દ્વેષ ગયા વિના આત્માનું સંપૂર્ણ જ્ઞાન પ્રગટે નહિ. રાગ અને દ્વેષ કર્મ રૂપ શત્રુને પેદા કરે છે જ્યાં સુધી કર્મ રૂપ શત્રુ હોતો નથી, ત્યાં સુધી બીજો કોઈ શત્રુ હોતો નથી. રાગદ્વેષ પણ કર્મનો યોગ છે માટે જ ટકી શકે છે. જો કે વીતરાગ બનેલાને ચાર અઘાતી કર્મોનો

યોગ હોવા છતાં પણ રાગ-દ્વેષ પેદા થતા નથી, પણ જેને કર્મનો યોગ ન જ હોય, તેનામાં રાગ-દ્વેષાદિ પણ હોય જ નહિ. આથી ખરેખરો કોઈ શત્રુ હોય, તો તે કર્મ છે. કર્મ એ જ શત્રુ-એ સિદ્ધાન્ત જો સાંગોપાંગ જીવનમા આવી જાય, તો તો જીવન પૂજવા લાયક બની જાય, પછી મુંજવા લાયક ન રહે. એ વાત ભૂલ્યા તો સંસારમાં રૂલવાનું છે "સર્વ જીવને ન મારતા, તેમની રક્ષા કરજો, અર્થાત્-કોઈ પણ જીવને ન મારતા, કર્મોને જ હણવાનાં છે, કર્મોને હણવાને જ ઉદ્યમશીલ બનો, જ્યાં સુધી કર્મોને હણાય નહિ, ત્યાં સુધી સંસાર કાયમ ઉભો રહે!"-આ તમામ ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ કહ્યું છે. 'કોઈ જીવને ન મારવો'-એમ કહ્યુ, એટલે 'કોઈ પણ જીવને શત્રુ ન માનવો'-એ ભાવ પણ આવી જ ગયો. આ ભાવના આવી જાય, તો કોઈ પણ જીવ પ્રત્યે વેર-ઝેર રહે નહિ હણવાં જોઈએ કર્મને, જ્યારે તમે હણો છો જીવોને અને તેથી જ તમે જન્મ-મરણોને વણો છો. સાચો જૈન હાર્દિક શત્રુતા કર્મની સાથે અને એના કારણ રૂપ કામ-ક્રોધાદિની સાથે કલ્પે; પણ કોઈ પણ જીવની સાથે સાચો જૈન હાર્દિક શત્રુતા કલ્પવામાં શ્રેય માને નહિ શ્રી જિનના હુકમોમાં-શ્રી જિનની આજ્ઞાઓમા સાચી શ્રદ્ધાવાળો બનનારો જ સાચો જૈન થઈ શકે છે. શત્રુઓને હણવાની બાબતમાં તમે સિંહ જેવા બનો, એટલે કે-સિંહવૃત્તિ કેળવો સિંહને કોઈ ગોળી મારે અગર તો બાણ, પત્થર વગેરે મારે, તો સિંહ કદી પણ એને મરાએલ ગોળી, બાણ કે પત્થરને બચકું નહિ ભરે એ તો એને ગોળી, બાણ કે પત્થર મારનાર કોણ છે એ જોશે અને એના ઉપર

દૃષ્ટિને તાકીને ફાળ મારશે. સિંહ પણ પશુ છે અને કુતરું પણ પશુ છે. પણ બેયની રીત જુદી જુદી છે. કુતરાને કોઈએ પત્થરો કે બીજું કાંઈ છૂટું માર્યું હોય, તો એ એના તરફ જે ચીજ ફેંકાઈ હોય છે, તે ચીજને બચકું ભરવાને દોડે છે. સિંહવૃત્તિમાં અને શ્વાનવૃત્તિમાં આ તફાવત છે. કોઈએ તમને ગાળ દીધી, કોઈએ તમારું અપમાન કર્યું, કોઈએ તમારું કાંઈ પણ લૂંટી લીધું, એ વખતે તમારે શો વિચાર કરવો જોઈએ? 'મારા તેવા પ્રકારના કર્મના ઉદય યોગે જ આમ બનવા પામ્યું છે'–એ વાત તરફ તમારે લક્ષ્ય આપવું જોઈએ. તમારા કર્મના ઉદયથી તમને એવા અનિષ્ટ યોગની પ્રાપ્તિ થઈ. એવા યોગની પ્રાપ્તિમાં પેલો નિમિત્ત બન્યો, પણ તેય તેના તેવા પ્રકારના કર્મોદય વિના નિમિત્ત બનતો નથી. આવું સમજીને તેવા પ્રસંગે પોતે ઠંડો પડે, નરમાશ રાખે, તો સામો ગમે તેટલો ગરમ થયો હોય, તો પણ તેનો નરમ થયે જ છૂટકો થાય! આપણે નરમ તો બધાય નરમ; આપણે ગરમ તો બધાય ગરમ. કહેવત પણ રુઢ છે કે–'આપ ભલા તો જગ ભલા.' અહીં તો એ વાત છે કે–સામો થાય આગ, ત્યાં આપણે થવું પાણી. 'ગાળો આપનાર શત્રુ છે'–એવું તમને તમારા અજ્ઞાનથી ભાન થાય છે, માટે તમને આ જ્ઞાન અપાય છે કે–એ ભાન ખોટું છે. 'ફેંકનાર કોણ છે?'–એ તરફ દૃષ્ટિ થઈ જાય, અર્થાત્–'સાચો શત્રુ કર્મ જ છે'–એ સમજાઈ જાય, તો પ્રાણી પાવન બની જાય તથા કર્મનું લાવન –છેદન થઈ જાય. એ માટે સિંહવૃત્તિને કેળવવાનું નક્કી કરો અને લાકડી વગેરેને બચકાં ભરવા જેવી શ્વાનવૃત્તિનો ત્યાગ

કરો. કોઈને પણ શત્રુ માનો નહિ. તમારા પ્રત્યે જો કોઈ શત્રુને છાજતું કાર્ય કરે, તો સમજો કે-ખરો શત્રુ એ નથી, પણ મારા પોતાના જ કર્મે શત્રુને છાજતું આ કાર્ય ઉત્પન્ન કર્યું છે. સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવ જ જોઈએ-

-પણ કોઇ જીવ પ્રત્યે વૈરભાવ નહિ જોઈએ :

તમે પરમાર્થ દૃષ્ટિએ વિચાર કરનારા બનો, તો તમને પણ લાગે કે-વસ્તુતઃ જીવ જીવનો શત્રુ હોઈ શકતો જ નથી. એ તો કુટુંબ છે. કૌટમ્બિક વ્યક્તિની સાથે જે રીતિએ વર્તાવું જોઈએ, એવી રીતિએ આપણને વર્તવા ન દે, એ કામ કર્મનું છે. એવાં કર્મો આ જીવે પૂર્વે ઉપાર્જ્યાં હોય, તેથી જ જીવ જીવ વચ્ચે શત્રુતા જાગે. આથી નિર્ણય કરો કે-કર્મ જ એક હણવા લાયક છે અને કર્મને હણવાને માટે કામ-ક્રોધાદિ તથા મિથ્યાત્વ-મોહાદિ આન્તર શત્રુઓ જ હણવા લાયક છે પરન્તુ કોઈ જીવ-નાનામાં નાના શરીરને ધરનારો જીવ પણ હણવા લાયક નથી જગતનાં તમામ પ્રાણીઓને વિષે તો કેવળ મૈત્રીભાવ જ કેળવો એમા જરા પણ ભૂલ થઈ જવા પામે, તો ઝટ ખમો અને ખમાવો, પણ કોઈ પણ જીવની સાથે વૈરભાવ ન બંધાઇ જાય તેની કાળજી રાખો

" खामेमि सव्व जीवे, सव्वे जीवा खमन्तु मे ।
मित्ति मे सव्वभूएसु, वेरं मज्झं न केणई ॥१॥ "

-આવી ગાથા કોણ બોલે છે? સાધુ અને શ્રાવક બન્નેય. ક્યારે ક્યારે આ ગાથા બોલાય છે? રોજ સવારે અને સાંજે પ્રતિક્રમણમાં તો ચોક્કસ જ આ ગાથા બોલાય છે. આ ગાથા બોલવાને માટે બોલવાની છે કે આ ગાથ બોલવા પાછળ

કોઈ હેતુ છે? આ ગાથામાં જે ભાવ દર્શાવેલો છે, તે ભાવ આ ગાથાને બોલનારે પોતાના હૈયામાં પેદા કરવાનો છે અને તે પછી એ ભાવને આ ગાથાના ઉચ્ચારણ દ્વારા વ્યક્ત કરવાનો છે. આ ગાથામાં કયો ભાવ દર્શાવેલો છે? સર્વ જીવોને હું ખમાવું છું અને સર્વ જીવો મને ક્ષમા કરો! સર્વ જીવોની સાથે મારે મૈત્રી છે, પણ વૈર કોઈનીય સાથે નથી! શ્રમણસૂત્ર તથા શ્રાદ્ધસૂત્રનું આ માખણ છે. આમાં કોઈ જીવને બાકાત રાખ્યો નથી. મૈત્રીભાવ સર્વ જીવો પ્રત્યે અને વૈરભાવ કોઈ જીવ પ્રત્યે નહિ, આ ભાવને જ હૈયામાં સ્થાપિત કરવાનો છે. 'અમુકે મારું આમ કર્યું છે ને અમુક મને તેમ કરે છે'–એવા એવા વિચારો કરીને, કોઈનાય પ્રત્યે વૈરવિરોધના ભાવને ઉત્પન્ન કરવાનો નથી. કોઈ પણ જીવ પ્રત્યે વૈરવિરોધની ભાવના એ દૂષિત ભાવના છે. એ દુષ્ટ ભાવનાને દૂર કરો! ભગવાન શ્રી મહાવીર પરમાત્માના શાસનને પામીને, કોઈ પણ જીવની સાથે અંગત વિરોધભાવ કેળવવાનો ન હોય; પણ વિરોધભાવને ટાળવાનો હોય. નવા વિરોધને ખાળવાનો હોય અને જુના વિરોધને ટાળવાનો હોય. અહીં કોઈ એમ પૂછશે કે 'મિથ્યાદૃષ્ટિઓ પ્રત્યે વિરોધભાવ ખરો કે નહિ? શાસનના પ્રત્યનીકો પ્રત્યે વિરોધભાવ ખરો કે નહિ? પ્રભુશાસનના પરમ સિદ્ધાન્તોથી વિપરીત–ભાવને પ્રચારનારાઓ પ્રત્યે વિરોધભાવ ખરો કે નહિ?' આપણે કહીએ કે–વિરોધભાવ ખરો, પણ વૈરવિરોધ નહિ. એ જીવો પ્રત્યે પણ વૈરભાવ નહિ. એ જીવોનું પણ કલ્યાણ થાય, એવી ભાવના. એ જીવો ઉન્માર્ગને તજે અને સન્માર્ગને પામીને કલ્યાણ સાધે, એવી જ

આપણી અભિલાષા. એ જીવોને એમના મિથ્યાત્વના પ્રચારમાં, શાસનને નુકસાન પહોંચાડનારા કાર્યમાં, ઉત્સૂત્રપ્રરૂપણાદિમાં જરા પણ પુષ્ટિ મળી જવા પામે નહિ-એની આપણે કાળજી રાખીએ. આપણું ચાલતું હોય તો એ જીવોને એવાં સ્વ-પરના હિતનાં ઘાતક કાર્યો કરવામાં અસમર્થ બનાવી દઈએ યથાશક્તિ તથા યથાસામગ્રી તેમને તેમ કરતાં રોકીએ. અને તેમનાથી અન્ય જીવોને તથા પ્રભુશાસનના સિદ્ધાન્તોને હાનિ પહોંચે નહિ, એ માટે ઉગ્રમાં ઉગ્ર વિરોધ પણ કરીએ. તે છતાં પણ, એવા જીવો પ્રત્યેય આપણે આપણા હૈયામાં વૈરભાવને પેદા થવા દઈએ નહિ. કોઈ પણ જીવ દ્વારા આપણને અંગત નુકસાન થાય, ત્યાં તો આપણે આપણા તેવા પ્રકારના કર્મના ઉદયને લક્ષ્યમાં લઈએ, પરન્તુ એ જીવ પ્રત્યે વૈરવિરોધના ભાવને આવવા દઈએ નહિ 'એ જીવે બગાડ્યું' —એવો મૂર્ખતાપૂર્ણ વિચાર સરખોય કરીએ નહિ. સહન કરી લઈએ, એને ક્ષમા આપી દઈએ અને એના પણ હિતની ચિન્તા રૂપ એના પ્રત્યેના મૈત્રી ભાવને જીવન્ત રાખીએ. આપણા અપકારમા અનેક વાર નિમિત્ત બનનારા અને આપણા ભૂંડાની ભાવનાને સેવનારા ઉપર પણ જો આપણને ઉપકાર કરવાનો અવસર આવી લાગે, તો આપણે તેના ઉપર ઉપકાર કર્યા વિના રહીએ નહિ આવી મનોદશા આપણે આ સાર્વીય પ્રભુને પામીને કેળવવી જોઈએ.

આ લોકના અને આત્માના લાભની-

-પ્રાપ્તિ સંબંધી એક ઉદાહરણ :

અપકારી ઉપર ઉપકાર કરવાને માટે, હૃદયની ઘણી

વિશાળતા જોઈએ છે. કોઈનાય ઉપર ઉપકાર કરવો, એ ઉંચી વસ્તુ છે, પણ અપકારી ઉપર ઉપકાર કરવો, એ તો સૌથી ઉંચી વસ્તુ છે. હૃદયને પ્રશમભાવમાં મગ્ન કર્યા વિના, પર દ્વારા થયેલા અગર થતા અપકારને વિસરી શકાય નહિ અને એ વિના એના ઉપર ઉપકાર કરી શકાય નહિ. પણ આવા જીવો તો આ જગતમાં વિરલા હોય છે. વિરલ જનો જ લાલને પામી શકે છે. લાલ એટલે રત્ન. સર્વ જીવોના પ્રતિપાલ બનવાની ભાવનાવાળાઓને આ લોકનું લાલ પણ સુલભ બને છે અને આત્માનું લાલ પણ સુલભ બને છે. એ માટે એક શેઠ અને તેમના ત્રણ પુત્રોનું એક ઉદાહરણ જોઈએ.

એક શેઠ પાસે ખૂબ સંપત્તિ હતી. લાખો રુપૈયાનો તે માલિક હતો. તેને ત્રણ પુત્રો હતા. શેઠની ભાવના એવી હતી કે-મારા દીકરા દુનિયામાં સારામાં સારું કામ કરે.

બાપની ભાવના તો ગમે તેટલી સારી હોય, પણ છોકરાઓમાં તેવા પ્રકારની લાયકાત જોઈએ ને?

પોતાનાં સંતાનોને માટે, પોતાનાં દીકરા-દીકરીઓને માટે જૈનની ભાવના શી હોય? સાચો જૈન, કે જે ભગવાન શ્રી જિનેશ્વરદેવના શાસનના પરમાર્થને પામેલો હોય, એનું હૈયું કયી ચીજને માટે તલસતું હોય? સાચા જૈનનું હૈયું રત્નત્રયીને પામવાને અને સેવવાને માટે જ તલસતું હોય. 'આ માનવભવને પામીને મારે માટે મેળવવા યોગ્ય કોઈ વસ્તુ હોય, સેવવા યોગ્ય કોઇ વસ્તુ હોય, તો તે એક રત્નત્રયી જ છે'-એવું સાચા જૈનના હૈયામાં કોતરાઈ ગયેલું જ હોય. આથી તે જો કુટુંબાદિકની અગવડને અંગે, જવાબ-

દારીને અંગે સંસારને તજી શકતો ન હોય, તો તેને શું લાગે? 'બાળપણમાં, આઠ વર્ષની વય થતાં સંયમને હું પામી શકયો નહિ, તે ખરેખર છેતરાઈ ગયો! જો હું આઠ વર્ષની વયનો થતા દીક્ષાને પામ્યો હોત, તો મારે આ ગૃહ-સંસારના સંચાલનના પાપમાં પડવું પડત નહિ મારે માથે આ બધા રક્ષણ અને પોષણની જવાબદારી આવી પડત નહિ! અત્યારે મારે આ બધાની સેવા કરવી પડે છે, પણ હું જો સાધુ થયો હોત, તો મને મહા પવિત્ર એવા મુનિજનોની સેવાનો લાભ મળત! આજે મારે ફરજિયાત અસંયમીઓના પોષણ આદિમા મારી શક્તિઓનો વ્યય કરવો પડે છે, જ્યારે હુ જો બાળપણમા સાધુ થઈ ગયો હોત, તો હું અત્યારે સંયમી મહાત્માઓની કર્મનિર્જરાને જ કરનારી સેવાનો લાભ પામી રહ્યો હોત!' સાચા જૈનને ઘરમાં રહેવું પડ્યું હોય, ઘરમા એ રહેતો હોય અને ઘરનું સંચાલન પણ કરતો હોય, તો પણ એને આવો વિચાર તો આવ્યા કરે ને? તમને આવો વિચાર આવે છે ખરો? તમને જો 'રત્નત્રયી એજ એક આ ભવમાં મેળવવા યોગ્ય છે અને સાધવા યોગ્ય છે'–એ વાત હૈયે જચી જાય, તો તમને આવો વિચાર આવ્યા વિના રહે નહિ. હવે જેના હૈયામા આવા વિચારો રમતા હોય, તે જૈનની પોતાના સંતાનોને માટે ભાવના કેવી હોય? 'હું જેમ બાળપણમા સંયમને નહિ પામવાથી ઠગાઈ ગયો, તેમ મારા આ સતાનો પણ ઠગાઇ ન જાય તો સારુ'–એવી જ ને? એટલે કે–મારા સતાનો સંયમને પામે તો સારું, એવી ભાવના સાચા જૈનની હોય

શ્રી કૃષ્ણ મહારાજાની ભાવના કયી હતી? એમની રાણીઓ દીકરીઓને એમની પાસે મોકલતી, ત્યારે શ્રી કૃષ્ણ મહારાજા પૂછતા કે-'સ્વામિની થવું છે કે દાસી?' છોકરી સ્વામિની થવાનું જ કહે ને? સ્વામિની બનવાનું જ સૌને ગમે ને? દાસી બનવાનું કોઇને ગમે ખરું? એટલે જે દીકરી આવતી, તે કહેતી કે-'મારે સ્વામિની બનવું છે.' શ્રી કૃષ્ણ મહારાજા એને કહેતા કે-'જો સાચી સ્વામિની બનવું હોય, તો તું ભગવાન શ્રી નેમનાથસ્વામીજીને શરણે જા! ભગવાને ઉપદેશેલા સંયમની સાધનામાં તારી જિન્દગીનું સમર્પણ કરી દે!' શ્રી કૃષ્ણ મહારાજાની દીકરીઓ પણ એવી ભાગ્યશાલિની હતી કે-ઝટ સમજી જતી અને જઇને સાધ્વી બની જતી! ક્ષાત્રવટ તો હતી જ, એટલે બોલ્યું પાળવાને માટે પ્રાણ આપવા પડે તો પ્રાણ આપતાં પણ અચકાય નહિ અને તેમાં સારી ભવિતવ્યતા આદિના યોગે સમજાઈ જતું કે-'સ્વામિની બનવાનો ખરો ઉપાય તો આ જ છે!' સ્વામિની એટલે શું? પોતાને સૌ માને. સેવવા યોગ્ય પોતે અને દાસ-દાસી બધાં! સાચું સ્વામિપણું તો સંયમથી જ મળે ને? પુણ્યથી સ્વામિપણું મળે, પણ તે અલ્પકાલિક અને પછી સેવકપણું આપે એવું! સંયમના યોગે જે સ્વામિપણું મળે, તે એવું કે-કદી પણ સેવકપણું આવે નહિ! સંયમથી મોક્ષ મળે અને જેને મોક્ષ મળે તે સદાકાળને માટે સેવવા લાયક જ બની જાય. શ્રી કૃષ્ણ મહારાજાની બધી રાણીઓને ખબર પડી ગઈ કે-જે જે રાજપુત્રીને વયસ્કા થતાં મહારાજાની પાસે મોકલીએ છીએ, તે તે રાજપુત્રીને મહારાજા 'તારે

સ્વામિની થવું છે કે દાસી થવું છે ?'–એમ પૂછે છે અને જ્યારે જ્યારે રાજપુત્રીઓ 'સ્વામિની થવું છે'–એમ કહે છે, ત્યારે ત્યારે મહારાજા તે બધીને ભગવાન શ્રી નેમનાથસ્વામીજીના શરણે જ જવાનું કહે છે. આથી એક રાણીએ પોતાની દીકરીને બરાબર શીખવીને મોકલી. તેને કહ્યું કે–મહારાજા તને એમ પૂછશે કે–'તારે સ્વામિની થવું છે કે દાસી ?' તને એવું પૂછે, ત્યારે તારે કહેવું કે–'મારે દાસી થવું છે !' એ રાજપુત્રી શ્રી કૃષ્ણ મહારાજાની પાસે આવી. પોતાની ભાવનાને અનુસરીને શ્રી કૃષ્ણ મહારાજાએ તો તેણીને પણ એ જ પૂછ્યું કે–'તારે સ્વામિની થવું છે કે દાસી ?' તરત જ પેલી રાજપુત્રીએ જવાબ દીધો કે–'દાસી.' શ્રી કૃષ્ણ મહારાજા પોતાની પુત્રીના આવા જવાબને સાંભળીને ક્ષણ વાર ચોંકી ગયા. પછી સમજી ગયા કે–'આના હૈયામાં ઝેર રેડી દેવામાં આવ્યું છે. જ્યાં સુધી આ ઝેર નહિ નીકળે, ત્યાં સુધી આનો ઉદ્ધાર થશે નહિ !' આથી શ્રી કૃષ્ણ મહારાજાએ તેણીને કહ્યું કે–'તારે દાસી બનવું છે, તો તે માટેની ગોઠવણ કરીશ.' આમ કહીને તેણીને વિદાય કરી. એ રાજપુત્રી ખુશ થતી થતી પોતાની માતા પાસે ગઈ, તેને બધી વાત કહી અને આ વાત સાંભળીને એ રાણી પણ ખુશ થઈ. પરન્તુ બન્યું એથી ઊલટું જ; બેયની ખુશી ભાગી જાય એવું. શ્રી કૃષ્ણ મહારાજાએ વીરા સાળવીને શોધી કાઢ્યો અને તેની સાથે પેલી રાજપુત્રીનાં લગ્ન કર્યાં. એ સાળવી, પોતાની પત્ની બનેલી એવી પણ રાજપુત્રી પાસેથી કાંઈ કામ લેતો નહિ અને એની જ અનુકૂળતાને જાળવવાનો પ્રયત્ન કરતો. શ્રી કૃષ્ણ મહારાજાને એ વાતની ખબર પડી

ગઈ, એટલે સાળવીને બોલાવીને પોતાની તે પુત્રી પાસે બધું જ કાર્ય કરાવવાની, શ્રી કૃષ્ણ મહારાજાએ સાળવીને આજ્ઞા કરી !

પ્રશ્ન૦ આમ કરવું, એ બળાત્કાર ન કહેવાય ? પિતાને આમ કરવું, એ છાજે ખરૂં ?

આવું કરવા પાછળ શો આશય છે, તે જોવું જોઈએ. દાસીપણું એ શું વસ્તુ છે, એ વાત પોતાની દીકરીને સમજાવવી છે અને તેણીને સાચા સુખના માર્ગ તરફ દોરવી છે.

પ્રશ્ન૦ પણ આવી રીતિએ તે કાંઈ સંયમના માર્ગે વળાય ?

આમાં સંયમના માર્ગે વાળવાનો સવાલ નથી. પરાણે સંયમી બનાવવાનો સવાલ જ નથી. આવી સ્થિતિ તો એ રાજપુત્રીએ દાસીપણું માગ્યું, એમાંથી જ ઉપસ્થિત થવા પામી હતી. પોતાની કોઈ પણ દીકરીને, શ્રી કૃષ્ણ મહારાજાએ, બળાત્કાર કરીને દીક્ષા અપાવી જ નથી. જે રાજપુત્રીઓ સંયમ ગ્રહણ કરવાને ગઈ, તે સંયમની સાચી ભાવના તેમના હૈયામાં પ્રગટવાથી જ ગઈ છે. મહારાજ શ્રી કૃષ્ણે તો તેમને યુક્તિપૂર્વક સમજાવી એટલું જ. એ રાજપુત્રીઓએ જો એમ કહ્યું હોત કે–'સાચી રાણી બનવાનો ઉપાય તો સંયમ જ છે, પણ અમારી ભાવના ઉલ્લાસ પામતી નથી.' તો શ્રી કૃષ્ણ મહારાજા તેમને શિક્ષા પણ કરત નહિ અને પરાણે દીક્ષા લેવાને પણ મોકલત નહિ; પરન્તુ પિતા તરીકેના ઔચિત્યને સમજીને તે પુત્રીઓનો યોગ્ય સ્થળે સંબંધ જોડી આપત ! આ રાજપુત્રીએ પણ જો સંયમને ગ્રહણ કરવાની અશક્તિ દેખાડી હોત, તો શ્રી કૃષ્ણ મહારાજા એને માટે આવો ઉપાય યોજત જ નહિ.

આ તો એ પુત્રીએ 'દાસી થવાની ઈચ્છા છે'-એવો જવાબ દીધો, એટલે આવી પરિસ્થિતિ ઉત્પન્ન થવા પામી શ્રી કૃષ્ણુ મહારાજાની યુક્તિની સામે જો રાણીએ યુક્તિ અજમાવવાની રીતિ અખત્યાર કરી ન હોત, મહારાજાની ભાવનાને નિષ્ફળ બનાવાને માટે રાણીએ જો પોતાની દીકરીને 'દાસી બનવું છે' એમ કહેવાનું ન શીખવ્યું હોત અને જો સંયમની અશક્તિ જ દેખાડાવી હોત, તો કદી પણ આવું પરિણામ આવત નહિ. ધર્મને પમાડવાના માર્ગો, સ યોગો અને સ્થિતિની વિચારણાની અપેક્ષા રાખે છે રાજાને ધર્મ પમાડવો હોય તો પ્રજાથી કેમ વર્તાય અને પ્રજાને ધર્મ પમાડવો હોય ત્યારે રાજા કેમ વર્તે; એવી જ રીતિએ, પતિને ધર્મ પમાડવો હોય ત્યારે પત્ની કેમ વર્તે અને પત્નીને ધર્મ પમાડવો હોય ત્યારે પતિ કેમ વર્તે; તેમજ સંતાનને ધર્મ પમાડવો હોય ત્યારે પિતા કેમ વર્તે અને પિતાને ધર્મ પમાડવો હોય ત્યારે સંતાન કેમ વર્તે; એમાં પરસ્પર જે રીતિ અખત્યાર કરવાની હોય, તેમા ઘણો ભેદ હોય છે. પોતાના અને સામાના સ્થાનને, પરસ્પરની મર્યાદાને જોયા વિના ચાલે નહિ રાજા, પતિ કે પિતા પ્રજા, પત્ની કે સંતાન પ્રત્યે જેમ વર્તે, તેમ કાંઈ પ્રજા, પત્ની કે સંતાનથી રાજા, પતિ કે પિતા પ્રત્યે વર્તાય નહિ. શ્રી કૃષ્ણુ તો મહારાજા પણ છે અને પિતા પણ છે, એટલે એ પોતાના સંતાનને ધર્મ પમાડવાને માટે આમ વર્તે તે શોભે, પરન્તુ એમની ભાવનાને નિષ્ફળ બનાવવાને માટેનો રાણીએ જેવો ઉપાય યોજ્યો, તેવો ઉપાય યોજવો, એ પ્રમાણે રાજાનો સામનો કરવો, એ, રાણીને શોભે નહિ આપણી વાત તો એ હતી કે-

'સાચા જૈન પિતાના હૈયામાં સંતાનને માટે કેવી ભાવના હોય ?' રાજાને તો પ્રજા પણ સંતાન તુલ્ય જ છે ને ? તે છતાં પણ, શ્રી કૃષ્ણ મહારાજાએ પોતાના સંતાનને માટે જેવો ઉપાય અજમાવ્યો, તેવો ઉપાય કોઈ નોકર અથવા તો પ્રજાજનને માટે અજમાવ્યો નથી. ત્યારે શું પ્રજાજનો ધર્મને પામે અને સંયમને આરાધનારા બને–એવી શ્રી કૃષ્ણ મહારાજાની ઈચ્છા નહોતી ? શ્રી કૃષ્ણ મહારાજાના હૈયામાં એવી ઈચ્છા તો હતી જ, પણ તેમણે ત્યાં પોતાની મર્યાદાનો વિચાર કર્યો અને મર્યાદાને છાજતો ઉપાય યોજ્યો. શ્રી કૃષ્ણ મહારાજાએ પોતાના પ્રજાજનો સંયમને આરાધનારા બને, એ માટે શ્રી થાવચ્ચાપુત્રની દીક્ષાના સમયે ઢંઢેરો પીટાવ્યો કે–"જે કોઈને પણ ભગવાન શ્રી નેમનાથસ્વામીજીની પાસે દીક્ષા લેવી હોય, તે ખુશીથી દીક્ષા લે ! જે કોઈ દીક્ષા લેશે, તેનાં પાછળ રહેલાં સઘળાં કુટુમ્બીજનોને હું દીક્ષા લેનારની જેમ સાચવીશ. દીક્ષા લેનારના પુત્રને પુત્રની જેમ જાળવીશ અને દીક્ષા લેનારના પિતાને પિતા જેવા માનીને જાળવીશ. દીક્ષા લેનારના અભાવમાં હું કોઈને કશી જ તકલીફ પડવા નહિ દઉં અને તેમની બધી મુસ્કેલીઓનું નિવારણ હું કરીશ !' વિચારવા જેવું એ છે કે–શ્રી કૃષ્ણ મહારાજાના હૈયામાં સંયમ પ્રત્યે કેવો ભાવ હતો તેમજ એ સંયમની પ્રભાવના કરવાની એમના હૈયામાં કેવી તાલાવેલી હતી ? પોતે કેવા હતા ? શ્રાવકના એક અણુવ્રતને પણ નહિ આચરનારા ! વિરતિને અંશે પણ કરનારા નહિ ! અણુવ્રતાદિનું ગ્રહણ અને પાલન અથવા તો સામાન્ય પણ વિરતિ, એ કેમ નહિ કરતા હોય ? નહિ કરવા માટે કે

નહોતા કરી શકતા માટે ? એમને અવિરતિનો એવો ઘોર ઉદય હતો, માટે જ એ વિરતિને એક અંશે પણ આચરી શકતા નહોતા ! આવા અવિરતિના ઉદયવાળા પણ જો સાચા જૈન હોય, તો એમની ભાવના કેવી હોય, એ સમજવાને માટે શ્રી કૃષ્ણ મહારાજાનો આ પ્રસંગ ખૂબ ખૂબ યાદ રાખવા જેવો છે; વારંવાર વિચારવા જેવો છે; એમની ભાવનાનું વારંવાર મનન કરવા જેવું છે. આવી જ રીતિએ અવિરતિના ઉદયથી બાપને ગૃહસંસાર ચલાવવો પડતો હોય, બાપ ત્યાગી ન બની શકતો હોય, સંયમને ન સેવી શકતો હોય, પરન્તુ એ જો સાચો જૈન હોય, તો એના હૈયામાં પોતાનાં સંતાનોને કયે માર્ગે વાળવાની ભાવના હોય ? 'મારાં સંતાનો સંયમને પામે તો સારું'–એવી ભાવના તો જૈન મા–બાપના હૈયામાં હોય ને ? પછી સંતાનોમાં તેવી યોગ્યતા ન હોય, સંતાનોને પણ તેવા પ્રકારનો કર્મોદય વર્તતો હોય અને એથી તેઓ સંયમી ન બને, તો જૈન માતા–પિતા એ સંતાનો રખડેલ બની જાય નહિ, સદાચારભ્રષ્ટ બની જાય નહિ, એ માટે એમનાં લગ્નાદિ પણ કરે. માતા–પિતા તે કહેવાય, કે જેમના હૈયામાં સંતાનના ભલાની જ ભાવના હોય અને એથી જે માતા–પિતા જૈન હોય, સાચા વિવેકને પામેલાં હોય, તેમને એમ તો જરૂર થાય કે–'અમારાં સંતાનો સંયમને પામે તો સારું !'

આપણે જે ઉદાહરણ જોવું છે, તેમાં એ શેઠની ભાવના એ હતી કે–'મારા દીકરાઓ સારામાં સારું કામ કરે અને મારા દીકરાઓમાંથી જે કોઈ સારામાં સારું કામ કરનારો નીવડે, તેને જ મારે મારી સંપત્તિનો મોટો ભાગ આપવો.'

આવી ભાવના હતી, એટલે એ શેઠે પોતાના દીકરાઓની પરીક્ષા કરવાનો વિચાર કર્યો. એ માટે એ શેઠે પોતાના ત્રણેય દીકરાઓને, એ ત્રણેયનો નિર્વાહ સારી રીતિએ થાય એટલું ધન આપીને, દરેકને જુદા કર્યા. પોતાની સાથે કોઈ દીકરો નહિ અને ભાઈ–ભાઈ પણ સાથે નહિ.

આ પ્રમાણે કર્યા પછીથી, પોતાની પાસે જે મોટી સંપત્તિ બાકી રહી, તેમાથી પોતાના નિર્વાહજોગું દ્રવ્ય રાખી લઈને, એ શેઠે પોતાના બાકીના દ્રવ્યનું એક મહા કીમતી લાલ (રત્ન) ખરીદી લીધું. લાલ એટલા માટે ખરીદી લીધું કે–જ્યારે મન થાય ત્યારે ઝટ આપી શકાય અને કોને ક્યારે આપ્યું, તે કોઈ જાણી પણ શકે નહિ.

પિતાજીએ રત્ન ખરીદી લીધું છે, એ વાતની છોકરાઓને ખબર હતી. પિતાજીએ મહા મૂલ્યવાન એક જ રત્ન ખરીદી લીધું, એટલે છોકરાઓને વિચાર તો થાય ને કે–'પિતાજી એ રત્નનું શું કરવાને ઇચ્છે છે? જો ત્રણેય ભાઈઓને સરખે ભાગે આપવાનું હોત, તો પિતાજી એક નહિ પણ ત્રણ રત્નો ખરીદ કરત; પણ ખરીદ કર્યું છે એક રત્ન, એટલે એ રત્ન ત્રણમાંથી કોઈ એકને આપી દેવાનું છે કે પિતાજી એ રત્નનો કોઈ બીજો જ ઉપયોગ કરી દેવાને ઇચ્છે છે?'

એક વાર એ શેઠની પાસે એ શેઠના ત્રણેય દીકરાઓ બેઠા હતા અને જુદી જુદી વાતો કરતા હતા. એમાં વાતે વાતે મોટા છોકરાએ શેઠને પૂછ્યું કે–'પિતાજી! આપે જે એક રત્ન ખરીદ્યું છે, તે કોને આપવાનું છે?'

એ રત્ન તેને જ આપવાનો છે, કે જે આત્માનો ખરેખરો પ્રતિપાળ હોય! જે કોઈ ભલાઈનું ઉંચામાં ઉંચુ કામ કરશે, તેને હું એ રત્ન પ્રસન્ન થઈને આપીશ.'

શેઠે આવો જવાબ આપ્યો, એટલે ત્રણેય દીકરાઓમાંથી કોઈ તે વખતે તો કાંઈ બોલ્યું નહિ, પણ મોટા દીકરાએ તો નિર્ણય કર્યો કે-' તક મળી જાય તો ઝટ પિતાજીના મનને પ્રસન્ન કરી દઉં અને એમની પાસેથી અમૂલ્ય રત્નને હું જ લઈ લઉં!'

આ બનાવ બન્યા પછીથી, કેટલાક દિવસો વહી ગયા. ત્રણેય દીકરાઓ પાસે શેઠની આપેલી એટલી સંપત્તિ છે કે-તેમનો સુખે નિર્વાહ થયા કરે; પણ એમ તે કાંઈ વાણિયાનો છોકરો બેસી રહે? એને ધંધો કર્યા વિના ચેન પડે?

સાધનસંપન્ન હોય તે નિવૃત્તિ જ ભોગવે, એ બધાને માટે શક્ય છે? નિવૃત્તિનો જેને રસ હોય, તે તો સાધન મળતાં નિવૃત્તિ તરફ વળે, પણ જેના લોભને થોભ ન હોય, તે શું કરે? નિવૃત્તિનો રસ હોય, તો માણસને થોડા સાધને પણ ચલાવી લઈને, સહી શકાય તેમ હોય તેટલું સહી લઈને પણ, નિવૃત્તિના સુખને ભોગવવાનું મન થાય. આપણે ત્યાં નિવૃત્તિ એ કાંઈ એદીપણાનો પ્રકાર નથી. ખાય-પીએ અને આરામથી મોજ-શોખ ભોગવ્યા કરે, એ સાચી નિવૃત્તિ નથી. આપણે ત્યાં તો નિવૃત્તિ પાપનિવૃત્તિ રૂપ છે અને ધર્મપ્રવૃત્તિ રૂપ છે. જે પુણ્યાત્માઓ ધર્મની સાધનામાં, મોક્ષના ઉપાયને આચરવામાં તત્પર બનેલા છે, એ જ સાચા નિવૃત્ત આત્માઓ છે. એવા નિવૃત્ત આત્માઓ આ લોકમાં પણ

અનુપમ એવા નિરુપાધિક આત્મસુખને ભોગવનારા બને છે અને એમનો પરલોક પણ સુધરે છે.

શેઠના દીકરાઓને આવો નિવૃત્તિધર્મ સમજાયો નથી, એટલે તેઓ સાધનસંપન્ન હોવા છતાં પણ ધંધો કરે છે. એમાં જે નાનો દીકરો છે, તે પણ ધંધો કરે છે ખરો, પણ ધંધો કરવામાય તે નીતિને ચૂકતો નથી અને ધનનો લોભ કર્યા વિના ગરીબોને દાન પણ સારી રીતિએ કર્યા કરે છે.

હવે એક દિવસ બન્યું એવું કે–એ ગામમાં એક મોટું સરોવર જેવું તળાવ હતું અને એ તળાવે સ્નાન કરવાને માટે શેઠનો મોટો દીકરો ગયો હતો. એ તળાવે સ્નાન કરવાને માટે ઘણા માણસો આવ્યા હતા તળાવની પાર બાંધેલી હતી તળાવમાં ઉતરવાનાં પગથિયાં બાંધેલાં હતાં, એટલે બધા લોકો તળાવનાં પગથીયાઓ ઉપર બેસીને સ્નાન કરતા હતા. એમાં નાની ઉંમરનો કોઈ ગરીબનો છોકરો પણ સ્નાન કરતો હતો. એ છોકરો હતો જરા રમતિયાળ અને તળાવના પાણીમાં પગથિયાં ઉપર લીલ જામી ગઈ હતી, એટલે રમત કરતાં કરતાં તે છોકરો જ્યાં જરા નીચે ઉતરવા ગયો, કે તરત જ એનો પગ લપસ્યો અને એ ડૂબવા લાગ્યો. એને ડૂબતો જોઈને, ન્હાનારાઓમાં હો–હાકાર મચી ગયો.

શેઠના મોટા પુત્રે પણ એ તરફ જોયું અને એને પેલા લાલની (રત્નની) વાત યાદ આવી ગઈ. એને થયું કે–' આ છોકરાને જો હું બચાવી લઉં, તો આ વાત જાણવાથી પિતાજી જરૂર પ્રસન્ન થશે અને પિતાજી પ્રસન્ન થશે એટલે એ પેલું મહા મૂલ્યવાન રત્ન મને આપશે.'

પિતાજીની પાસેથી મહા મૂલ્યવાન રત્નને મેળવવાની આ સુન્દરમાં સુન્દર તક છે, એમ સમજીને એ શેઠના મોટા પુત્રે તળાવમાં ઝંપલાવ્યું. એને તરતાં તો આવડતું જ હતું, એટલે ઝટ પેલા ડૂબતા છોકરાને એણે પકડી પાડ્યો અને તેને જાળવીને તળાવની બહાર કાઢ્યો.

લોકો તો શ્રીમંતપુત્રના પરોપકારી કાર્યને નજરે નીહાળીને આફ્રીન પોકારી ગયા જેમાં શ્રમ પણ હોય અને જોખમ પણ હોય, તેવું પરોપકારનું કાર્ય જો કોઈ સુખી માણસ કરે, તો લોકો તેની વધારે પ્રશંસા કરે છે. આખા ગામમાં વાત ફેલાઈ ગઈ કે–' આજે તો એક ગરીબનો છોકરો તળાવમાં ડૂબી જતો હતો, પણ અમુક શેઠના પુત્રે મર્દાનગી બતાવી અને તળાવમાં પડીને એ છોકરાને ડૂબતો બચાવી લીધો !'

આમ આખુંય ગામ પ્રશંસા કરી રહ્યું હતું, પણ પેલા શ્રીમંતપુત્રને એથી કાંઈ વિશેષ આનંદ થતો નહોતો. એ તો એક જ ચિન્તામાં હતો કે–' ક્યારે મારી ભલાઈની આ વાત પિતાજીને કાને પહોંચે અને ક્યારે પિતાજી મને બોલાવીને પેલું લાલ (રત્ન) આપે !' પિતાજીના કાને આ વાત પહોંચી કે નહિ, એની એ તપાસ કર્યા કરતો હતો. પિતાજીને આ વાતની ખબર પડી ગઈ છે, એવું એણે અનેકોની પાસેથી જાણ્યું, પણ મનમાં ચિન્તા એ હતી કે–' હજુ પિતાજી મને બોલાવતા કેમ નથી ? કદાચ લાલની વાત ભૂલી ગયા હશે ?' અથવા તો હકીકત એમના જાણવામાં બરાબર નહિ આવી હોય ?' ભલાઈ કેવળ ભલાઈ માટે જ હોત, તો એ શ્રીમંતપુત્રની

જ પડી ગયો. એ આવ્યો હતો તો આશાભેર, પણ થઈ ગયો એકદમ નિરાશ! પછી ઘેર પાછા ફરતાં, એને અનેક વિચારો આવ્યા. 'હું જ મૂર્ખો. નાહક મેં તલાવમાં ઝંપલાવ્યું. એમાં જો હું મર્યો હોત તો જીવથી જાત. બચ્યો પેલો અને મને મળ્યું કાંઈનહિ! ડોસાએ મારા કામની કશી કદર કરી નહિ!'

આવાને મનુષ્યરક્ષાના દયામય કાર્યથી પણ ફાયદો થાય ખરો? સુકૃત સારા ભાવે, નિરાશંસ ભાવે, કેવળ ભલી બુદ્ધિથી કરવું જોઈએ અને સુકૃત કર્યા પછીથી, પાછળ કદી પણ પશ્ચાત્તાપ નહિ કરવો જોઈએ, પણ સુકૃતની અનુમોદના કરવી જોઈએ. સુકૃત કરતાં પહેલાં સારો ભાવ ન હોય અથવા તો સુકૃતને આચરીને પરિતાપ અનુભવાય, તો એથી સુકૃત મલિન બને છે. તમે અહીં બેઠા છો અને અહીં કોઈ સારા કામની ટીપ આવી લાગે, તો તમને શું થાય? લક્ષ્મીનો સદ્વ્યય કરવાનો, પાપથી મળેલી અને પાપ કરાવે એવી લક્ષ્મીથી પુણ્યને ઉપાર્જવાનો સારો અવસર આવ્યો, એવો મનમાં ઉમળકો આવે ખરો? કે પછી 'આજે જ ક્યાંથી આ ટીપ આવી? ફસાઈ પડ્યા. બધાની વચ્ચે બેઠા છીએ, એટલે આપવું તો પડશે જ.'–એમ થાય? એ વખતે તમે ધાર્યું હોય કે–'આ ટીપમાં મારે ઓછામાં ઓછા સો રુપિયા તો આપવા જ પડશે.' પણ શરૂઆત તો તમે ૨૫ કે ૫૦થી જ કરો ને? એમાં જો ટીપ ભરાવનારો ૫૦ કે ૭૫માં માની જાય, તો તમારા મનમાં શો વિચાર આવે? 'ઠીક થયું. ૫૦ કે ૨૫ રુપિયા બચી ગયા'–એમ થાય ખરું ને? આવું જો થતું હોય, તો તે સુકૃત શું ફળ આપે? પછી તો કહેવું પડે કે–'૫૦

કે ૨૫ બચી ગયા એમ નહિ, પણ ૫૦ કે ૭૫ ગુમાવ્યા.' કેમ? આપ્યા, પણ તે બળતા હૈયે આપ્યા માટે! આપ્યા તેની અનુમોદના થઈ નહિ અને ધારેલી રકમ કરતાં જેટલું ઓછું અપાયું-તેની અનુમોદના થઈ! કેટલાક માણસો વળી ઉત્સાહથી આપી દીધા પછીથી પરિતાપને સેવીને ઘોળાને ઘોઈ નાખે છે. પછી વિચાર આવે કે-'આજે આપણે નાહક ભાવનાના વેગમાં તણાઈ ગયા. ટીપમાં રકમ લખાવવામાં ઉતાવળ થઈ ગઈ!' આવા પ્રકારના વિચારો આવે, એ પરિતાપ કહેવાય. પરિતાપ સુકૃતના ફળને ધૂળમાં મેળવી દે. શેઠના મોટા દીકરાને તો સુકૃત આચરતાં પહેલાં લાલની લાલચ હતી અને પાછળથી એમ થયું કે-'આ કામ ન કર્યું હોત, તો સારું થાત!' સુકૃતને આચરવા છતાં પણ, આવા પ્રકારની મનોવૃત્તિના યોગે, અજ્ઞાન માણસો સુકૃતના ઉત્તમ ફળને ગુમાવી દે છે.

હવે લાલને મેળવવાને માટે એ શેઠનો બીજો દીકરો શું કરે છે, તે જોઈએ. શેઠના બીજા દીકરાએ પોતાના મોટા ભાઈને અંગે બનેલી હકીકતને સાંભળી હતી. એણે વિચાર કર્યો કે-'લાલચુ ઠરાય નહિ અને પિતાજી પ્રસન્ન થાય, એવું કોઈ કામ કરવું જોઈએ.' એવું કામ કયું હોઈ શકે, તે એ વખતે તો તેના ધ્યાનમાં આવ્યું નહિ, પણ તે તે દિવસથી એવી કોઈ તકની રાહ જોવા લાગ્યો.

બજારમાં એની મોટી દુકાન હતી. જથ્થાબંધ માલનો એને વેપાર હતો. ઘણા આડતિયાઓ એને ત્યાં આવતા, ઉતરતા અને એથી એની પેઢીમાં પૈસાની મોટી લેવડ-દેવડ ચાલતી રહેતી. એમાં એક વાર એવું બન્યું કે-એક આડતિયો

હિસાબ કરતાં કરતાં લગભગ પચીસ હજાર રુપિયા જેવી મોટી રકમ એની દુકાને ભૂલી ગયો અને એ પોતાનું કામ પતાવીને પોતાને ગામ ચાલ્યો ગયો. શેઠના બીજા દીકરાના હાથમાં એ રકમ આવી, એટલે તેણે એ રકમને પોતાની તીજોરીમાં જુદી મુકાવી રાખી.

દિવસો ઉપર દિવસો ગયા, પણ કોઈની ફરિયાદ આવી નહિ. જે આડતિયો આ રકમને ભૂલી ગયો હતો, તે આડતિયાને પોતાને ઘરે પહોંચ્યા બાદ હિસાબ મેળવતાં એ રકમ ખૂટેલી જણાઈ, પણ પોતે એ રકમ ક્યાં ભૂલી ગયો છે, તેની તેને કલ્પના આવી નહિ. તેણે તો, કશું સૂઝયું નહિ એટલે ધાર્યું કે–'રકમ ક્યાંક પડી ગઈ.'

થોડાક દિવસો ગયા બાદ, શેઠનો બીજો દીકરો વિચાર કરે છે કે–' પેઢીમાંથી હાથ આવેલી પારકી રકમનું કરવું શું? હજમ કરી જવી કે જેની છે તેને પહોંચાડી દેવી? પણ આમ અનાયાસે અને કોઈ જાણે નહિ એવી રીતિએ હાથ આવી ગયેલી આવી મોટી રકમને પાછી આપી દેવાની મૂર્ખાઈ કોણ કરે?' એ આવા વિચારો કરતો હતો, ત્યાં એને ખ્યાલ આવ્યો કે–' પ્રમાણિક તરીકે પંકાવાનો અને સાથે સાથે પિતાજીના મનને પ્રસન્ન કરી દેવાનો પણ આ બહુ જ સારો ઉપાય છે. ૨૫ હજાર જશે પણ લાખ્ખોની કિંમતનું લાભ મારા હાથમાં આવશે અને બજારમાં મોટી નામના થઈ જશે એ વધારામાં! બહુ જ સરસ યુક્તિ છે; એક પંથ દો કાજ!'

તરત જ એ ઊઠ્યો. ગયો મુનીમ પાસે. કહ્યું કે–"અમુક આડતિયાને હમણાં જ ચીઠ્ઠી મોકલાવો કે-તમારી ૨૫

હજાર રુપિયાની રકમ અહીં અમારી પેઢી ઉપર ભુલી ગયા હતા, તે અમારા હાથમાં આવતાં અમે અમારી તીજોરીમાં જુદી રાખી મૂકી છે. આટલા દિવસ તમારી રાહ જોઈ કે-તમે કાંઈ નહિ તો તપાસ કરવા પણ આવશો, પરન્તુ તમે આવ્યા નહિ; સો તમે આ ચીટ્ઠી તમને મળે એટલે તરત જ અહીં આવશો અને તમારી રકમ લઈ જશો."

આ શાહુકારી કહેવાય ? દુનિયા શાહુકારી કહે, પણ એને શાહુકારીનું-પ્રમાણિકતાનું સાચું ફળ મળે ખરું ? નહિ જ, કારણ કે-આવી રકમ ન્યાય ખાતર સામાને પાછી પહોંચાડવાની જ શાહુકારની તો વૃત્તિ હોય, પણ શેઠના આ પુત્રની એ વૃત્તિમાં વિકૃતિ ભળી હતી ! આના હૈયામાં લાલની લાલચ ન હોત, તો એ રકમ એના ધણીને પાછી મળત નહિ.

પેલા આડતિયાને એ ચીઠ્ઠી મળી, એટલે એને વાંચતાં એના આનન્દનો પાર રહ્યો નહિ. શેઠના છોકરાની પ્રમાણિકતાનાં એ ભારોભાર વખાણ કરવા લાગ્યો. જે મળે તેને શેઠની ચીઠ્ઠી વંચાવે અને કહે કે-'ખરો શાહુકાર આનું નામ.' આટલી મોટી રકમ, ખોવાઈ ગયેલી રકમ, જેની પાછી મળવાની આશા મૂકી દીધેલી, એ રકમ લેશ પણ કલેશ વિના ઘેર બેઠે પાછી મળે, એથી આડતિયાની પ્રસન્નતાની કાંઈ સીમા રહે ? અને એની જેટલી પ્રસન્નતા વધે, તેટલી જ એ આ શેઠના છોકરાની પ્રશંસા વધારે કરે ને ? રસ્તે પણ ઠામ ઠામ પ્રશંસા કરતો એ આવ્યો શેઠના ગામમાં અને અહીં પણ એ દુકાને દુકાને શેઠના છોકરાની પ્રશંસા કરવા લાગ્યો. આખુંય બજાર ઉલાળે ચઢ્યું. ગામમાં ઘરે ઘરે આ વાત

થવા લાગી અને સૌ કોઈ શેઠના આ દીકરાની પ્રશસ્તિ ગાવા લાગ્યું. ખરેખર, અપ્રમાણિક માણસો પણ એ જ ઈચ્છે છે કે-બીજા બધા પ્રમાણિક હોય તો સારા. વ્યભિચારી માણસો પણ ઈચ્છે છે કે-બીજા બધા શીલસંપન્ન હોય તો સારા. ભલમનસાઈ નહિ કરનારાઓ પણ ઈચ્છે છે કે-બીજા બધા ભલા હોય તો સારું! કેમ આમ? એક તો સદાચાર-નો એ પ્રભાવ છે અને બીજું તેમાં જ પોતાનું પણ હિત છે. અપ્રમાણિક માણસ બીજા બધાને પ્રમાણિક ઈચ્છે છે, કારણ કે-બીજા પણ અપ્રમાણિક હોય, તો એને છેતરાવાનો, લૂંટાવાનો સંભવ ખરો ને? વ્યભિચારી માણસ બીજા બધાને શીલસંપન્ન ઈચ્છે છે, કારણ કે-બીજાઓ જો દુરાચારી હોય, તો તેથી પોતાની વહુ, બેટી, મા, બેન વગેરેની ફસામણીનો ડર ઉભો રહે ને? તમે જોજો; તપાસ કરજો; અપ્રમાણિક અને વ્યભિચારી માણસો પણ, અપ્રમાણિક અને વ્યભિચારી માણસોની સાથે ઘરવટનો સંબંધ રાખવાને ખુશી નહિ હોય અને પ્રમાણિક તથા સદાચારી માણસોની સાથે જ ઘરવટનો સંબંધ બાંધવાને રાજી હશે! એમાં બીજો પણ ફાયદો છે. સારા માણસો જોડે સંબંધ હોય, તો એવાઓને અપ્રમાણિકતાને અને અનાચારને આચરવાની પ્રાયઃ વધારે તક મળે છે. બાકી તો સામાન્ય રીતિએ, આર્ય દેશમાં તો ખાસ કરીને, અજ્ઞાન માણસોને પણ સદાચારો ગમે છે. સદાચારનો એ પ્રભાવ છે કે દુરાચારિને પણ બીજાનો સદાચાર આકર્ષે!

ગામમાં બધેય વાત ફેલાઈ ગઈ અને ઠામ ઠામ પોતાની પ્રશંસા થવા લાગી, એટલે બીજો છોકરો પણ શેઠની પાસે ગયો.

શેઠ શાણો છે. પગલા ઉપરથી માણસને પારખી શકે એવો હોશિયાર છે. એ સમજી ગયો કે-આ છોકરો પણ લાલનો લાલચુ બનીને આવ્યો છે.

શેઠ એને આવેલો જોઈને કાંઈ બોલ્યો નહિ, પણ પેલાએ તો આવીને બેસતાં વેંત જ પૂછ્યું કે-'પિતાજી! આપે સાંભળ્યું ને ?'

શેઠ કહે છે કે-'હા, ભાઈ! બધું વિગતવાર સાંભળ્યું. શાહુકાર શાહુકારી સાચવે, એમાં નવાઈ ન કહેવાય. શાહુકારના બજારમાં શાહુકાર તરીકે બેસનારે આવી જ રીતિએ વર્તવું જોઈએ. મને તો તેં એ રુપિયા થોડા દિવસ તારી પાસે રાખી મૂક્યા, તેય ગમ્યું નહિ; પણ એને બોલાવીને તેં એના રુપિયા પાછા આપી દીધા, એ બહુ સારૂં કર્યું! બાકી જો તું એમ માનતો હો કે-તેં નવાઈ કરી છે, તો જેના રુપિયા હતા તેને તેં પાછા આપી દીધા, એમાં કશી નવાઈ કરી નથી. લોકો તો પ્રશંસા કરે, પણ આપણે સમજવું જોઈએ કે-આપણે અનીતિની એક પાઈ પણ પારકી સંઘરીએ, તો એથી આપણી શાહુકારીને બટ્ટો લાગે.'

શેઠે આ પ્રમાણે જવાબ દીધો, એટલે લાલની ગાલને (વાતને) યાદ કરવાની તક પણ ક્યાં રહી? આ બીજા ભાઈ સાહેબ પણ પહેલા ભાઈ સાહેબની જેમ ઢીલા થઈને વીલા મુખે લાલને મેળવવાની આશાને તજીને પાછા ફર્યા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે-"આપણે નસીબના ભારે આકરા! પચીસ હજાર રુપિયા પણ હાથથી ગયા અને લાલ પણ જાલમાં આવ્યું નહિ! આને બદલે જો પેલાને રુપિયા

પાછા ન આપ્યા હોત, તો એટલી મુડી તો વધત? આ તો આપણી 'લેને ગઈ પૂત અને એ આઈ ખસમ' જેવી બેય બાજુથી રખડી પડયાની હાલત થઈ!"

શેઠ પોતાના બન્ને મોટા દીકરાઓની મનોદશાને જાણીને નારાજ થયો. ઘણી નિરાશા થઈ. હવે માત્ર નાનો છોકરો શું કરે છે, તે જોવાનું હતું. નાનો છોકરો ભલાઈનાં કામો કર્યા કરતો હતો, એટલે શેઠના મનમાં એને માટે કાંઈક આશા હતી; પણ પોતાના બન્ને મોટા પુત્રોની સ્વાર્થપરાયણતાને જોઈને, શેઠ પોતાના નાના છોકરાની બાબતમાં પણ શંકિત થઈ ગયો. 'કદાચ નાનો પણ કોઈ લાલચનો માર્યો ભલાઈ કરતો હશે તો?'–આવી શંકા પેદા થઈ ગઈ; પણ પાછો નિર્ણય કર્યો કે–'એની પરીક્ષા માટે રાહ જોવી જોઈએ.'

બીજી તરફ શેઠના નાના છોકરાની મનોદશા કોઈ જુદા જ પ્રકારની છે. તેને પણ પિતાએ કહેલ એ વાત યાદ છે કે–પિતા લાલ કોને આપશે; પણ પોતે લાલને લેવાની ચિન્તા રાખતો જ નથી. એ તો પોતાના તકદીર અને પોતાના સારા પુરૂષાર્થ ઉપર ભરોસો રાખનારો માણસ છે. મા–બાપનું આપ્યું જ મળે અને જે મળે તે ટકે, એવું એ માનતો જ નથી. મા–બાપ દ્વારા કે અન્ય દ્વારા, મહેનત કરવાથી કે વગર મહેનતે, વહેપાર કરવાથી કે ચોરી કરવાથી–એમ ગમે તે પ્રકારે, થોડી કે વધુ, જે કાંઈ પણ સંપત્તિ મળે, તે આપણા પોતાના જ પુણ્યકર્મના ઉદય વિના મળે જ નહિ; એ સંપત્તિ ટકે પણ આપણા પુણ્યકર્મનો યોગ હોય તો જ અને એ સંપત્તિ ભોગવાય પણ આપણા પુણ્યકર્મનો યોગ

હોય તો જ. એ એવું માને છે. અનીતિ વગેરેને એ આચ રતો નથી, તે એટલા માટે કે–એથી પાપકર્મ બંધાય નહિ અને દયા–દાનનાં કાર્યોને તે આચરે છે, તે એટલા માટે કે–એથી પુણ્યકર્મ બંધાયા કરે. એની એ દૃઢ માન્યતા છે કે–જો મારો કોઈ પણ અપકાર કરે, તો તે મારા પૂર્વકાલીન પાપકર્મના ઉદય વિના કરી શકે જ નહિ. કોઈ મારો અપકાર કરે, તો એ સૂચવે છે કે–અત્યારે મારું પાપકર્મ ઉદયમાં વર્તી રહ્યું છે; અને પાપકર્મ ઉદયમાં વર્તી રહ્યું છે, એનો અર્થ એ છે કે-એ પાપકર્મ મારા આત્માથી વિખૂટું પડી રહ્યું છે. એ પાપકર્મ ગયું, એટલે એ પાપકર્મના યોગે આવવી સંભવિત એવી આફતનો ભય પણ ગયો આવી એની માન્યતા હોવાથી, એ અપકાર કરનાર ઉપર પણ ખીજ કરતો નહિ એને એમ થતું કે–આ બીચારો નાહક પાપકર્મને ઉપાર્જી રહ્યો છે. મારૂં પાપકર્મ ચાલ્યું જાય છે અને આને પાપકર્મ બંધાયે જાય છે ! એના યોગે બીચારાને ભવિષ્યમાં દુઃખ ભોગવવું પડશે. એ વખતે શેઠના નાના છોકરાને આવી દયા આવતી હતી અને પોતા ઉપર અપકાર કરનાર ઉપર પણ એને ઉપકાર કરવાનું મન થતું હતું, કારણ કે–એથી પુણ્યકર્મનો ઘણો સંચય થાય, એવું એ માનતો હતો.

આવી રીતિએ વર્તનાર માણસને કોઈ દુશ્મન હોય ખરૂં ? એને મન તો કોઈ દુશ્મન હોય જ નહિ. પણ મોટે ભાગે એના પ્રત્યે પણ કોઈને દુશ્મનાવટ હોય નહિ આમ છતાં પણ, કર્મના સ્વરૂપ આદિને જાણનારા જ્ઞાનિઓ ફરમાવે છે કે–‘એવી રીતિનું વર્તન કરનારા માણસ પ્રત્યે

પણ કોઈને દુશ્મનાવટ થાય, તો તેથી આશ્ચર્ય પામવા જેવું નથી.' કેમ ? કારણ એ કે–અત્યારે તો એ સારી રીતિએ વર્તે છે, પણ પૂર્વે ભવાન્તરોમાં એણે ભૂલ કરીને પાપકર્મ ઉપાર્જ્યું હોય અને એ પાપકર્મ અત્યારે ઉદયમાં આવ્યું હોય, તો શું થાય ? એના એ પાપકર્મના ઉદયથી, એના પ્રત્યે દુશ્મનાવટ રાખનારા મળી આવે, એ સંભવિત છે. જેનું એણે ભલું જ કર્યું હોય અને જેનું તે ભલું જ કરવાને ઈચ્છતો હોય, તેવો પણ માણસ એના પ્રત્યે દુશ્મનાવટ રાખનારો બને, એ સંભવિત છે અને તેમાં કારણ, તેના પોતાના જ પૂર્વકાલીન પાપકર્મનો ઉદય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને પણ, એ તારકોના અન્તિમ ભવમાંય ઉપસર્ગ કરનારા, કલંકિત ઠરાવવાને મથનારા મળી જાય છે, તે શાથી ? માણસ તદ્દન શુદ્ધ આચારવાળો હોય, તદ્દન શુદ્ધ હૃદયનો હોય, તે છતાં પણ એના ઉપર અનાચારનું કલંક આવે, એ પણ બને અને અનાચારી તરીકે તે પંકાય, એમ પણ બને; જો કે–એવું થોડું બને, પણ પૂર્વકાલીન પાપકર્મના ઉદયથી એવું પણ બને ! તમે દુશ્મનાવટ રાખો તો જ કોઈ તમારા પ્રત્યે દુશ્મનાવટ રાખે, એવો એકાન્ત નિયમ નથી. તમારા હૈયામાં કોઈ પ્રત્યે દુશ્મનભાવ ન હોય, તે છતાં પણ તમારા પૂર્વકાલીન પાપકર્મના ઉદયથી, તમારા પ્રત્યે દુશ્મનાવટ રાખનારા હોય–એવા પણ મળી આવે, એ સંભવિત છે. એ વખતે પણ એના પ્રત્યે દુશ્મનભાવ આવે નહિ અને એના પ્રત્યેનો દયાભાવ અખંડ બન્યો રહે, એમાં જ તમારું કલ્યાણ છે.

પેલા શેઠના નાના દીકરા પ્રત્યે ગામના લોકોને ઘણો સદ્ભાવ હતો; સૌ કોઈ એના દયા-દાનાદિ ગુણોની તારીફ કરતું હતું; પણ એક આદમી એવો પણ હતો કે-એ આનું કાસળ કાઢી નાખવાની જ પેરવીમાં હતો

એ માણસ શરાબી હતો શેઠના નાના છોકરાના ઘરની પાસે જ એ રહેતો હતો. વારંવાર એ શરાબ પીઈને આવતો અને ઘરમાં ધીંગાણું મચાવતો. એની સ્ત્રી તથા એનાં બાલ-બચ્ચાં પણ એનાથી કંટાળી ગયા હતાં.

શરાબીની દશા કેવી થાય છે, એ તો જાણો છો ને? એનો આત્મા પાયમાલ થઈ જાય છે-એટલું જ નહિ; એનામાં ગુણો હોય તોય તે નાસી જાય છે અને અનેક દુર્ગુણો એનામાં પેસી જાય છે-એટલું જ નહિ; પણ એ શરીરથીય પાયમાલ થઈ જાય છે અને ધનથીય પાયમાલ થઈ જાય છે. નથી ગુણ રહેતા, નથી ઇજ્જત રહેતી, નથી શરીરસ્વાસ્થ્ય રહેતું કે નથી ધન રહેતું શરાબની જ્યારે તાલાવેલી લાગે છે, ત્યારે શરાબને મેળવવાને માટે, એ ભયંકરમાં ભયંકર પણ અનાચારોને આચરતાં અચકાતો નથી શરાબ તો માણસને બેભાન બનાવે છે, પણ શરાબની જોરદાર તલપ પણ માણસને બેભાન બનાવે છે

પેલા શરાબીની પણ એવી જ દશા થઈ છે પોતાની પાસે જે કાંઈ દ્રવ્ય હતું, તે એણે શરાબીમાં ગુમાવી દીધું. તે પછી ઘરમાંથી વાસણ-કુસણ વગેરે ચીજો પણ એણે વેચવા માંડી એની સ્ત્રી એને સમજાવવાને અને અટકાવવાને મથતી, તો એ એને પણ મેથીપાક આપતો અને ઘરની ચીજો

પણ કોઈને દુશ્મનાવટ થાય, તો તેથી આશ્ચર્ય પામવા જેવું નથી.' કેમ ? કારણ એ કે–અત્યારે તો એ સારી રીતિએ વર્તે છે, પણ પૂર્વે ભવાન્તરોમા એણે ભૂલ કરીને પાપકર્મ ઉપાર્જ્યું હોય અને એ પાપકર્મ અત્યારે ઉદયમાં આવ્યું હોય, તો શું થાય ? એના એ પાપકર્મના ઉદયથી, એના પ્રત્યે દુશ્મનાવટ રાખનારા મળી આવે, એ સંભવિત છે. જેનું એણે ભલું જ કર્યું હોય અને જેનું તે ભલું જ કરવાને ઈચ્છતો હોય, તેવો પણ માણસ એના પ્રત્યે દુશ્મનાવટ રાખનારો બને, એ સંભવિત છે અને તેમાં કારણ, તેના પોતાના જ પૂર્વકાલીન પાપકર્મનો ઉદય છે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને પણ, એ તારકોના અન્તિમ ભવમાય ઉપસર્ગ કરનારા, કલંકિત ઠરાવવાને મથનારા મળી જાય છે, તે શાથી ? માણસ તદ્દન શુદ્ધ આચારવાળો હોય, તદ્દન શુદ્ધ હૃદયનો હોય, તે છતાં પણ એના ઉપર અનાચારનું કલંક આવે, એ પણ બને અને અનાચારી તરીકે તે પંકાય, એમ પણ બને; જો કે–એવું થોડું બને, પણ પૂર્વકાલીન પાપકર્મના ઉદયથી એવું પણ બને ! તમે દુશ્મનાવટ રાખો તો જ કોઈ તમારા પ્રત્યે દુશ્મનાવટ રાખે, એવો એકાન્ત નિયમ નથી. તમારા હૈયામાં કોઈ પ્રત્યે દુશ્મનભાવ ન હોય, તે છતાં પણ તમારા પૂર્વકાલીન પાપકર્મના ઉદયથી, તમારા પ્રત્યે દુશ્મનાવટ રાખનારા હોય–એવા પણ મળી આવે, એ સંભવિત છે. એ વખતે પણ એના પ્રત્યે દુશ્મનભાવ આવે નહિ અને એના પ્રત્યેનો દયાભાવ અખંડ બન્યો રહે, એમાં જ તમારું કલ્યાણ છે.

પેલા શેઠના નાના દીકરા પ્રત્યે ગામના લોકોને ઘણો સદ્ભાવ હતો; સૌ કોઈ એના દયા-દાનાદિ ગુણોની તારીફ કરતું હતું; પણ એક આદમી એવો પણ હતો કે-એ આનું કાસળ કાઢી નાખવાની જ પેરવીમાં હતો.

એ માણસ શરાબી હતો. શેઠના નાના છોકરાના ઘરની પાસે જ એ રહેતો હતો. વારંવાર એ શરાબ પીઈને આવતો અને ઘરમાં ધીંગાણું મચાવતો. એની સ્ત્રી તથા એનાં બાલ-બચ્ચાં પણ એનાથી કંટાળી ગયાં હતાં.

શરાબીની દશા કેવી થાય છે, એ તો જાણો છો ને? એનો આત્મા પાયમાલ થઈ જાય છે-એટલું જ નહિ; એનામાં ગુણો હોય તોય તે નાસી જાય છે અને અનેક દુર્ગુણો એનામાં પેસી જાય છે-એટલું જ નહિ; પણ એ શરીરથીય પાયમાલ થઈ જાય છે અને ધનથીય પાયમાલ થઈ જાય છે. નથી ગુણ રહેતા, નથી ઇજ્જત રહેતી, નથી શરીરસ્વાસ્થ્ય રહેતું કે નથી ધન રહેતું. શરાબની જ્યારે તાલાવેલી લાગે છે, ત્યારે શરાબને મેળવવાને માટે, એ ભયંકરમાં ભયંકર પણ અનાચારોને આચરતાં અચકાતો નથી. શરાબ તો માણસને બેભાન બનાવે છે, પણ શરાબની જોરદાર તલપ પણ માણસને બેભાન બનાવે છે.

પેલા શરાબીની પણ એવી જ દશા થઈ છે. પોતાની પાસે જે કાંઈ દ્રવ્ય હતું, તે એણે શરાબીમાં ગુમાવી દીધું. તે પછી ઘરમાંથી વાસણ-કુસણ વગેરે ચીજો પણ એણે વેચવા માંડી. એની સ્ત્રી એને સમજાવવાને અને અટકાવવાને મથતી, તો એ એને પણ મેથીપાક આપતો અને ઘરની ચીજો

લઈ જતો. એમ કરતાં કરતાં બધું ખલાસ થઈ ગયું, એટલે એણે પોતાની સ્ત્રી પાસે, તેણીના સૌભાગ્યના ચિહ્ન રૂપ જે કંકણો તેણીના હાથમાં હતાં, તે પણ માગ્યાં. સ્ત્રીએ એ કંકણો આપવાની ના પાડી, એટલે પેલા શરાબીએ મારઝુડ શરૂ કરી. સમાન્ય મારથી પણ આ વાર એની સ્ત્રી માની નહિ, એટલે એણે પોતાની સ્ત્રીને એવા નિર્દય પ્રકારે માર મારવા માંડયો કે–એ સહી શકી નહિ અને એથી એ 'બચાવો બચાવો'ની બૂમો પાડવા લાગી.

પેલા શેઠના નાના છોકરાએ આ સ્ત્રીની બૂમોને સાંભળી. તરત જ તે ત્યાં આવ્યો. શરાબીને એણે સમજાવવા માંડયો, તો શરાબીએ એને પણ ગાળો દઈને ઘરમાંથી ચાલ્યા જવાનું કહ્યું. એમ છતાં પણ, શેઠનો નાનો છોકરો બાઈને બચાવવા ગયો, તો શરાબીએ એના ઉપર પણ હુમલો કર્યો. શેઠનો નાનો છોકરો એટલાથી પણ ગભરાયો નહિ. એણે બાઈને બચાવી લીધી. જ્યારે શરાબીનું કાંઈ ચાલ્યુ નહિ, ત્યારે શરાબીએ કહ્યું કે–'धनीया. अब तूं देख लेना. तेरा जान ले लुंगा।' આમ કહીને, ગુસ્સામા ને ગુસ્સામાં, તે એ વખતે તો ચાલ્યો ગયો. એના ગયા પછી, શેઠના નાના છોકરાએ બાઈને હકીકત પૂછી અને ત્યારથી માંડીને એ કુટુંબના ભરણ–પોષણનો બોજો શેઠના નાના દીકરાએ ઉપાડી લીધો

આ વાતની પેલા શરાબીને જાણ થઈ, એટલે એનો ગુસ્સો વળી વધી ગયો અને એથી એણે શેઠના નાના છોકરાને મારી નાખવાની ધમકીઓ મોકલવા માંડી.

કેટલાક દિવસ બાદ, એક મોટો પર્વદિવસ આવ્યો. એ

દિવસે લોકમાં ગામ બહાર જંગલમાં આવેલા એક મન્દિરે દર્શન કરવા જવાનો રિવાજ હતો. તે દિવસે એ જગ્યાએ મોટો મેળો જામતો. બધાય લોકો કાંઈ દર્શન કરવાના આશયથી ત્યાં જતા નહિ. મેળો જોવા, મેળામાં મહાલવા પણ ઘણા માણસો જતા. આપણાં તીર્થોના ઉત્સવોમાં, મેળાઓમાં પણ કેટલાકો પ્રભુભક્તિ, ત્યાગ, આદિને માટે આવે છે અને કેટલાકો કુતૂહલ આદિને માટે પણ આવે છે ને? મોજ માણવા આવે છે ને? તીર્થસ્થાન પ્રભુની ભક્તિમાં એકતાન થવા માટે છે, કર્મને ચૂરવા માટે છે, છતાંય આજે ત્યાં હવા ખાવાના અને લ્હેર કરવાના હિસાબે જનારાય પડયા છે ને? આત્માને જગાડવાની, પાપને ભગાડવાની અને ચિત્તને પરમાત્મામાં લગાડવાની જગ્યાએ, પાપકર્મોને ઉપાર્જવાને માટે જવું, એ કેટલી બધી બાલીશતા છે?

એ દિવસે પેલા શેઠના ત્રણ દીકરાઓમાંથી નાનો દીકરો એ મંદિરે દર્શન કરવાને માટે નીકળ્યો. એનો આશય તો માત્ર ભગવાનનું દર્શન કરવાનો જ હતો. ભગવાનનું દર્શન કરવું અને પવિત્ર થવું, એ એની ભાવના હતી.

તમે રોજ દેવવંદન, ગુરૂવંદન આદિ કરો છો ને? જૈનોમાં પણ બધા જ દેવવંદન અને ગુરૂવંદન નિયમિત કરે છે, એવું નથી અને જેઓ દેવવંદન અને ગુરૂવંદન આદિ કરે છે, તેઓય એનાથી કયા ફળની અપેક્ષા રાખે છે? અપેક્ષા તો કર્મનિર્જરાની જ રાખવી જોઈએ કર્મકંદનનું નિકંદન કાઢવાને માટે દેવવંદન, ગુરૂવંદન આદિ વિહિત છે. જેને કર્મકંદનનું નિકંદન કાઢવું હોય, તેને દેવવંદન, ગુરૂવંદન

આદિમાં બહુ આનંદ આવે. પ્રતિક્રમણ પાપને પછાડનાર છે, તપ તાપ-સંતાપને તરછોડનાર છે, ક્ષમા જંજાળોના ઝંઝાવાતને શાંત કરનાર છે અને જપ-જાપ જુની કર્મજંજીરોને જાળનાર છે, માટે હું આ બધું કરૂ-આવી તમામ ભાવનાઓ તેને હોય, કે જેને કર્મનું ભીષણ તાણ્ડવ તોડવું હોય. જ્યાં આવી કોઈ ભાવના નથી, ત્યાં ભવની ભવાઈ છે. પેલા ભવૈયાનું આંગણું તો ૫-૨૫ હાથનું છે, નાનું છે, અને આપણે ભવની ભવાઈ ખેલવાને માટે તો આ આખું જગત્ એ વિશાળ ચોગાન છે. સામાયિક આત્મામાં સમભાવ પ્રગટાવે છે અને પ્રતિક્રમણથી કર્મ ધ્રૂજી ઉઠે છે. પ્રભુની સાચી પૂજા એ બધાનું ભાન કરાવે છે. હું કેવો છું અને મારે કેવા બનવું જોઈએ, એ વિચાર શુદ્ધ દેવના દર્શન અને પૂજનથી આવે, તો મોહ ધ્રૂજી ઉઠે; પણ પૂજામાંય મારામારી કરવામાં આવે તો ? તમે કોને ધ્રુજવો છો ? જીવને કે મોહને ? ધર્મક્રિયાથી કર્મનિર્જરાની જ ઈચ્છા કરો; પુણ્યની પણ ઈચ્છા કરો નહિ અને પુણ્યની ઈચ્છા આવી જાય તો પુણ્યાનુબંધી પુણ્યની જ ઈચ્છા કરો. આજે મોટે ભાગે આ હેતુ વિસરાઈ ગયો છે, લક્ષ્યમાં રખાતો નથી, એટલે શ્રી જિનમન્દિરમાં કેમ વર્તાય અને ઉપાશ્રયમાં કેમ વર્તાય, એ ઘણાને આવડતું નથી. અને જેઓને આવડે છે, તેઓય મોટે ભાગે એનો ઉપયોગ બીજાને સમજાવવામાં કરે છે, પણ પોતાના આચરણમાં ઉતારવાને માટે પ્રાયઃ તેનો ઉપયોગ કરતા નથી.

કેટલાકો શ્રી જિનમંદિરમાં ત્રણ વાર નિસીહી બોલાય એટલું જાણે છે, પણ ક્યારે ક્યારે નિસીહી બોલાય તે જાણતા

નથી. દેરાસરમાં પેસતાં જ કેટલાકો બોલે છે કે-' નિસીહી, નિસીહી ત્રણ વાર નિસીહી. ' પણ એમ કદાચિત્ ત્રણ વાર બોલાતી નિસીહી પણ એક જ ગણાય છે. ત્રણેય નિસીહી સાથે નથી હોતી. દરેક નિસીહી બોલવા પાછળ વિશિષ્ટ આશય રહેલો છે. શ્રી જિનમંદિરમાં પ્રવેશ કરતી વખતે પહેલી વાર ' નિસીહી ' એમ બોલવાનું છે અને એ પહેલી નિસીહી બોલવા દ્વારા, શ્રી જિનમંદિરમાં પ્રવેશ કરનારાં સ્ત્રી-પુરૂષો સંસાર સંબંધી માનસિક, વાચિક અને કાયિક એ ત્રણેય પ્રકારની પ્રવૃત્તિનો ત્યાગ કરે છે. ખરી રીતિએ તો શ્રી જિનમન્દિરે જવાને માટે ઘરેથી પગ ઉપાડયો, ત્યારથી જ હૈયામાંથી સંસારના ભાવને કાઢી નાખવો જોઈએ અને એકલા જ શ્રી વીતરાગ પરમાત્માના સ્વરૂપ સંબંધી ભાવને હૈયામાં સ્થાપિત કરી દેવો જોઈએ શ્રી જિનમંદિરમાં પેસતાં ' નિસીહી ' કહીને તો એ પ્રતિજ્ઞા કરાય છે કે-' હવે હું સંસાર સંબંધી વિચારણાનો પણ ત્યાગ કરૂં છું. ' શ્રી જિનમંદિરમાં પ્રવેશ કરીને શ્રી જિનમંદિર સંબંધી જ ચિન્તા કરવાની હોય. ભમતીમાં ફરતાં કયાંય અશુદ્ધિ જણાય તો દૂર કરવાની હોય તથા આખા ય શ્રી જિનમંદિરને તપાસી, જો કાંઈ આશાતનાનું કારણ-કચરો વગેરે પડેલ હોય, તો તે સાફ કરવાનો હોય. આમ શ્રી જિનમન્દિર સંબંધી ચિન્તા કર્યા પછીથી, ' એ ચિન્તાનો પણ હું ત્યાગ કરૂં છું '-એવી પ્રતિજ્ઞા કરવાને માટે, બીજી વાર ' નિસીહી ' એમ બોલવાનું છે. બીજી વાર ' નિસીહી ' રૂપ પ્રતિજ્ઞા કર્યા બાદ, દ્રવ્ય-પૂજનાદિની ક્રિયા કરવાની છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું જળ, ચંદન, કેસર,

પુષ્પ આદિથી આઠેય પ્રકારે ઉત્તમ-મનોહર પૂજન કર્યા બાદ, ભાવપૂજનમાં પ્રવર્તવાને માટે દ્રવ્યપૂજનનો ત્યાગ કરવો જોઈએ અને એ માટે ત્રીજી વાર નિસીહી એમ બોલવાનું છે. ત્રીજી વારની નિસીહી દ્વારા એવી પ્રતિજ્ઞા કરાય છે કે-'હવે હું દ્રવ્યપૂજનનો પણ ત્યાગ કરૂં છું.' ભાવપૂજન સુધી પહોંચવાને માટે, ક્રમસર સંસાર સંબંધી ચિન્તાનો, શ્રી જિનમંદિર સંબંધી ચિન્તાનો અને દ્રવ્યપૂજન સંબંધી ચિન્તાનો પણ ત્યાગ કરવાને માટે જ, ક્રમે કરીને ત્રણ વાર 'નિસીહી' રૂપ પ્રતિજ્ઞા કરવાની છે. નિસીહી ત્રણ વાર બોલવાની છે-એમ તો ઘણા જાણતા હશે, પણ તે ક્યારે ક્યારે બોલવાની છે અને દરેક નિસીહી બોલવા દ્વારા કયા કયા પ્રકારની મન-વચન-કાયાની પ્રવૃત્તિનો નિષેધ કરાય છે, એ વાત કેટલાક જાણતા હશે? થોડા. અને તેમાં પણ એ સમજને અમલમાં મૂકનાર તો ઘણા થોડા! મોટો ભાગ તો 'નિસીહી' બોલતો જ નથી અને કેટલાક બોલે છે તો 'નિસીહી. નિસીહી, ત્રણ વાર નિસીહી' એમ એક સામટી ત્રણેય નિસીહી બોલી નાખે છે. આવું ચલાવી શકાય? દરેક ક્રિયા વિધિપૂર્વક કરવાની છે. તમામ ક્રિયા વિધિપૂર્વક કરવાનો આગ્રહ રાખવો જોઈએ. જેમ શ્રી જિનદર્શનાદિ દરેક ધર્મક્રિયા પ્રત્યે બહુમાન જોઈએ, તેમ દરેક ક્રિયાના જ્ઞાનીઓએ દર્શાવેલા વિધિ પ્રત્યે પણ બહુમાન જોઈએ. ત્રણેય નિસીહી એકી સાથે બોલી નાખવી, એ તો પેલા ગામડિયા ગમાર જેવું કર્યું કહેવાય.

એક ગામડિયો શહેરમાં એક ડૉક્ટરને ત્યાં દવા લેવા આવ્યો. ડૉક્ટરે તેને તપાસ્યો અને એક મોટો બાટલો મંગા-

વીને, તે બાટલામાં તેને સાત દિવસની દવા ભરી આપી. રોજના ત્રણ ભાગ લેવાના, એટલે સાત દિવસના એકવીસ ભાગના આંકા પણ કાગળની કાતરેલી પટી ચોઢીને પાડી આપ્યા. કહ્યુંય ખરુ કે-આ સાત દિવસની દવા છે અને રોજ ત્રણ વાર નિશાની મુજબનો એક એક ભાગ દવા લેવાની છે. ગામડિયો રોજ દવા લેવાને માટે ગામડેથી આવી શકે નહિ, એ માટે ડૉકટરે આ પ્રમાણે કર્યું. ગામડિયો દવાનો બાટલો લઈને ઘેર ગયો. ઘેર જઈને એ દવા પીવા બેઠો. ગમાર છે, એટલે એ દવાના બાટલાને જોઈને વિચાર કરે છે કે-'આમાં બહુ બહુ તો એક કળશિયા જેટલું દવાનું પાણી છે. આટલું પાણી પીવાને માટે સાત દહાડા શું કરવા છે? હું તો આટલું પાણી એક તડાકે પી જાઉં! રોજ પીવાની માથાકૂટેય નહિ અને રોગ પણ ઝટ જાય!' આવો વિચાર કરીને એ ગામડિયો તો દવાનો આખોય બાટલો તરત જ પી ગયો. એક તો દવા તેજ હતી અને તેમાં એકવીસ ટંકની દવા એક વખતે જ પીઈ જવાય, તો પરિણામ કેવું આવે? થોડી વાર થઈ, ત્યા તો એ ગમારને એકદમ દર્દ ઉપડ્યું. નસો ખેંચાવા માંડી. મગજ ભમવા માડ્યું. ઘરમાં તો લે-મેલ થઈ પડી. લોકો થઈ ગયા ભેળા. કોઈનેય ખબર નથી કે-આણે શું કર્યું છે! 'સવારે દવા લેવા ગયેલો અને આવીને દવા પીતાંની સાથે જ આવું થયું'-એમ બધા બોલે છે, પણ કોઈ તપાસ કરતું નથી. ગામડિયાને દર્દ વધવા જ માંડ્યું, એટલે બે જણા શહેરમાં પેલા ડૉકટરની પાસે ગયા અને કહેવા લાગ્યા કે-'તમારી દવાએ તો દાટ વાળ્યો. એ તો મરવા પડ્યો

છે. માટે ઝટ અમારી સાથે ચાલો અને એને બચાવો.' ડૉકટરને નવાઈ તો લાગી, પણ કરે શું? એક તો તેડવા આવ્યા અને અપજશ આવવાની બીક પણ ખરી, એટલે ડૉકટર તરત જ એ ગામે આવ્યો ત્યા પહોચીને એણે પહેલું જ એ કહ્યું કે-'દવાનો બાટલો લાવો!' બાટલો જોયો તો ખાલી હતો, એટલે તપાસ કરવા માડી કે-'સાત દિવસની દવા ગઈ ક્યાં?' ખબર પડી કે-આ ગમાર બધીય દવા એકી સાથે પીઈ ગયો ડૉકટર કહે છે કે-'બેવકૂફો, મને દોષ દેતા હતા? સાત દહાડામાં એકવીસ વાર સુધી નિયમ મુજબ પીવાની દવા એક વારમા જ પીઈ જાય, તો મરે નહિ તો બીજું થાય પણ શું?' આમ કહીને ડૉકટરે તરત જ પાછા વાળણના ઉપચારો અજમાવ્યા અને ચેલાને મરતાં બચાવી લીધો ડૉકટરે કહ્યુ તે માન્યું નહિ અને ઊંધું કર્યું, તો ડૉકટરે જ આપેલી દવા પીવા છતાં પણ, ગમારને મરવાનો વખત આવી લાગ્યો એ તો સારુ થયું કે-ડૉકટર મળ્યો, એ ઝટ આવ્યો, નિદાન બરાબર થયું અને ઉપચારો લાગુ પડ્યા; બાકી શું થાત? એ બચી તો ગયો, પણ હેરાન કેટલો થયો અને પૈસા કેટલા ગયા?

તેમ, ધર્મક્રિયા એ પણ ભગવાને આપેલી દવા છે. ધર્મ-ક્રિયા રૂપ દવાને વિધિપૂર્વક સેવવાની કાળજી રાખવી જોઇએ. જાણવા છતાં જેના હૈયામા વિધિબહુમાન નથી, વિધિની દરકાર નથી, તે જે અવિધિનું સેવન કરે છે, તેમાં તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાની વિરાધના છે ધર્મક્રિયા કરવા છતાં પણ, આવી રીતિએ ભગવાનની આજ્ઞાની વિરાધના રૂપ પાપમાં

પડી જવાય નહિ, તેનીય ખાસ કાળજી રાખો.

આપણી ચાલુ વાત તો એ હતી કે-શેઠનો દીકરો ગામ બહારના મંદિરે દર્શન કરવાને નીકળ્યો, તેમાં એની ભાવના તો એ જ હતી કે-'ભગવાનનું દર્શન કરવું અને પવિત્ર થવું.' શેઠનો નાનો દીકરો જ્યારે એ મંદિરની પાસે પહોંચ્યો, ત્યારે ત્યાં ઘણાં-સ્ત્રી પુરૂષો એકઠાં થયાં હતાં અને તેમાં મોટાં ખાન-પાન કરતાં ગામગપાટા હાંકતાં હતાં, તો નાનાં રમત-ગમતમાં કાળક્ષેપ કરતાં હતાં. શેઠના નાના દીકરાએ આ બધું આંખે જોયું, છતાં ન જોયા જેવું કર્યું અને મંદિર તરફ ચાલ્યો.

એ મંદિરની છેક નજદીકમાં આવી પહોંચ્યો, ત્યાં એની નજર નદીને પેલે પાર લથડિયાં ખાઈ રહેલા શરાબી ઉપર પડી. તે એ જ શરાબી હતો, કે જેણે આ શેઠપુત્રનું ખૂન કરી નાખવાની ધમકીઓ કહેવડાવી હતી. મંદિરની પાસે જ નદી વહેતી હતી અને નદીને ઓળંગવાને માટે એક નાનો બે ઈંટવાળો પુલ બાંધેલો હતો. ન છૂટકે જ કોઈ એ પુલનો ઉપયોગ કરતું, કારણ કે-જરાક ચૂક થાય તો ગબડીને નદીના અગાધ જળમાં પડતાં વાર લાગે નહિ, એવો એ પુલ હતો. પેલો શરાબી એ પુલ તરફ જ આવી રહ્યો હતો. શેઠપુત્રે એને લથડિયાં ખાતો જોઈને વિચાર કર્યો કે-'જો આ પુલ ઉપર એ આવ્યો, તો એ નદીમાં જ પડવાનો અને નદીમાં પડયો તો જાનથી જવાનો!' એટલે તરત જ શેઠ-પુત્રે બૂમો પાડી કે-'થોભી જા, થોભી જા.' પણ શરાબના ઘેનમાં ચઢેલો, એની બૂમોને સાંભળે કયાંથી?

શેઠપુત્રે એવા ભયોત્પાદક અને જોરદાર અવાજે બૂમો

છે. માટે ઝટ અમારી સાથે ચાલો અને એને બચાવો.' ડૉકટરને નવાઈ તો લાગી, પણ કરે શું ? એક તો તેડવા આવ્યા અને અપજશ આવવાની બીક પણ ખરી, એટલે ડૉકટર તરત જ એ ગામે આવ્યો. ત્યાં પહોંચીને એણે પહેલું જ એ કહ્યું કે–'દવાનો બાટલો લાવો !' બાટલો જોયો તો ખાલી હતો, એટલે તપાસ કરવા માંડી કે–'સાત દિવસની દવા ગઈ કયાં ?' ખબર પડી કે–આ ગમાર બધીય દવા એકી સાથે પીઈ ગયો. ડૉકટર કહે છે કે–'બેવકૂફો, મને દોષ દેતા હતા ? સાત દહાડામાં એકવીસ વાર સુધી નિયમ મુજબ પીવાની દવા એક વારમાં જ પીઈ જાય, તો મરે નહિ તો બીજું થાય પણ શું ?' આમ કહીને ડૉકટરે તરત જ પાછા વારણના ઉપચારો અજમાવ્યા અને પેલાને મરતાં બચાવી લીધો. ડૉકટરે કહ્યું તે માન્યું નહિ અને ઊંધું કર્યું, તો ડૉકટરે જ આપેલી દવા પીવા છતાં પણ, ગમારને મરવાનો વખત આવી લાગ્યો. એ તો સારું થયું કે–ડૉકટર મળ્યો, એ ઝટ આવ્યો, નિદાન બરાબર થયું અને ઉપચારો લાગુ પડયા; બાકી શું થાત ? એ બચી તો ગયો, પણ હેરાન કેટલો થયો અને પૈસા કેટલા ગયા ?

તેમ, ધર્મક્રિયા એ પણ ભગવાને આપેલી દવા છે. ધર્મ-ક્રિયા રૂપ દવાને વિધિપૂર્વક સેવવાની કાળજી રાખવી જોઈએ. જાણવા છતાં જેના હૈયામાં વિધિબહુમાન નથી, વિધિની દરકાર નથી, તે જે અવિધિનું સેવન કરે છે, તેમાં તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાની વિરાધના છે. ધર્મક્રિયા કરવા છતાં પણ, આવી રીતિએ ભગવાનની આજ્ઞાની વિરાધના રૂપ પાપમાં

પડી જવાય નહિ, તેનીય ખાસ કાળજી રાખો

આપણી ચાલુ વાત તો એ હતી કે-શેઠનો દીકરો ગામ બહારના મ દિરે દર્શન કરવાને નીકળ્યો, તેમા એની ભાવના તો એ જ હતી કે-'ભગવાનનુ દર્શન કરવું અને પવિત્ર થવુ' શેઠનો નાનો દીકરો જ્યારે એ મ દિરની પાસે પહોચ્યો, ત્યારે ત્યાં ઘણા-સ્ત્રી પુરૂષો એકઠા થયા હતા અને તેમા મોટા ખાન-પાન કરતા ગામગપાટા હાકતા હતા, તો નાના રમત-ગમતમાં કાળક્ષેપ કરતા હતા શેઠના નાના દીકરાએ આ બધુ આખે જોયુ, છતા ન જોયા જેવુ કર્યું અને મ દિર તરફ ચાલ્યો

એ મ દિરની છેક નજદીકમા આવી પહોચ્યો, ત્યાં એની નજર નદીને પેલે પાર લથડિયા ખાઈ રહેલા શરાબી ઉપર પડી તે એ જ શરાબી હતો, કે જેણે આ શેઠપુત્રનુ ખૂન કરી નાખવાની ધમકીઓ કહેવડાવી હતી મ દિરની પાસે જ નદી વહેતી હતી અને નદીને ઓળંગવાને માટે એક નાનો બે ઇંટવાતો પુલ બાધેલો હતો ન છૂટકે જ કોઈ એ પુલનો ઉપયોગ કરતુ, કારણ કે-જરાક ચૂક થાય તો ગબડીને નદીના અગાધ જળમા પડતા વાર લાગે નહિ, એવો એ પુલ હતો પેલો શરાબી એ પુલ તરફ જ આવી રહ્યો હતો. શેઠપુત્રે એને લથડિયા ખાતો જોઈને વિચાર કર્યો કે-'જો આ પુલ ઉપર એ આવ્યો, તો એ નદીમા જ પડવાનો અને નદીમા પડયો તો જાનથી જવાનો!' એટલે તરત જ શેઠ-પુત્રે બૂમો પાડી કે-'થોભી જા, થોભી જા' પણ શરાબના ઘેનમા ચઢેલો, એની બૂમોને સાભળે ક્યાથી?

શેઠપુત્રે એવા ભયોત્પાદક અને જોરદાર અવાજે બૂમો

મારી હતી કે–એની બૂમોને સાંભળીને, આજુબાજુના લોકો, શું છે તે જોવા–જાણવાને એકઠા થઈ ગયા. લોકો તો પેલા શરાબીને જોઈને બોલવા લાગ્યા કે–'આજ એ સાલાનું આવી બન્યું છે. બદમાશ એ જ દાવમો છે. શરાબ પીઈને જેને–તેને હેરાન કરે છે અને સામા થનારને મારી નાખવાની બીક બતાવે છે. એનાં બૈરી–છોકરાંનેય એણે રઝળતાં કરી મૂકયાં છે. આ શેઠજીના દીકરા જેવા સારા માણસનેય મારી નાખવાની વાતો કરતો હતો. આવો હલકટ માણસ કમોતે ન મરે, તો બીજું થાય પણ શું? મરવા દો, સાલાને?' આવી વાતો કરતા સૌ તો, એ શરાબીના મરણનો તમાશો જોવાને જ જાણે ઉભા રહ્યા.

શેઠપુત્રથી એ ખમાયું નહિ. એ તો તરત જ પુલ તરફ દોડયો, કેમ કે–પેલો શરાબી પુલની નજદીકમાં એટલો બધો આવી ગયો હતો કે–જો જરાક મોડું થાય, તો એને પુલ ઉપર ચઢતાં અને પુલ ઉપર ચઢીને નદીમાં પડતાં વાર લાગે નહિ. શેઠપુત્ર તો દોડીને પુલ પાસે ગયો અને ઝડપથી પણ જાળવીને પેલાને બચાવવાને માટે પુલને પેલે પાર જવા લાગ્યો.

લોકો તો 'પાછા વળો, શેઠ! પાછા વળો. એવા નાદાનને બચાવવાનો હોય નહિ.'–એવી બૂમો જ મારતા રહ્યા, કારણ કે–અજ્ઞાન લોકોની એ માન્યતા હોય છે કે–' શત્રુને મારવો જ જોઈએ.' એટલે 'શત્રુ જો એની મેળે મરતો હોય તો તેને બચાવવો, એ તો મોટી મૂર્ખાઈ છે'–આવું જ અજ્ઞાન લોકોનું બોલવું થાય છે. આવા પણ અજ્ઞાન લોકો, અવસરે તો પાછા અપકારી ઉપર ઉપકાર કરનારની મુક્તકંઠે પ્રશંસા જ કરે

છે અને એથીય સાબિત થાય છે કે–ક્ષમાયુકત પરોપકારનો અજબ જેવો મહિમા છે !

શેઠપુત્રે જઈને પેલા શરાબીને પકડી લીધો. પોતાના જાનના જોખમે એને પકડીને બચાવી લીધો. શરાબના નશામાં એ કાંઈ માને તેવો નહોતો, એટલે એને ઝાલીને એ પાછો મંદિર પાસે આવ્યો. ત્યાં આવતાં શરાબી લથડિયું ખાઈને નીચે જમીન ઉપર પડી ગયો. શેઠપુત્રે શરાબીનો શરાબનો નશો ઉતરે, એ માટે લીંબુ લાવીને તેનો રસ શરાબીને પીવડાવી દીધો તથા તેની સારવાર કરીને તેને ભાનમાં આણ્યો.

લોકો તો આ બધું જોતા હતા અને અંદર અંદર શેઠ-પુત્રની તારીફ કરતા હતા. કહેતા હતા કે–' દુનિયામાં ઉપકાર કરનારાઓ જ થોડા હોય છે, પરન્તુ આવી રીતિએ પોતાના દુશ્મન ઉપર ઉપકાર કરનારા તો વિરલા જ હોય છે. '

શરાબી જરા ભાનમાં આવ્યો, એટલે શેઠપુત્ર તો પોતાના નિર્ણય મુજબ મંદિરમાં દર્શન કરવાને માટે ચાલ્યો ગયો. આજે એને ભગવાનનું દર્શન કરતાં પણ ઘણો આનંદ આવ્યો. એણે પ્રાર્થના કરતાં પોતાની અને સૌની પવિત્રતા માગી. દર્શન કરીને જેવો એ બહાર નીકળ્યો, કે તરત જ પેલો શરાબી એના પગમાં પડી ગયો અને કહેવા લાગ્યો કે–

" मेरे भगवान तो तुम्ही हो। आज तुमने मेरे को नया जीवन प्रदान किया। तुमने किस तरह से, कितना बडा भारी जोखम उठा कर के और मेरी कितनी सेवा-शुश्रूषा कर के तुमने मुजे बचाया, सो तो मैंने इन लोंगो से सुन लिया है। तुम को तो इतना उपकार करने पर भी मेरे पास उपकार मनाने की इच्छा नही थी। मै जितना अधम

हूँ, उतने ही तुम उत्तम हो । आज से मैं कभी शराब नही पीउंगा । अब मुजे भगवान के दर्शन कराओ ?"

શરાણીમાં આવી ગયેલા આવા અદ્‌ભુત હૃદય–પરિવર્ત્તનને જોઈને, શેઠપુત્રના આનન્દનો પાર રહ્યો નહિ તરત જ તે એ શરાબીને પોતાના મિત્રની જેમ મંદિરમાં લઈ ગયો, ભગવાનનાં દર્શન કરાવ્યાં અને તે પછી પોતાની સાથે જ એને ગામમાં લઈ જઈને એને ઘેર પહોંચાડી દીધો. એ શરાબીનાં બૈરી–છોકરાં પણ, પોતાના ધણી અને પિતામાં આવો સુધારો થઈ ગયો છે, એ જાણીને હર્ષથી ફુલ્યાં સમાયાં નહિ.

આવી વાત તો ગામમા વાયુવેગે જ પ્રસરી જાય ને? શેઠના કાને પણ, પોતાના ત્રીજા દીકરાના ભલાઈના કાર્યની, આત્માના પ્રતિપાલનના કાર્યની વાત તરત જ પહોંચી ગઈ. એ વાતને સાંભળીને, શેઠની છાતી પણ હર્ષથી ગજ ગજ ઉછળવા લાગી. 'આજ મારું પિતાપણું સફળ થયું'–'આજ મારી મહેચ્છા પૂર્ણ થઈ.'–આવા તો અનેક વિચારો એ શેઠે કરી લીધા અને પેલા લાલને (રત્નને) બહાર કાઢીને પોતાની પાસે રાખ્યું, કે જેથી જેવો ત્રીજો છોકરો આવે કે તરત જ એને છાતી સરસો ચાંપીને એ બહુમૂલ્ય લાલ આપી શકાય.

બીજી તરફ શેઠના નાના દીકરાને અચાનક સુગુરૂનો યોગ થઈ ગયો. એ સુગુરૂએ તેને ધર્મતત્ત્વ સમજાવ્યું. સુકૃતની અનુમોદના કેમ થાય, તેય શીખવ્યું. એથી શેઠનો નાનો છોકરો તો, પોતાના આનન્દમાં ખૂબ મસ્ત બની ગયો છે. પોતાથી થયેલા સુકૃતની એ ખૂબ ખૂબ અનુમોદના કર્યા કરે છે. એને એમ થાય છે કે–'મારે મન તો કોઈ જ દુશ્મન નહોતો, પણ માત્ર આ

શરાણી સિવાય કોઈનેય મારા પ્રત્યે દુશ્મનભાવ નહોતો.
આજે મારો મોટો ભાગ્યોદય કે-એના હૈયામાંથી પણ મારા
પ્રત્યેનો દુશ્મનભાવ નીકળી ગયો. આ એક જીવ નિરર્થક મારા
નિમિત્તે પાપકર્મોને ઉપાર્જતો હતો, તે પાપકર્મને ઉપાર્જતાં
અટકી ગયો. મારા નિમિત્તે કોઈ પાપકર્મને ઉપાર્જે નહિ.'

આવા વિચારોમાં મશગુલ બની ગયેલા તેને તો, લાલની
વાત પણ યાદ આવતી નથી; જ્યારે તેને લાલ આપવાને
માટે તેનો પિતા ઉત્સુક બની રહ્યો છે. જેમ જેમ સમય જતો
જાય છે, તેમ તેમ તેના પિતાની બેચેની વધતી જાય છે. 'હજુ
આવ્યો નહિ, હજુ આવ્યો નહિ'-એમ એને થયા કરે છે.
જરાક અવાજ થાય તો કલ્પના કરે છે કે-એ આવ્યો, અને એને
નહિ જોતાં નિરાશ થાય છે. ઘડીએ ઘડીએ બારીએ જાય છે અને
ત્યા ઉપર છેક દૂર સુધી, જ્યાં સુધી પહોંચી શકે ત્યાં સુધી, નજર
નાખે છે અને જુએ છે કે-'ક્યાંય એ આવતો દેખાય છે ખરો?'

આમ રાહ જોઈ જોઈને એ શેઠ થાક્યો અને આશા નહિ
ફળવાથી એ શેઠની બેચેની વધી ગઈ. ત્યાં એને વિચાર આવ્યો કે-
'એ શાનો આવે? પેલા બે મોટા દીકરાઓ આવ્યા હતા, કારણ
કે-એ લાલના લાલચુ હતા. નાનો છોકરો તો ગુણવાન છે જેના
હૈયામાં અપકારી ઉપર પણ ઉપકાર કરવાની જ ભાવના છે, મારવા
મથનારને પણ જીવાડવાની જ ભાવના છે, તે લાલચુ હોઈ
શકે નહિ. વળી તેના આવા ભલાઈના કામની જો મારે કદર
કરવી હોય, તો મારે જ એને ઘરે જવું જોઈએ. કદર એને કરાવવી
હોત તો એ આવત, પણ કદર કરાવવાને માટે એણે ભલાઈ
કરી નથી. કદર તો મારે કરવી છે, માટે હું જ જાઉં!'

આવો વિચાર કરીને શેઠ તરત જ કપડાં પહેરીને તૈયાર થયો અને ચાલ્યો નાના છોકરાના ઘર તરફ ! રસ્તામાં એ શેઠના બન્નેય મોટા છોકરાઓનાં ઘરો આવતાં હતાં. એ લોકોએ શેઠને, પોતાના પિતાને, પોતાના નાના ભાઇના ઘર તરફ જતા જોયા, એટલે એમના હૈયામાં ફાળ પડી. 'ચોક્કસ, પિતાજી પેલું બહુમૂલ્ય લાલ આપવાને માટે જ આપણા નાના ભાઈને ઘેર જાય છે'. એમ એ બન્નેને લાગ્યું; કારણ કે–એમણે પણ નાના ભાઈની ભલાઇની વાત સાંભળી હતી. એ બન્નેના હૈયામાં ઇર્ષ્યા પેઠી. લોભનું જોર વધી ગયું. લોભે પોતાના મિત્ર ક્રોધને પણ મદદમાં બોલાવ્યો. બન્નેય છોકરાઓ વિચારવા લાગ્યા કે–'પિતાજીએ આપણને તો થોડું થોડુંક જ આપ્યું છે. મોટી મુડી તો તેમણે પોતાની પાસે રાખી હતી અને તેનું લાલ લીધું હતું. તે લાલ પિતાજી એકલા નાના ભાઈને આપી દે, એ કેમ ચાલે ? એણે ભલાઇનું કામ કર્યું છે, તો આપણે પણ ક્યાં નથી કર્યું ? આપણા કામની, આપણે પિતાજી પાસે ગયા તોય, પિતાજીએ કદર કરી નહિ અને નાના ભાઈને સામેથી આપવા ચાલ્યા. જરૂર, પહેલેથી જ પિતાજીના મનમાં એમ હશે કે–બધી મુડી મારે નાના છોકરાને આપી દેવી, એટલે જ એમણે આવું કપટ કર્યું હશે. અત્યાર સુધી આપણને ખબર પડી નહિ, પણ હવે જો આપણે ભુલ્યા, તો મુડી ગઈ સમજો. હવે તો જે થવું હોય તે થાય, પણ દરેક ઉપાયે આપણે લાલમાં ભાગ તો લેવો, લેવો ને લેવો જ !' આવો વિચાર કરીને, શેઠના બન્નેય દીકરાઓ પણ શેઠની પાછળ પાછળ પોતાના નાના ભાઈને ઘેર ગયા.

શેઠ જેવા પોતાના નાના દીકરાના ઘરમાં પેઠા, કે તરત જ નાના દીકરાએ એમને જોયા અને વિનયશીલ એવો તે, એકદમ સામે દોડી આવીને પોતાના પિતાના પગમાં પડી ગયો. શેઠે એને આશીર્વાદ આપીને પોતાના હાથે ઉભો કર્યો, છાતી સરસો ચાંપ્યો અને હર્ષનાં આંસુ વહાવ્યાં.

પછી આસન ઉપર બેસીને શેઠે કહ્યું કે-' મારા કુળને, મારા નામને ઉજાળનારો તું પાક્યો. તેં મારો મનોરથ, હું ધારતો હતો તે કરતાં પણ સવાઈ રીતિએ, પૂર્ણ કર્યો.' આમ કહીને શેઠે પોતાના ખેસને છેડે બાંધેલું લાલ કાઢ્યું અને તે પોતાના નાના છોકરાને આપતાં કહ્યું કે-' આનો ખરો હક્કદાર તું જ છો.'

શેઠના મોટા બે દીકરાઓ ઘરની બહાર ઉભા ઉભા આ બધું જોઈ અને સાંભળી રહ્યા હતા. શેઠને લાલ આપતા જોઈ ને અને 'આનો ખરો હક્કદાર તું જ છો'-એમ કહેતા સાંભળીને, એમના હૈયામાં દાનાવળ સળગી ઉઠ્યો. મોંઢાં લાલચોળ થઇ ગયાં. એકદમ તે બન્ને અંદર ધસી આવ્યા. ત્યાં તો તેમનો નાનો ભાઈ પોતાના પિતાજીને કહી રહ્યો છે કે-' આપ પ્રસન્ન છો એ જ મારે મન સૌથી વધુ મૂલ્યવાન લાલ છે. આ લાલ મારે શું કરવું છે?'

શેઠના બન્નેય મોટા દીકરાઓ બોલી ઉઠ્યા કે-'તારે આ લાલ જોઈતું હોય, તોય અમારો હક્ક જાય ક્યાં? પિતાજી તારા મોહમાં અમારો હક્ક ડૂબાવી દે, તે અમે નહિ ચલાવી લઈએ.'

આ સાંભળીને શેઠને એટલો બધો આઘાત થયો કે-શેઠ

ત્યાં ને ત્યાં જ ઢળી પડયા. શેઠના બેય મોટા દીકરાઓ એકદમ બઘવાઈ ગયા.

નાનો છોકરો, પોતાના પિતાને ઠીક રીતિએ સુવાડીને વિચારવા લાગ્યો કે-'અહો, આ તુચ્છ લક્ષ્મીની લાલસા માણસને કેટલો બધો અધમ બનાવી દે છે? સંસાર અસાર છે અને અસારમાં સાર માનનારા સારને પામી શકતા નથી. મારે કાંઈ નહિ જોઈએ.' આમ ભાવનાએ ચઢતાં, એ પુણ્યવાને કેવળજ્ઞાન ઉપાર્જ્યું!

કેવળજ્ઞાનને પામેલા એ મહાત્માએ, પોતાના બન્ને ભાઈઓને સદુપદેશ આપ્યો. પોતાના અનાચારથી પિતાનું મૃત્યુ થવા પામ્યું, એથી એ બન્નેને આઘાત તો લાગ્યો હતો અને તેમાં સદુપદેશનું શ્રવણ કરવાનું મળ્યું, એથી એ બન્નેની વૃત્તિ પણ ફરી ગઈ. સંસાર અસાર જ છે, એમ એ બન્નેને પણ લાગી ગયું.

આ રીતિએ ક્રોધને તજવાથી, ક્ષમાને ધારણ કરવાથી અને આત્માના પ્રતિપાળ બનવાનો શેઠનો નાનો છોકરો દુન્યવી લાભને પણ પામી શક્યો અને આત્મિક લાભને એટલે કે કેવલજ્ઞાન રૂપ આત્માના ગુણરત્નને પણ પામી શક્યો.

**આ વાત હૈયામાં જડાઈ જવી જોઈએ :**

ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ 'सव्वे जीवा न हन्तव्वा' એવો ઉપદેશ આપવા દ્વારા પણ, જગતના જીવોનું કોઈ જ ન કરી શકે એવું હિત કર્યું છે. કોઈ પણ જીવને હણવો ન હોય, કોઈ પણ જીવને દુઃખી કરવો ન હોય, કોઈ પણ

જીવને શારીરિક અગર તો માનસિક પણ પીડા ઉપજાવવી ન હોય, તો સંસારનો ત્યાગ કરીને રત્નત્રયીની આરાધનામાં જ લાગી જવું જોઈએ, એમ ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવ્યું છે. એ માટે હૈયાને નિર્મળ બનાવવું જોઈએ. કોઈ પણ જીવ પ્રત્યે દ્વેષ–ભાવ હોય, વૈરવિરોધ–ભાવ હોય, દુશ્મન–ભાવ હોય, તો તેને કાઢી નાખવો જોઈએ. નક્કી કરી લેવું જોઈએ કે–'મારું ભલું કે ભૂંડું કરનાર વસ્તુતઃ બીજો કોઈ નથી, પણ હું પોતે જ છું. મેં તેવા પ્રકારનાં કર્મોનું ઉપાર્જન કર્યું હોય, તો જ તે તે કર્મોના ઉદય યોગે મને અનિષ્ટ એવાં અપમાનાદિનાં દુઃખો સાંપડે. મારા પાપનો ઉદય ન હોય, તો મને કોઈ દુઃખી કરી શકે, મારા તરફ કોઈ આંગળી ચીંધી શકે, એ બનવાજોગ વસ્તુ જ નથી. કર્મનો યોગ ન હોય, તો જ મને દુઃખ ન હોય અને સુખ હોય. કોઈ પણ જીવની મારાથી હિંસા થતી હોય અગર તો કોઈ પણ જીવની હિંસામાં હું નિમિત્ત થતો હોઉં, તો તે પ્રતાપ પણ મારા કર્મના યોગનો જ છે; એટલે કર્મનો યોગ, એ જ મારાં સઘળાં દુઃખોનું અને સઘળાં પાપોનું મૂળ છે. આથી મારે તો મારા આત્માની સાથે વળગેલાં કર્મોને જ જડમૂળથી ઉખેડી નાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. આત્માની સાથેના કર્મોના યોગને ટાળવાનો સાચો ઉપાય, એક માત્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ જ બતાવ્યો છે; એટલે મારે એ તારકોએ દર્શાવેલા માર્ગને સેવવામાં જ, મારી સઘળી શક્તિઓનો અને સઘળી સામગ્રીઓનો સદુપયોગ કરનારા બની જવું જોઈએ.' આવો નિર્ણય તમે તો કરી લીધો ને? આ નિર્ણયનો અમલ

ઓછા-વધુ પ્રમાણમાં થાય-એ બને અથવા તો તત્કાળ આ નિર્ણયનો અમલ ન પણ થઈ શકે, પરન્તુ તમારા હૈયામાં આ વાત એવી જડાઈ જવી જોઈએ કે-રત્નત્રયીની આરાધનાનું કે રત્નત્રયીને પમાડનારૂં જે કાર્ય, એ સિવાયનું એકે એક કાર્ય કરતાં તમને એમ થયા જ કરે કે-'આ કાર્ય મારે કરવા લાયક નથી. મારે સેવવા લાયક તો એક રત્નત્રયી જ છે.' જે રત્નત્રયીને સેવે, તે પોતે દુઃખથી છૂટે અને અનન્ત સુખનો ભોક્તા બને. તેમજ એના દ્વારા અથવા તો એના યોગે જગતના જીવોની જે હિંસા થતી હતી, તે અટકી જાય; એટલે જગતના જીવો ઉપર પણ ઉપકાર થાય. આથી આવા રત્નત્રયીની આરાધનાના માર્ગને ઉપદેશનારા ભગવાન શ્રી જિનેશ્વરદેવોને, ટીકાકાર આચાર્યભગવાને 'સાર્વીય' એટલે 'સર્વ જીવોના હિતને કરનારા' તરીકે જે સ્તવ્યા છે, તે યથાર્થ જ છે એમ સાબિત થાય છે.

## ૧૦. ભગવાનની અસ્મર તરીકે સ્તવના

'સાર્વીય' એવા વિશેષણથી ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તવના કાર્ય બાદ, વર્ત્તમાન શાસનના નાયક ભગવાન શ્રી મહાવીર પરમાત્માના પાંચમા ગણધરભગવાન શ્રીમત્ સુધર્માસ્વામિજીએ રચેલાં બાર અંગસૂત્રો પૈકીના પાંચમા અંગસૂત્ર એવા આ શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચના કરવાને માટે ઉદ્યુક્ત બનેલા, પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, ભગવાન શ્રી જિનેશ્વર-

દેવોની 'અસ્મર' એવા વિશેષણ દ્વારા સ્તવના કરે છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની પ્રયત્નપૂર્વક સ્તવના કરવા રૂપ મંગલ-કાર્યના કરણમા પ્રવર્તેલા એ ટીકાકાર આચાર્યભગવાને, સૌથી પહેલા તો 'સર્વજ્ઞ' એવુ વિશેષણ વાપર્યું. સર્વજ્ઞ વિશેષણ દ્વારા એ મહાપુરુષે એમ સૂચિત કર્યું કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવો સઘળાંય જીવ દ્રવ્યોના અને સઘળાંય અજીવ દ્રવ્યોના, ત્રણેય કાળના-વર્તમાન કાળના, અનંતા ભૂતકાળના અને અનન્તા ભવિષ્યકાળના, સઘળાય દ્રવ્ય-પર્યાયોના જ્ઞાતા હોય છે. પછી ટીકાકાર આચાર્યભગવાન કહે છે કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવો માત્ર 'સર્વજ્ઞ' જ હોતા નથી, પરન્તુ 'ઇશ્વર' પણ હોય છે. એ તારકોનુ બાહ્ય ઐશ્વર્ય પણ એવુ અદ્ભુત હોય છે કે-ક્યાંય કદી પણ એનો જોટો મળી શકે નહિ. પછી ટીકાકાર આચાર્યભગવાન ફરમાવે છે કે-સર્વજ્ઞ અને ઇશ્વર એવા ભગવાન શ્રી જિનેશ્વરદેવો અનન્ત હોય છે એ તારકો પુન અવતારને પામનારા અગર તો અવતાર લેનારા હોતા જ નથી એ તારકો અનન્ત ગુણોના સ્વામી હોય છે વળી, અનન્તા કાળમા એ તારકોની સંખ્યા પણ અનન્ત જ હોય છે આગળ વધીને ટીકાકાર આચાર્યભગવાન ફરમાવે છે કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવો જેમ સર્વજ્ઞ હોય છે, ઇશ્વર હોય છે અને અનન્ત હોય છે, તેમ 'અસંગ' પણ હોય છે. રાગાદિકના સંગથી એ ભગવન્તો રહિત હોય છે જ્યાં સુધી રાગાદિનો સંગ હોય, ત્યાં સુધી અનન્તગુણી બનાય નહિ આગળ ચાલતા ટીકાકાર આચાર્યભગવાન કહે છે કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવો અગ્ર્ય પણ હોય છે પોતે કોઇનાય આલબન

વિના મોક્ષમાર્ગનો સ્વીકાર અને તેનું આરાધન કરીને સર્વજ્ઞ આદિ બને છે અને તે પછીથી જગતના જીવોને મોક્ષમાર્ગનું દર્શન કરાવવાની આગેવાની લે છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિમાં આગળ વધતાં, ટીકાકાર આચાર્યભગવાન કહે છે કે–એ તારકો 'સાર્વીય' પણ હોય છે જગતનો એક પણ જીવ એવો નથી, કે જેનું હિત ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ કર્યું ન હોય. એ મહાભાગોએ જગતના સઘળાય જીવોનું હિત ચિન્તવ્યું–એટલું જ નહિ, પણ જગતના સઘળાય જીવોનું હિત કર્યું પણ ખરું! આ સર્વજ્ઞ, ઈશ્વર, અનન્ત, અસંગ, અગ્ર્ય અને સાર્વીય–આ છ વિશેષણોને આશ્રયીને આપણે કેટલોક વિચાર કરી આવ્યા. આ વિશેષણોમાં આટલો બધો સમય ગયો, એથી કેટલાકોને એમ પણ થતું હશે કે–ટીકાકાર આચાર્યભગવાને કરેલા મંગલાચરણના પ્રથમ શ્લોકમાં જ જો આમ થાય છે, તો સૂત્ર તો કોણ જાણે ક્યારેય શરૂ થશે. જો કે–સામાન્ય રીતિએ ધારવામાં આવે એથી વધારે સમય આ સ્તુતિમાં ગયો છે, પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવો તો એવા દોષરહિત અને એવા ગુણસંપન્ન છે કે–એ તારકોના ગુણોનું વર્ણન કરવામાં જીંદગીઓની જીંદગીઓ વહી જાય, તો પણ એ પુણ્યપુરુષોના ગુણોનું પૂરેપૂરૂ વર્ણન કોઈથી પણ થઈ શકે જ નહિ; ત્યાં આપણા જેવા કિંચિન્માત્ર શક્તિને પામેલાઓ તો શું વર્ણન કરી શકવાના હતા? આપણે તો બહુ જ, બહુ જ ટૂંકું વર્ણન કર્યું છે. આમ તો આપણે માત્ર થોડી મિનિટોમા પણ આ શ્રી જિનસ્તુતિનો અર્થ કરી શકીએ; પણ એથી, તમારે સામાન્ય રીતિએ પણ જે જાણવું

જોઈએ, તે જાણવાનું રહી જાય. આ તો તમને આ રીતિએ સૂચવી દીધું કે-હવે બને તેટલું ઓછું લંબાણ થાય, એની કાળજી રાખવામાં આવશે. હજુ તો મંગલાચરણના પહેલા શ્લોકમાં ટીકાકાર આચાર્યભગવાને જે પંદર વિશેષણોથી ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ કરી છે, તે વિશેષણો પૈકીનાં છ વિશેષણો થયાં છે અને આજથી 'અસ્મર' એવા સાતમા વિશેષણ સંબંધી વિચારણા શરૂ થાય છે.

## કામના કારણથી રહિત

અસ્મર એટલે સ્મરનો છે અભાવ જેમનામાં એવા! '**नास्ति स्मरो यस्य, सोऽस्मरः।**' સ્મર એટલે કામ. જેમનામાં કામનું નામ પણ નથી, તે અસ્મર કહેવાય. ભગવાન કામના વિજેતા જ બન્યા-એમ નહિ, પરન્તુ ભગવાને તો કામના કારણને જ સદાને માટેની વિદાયગીરી આપી દીધી. કામનું કારણ વિદ્યમાન હોય, તે છતાં પણ કામને જોર કરવા દે નહિ અને કામ જોર કરવા જાય તો તેને દાબી દે-એ જુદી વસ્તુ છે અને કામ કદી પણ ઉત્પન્ન થઈ શકે નહિ-એવી અવસ્થાને પ્રાપ્ત કરવી, એ જુદી વસ્તુ છે ભગવાન શ્રી જિનેશ્વરદેવો નિર્વેદાવસ્થાને પામેલા હોય છે વેદના ઉદયનું નામ જ કામ છે. પુરૂષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદ -એમ વેદના ત્રણ પ્રકારો છે. સ્ત્રી, પુરૂષ અને નપુંસક, એ ત્રણ પ્રકારો વેદોદયના સૂચક છે. એ વેદનું કારણ તેવા પ્રકારનું કર્મ છે. ભગવાન જ્યારે પોતાના કેવલજ્ઞાન રૂપ ગુણને પ્રગટાવવાને માટે ક્ષપકશ્રેણિ માંડે છે, ત્યારે ક્રમે કરીને ઘાતી કર્મોનો ઘાત

કરતા જાય છે અને એ દરમ્યાન નવમા ગુણસ્થાનકે એ તારકો વેદના કારણ રૂપ કર્મપ્રકૃતિનો પણ મૂળમાંથી ઘાત કરી નાખે છે. આ રીતિએ નિર્વેદીપણાને પામ્યા બાદ જ, ક્રમસર એ મહાભાગો બારમા ગુણસ્થાનકે વીતરાગપણાને પામીને કેવળજ્ઞાન પામી તેરમા ગુણસ્થાનકે આવી પહોંચે છે.

**મહાદેવે કામને બાળ્યો કે કામે મહાદેવને બાળ્યા ?**

પ્રશ્ન૦ મહાદેવે પણ કામને બાળી મૂક્યો હતો ને ?

પહેલાં તો એ સમજો કે–કામ એ શું છે? વેદોદયના યોગે ઉત્પન્ન થતી કામના વિશેષ, એ કામ છે. વેદોદયના યોગે પુરૂષ સ્ત્રીને ભોગ માટે ઇચ્છે, સ્ત્રી પુરૂષને ભોગ માટે ઇચ્છે અને નપુંસક સ્ત્રી–પુરૂષ ઉભયને ભોગ માટે ઇચ્છે, એને કહેવાય છે–કામાભિલાષા અને એ અભિલાષાને સફળ બનાવવાને માટે થતો ભોગ, એ કહેવાય છે–કામસેવન. કામ એટલે મુખ્યત્વે સ્પર્શનેન્દ્રિય સંબંધી સુખનો ભોગવટો. સ્પર્શનેન્દ્રિય સંબંધી સુખના ભોગવટાને માટે રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય અને શ્રવણેન્દ્રિયનો ઉપયોગ પણ થાય છે. અન્ય ઈન્દ્રિયો સ્પર્શનેન્દ્રિય–સુખની અભિલાષામાં નિમિત્ત બને છે. આથી વિષયસુખ એ કામસુખ છે એમ પણ કહેવાય. હવે વિચાર કરો કે–આ કોઈ એવી વસ્તુ છે, કે જેને બાળી મૂકી શકાય ? નહિ જ.

આમ છતાં પણ, પુરાણોમાં કહેવાય છે તેમ જો કામ નામની વ્યક્તિનું અસ્તિત્વ હતું–આ વાતને તેમજ એ કામ નામ-ની વ્યક્તિને મહાદેવે બાળી મૂકી હતી–એ વાતને પણ માની

લેવામાં આવે, તો જગતમાંથી કામનું અસ્તિત્વ નાબૂદ થઈ ગયું, એમ જ માનવું પડે ને? પણ જગતમાંથી કામનું અસ્તિત્વ નાબૂદ થઈ ગયું છે ખરુ? આજે જગતના જીવોમાં કામ છે કે કામાભાવ છે? કહો કે–જગતના જીવોમાં મોટે ભાગે કામનું જ સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે. જગતના જીવો કામની કારમી પીડાને ભોગવી રહ્યા છે કામસુખની લાલસામાં ભાન ભૂલેલું જગત કેટલી મજુરી કરે છે, કેટલી ગુલામી કરે છે, કેટકેટલા અનાચારોને સેવે છે, એ વગેરે કાંઈ વર્ણવવું પડે તેમ છે? જો કામ એ શરીરી હોત અને મહાદેવે તેને બાળી મૂક્યો હોત, તો આજે પણ માણસોમા અને પશુ-પંખીઓમાંય કામની જે કારમી પીડા હોવાનું જણાય છે, તેનું નામનિશાન પણ હોત જ નહિ

પુરાણોમાં તો એમ પણ આવે છે કે–મહાદેવ અને પાર્વતીને પતિ-પત્નીનો સંબંધ હતો એક વાર પાર્વતીએ માયાથી કોઈ એક રૂપાળી ભીલડીનું રૂપ અંગીકાર કર્યું અને મહાદેવની નજરે પાર્વતી ભીલડી રૂપે ચઢી. મહાદેવ એ ભીલડીને જોઈને મોહિત થઈ ગયા. પાર્વતીએ મહાદેવનું પારખું કરી લીધું. પાર્વતીને થયું કે–'આ તે કેવા છે?' આવી તો પુરાણોમાં કેટલીય વાતો આવે છે. ભીલડીમાં મોહ પામનાર મહાદેવ, એ કામને બાળે? મહાદેવે કામને નહોતો બાળ્યો, પણ કામે મહાદેવને બાળ્યા હતા, એમ કહેવું પડે.

**ખરા મહાદેવ કોણ?**

મહાદેવે કામને બાળ્યો, એટલે પોતાના હૈયામાંથી એનું

સ્થાન કાઢી નાખ્યું, એવો અર્થ કરીએ તો પણ, મહાદેવે કામને બાળ્યાની વાત બંધબેસતી થતી નથી. મહાદેવ એટલે મહાદેવ તરીકે જે પંકાય છે તેની વાત નહિ લેતાં, મહાદેવ એટલે 'रागादयः क्षयमुपगता यस्य, महादेवः स उच्यते।' એવી જો વ્યાખ્યા કરીએ, તો વાત બંધબેસતી થાય. મહાદેવ તે કહેવાય, કે જેમના રાગાદિ ક્ષીણ થઈ ગયા છે. એવા મહાદેવે કામને બાળ્યો, એમ કહી શકાય : કેમ કે–કામની અભિલાષાને પણ તજી દઈને, કામના કારણનો પણ ક્ષય કરી નાખ્યા પછીથી જ, આત્મા રાગાદિકનો પરિપૂર્ણપણે ક્ષય સાધી શકે છે. સંસારને તજીને, શુકલ ધ્યાનને સજીને, રાગ ને દ્વેષનો ક્ષય કરી, શ્રી તીર્થંકર–નામકર્મના ઉદયથી સમવસરણમાં વિરાજમાન થઈને જગતના જીવોને જે પાવન કરી રહ્યા છે, તે જ ખરા મહાદેવ છે. આ મહાદેવે પોતાના કામને બાળ્યાની વાત સાવ સાચી છે.

### મહાદેવની મૂર્તિ પણ શું સૂચવે છે?

મહાદેવને વિશેષણ તરીકે ગણી, એ વિશેષણથી વિશેષ્ય એવા દેવે કામને બાળ્યાની વાતનો ઇનકાર નથી, પણ સંજ્ઞાધારી મહાદેવ, મહાદેવ તરીકે ઇતરો જેને પિછાને છે, તે તો પોતે જ કામથી બળતા–ઝળતા હતા. એ મહાદેવને સ્ત્રી વગર તો ગમતું નહોતું. તેથી તો પોતાનું અર્ધાંગ તેમણે પાર્વતીને અર્પણ કર્યાનું કહેવાય છે. જેમ એક ઘરેણાંઓનો શોખીન આદમી પોતાના શરીરના દરેક અવયવે આભૂષણો લગાવી દે, તેમ આ મહાદેવે પાર્વતીને પોતાની

અર્ધાંગના બનાવી છે. એમની મૂર્તિઓને જુઓ ને! પ્રત્યક્ષ પ્રમાણ!! એનાં ઉપરથી પણ નક્કી થાય છે કે-મહાદેવે કામને બાળ્યો નહોતો, પણ કામે જ મહાદેવને બાળ્યા હતા. કોઈ કહેશે કે-'મહાદેવની પૂર્વાવસ્થામાં પાર્વતીની સાથેનો બધો સંયોગ બન્યો હશે, પણ પાછળથી પાર્વતીપતિ મહાદેવે કામને બાળી મૂકેલો.'-તો એવી યુક્તિ પણ અહીં ટકી શકે તેમ નથી. મહાદેવની મૂર્તિના આકારથી જ એ યુક્તિ અસમ્બદ્ધ છે, ખોટી છે, એવું સાબિત થાય છે.

### મહાદેવ તરીકે સત્યકીની પૂજા કેમ શરૂ થઈ?

જગતમાં મહાદેવની એવા પ્રકારની મૂર્તિની પૂજા કેવી રીતિએ શરુ થઈ, તે સંબંધી આપણે ત્યાં, જૈન શાસ્ત્રોમાં, ખુલાસો આવે છે.

સત્યકી નામે વિદ્યાધર બહુ જ સ્ત્રીલોલુપ હતો. એણે રૂપપરિવર્તિની આદિ ઘણી વિદ્યાઓ સિદ્ધ કરી હતી. વિદ્યાના બળથી રૂપને બદલી નાખીને, એ ગમે તે રાણી અગર ગમે તે સ્ત્રીની પાસે પહોંચી જતો અને ભોગ ભોગવતો. ઘણા રાજાઓનાં અન્તઃપુરોને એણે આ રીતિએ ભ્રષ્ટ કરી નાખ્યાં હતાં. કોઈ પણ સ્ત્રી સત્યકીની નજરે ચઢી અને જો એને એ ગમી ગઈ, તો ખલાસ! એ બિચારીનું શીલ અખંડિત રહે જ નહિ. એ સ્ત્રીના પતિનું રૂપ લઈને જ સત્યકી એ સ્ત્રીને ભોગવી આવે અને પાછળથી જ એ સ્ત્રીને ખબર પડે કે-મને ભોગવનાર મારો પતિ નહોતો, પણ મારા પતિના રૂપને ધરીને આવેલો કોઈ બદમાશ પુરુષ હતો!

સત્યકીના આવા પ્રકારના અનાચારથી, રાજાઓ પણ ત્રાસી ઉઠ્યા હતા. સત્યકીનો જાન લેવાને માટે, જે કાંઈ ભોગ આપવો પડે તેમ હોય તે ભોગ આપવાને માટે અને જે કાંઈ જોખમ ખેડવું પડે તેમ હોય તે જોખમ ખેડવાને માટે પણ રાજાઓ તૈયાર હતા; પણ કરે શું ?

એમાં ઉમા નામની એક વેશ્યાએ એ બીડું ઝડપ્યું. ઉમા સૌન્દર્યવતી તો હતી જ અને તેમાં પાછી વેશ્યા હતી, એટલે એના હાવ-ભાવનું પૂછવું જ શું ? રોજ બની-ઠણીને એ ઉમા વેશ્યા પોતાના મકાનની અગાશીમાં ઉભી રહેતી. સત્યકીની નજર પોતાના દેહ ઉપર પડે, એની જ ઉમા રાહ જોતી હતી. ઉમાને જોતાંની સાથે જ, જોનારો કામવિહ્વલ બની જાય, એવું એનું વસ્ત્રપરિધાન પણ હતું.

થોડા જ દિવસમાં એની આશા ફળી. સત્યકીએ એને જોઈ અને જેવી એને જોઈ તેવો જ એ મોહિત થઈ ગયો. આવ્યો એ ઉમા પાસે. અહીં કાંઈ વેષબદલો કરવાની જરૂર નહોતી, કારણ કે-ઉમા વેશ્યા હતી અને તેને ઈચ્છતી હતી. ઉમાએ એ સત્યકીને પોતાના ચેન-ચાળાથી એવો વશ કરી લીધો કે-સત્યકી વારંવાર કામી બનીને ઉમાની પાસે આવવા લાગ્યો.

ધીરે ધીરે ઉમાએ સત્યકીના હૈયામાં વિશ્વાસ જમાવ્યો. જાણે સત્યકી વગર પોતે મરી જ જાય, એવો સત્યકી ઉપર એને રાગ છે-એવી એણે સત્યકીના હૈયા ઉપર છાપ પાડી દીધી.

પછી એક વાર ઉમાએ સત્યકીને કહ્યુ કે-'તમે મરી જશો, તો મારું થશે શું ? તમારા દુશ્મનો ઘણા છે. રાજાઓ પણ તમને મારી નાખવાનો જ લાગ શોધી રહ્યા છે. આમાં

જો તમે મરી ગયા, તો હું તો હતી–ન હતી જ થઇ જવાની?'

સત્યકી કહે છે કે–'તું એની ચિન્તા કરીશ નહિ. કોઇનામાંય મને મારી નાખવાનું સામર્થ્ય નથી. જ્યાં સુધી મારી વિદ્યાઓ મારી પાસે છે, ત્યાં સુધી તો કોઇ મારા વાળ પણ વાંકો કરી શકે તેમ નથી.'

ઉમા કહે છે કે–'તો નાથ! તમે તમારી વિદ્યાઓને કદી પણ ક્યાંય વિસારશો નહિ, એટલી જ આ દાસીની વિનંતિ છે; પણ આપ ઉંઘતા હો ત્યારેય આપની વિદ્યાઓ આપની પાસે હોય છે?'

સત્યકી કહે છે કે–'હા, એમ જ છે માત્ર એક જ એવો પ્રસંગ છે, કે જે વખતે હું મારી વિદ્યાઓને વેગળી મૂકું છું. જ્યારે જ્યારે હું સંભોગ કરૂં છું, તે વખતે જ હું મારી સઘળી વિદ્યાઓને કોરે મૂકું છું. એ વખતે જો કોઈ મારા ઉપર પ્રહાર કરે, તો હું મરી જાઉં; પણ આ વાતની કોઇનેય ખબર નથી અને હું સાવધ રહું છું, એટલે ચિન્તા કરવા જેવું કાંઈ છે જ નહિ.'

ઉમા વેશ્યાએ આવા કોઇ પ્રકારે સત્યકીની પાસેથી સત્યકીના મરણનો ઉપાય જાણી લીધો અને પછી તે ઉપાય તેણીએ રાજાને કહ્યો રાજા બહુ ખુશી થયો. પણ એ ઉપાય કરવામાં તો ઉમાના જાનનું જોખમ હતું.

ઉમાએ તો મોટા ઈનામની લાલચે આ બધું કર્યું હતું; એટલે એ પોતાની સાથે જ્યારે સત્યકી ભોગ ભોગવતો હોય, તે વખતે જ તેને મારી નાખવાની વાતમાં શાની સમ્મત થાય? તલવારના જે ઝાટકે સત્યકી કપાય,

તે જ ઝાટકો ઉમાને પણ કાપી નાખે, તો શું થાય ?

રાજાએ ઉમાને ખાત્રી કરાવવાને માટે એક કુશળ પુરુષને બોલાવ્યો. પાંદડાંની એક મોટી થપ્પી ગોઠવીને, એ પુરુષને ઉમાની હાજરીમાં રાજાએ હુકમ કર્યો કે–'આ પાંદડાંની થપ્પીમાંથી સો પાંદડાંને કાપી નાખ અને બાકીનાંને રહેવા દે.' એ પુરૂષે પોતાની તલવાર એ પાંદડાંની થપ્પી ઉપર ચલાવી અને પછી ગણી જોયું કે–એણે કરેલા તલવારના ઘાથી માત્ર સો પાંદડાં જ કપાયાં હતાં અને એ થપ્પીમાંનાં બાકીનાં પાંદડાં અખંડ જ રહ્યાં હતાં. આવો પ્રત્યક્ષ દાખલો બતાવીને, રાજાએ ઉમાને કહ્યું કે–'તું કહે ત્યારે આ પુરુષને હું તારે ત્યાં મોકલું. આ પુરૂષને તું તારા શયનગૃહમાં છૂપાવી રાખજે અને જે વખતે સત્યકી બરાબર તારી સાથે ભોગ ભોગવવામાં લીન બનશે, તે વખતે આ પુરૂષ પોતાની તલવારના ઘાથી એને કાપી નાખશે અને તારા શરીરને લેશ માત્ર ઇજા થવા દેશે નહિ.'

પોતાને ખાત્રી થઈ ગયેલી હોવાથી, રાજાને એ રીતિએ પ્રસન્ન કરવાની વાત ઉમાએ કબૂલ કરી.

પોતાની કબૂલાત મુજબ, એ પુરૂષને ઉમાએ પોતાના શયનખંડમાં એવી રીતિએ સંતાડી દીધો કે–સત્યકીને આ ગોઠવણીની ગંધ સરખી પણ આવે નહિ. વળી સત્યકીને ઉમા ઉપર એટલો બધો વિશ્વાસ બેસી ગયો હતો કે–ઉમાના ખંડમાં એ નિર્ભયપણે સૂઈ જતો. આથી રાજાએ જે તક ધારી હતી તે આવી ગઈ. પણ પેલા પુરૂષે તો પોતાની તલવારના ઝાટકાથી સત્યકીની સાથે ઉમાનું પણ ખૂન કરી નાખ્યું !

આમ સત્યકીનો અન્ત તો આવી ગયો, પરન્તુ સત્યકીને એક વ્યન્તર દેવતા સાથે મિત્રાચારી હતી. એ વ્યન્તર દેવતાને જ્યારે ખબર પડી કે-મારા મિત્ર સત્યકીનો આવી રીતિએ કપટજાળ બિછાવીને સંહાર કરી નાખવામા આવ્યો છે, ત્યારે એ ખૂબ કોપાયમાન થયો. એણે એ નગરના રાજાને અને સઘળા પ્રજાજનોને એવા ઉપદ્રવિત કરવા માંડયા કે-બધા ત્રાસી ગયા આ ત્રાસમાંથી બચવાને માટે, સર્વ લોકોએ એ દેવને જ એના કોપના નિવારણનો ઉપાય પૂછ્યો દેવે પણ વિચાર કર્યો કે-'મારા મિત્રને સભોગ કરતી વેળાએ રાજાએ મરાવી નાખ્યો છે, માટે સૌની પાસે એના લિંગની જ પૂજા કરાવવી ' વ્યન્તર દેવે લોકોને સત્યકી રૂપ મહાદેવની લિંગપૂજા કરવાનુ કહ્યું અને લોકોએ પણ ઉપદ્રવથી બચવાને માટે મહાદેવના લિંગની પૂજા કરવાનું શરૂ કરી દીધું. પછી મહાદેવ અને ઉમા એટલે પાર્વતીની સંયુક્ત મૂર્તિ બનાવીને પણ લોકો એ મૂર્તિને પૂજવા લાગ્યા હવે વિચાર કરો કે-મહાદેવે કામને બાળ્યાની વાતનો મેળ જ કયા મળે છે ?

## સ્તુતિમાં વપરાએલાં વિશેષણોનો આશય :

ટીકાકાર આચાર્યભગવાને, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તવના કરતા જે 'અસ્મર' એવું વિશેષણ વાપર્યું છે, તે વિશેષણ એવું નથી, કે જે વિશેષણને ભગવાન શ્રી જિનેશ્વરદેવો સિવાય અન્ય કોઈનીય સાથે યોજી શકાય જ નહિ. ઇશ્વર, અરૂપ અને સાર્વીય-એ વગેરે વિશેષણો એવા છે કે-એ વિશેષણોને માત્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સાથે જ

કહેવાનો મુદ્દો એ છે કે–સામાન્ય કેવલી જિનોમાં પણ જેવી ઉચ્ચ કોટિની ગુણસમ્પન્નતા હોય છે, તેવી ગુણસમ્પન્નતા પણ ઇતરો જેઓને દેવો તરીકે પૂજે છે, તેઓમાં હોતી નથી. એથી આગળ વધીને આપણે તો એમ પણ કહી શકીએ તેમ છીએ કે–વીતરાગપણાને અને કેવલજ્ઞાનને નહિ પામેલા એવા શ્રી જિનશાસનના છદ્મસ્થ મુનિઓમાં પણ જે ગુણસંપન્નતા હોય છે, તે ગુણસંપન્નતા પણ ઇતરોએ માનેલા દેવોમાં પણ હોતી નથી. અરે, જો ગુણદષ્ટિની અપેક્ષાએ વિચાર કરવામાં આવે, તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનના મર્મને પામેલા ગૃહસ્થોમાં પણ જે ગુણદષ્ટિ હોય છે, તે ગુણદષ્ટિ પણ ઇતરોએ માનેલા દેવોમાં હતી જ નહિ, એવું આપણે સાબિત કરી શકીએ.

## ધર્મસામગ્રીની કિંમત સમજાઇ જ નથી :

તમને જે ધર્મસામગ્રી મળી છે, તે ધર્મસામગ્રીની સાચી કિંમતને તમે સમજી શક્યા નથી, એટલે આજે તમે જે પરમ ભાગ્યને પામેલા છો–તેનો તમને ખ્યાલ આવતો નથી; પણ તમે જે ધર્મસામગ્રીને પામ્યા છો, તે ધર્મસામગ્રીની સાચી કિંમતને તમે જો સમજી શકો, તો તમને એમ જ લાગે કે–'આખા જગતના માલિક બનવા જોગા ભાગ્યને જે પામ્યો હોય, તેનું ભાગ્ય પણ મારા ભાગ્યની પાસે તુચ્છ છે!' અને તે સાથે તમારામાં એ જાતિનો મનોભાવ પણ જાગે કે–'મારે મારી આ જીંદગીની પ્રત્યેક ક્ષણ સુદેવ, સુગુરૂ અને સુધર્મની આરાધનામાં જ ખર્ચી નાખવી જોઇએ. આ

જીન્દગી ટૂંકી છે અને ભવાન્તરમાં આવી ધર્મસામગ્રી મળશે કે નહિ, તે હું જાણતો નથી; માટે આ જીન્દગીમાં હું કમથી કમ સુદેવ-સુગુરૂ-સુધર્મની એવી આરાધના તો અવશ્ય કરી લઉં, કે જેથી ભવાન્તરમાં પણ મને એવી સામગ્રી તો અવશ્ય પ્રાપ્ત થાય!' તમારા હૈયામાં જો આવો મનોભાવ પ્રગટે, તો તમે સુદેવની પૂજા કરવામાં પ્રમાદ સેવો ખરા? સુદેવની પૂજા કરવાને માટે ઉત્તમોત્તમ દ્રવ્યોને મેળવ્યા અને વાપર્યા વિના રહો ખરા? પછી શ્રી જિનમંદિરના સાધારણ ખાતામાં લગભગ દરેક ઠેકાણે જે તોટો દેખાય છે, તે દેખાય ખરો? તમે સમૃદ્ધ હો અને શ્રી જિનમંદિરો જીર્ણ હોય, એ બને ખરું? સુગુરૂઓની સેવા અને સદ્ધર્મની આરાધના કરવાને માટે તમે 'ફુરસદ નથી, અનુકૂળતા નથી'–એવી વાતો આજની જેમ બોલો ખરા? પણ મુશ્કેલીની ખરી વાત એ છે કે– આટલી અનુપમ ધર્મસામગ્રી મળવા છતાં પણ, તમારા હૈયામાં જે ભાવ પ્રગટવો જોઈએ તે ભાવ પ્રગટ્યો નથી અને તેનું મૂળભૂત કારણ એ જ છે કે–આ ધર્મસામગ્રીની સાચી કિંમત તમને હજુ સમજાઈ જ નથી.

**શ્રી ભર્તૃહરિએ કામને નમસ્કાર કરવા દ્વારા પણ–**
**–કામનો તિરસ્કાર કર્યો છે:**

ટીકાકાર આચાર્યભગવાને 'અસ્મર' તરીકે ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સ્તવ્યા છે અને આ સ્તવના દ્વારા એમ પણ સૂચવી દીધું છે કે–દુનિયામાં મનાતા બીજા દેવો 'અસ્મર' નથી. બીજા દેવો 'અસ્મર' નથી, એવું માત્ર આપણે જ કહીએ

કહેવાનો મુદ્દો એ છે કે-સામાન્ય કેવલી જિનોમાં પણ જેવી ઉચ્ચ કોટિની ગુણસમ્પન્નતા હોય છે, તેવી ગુણસમ્પન્નતા પણ ઇતરો જેઓને દેવો તરીકે પૂજે છે, તેઓમાં હોતી નથી. એથી આગળ વધીને આપણે તો એમ પણ કહી શકીએ તેમ છીએ કે-વીતરાગપણાને અને કેવલજ્ઞાનને નહિ પામેલા એવા શ્રી જિનશાસનના છદ્મસ્થ મુનિઓમાં પણ જે ગુણસંપન્નતા હોય છે, તે ગુણસંપન્નતા પણ ઇતરોએ માનેલા દેવોમાં પણ હોતી નથી. અરે, જો ગુણદૃષ્ટિની અપેક્ષાએ વિચાર કરવામાં આવે, તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનના મર્મને પામેલા ગૃહસ્થોમાં પણ જે ગુણદૃષ્ટિ હોય છે, તે ગુણદૃષ્ટિ પણ ઇતરોએ માનેલા દેવોમાં હતી જ નહિ, એવું આપણે સાબિત કરી શકીએ.

**ધર્મસામગ્રીની કિંમત સમજાઇ જ નથી :**

તમને જે ધર્મસામગ્રી મળી છે, તે ધર્મસામગ્રીની સાચી કિંમતને તમે સમજી શક્યા નથી, એટલે આજે તમે જે પરમ ભાગ્યને પામેલા છો-તેનો તમને ખ્યાલ આવતો નથી; પણ તમે જે ધર્મસામગ્રીને પામ્યા છો, તે ધર્મસામગ્રીની સાંચી કિંમતને તમે જો સમજી શકો, તો તમને એમ જ લાગે કે-'આખા જગતના માલિક બનવા જોગા ભાગ્યને જે પામ્યો હોય, તેનું ભાગ્ય પણ મારા ભાગ્યની પાસે તુચ્છ છે!' અને તે સાથે તમારામા એ જાતિનો મનોભાવ પણ જાગે કે-'મારે મારી આ જીંદગીની પ્રત્યેક ક્ષણ સુદેવ, સુગુરૂ અને સુધર્મની આરાધનામાં જ ખર્ચી નાખવી જોઇએ. આ

જીન્દગી ટૂંકી છે અને ભવાન્તરમાં આવી ધર્મસામગ્રી મળશે કે નહિ, તે હું જાણતો નથી; માટે આ જીન્દગીમાં હું કર્મથી કમ સુદેવ–સુગુરૂ–સુધર્મની એવી આરાધના તો અવશ્ય કરી લઉં, કે જેથી ભવાન્તરમાં પણ મને એવી સામગ્રી તો અવશ્ય પ્રાપ્ત થાય!' તમારા હૈયામાં જો આવો મનોભાવ પ્રગટે, તો તમે સુદેવની પૂજા કરવામાં પ્રમાદ સેવો ખરા? સુદેવની પૂજા કરવાને માટે ઉત્તમોત્તમ દ્રવ્યોને મેળવ્યા અને વાપર્યા વિના રહો ખરા? પછી શ્રી જિનમંદિરના સાધારણ ખાતામાં લગભગ દરેક ઠેકાણે જે તોટો દેખાય છે, તે દેખાય ખરો? તમે સમૃદ્ધ હો અને શ્રી જિનમંદિરો જીર્ણ હોય, એ બને ખરું? સુગુરૂઓની સેવા અને સદ્ધર્મની આરાધના કરવાને માટે તમે 'ફુરસદ નથી, અનુકૂળતા નથી'–એવી વાતો આજની જેમ બોલો ખરા? પણ મુશ્કેલીની ખરી વાત એ છે કે–આટલી અનુપમ ધર્મસામગ્રી મળવા છતાં પણ, તમારા હૈયામાં જે ભાવ પ્રગટવો જોઈએ તે ભાવ પ્રગટ્યો નથી અને તેનું મૂળભૂત કારણ એ જ છે કે–આ ધર્મસામગ્રીની સાચી કિંમત તમને હજુ સમજાઈ જ નથી.

**શ્રી ભર્તૃહરિએ કામને નમસ્કાર કરવા દ્વારા પણ–**
**–કામનો તિરસ્કાર કર્યો છે:**

ટીકાકાર આચાર્યભગવાને 'અસ્મર' તરીકે ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સ્તવ્યા છે અને આ સ્તવના દ્વારા એમ પણ સૂચવી દીધું છે કે–દુનિયામાં મનાતા બીજા દેવો 'અસ્મર' નથી. બીજા દેવો 'અસ્મર' નથી, એવું માત્ર આપણે જ કહીએ

છીએ એમ પણ નથી. મિથ્યાત્વની મન્દતાના યોગે, દષ્ટિના સમ્યક્પણાને પામવાના માર્ગે ચઢેલો અને તીક્ષ્ણ બુદ્ધિને પામેલો કોઇ પણ વિરાગવૃત્તિવાળો આત્મા આમ જ કહે. દાખલા તરીકે રાજયોગી ભર્તૃહરિને લો. ભર્તૃહરિ કાંઈ જૈનપણાને પામેલા નહોતા, પણ વિરાગી જરૂર હતા અને વિરાગી હોવા સાથે વિદ્વાન અને બુદ્ધિનિધાન પણ હતા. શ્રી ભર્તૃહરિએ દેવમૂર્તિઓને અંગે કહ્યું છે કે-'કોઇએ સ્ત્રીને અર્ધાંગ આપ્યું છે, તો કોઇએ સ્ત્રીને ઉત્સંગ આપ્યો છે; જ્યારે લલનારહિત તો એક જિન જ છે.' એ શ્રી ભર્તૃહરિએ પોતાના રચેલા વૈરાગ્યશતકમાં કામને ભગવાન કામદેવ કહીને નમસ્કાર કર્યો છે! એમના જેવા બુદ્ધિનિધાને કામને-સ્મરને ભગવાન કામદેવ અમસ્થો નથી કહ્યો. એમણે શા માટે કામને માટે 'ભગવાન કામદેવ' એમ કહ્યું છે, તેનો ખુલાસો વસ્તુતઃ તો એ શ્લોકની જ અન્ય પંક્તિઓમાંથી મળી જાય છે. કામને 'ભગવાન કામદેવ' કહીને નમસ્કાર કરતાં, શ્રી ભર્તૃહરિ કહે છે કે-

" शम्भुस्वयम्भुहरयो हरीणेक्षणानाम् ।
येनाऽक्रियन्त सततं गृहकर्मदासा ॥
वाचामगोचरचरित्रविचित्रियाय ।
तस्मै नमो भगवते कुसुमायुधाय ॥ १ ॥"

શ્રી ભર્તૃહરિ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનાં ચરિત્રોમાં શું શું આવે છે, તે જાણતા હતા. એ ચરિત્રોના વાંચન ઉપરથી, શ્રી ભર્તૃહરિના હૃદય ઉપર કેવી છાપ પડી હતી, તે શ્રી ભર્તૃહરિના રચેલા આ શ્લોક ઉપરથી જણાઈ આવે છે. એ

કહે છે કે-જે ભગવાન કામદેવે શમ્ભુ, સ્વયમ્ભુ અને હરિ એ ત્રણેયને હંમેશને માટે સ્ત્રીઓના દાસ, દાસ પણ કેવા ? ગૃહકર્મ કરનારા એવા દાસ બનાવી દીધા અને એથી જે કામ દેવનું વિચિત્ર ચરિત્ર વાણીથી વર્ણવ્યુ વર્ણવી શકાય તેવુ નથી, એવા ભગવાન કામદેવને મારા નમસ્કાર હો ! ભર્તૃહરિ જેવાએ કામને ભગવાન કહીને નમસ્કાર કેમ કર્યો ? એ માટે કે-દુનિયા જેઓને દેવા તરીકે માને છે, પૂજે છે, એવાને પણ કામે સ્ત્રીઓના ગુલામ બનાવી દીધા હતા ! એટલે તાકાત કોની વધારે ? એ કહેવાતા દેવોની કે કામની ? જો એવા દેવોને જ દેવ તરીકે પૂજવા હોય, તો તો એવા દેવોને પણ ગુલામ બનાવી દેનાર કામને જ દેવ તરીકે પૂજવો, એમા ખોટું શું છે ? આમ કહીને પણ, શ્રી ભર્તૃહરિએ તો કામની ભયકરતા જ વર્ણવી છે શ્રી ભર્તૃહરિએ કામને નમસ્કાર કર્યો છે ખરો, પણ તે કેવો ? દુનિયામા જેમ દુર્જનને માટે કહેવાય છે કે-તને નવ ગજના નમસ્કાર, એવો ! નમસ્કાર બોલવા દ્વારા પણ તિરસ્કાર વ્યક્ત કરી શકાય છે આ શ્લોકમા શ્રી ભર્તૃહરિએ, વસ્તુત, કામને નમસ્કાર નથી કર્યો પણ કામનો તિરસ્કાર કર્યો છે

**નમન નમનમા ભેદ**

નમસ્કાર માત્ર ભક્તિથી જ થાય છે, હૈયાના બહુમાનથી જ થાય છે, એવો નિયમ નથી માત્ર નમસ્કારની ક્રિયા તરફ નહિ જોવુ જોઈએ, પરન્તુ નમસ્કાર કરનારના ભાવ તરફ જોવુ જોઈએ જેમ તિરસ્કાર કરવાને માટે પણ નમસ્કારનો,

ઉપયોગ કરાય છે, તેમ પુરસ્કાર મેળવવાને માટે પણ નમસ્કારનો ઉપયોગ કરનારા હોય છે. એથી આગળ વધીને કહીએ તો, છેતરપીંડી કરવાને માટે પણ નમસ્કારનો ઉપયોગ કરનારા હોય છે. કહેવાય છે કે–

" नमन नमन में भेद है, नमे सो चतुर सुजान;
दगलबाज दूना नमे, चींत्ता चोर कमान."

ચતુર અને સજ્જન માણસો નમન કરવા યોગ્ય સ્થળે નમન કર્યા વિના રહી શકતા જ નથી; પણ એ નમનમાં અને દગલબાજ માણસોના નમનમાં ફેર હોય છે. જેમ ચીત્તાને ચોટ લગાવવી હોય, ત્યારે તે પહેલાં તો પોતાના શરીરને એવું વાળી દે છે કે–એ બહુ ભારે નમન કરતો હોય એવું લાગે; ચોર પણ ઘરની ભીંતમાં બાકોરુ પાડીને ઘરમાં પેસવાને માટે નમીને જ કામ સાધે છે; અને કમાનમાંથી બાણ છોડવાને માટે પહેલાં કમાનને વાળવી જ પડે છે; આવી જ રીતિએ, દગલબાજ માણસો બેવડું નમન કરે છે. સામાને શીશામાં ઉતારવાને માટે, એને અંધારામાં રાખીને એનું પડાવી લેવાને માટે, એનો સર્વનાશ કરી નાખવાને માટે, સ્વાર્થપરાયણ માયાવી માણસો એને નમન પણ કરે; માટે નમન કેવા પ્રકારનું છે, તેની પાછળ નમન કરનારનો ભાવ કેવો છે, એ જોવું જોઈએ! નમન કરનારના ભાવને નહિ પિછાની શકનારાઓ અને નમન માત્રથી મુઝાઈ જનારાઓને ફસાઈ જતાં વાર લાગતી નથી. 'નમ્યો તે સૌને ગમ્યો'–એમ દુનિયામાં કહેવાય છે અને એ કહેતી સૂચવે છે કે–દુનિયાના જીવોને પોતાને કોઈ નમે, એ બહુ જ ગમે છે. માન નામના

કષાયને દુનિયાના જીવો કેટલા બધા આધીન બનેલા છે, તેનો ક્યાસ આ કહેતી ઉપરથી કાઢી શકાય છે. નમન, એ હૈયાના બહુમાનને વ્યક્ત કરવાની ક્રિયા છે. અધિકગુણીને નમન કરવાનું મન ગુણજ્ઞોને થાય જ નાનાઓ મોટાઓને નમન કરે જ. આવું નમન એ ગુણ કહેવાય. અધિકગુણીને અને મુરબ્બીઓને નમન કરતાં જેને આંચકો આવે, તે ગુણહીન છે અને ગુણને પામવાને લાયક પણ નથી. ગુણના અર્થી આત્માઓએ તો અધિકગુણી આત્માઓને તથા વડિલોને ઉલ્લાસથી નમન કરનારા બનવું જોઈએ. હૈયામાં ગુણ પ્રગટ્યો હોય તો અધિકગુણી આત્માઓને અને ગુરુજનોને સહજ રીતિએ નમન થઈ જાય! પરન્તુ સઘળાંય નમનોની પાછળ હૈયાનું બહુમાન જ હોય, એમ માની લેવા જેવું નથી. હૈયાની કુટીલતાથી પણ નમન થાય, એ સુસંભવિત છે.

**ભગવાન શ્રી જિનેશ્વરદેવો પોતાના ચારિત્રમોહ કર્મને-**
**-કેવા પ્રકારે ક્ષીણ કરે છે?**

ટીકાકાર આચાર્યભગવાને ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તવનામાં વાપરેલું 'અસ્મર' એવું વિશેષણ બે પ્રકારનાં સૂચન કરે છે એક તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો 'અસ્મર' છે જ અને બીજું દુનિયામાં મનાતા બીજા દેવો અસ્મર નથી. ભગવાનને 'અસ્મર' એવા વિશેષણથી સ્તવાય, એટલે ઈતર દુનિયાના દેવોની આ સ્તવના નથી, એમ પણ સમજાઈ જાય. ભગવાન શ્રી જિનેશ્વરદેવો સ્મર એટલે કામના વિજેતા તો પહેલેથી હોય છે. એ તારકો અન્તિમ ભવમાં ભોગ ભોગવે તો

પણ તે કામને પોષવાને માટે નહિ, પણ કામના કારણનો નાશ કરી નાખવાને માટે જ. શ્રી જિનેશ્વરદેવો કામમાં રમતા નથી, પણ કામને રમાડે છે. એ મહાભાગો ભોગ ભોગવે તોય કામાધીન બનીને ભોગ ભોગવે નહિ, પણ એવી રીતિએ ભોગોને ભોગવે કે-જેમ જેમ ભોગ ભોગવાતા જાય, તેમ તેમ પણ કામના કારણ રૂપ કર્મ ભાગતું જાય. ચારિત્રમોહ કર્મના ઉદય વિના કોઇથી પણ ભોગને ભોગવી શકાય નહિ. ચારિત્રમોહ કર્મને બાહ્ય અને આભ્યન્તર તપ આદિ દ્વારા ક્ષીણ કરી શકાય છે; પરન્તુ કેટલાક આત્માઓનું ચારિત્રમોહ કર્મ એવા નિકાચિત પ્રકારનું હોય છે કે-એ કર્મ ગમે તેવા તપ દ્વારા પણ *નિર્જરી શકે જ નહિ, પણ ઉદયમાં આવેલા એ કર્મને સમભાવે* ભોગવી લેવાથી જ એ કર્મ નિર્જરી શકે. ચારિત્રમોહ કર્મ, એ મોહનીય કર્મનો જ એક પ્રકાર છે. ચાર ઘાતી કર્મોમાં મોહનીય કર્મ મુખ્ય છે. મોહનીય કર્મ ક્ષીણ થયા વિના, એ સિવાયનાં ત્રણ ઘાતી કર્મોને ક્ષીણ કરી શકાતાં જ નથી; અને ચારેય ઘાતી કર્મોને ક્ષીણ કર્યા વિના, વીતરાગપણાને અને કેવલજ્ઞાનને પામી શકાતું નથી. જે જે આત્માઓને વીતરાગપણું પામવું હોય અને *કેવલજ્ઞાન પ્રગટાવવું* હોય, તે તે આત્માઓએ ચાર ઘાતી કર્મો પૈકી મોહનીય કર્મનો ઘાત સૌથી પહેલો કરવો જ પડે છે. મોહનીય કર્મના અભાવમાં, આત્માના ગુણોને આવરવાની, બીજાં ઘાતી કર્મોમાં પણ વિશેષ તાકાત હોતી નથી. જેમ ઝાડનું થડ કપાયું, એટલે ઝાડનાં ડાળાં-પાંખડાંનો નીચે પડવે જ છૂટકો થાય છે; તેમ મોહનીય કર્મનો જ્યાં ક્ષય થયો, એટલે બીજાં કર્મોનો ક્ષય

થયા વિના રહેતો જ નથી. ખરો પરિશ્રમ તો મોહનીય કર્મને ક્ષીણ કરવાને માટે જ કરવો પડે છે. હવે એ મોહનીય કર્મ જો એવું જ બંધાએલું હોય કે–એને ભોગવ્યા વિના એ ક્ષીણ થઈ શકે જ નહિ, તો ક્ષીણકર્મા બનવાની ભાવનાવાળા આત્માએ, એ કર્મના ઉદયને બહુ સીફતથી ભોગવી લેવો, એ જ ડહાપણ ગણાય. મોહનીય કર્મને ક્ષીણ કરી નાખવાને માટે, આવો ઉપાય પણ અજમાવવો પડે–એ સંભવિત છે, ભગવાન શ્રી જિનેશ્વરદેવો જેવાના આત્માઓએ પણ જરૂર પડી તો આ ઉપાય જ અજમાવ્યો છે, પરન્તુ શાસ્ત્રકારોએ આવા ઉપાયનું નીચ ઉપાય તરીકે જ વર્ણન કરેલું છે. નીચ શત્રુને જીતવાને માટે જેમ કોઈવાર નીચ ઉપાયને પણ આદરવો પડે, તેમ મહા વિવેકી અને ત્રણ જ્ઞાનના ધણી એવા પણ આત્માઓનેય તેવા પ્રકારના મોહનીય કર્મને બલહીન કરી નાખવાને માટે, ભોગ ભોગવી લેવા રૂપ નીચ ઉપાય પણ આદરવો પડે છે! ભગવાનના ભોગનો પણ આપણે ત્યાં લીલા આદિના નામે બચાવ કરવામાં આવ્યો નથી, પણ એનું વર્ણન કરીને, એને નીચ ઉપાય તરીકે જ ઓળખાવેલ છે સૌનું ચારિત્રમોહ કર્મ કાંઈ આવા પ્રકારનું હોતું નથી અને જે આત્માઓનું ચારિત્રમોહ કર્મ આવા પ્રકારનું પણ હોય છે, તે આત્માઓનુંય સઘળુંય સત્તાગત ચારિત્રમોહ કર્મ કાંઈ આવા જ પ્રકારનું હોતુ નથી. મોટે ભાગે ચારિત્રમોહ કર્મનો અમુક ભાગ જ એવો હોય, કે જેને ભોગો ભોગવવા આદિ દ્વારા ક્ષીણ કરી નાખવો પડે. બાકીના ભાગને તો બાહ્ય–આભ્યન્તર તપ આદિ દ્વારા ક્ષીણ કરાય જો આમ ન માનીએ, તો

ભોગો ભોગવતે ભોગવતે એવા આત્માઓનું સઘળું જ ચારિત્ર-મોહ કર્મ ક્ષીણ થઈ જવાનું માનવું પડે, પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવો તો અવશ્યમેવ સંસારને તજીને દીક્ષિત બને છે અને તે પછીથી જ તપશ્ચર્યાદિ દ્વારા પોતાના મોહનીય કર્મને સંપૂર્ણપણે ક્ષીણ કરી નાખીને, બાકીનાં ત્રણ ઘાતી કર્મોને પણ સંપૂર્ણપણે ક્ષીણ કરી નાખે છે અને એ પ્રકારે વીતરાગ તથા સર્વજ્ઞ બને છે. જો કે–કોઈ કોઈ આત્માઓને ભોગ ભોગવતે ભોગવતે પણ ચારિત્રમોહ કર્મ સંપૂર્ણપણે ક્ષીણ થઈ જાય છે; પરન્તુ એવા વિવેકી આત્માઓ ભોગ પણ ચારિત્ર-મોહ કર્મના ઉદયથી જ અને ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરવાને માટે જ ભોગવતા હોય છે; એટલે બાહ્યથી ભોગ ભોગવવા દ્વારા અને અન્તરથી શુદ્ધ ધ્યાન રૂપ તપ દ્વારા એ આત્માઓ પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ જ કરતા હોય છે. કર્મને ક્ષીણ કરવાના નીચ ઉપાયને સેવવા સાથે કર્મને ક્ષીણ કરવાના ઉચ્ચ ઉપાયને પણ તેઓ સેવતા જ હોય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને માટે આ નિયમ જ કે–તેવા પ્રકારનું ચારિત્ર-મોહ કર્મ હોય, તો જ એ તારકો ભોગને ભોગવે અને એ તારકો તે પછી સંસારને તજીને અને દીક્ષિત બનીને જ મોહનીય કર્મને સંપૂર્ણપણે ક્ષીણ કરે. એ તારકોને ભોગ ભોગવતે ભોગવતે કેવલજ્ઞાન થાય જ નહિ.

આપણી વાત તો એ છે કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવો કોઈ પણ ઉપાયે 'અસ્મર' બને જ છે. પોતે સસ્મર હોય તે છતાં પણ તેઓ ધર્મતીર્થની સ્થાપના કરે, એવું બનતું જ નથી. વસ્તુત તો પોતે સસ્મર પણ નથી હોતા, કારણ

કે–સ્મરના બળથી એ કંપતા નથી, પણ સ્મરને સેવવા છતાં પણ, સ્મર એમનાથી જ કંપતો રહે છે. સ્મરની સેવા લઈને પણ સ્મરનો જ નાશ કરવાનો, સ્મરના ભાવને પેદા કરનારા કર્મનો નાશ કરવાનો જ પ્રયત્ન એ પુણ્ય–પુરુષો કરતા હોય છે. બાહ્યથી ભોગી એવા પણ એ તારકો, અંતરથી તો યોગી જ હોય છે

**શ્રી નન્દિષેણ :**

> **પ્રશ્ન૦** નન્દિષેણે પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરવાને માટે આવો ઉપાય કેમ અજમાવ્યો નહિ ?

શ્રી નંદિષેણને પણ, પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવાને માટે, પાછળથી તો, આ જ ઉપાયનું આલંબન લેવું પડ્યું છે. આ ઉપાય, એ એવો ઉપાય છે કે–કોઈ પણ વિવેકી આત્મા, પોતાનાથી જ્યા સુધી શક્ય હોય ત્યાં સુધી તો, આવા નીચ ઉપાયનું આલંબન લેવાનું પસંદ કરે જ નહિ ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવાની ભાવના પ્રગટે ક્યારે ? સંસારના સુખ પ્રત્યે, વિષયજનિત તથા કષાયજનિત સુખ પ્રત્યે, અંતરમા ખૂબ ખૂબ ઘૃણા પ્રગટે, ત્યારે જ પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવાની અને એ માટે શક્ય એટલી મહેનત કરવાની આત્મામાં વૃત્તિ પ્રગટે. જ્યાં સુધી પૌદ્‌ગલિક સુખનો રસ હોય, પૌદ્‌ગલિક સુખને સુખ રૂપે ભોગવવાની ભાવના હોય, ત્યાં સુધી પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવાની ભાવના અને એ માટે મહેનત કરવાની વૃત્તિ પ્રગટે જ નહિ. આત્માને ભોગસુખ તરફ ઘૃણા ઉપજે

અને મોક્ષ-સુખની તાલાવેલી લાગે, ત્યારે જ આત્મા પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવાની મહેનત કરવાને ઉત્સાહિત બને. વિચાર કરશે કે-જેના હૈયામાં ભોગસુખ તરફ આવી ઘૃણા પ્રગટી હોય અને મોક્ષસુખની જેને તાલાવેલી લાગી હોય, તેને કદાચ ભોગ ભોગવવા પડે, તોય તે કેવી રીતિએ ભોગોને ભોગવે ? તમે જેમ ભોગવો છો એમ નહિ. તમે તો એવા છો કે-ભોગોને તમે ભોગવો છો કે ભોગો તમને ભોગવે છે, એનો નિર્ણય કરવો પડે. એટલે તમે જેમ ભોગોને ભોગવો છો તેમ એ ભોગોને ભોગવે નહિ, પણ તમે જેમ રોગોને ભોગવો છો તેમ એ ભોગોને ભોગવે. તમને જેવો અણગમો રોગ તરફ છે, તેવો અણગમો એવા આત્માઓને ભોગ તરફ હોય. તમે રોગને ભોગવતાં જેવી અસહનશીલતા દાખવો છો, તેવી અસહનશીલતા એ ભોગોને ભોગવતાં દાખવે નહિ, કારણ કે-સમજુ છે અને લક્ષ તો પોતાના તેવા પ્રકારના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવાનું છે. એટલે વાત એ છે કે-જ્યાં સુધી ચાલે તેમ હોય, ત્યાં સુધી તો વિવેકી આત્મા કોઈ પણ કારણસર ભોગને ભોગવવાનું પસંદ કરે જ નહિ. સુવિવેકી આત્મા ભોગને ભોગવે, તો તે ન છૂટકે જ ભોગવે અને જો એથી ઊલટી મનોદશા હોય તો તેને સુવિવેકી કહેવાય જ નહિ.

પ્રશ્ન૦ નંદિષેણ બાર બાર વર્ષો સુધી વેશ્યાને ત્યાં રહ્યા અને વેશ્યાની સાથે તેમણે ભોગ ભોગવ્યા, તે શું પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવાને માટે જ ?

એમ જ માનવું પડે. મહાત્મા શ્રી નન્દિષેણના ચરિત્રને

જો તમે ધ્યાનપૂર્વક વાંચો અને વિચારો, તો તમારે પણ આવા જ નિર્ણય ઉપર આવવું પડે. એમને ભોગમાં સુખ દેખાયું હતું, એમને વિષયસુખોના ભોગવટાની મોજ માણવાનું મન થઈ ગયું હતું અથવા તો સંયમથી એ કંટાળી ગયા હતા, એવું કાંઈ જ હતું નહિ. સંયમનો તો એમના હૈયામાં ભારોભાર રસ હતો; અને એથી એમના હૈયામાં વિષયસુખો, ભોગો પ્રત્યે ભારે ઘૃણા હતી. છતાં પણ, એમને પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવું જ હતું અને એમણે જ્યારે જોયું કે–'ભોગોને ભોગવ્યા વિના મારું ચારિત્રમોહ કર્મક્ષીણ થાય એવું છે જ નહિ' ત્યારે પણ થાકીને જ અને તે પણ તેવા પ્રકારનું નિમત્ત આવી મળતાં, તેમણે ભોગોને ભોગવવામાં કાળ પસાર કરવાનો નિર્ણય કર્યો હતો.

**પ્રશ્ન૦** નન્દિષેણ જો પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવાના હેતુને બર લાવવાને માટે જ વેશ્યાને ત્યાં ગયા હતા, તો પછી તેમને પતિત, ચારિત્રભ્રષ્ટ આદિ કહેવાય જ નહિ ને ?

જરૂર એમ કહી શકાય કે–એ પતિત થયા, ચારિત્રભ્રષ્ટ થયા. એમણે દીક્ષા લીધી તે વખતે જે પ્રતિજ્ઞા ગ્રહણ કરી હતી, તે પ્રતિજ્ઞાથી તો એમનું પતન થયું જ ને ? દરેક દીક્ષાર્થિને દીક્ષા લેતી વખતે પાંચ મહાવ્રતોનું પાલન કરવાની પ્રતિજ્ઞા ગ્રહણ કરવી પડે છે. શ્રી નન્દિષેણે પણ દીક્ષા ગ્રહણ કરતી વખતે પાંચ મહાવ્રતોનું પાલન કરવાની પ્રતિજ્ઞા ગ્રહણ કરેલી જ. એટલે પછી ગમે તે કારણસર, ગમે તેવા સારા હેતુથી પણ, તેમણે ગૃહવાસને સ્વીકાર્યો હોય, તે છતાં પણ

જે પ્રતિજ્ઞા એમણે દીક્ષા લેતી વખતે ગ્રહણ કરી હતી, તે પ્રતિજ્ઞામાંથી તેમનું પતન જ થયું કહેવાય અને એથી તેઓ ચારિત્રભ્રષ્ટ થયા, એમ પણ કહેવાય. પતિત થયા, ચારિત્રભ્રષ્ટ થયા, એવું વસ્તુસ્વરૂપના વર્ણનને અંગે બોલી શકાય, બાકી પતિત અને ચારિત્રભ્રષ્ટ આદિ કહીને નિન્દા કરી શકાય નહિ. એવી નિન્દા કરનારો અથવા તો એ રીતિએ તિરસ્કાર કરનારો તો પાપ જ બાંધે. એ પડ્યા નહોતા, પણ એમને પડવું પડ્યું હતું! એ પડ્યા તે તેવા પ્રકારના કર્મના યોગે પડ્યા, પણ કામે તેમને પાડ્યા એવું નથી. કામને આધીન થવું પડે, તે પહેલાં તો એ મૃત્યુને ભેટવાને તૈયાર હતા; પણ એમનું ચારિત્રમોહ કર્મ એવું જોરદાર હતું કે–જો એ કર્મને ક્ષીણ કરવું જ હોય તો, એ કર્મને ક્ષીણ કરવાને માટે પણ, એમનો ભોગ ભોગવ્યા વિના છૂટકો થાય જ નહિ.

**પ્રશ્ન૦** તો તો પછી એમ જ કહેવું પડે કે–નંદિષેણ પડ્યા તો પણ ચઢવાને માટે જ પડ્યા?

એમ કહો તો પણ તે ખોટું નથી, કારણ કે–એમણે થાકીને જ ગૃહવાસ સ્વીકાર્યો હતો અને ભોગ ભોગવતાં પણ એમનું મન તો ત્યાગમાં જ રમતું હતું. એ વિના એ વેશ્યાને ઘરે રહેવા છતાં પણ રોજ રોજ દશ દશ માણસોને પ્રતિબોધ પમાડીને દીક્ષા લેવાને મોકલી શકે અને અન્તે જે રીતિએ એ વેશ્યાને તજીને ચાલી નીકળ્યા તે રીતિએ એ વેશ્યાનો ત્યાગ કરી શકે, એ શકય જ નથી.

**પ્રશ્નકાર૦** શ્રી નંદિષેણનો પ્રસંગ જો આપ વર્ણવો, તો તેથી ઘણું જાણવાનું મળે.

તમારા બધાની ઈચ્છા હોય તો એમ કરવામાં પણ વાંધો નથી. સમય જશે એટલું જ. શ્રી નંદિષેણ મૂળ તો રાજકુમાર હતા. શ્રી શ્રેણિક રાજાના એ પુત્ર હતા.

શ્રી શ્રેણિક કોણ હતા ? શ્રી શ્રેણિક, વર્ત્તમાન શાસનના નાયક ભગવાન શ્રી મહાવીર પરમાત્માના પરમ ભક્તોમાંના એક હતા અને ક્ષાયિક સમ્યક્ત્વના સ્વામી હતા. જેમ શ્રી કૃષ્ણ મહારાજા ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ હોવા છતાં પણ ઘોર અવિરતિના ઉદયવાળા હતા, તેમ શ્રી શ્રેણિક મહારાજા પણ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ હોવા છતાં પણ ઘોર અવિરતિના ઉદયવાળા હતા. એ બન્નેયને પોતપોતાના ચારિત્રમોહ કર્મનો એવો જબરો ઉદય હતો કે–કેમે કરી એ આત્માઓ વિરતિને પામી શકે જ નહિ. પરન્તુ એમનું મિથ્યાત્વમોહ કર્મ ક્ષીણ થઈ ગયેલું, એટલે જો એમના અન્તઃકરણને તપાસી શકાય, તો એમ જ લાગે કે–આ પુણ્યાત્માઓને રત્નત્રયી સિવાયનું કાંઈ જ પણ ઉપાદેય લાગતું નથી.

એક વાર ભગવાન શ્રી મહાવીર પરમાત્મા રાજગૃહી નગરીના ઉદ્યાનમાં સમોસર્યા. ભગવાનને રાજગૃહી નગરીના ઉદ્યાનમાં સમોસરેલા જાણીને, રાજકુમાર શ્રી નંદિષેણ ભગવાનની પાસે ગયા.

ભગવાન રાજગૃહી નગરીના ઉદ્યાનમાં સમોસર્યા તે પહેલાં, તાજેતરમાં જ, એવો પ્રસંગ બનેલો કે–સેચનક નામનો હાથી, કે જે કોઈને પણ વશ થતો નહોતો; શ્રી શ્રેણિક મહારાજાએ પોતાની સેના સાથે વનમાં જઈને એ સેચનક હાથીને બલથી તથા છલથી વશ કરવાનો પ્રયત્ન કરેલો,

પણ જે હાથી તેમને વશ થયેલો નહિ; તે હાથી રાજકુમાર શ્રી નંદિષેણને જોઈને–રાજકુમાર શ્રી નંદિષેણને જોતાંની સાથેજ, વશ થઈ ગયેલો; સ્નેહભીનો બનીને વશ થઈ ગયેલો; આથી રાજકુમાર શ્રી નંદિષેણને લાગેલું કે–'આમ થવામાં જરૂર કોઈ ગૂઢ કારણ હોવું જોઈએ.'

એટલે, જ્યારે તે ભગવાન શ્રી મહાવીર પરમાત્માની પાસે ગયા, ત્યારે ભગવાને આપેલા ધર્મોપદેશને સાંભળ્યા પછીથી, પોતાને આશ્ચર્યભૂત લાગેલા હાથીના પ્રસંગ વિષે, રાજકુમાર શ્રી નંદિષેણે ભગવાનને પૂછ્યું. એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાને શ્રી નંદિષેણને, તે હાથીની સાથેનો તેનો પૂર્વભવનો સંબંધ કહી સંભળાવ્યો. તે સાથે ભગવાને એમ પણ કહ્યું કે–'પૂર્વે તેં સાધુઓને દાન દેવા દ્વારા જે વિપુલ પુણ્યને ઉપાર્જેલું, તેના યોગે જ તું અહીં રાજપુત્ર તરીકે જન્મ્યો છે.'

આ વાત પૂરી થઈ, ત્યાં તો શ્રી શ્રેણિક વગેરે પણ પ્રભુની પાસે આવી પહોંચ્યા તેઓએ પણ ભગવાનના શ્રીમુખેથી ધર્મદેશનાને સાંભળી.

ભગવાનના શ્રીમુખેથી અપાતી ધર્મદેશનાનું શ્રવણ કરવાના યોગે, રાજપુત્ર શ્રી નંદિષેણ પ્રતિબોધ પામ્યા અને પ્રતિબોધ પામેલા તેમણે, તરત જ, ભગવાનની પાસે પોતાને સંયમી બનાવવાની માગણી કરી.

ભોગવ્યા વિના છૂટકો થાય નહિ; માટે તું હમણાં જ દીક્ષા લેવાને માટે સમુત્સુક બન નહિ!'

ભગવાને આ પ્રમાણે વારવા છતાં પણ, રાજકુમાર શ્રી નંદિષેણ માન્યા નહિ અને દીક્ષાને ગ્રહણ કરવાને માટે તૈયાર થઈ ગયા. એ વખતે આકાશમાં પણ દિવ્ય વાણી થઈ કે-'તું દીક્ષાને ગ્રહણ કર નહિ; કારણ કે-હજુ તારે ભોગને અવશ્ય ભોગવવા જ પડે, એવું કર્મ વિદ્યમાન છે.'

ભગવાને નિષેધ કર્યો અને આકાશમાં દિવ્ય વાણી કરીને દેવતાઓએય નિષેધ કર્યો, તે છતાં પણ રાજકુમાર શ્રી નંદિષેણનો દીક્ષાને ગ્રહણ કરવાનો ઉત્સાહ એટલો બધો અદમ્ય હતો કે-તેમણે દીક્ષા ગ્રહણ કરી જ

કોઈ દીક્ષા લેવાને તૈયાર થાય, ત્યારે તેને ભગવાન આમ નિષેધ કરી શકે? ભગવાન નિષેધ કરે અને એથી દીક્ષાને ગ્રહણ કરવાને માટે ઉત્સાહિત બનેલો સંસારમાં રહી જાય, તો તેથી ભગવાનને પાપ લાગે? આવા પ્રશ્નો કોઈ ઉઠાવે, તો કહેવું જોઈએ કે-એવા પ્રસંગે ભગવાન અવશ્ય નિષેધ કરી શકે અને ભગવાન નિષેધ કરે એથી પેલો સંસારમાં રહે, તો જેટલો સમય તે સંસારમાં રહે તેનું પાપ ભગવાનને લાગે જ નહિ; કારણ કે-ભગવાન જાણે છે કે-જો આ દીક્ષા લેશે, તો આનું પતન અવશ્ય થવાનું છે અને પ્રતિજ્ઞાભંગનું એ પાપ પણ સામાન્ય કોટિનું નથી.

પ્રશ્ન૦ આ તો ભગવાનની વાત છે, પણ એ જગ્યાએ અત્યારના જેવા કોઈ છદ્મસ્થ હોય, તો તે શું કરે?

છદ્મસ્થને કાંઈ એવું જ્ઞાન તો નથી જ કે-સામાનું

ચારિત્રમોહ કર્મ કેવા પ્રકારનું છે, એને તે જાણી શકે; એટલે છદ્મસ્થોએ તો તેની યોગ્યતાની તપાસ પ્રશ્ન, કથા અને પરીક્ષા દ્વારા જ કરવાની હોય. પ્રશ્ન, કથા અને પરીક્ષા દ્વારા કેવી રીતિએ દીક્ષાર્થી જીવની યોગ્યતાની પરીક્ષા થાય, એ વિષયમાં પણ શાસ્ત્રોમાં વિસ્તારથી વર્ણન કરાએલું છે. અહીં જો આપણે એ વર્ણનમાં ઉતરીશું, તો વળી સમય વધારે જશે અને હવે તો આપણે જેમ બને તેમ ઝટ સૂત્રનું વાંચન શરૂ કરવું છે. શાસ્ત્રોએ ફરમાવેલા વિધિ મુજબ દીક્ષાર્થીની યોગ્યતાને તપાસતાં, જો 'તે દીક્ષાર્થી અયોગ્ય છે'. એમ માલૂમ પડી જાય, તો તેને અમે પણ તત્કાળ દીક્ષા આપવાની ના પાડી શકીએ અને પછી પ્રયત્ન કરવા છતાં પણ જો તેનામાં દીક્ષાને માટેની યોગ્યતા પ્રગટે નહિ, તો તેને નિષેધ પણ કરી શકીએ. આવી રીતિએ તત્કાળ દીક્ષા નહિ આપવાથી અમુક કાળને માટે અને પછી પણ અયોગ્ય જ જણાય તો નિષેધ કરવાથી કદાચ જીવનભરને માટે તે અસંયમી રહે, તો પણ અમને એથી એના અસંયમનું પાપ લાગે નહિ, પણ ભગવાનની આજ્ઞાના પાલનનું જ ફળ મળે.

**પ્રશ્ન૦** પણ પેલાને લાભ થતો અટકી જાય ને ?

લાભ થતો અટકી જાય નહિ, પણ ગેરલાભ થતો અટકી જાય. ભગવાનની આજ્ઞાની વિરાધના કરવાના ઘોર પાપથી લેપાતાં એ બચી જાય. ઊલટું એમ કહો કે-તે અયોગ્ય છે એમ જાણવા છતાં, દીક્ષાને લઈને પાળી શકે એવો નથી- એમ જાણવા છતાં પણ, જો અમે એને દીક્ષા આપીએ અને તે પછી તે ભગવાનની આજ્ઞાની વિરાધના કરનારો નીવડે,

તો એથી એ વિરાધનાથી જેમ એ પાપને ઉપાર્જે, તેમ અમે પણ પાપના ભાગી બનીએ; જ્યારે અમે જો શાસ્ત્રોની આજ્ઞા મુજબ જોઈ શકાય તેટલા પ્રમાણમાં દીક્ષાર્થીની યોગ્યતા જોઈ હોય અને એને યોગ્ય માનીને જ સ્વ-પરની અનુગ્રહ-બુદ્ધિથી તેને દીક્ષા આપી હોય, તો એ પછી કદાચ એ ભગવાનની આજ્ઞાની વિરાધના કરનારો નીવડે, તો પણ અમને એ વિરાધના અંગે પાપ લાગે નહિ અને ભગવાનની આજ્ઞાના પાલનનું જ ફળ મળે.

પ્રશ્ન૦ શ્રી નંદિષેણ પ્રતિજ્ઞાભ્રષ્ટ થવાના જ છે, એમ જાણવા છતા પણ ભગવાને તેમને દીક્ષા કેમ આપી?

તેવા પ્રકારના ભાવિભાવને જોઈને ભગવાને શ્રી નંદિષેણને દીક્ષા આપી હતી. ભગવાન શ્રી જિનેશ્વરદેવો પણ ભાવિભાવને અન્યથા કરી શકતા નથી. 'ભગવાને કદાચ એમાં જ નંદિષેણનું હિત ભાળ્યું હશે'–એમ તો કહેવાય જ નહિ, કેમ કે–જો એમાં જ ભગવાને નંદિષેણનું હિત ભાળ્યું હોત, તો પહેલાં જે નિષેધ કર્યો, તે નિષેધ કરત નહિ. અહીં એ વાત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે–આપણે તો ભગવાનની આજ્ઞાને જ અનુસરવાનું છે. એ તારકોની આજ્ઞાને વેગળી મૂકીને, એ તારકોએ કર્યું તે કરવાના ચાળા કરવા જવાય, તો આરાધના રહી જાય અને વિરાધના પલ્લે પડી જાય. એ તારકોની આજ્ઞાનુસાર દાનાદિક ધર્મોને સેવવાનો આપણા હૈયામા ઉત્સાહ પેદા થાય–એ માટે આપણે એ તારકોએ સેવેલ દાનાદિક ધર્મોને યાદ જરૂર કરીએ, મારે, એવી જ ઉત્કૃષ્ટ રીતિએ દાનાદિ ધર્મોને સેવવા છે–એવા મનો-

રથી પણ જરૂર કરીએ; પરન્તુ આપણે જે કાંઈ કરીએ, તે તો એ તારકોએ આપણે માટે કહેલા પ્રકારોને લક્ષ્યમાં રાખીને જ કરીએ. આપણે ભગવાનની આજ્ઞાના પાલકો બનીએ, પણ એ મહાભાગોએ કરેલું કરવાની વાતો કરવા દ્વારા એ પુણ્ય-પુરુષોની આજ્ઞાના ભંજક બનવા જેવું તો કરીએ જ નહિ.

ભગવાને ખુદે અને દિવ્ય વાણી દ્વારા દેવતાએ પણ નિષેધવા છતાં, શ્રી નંદિષેણે દીક્ષા લીધી જ હતી, ત્યારે તે વખતે એ મહાનુભાવ કેવા ભાવમા વર્તતા હશે? ભગવાન પણ કહે છે અને દિવ્ય વાણી પણ કહે છે કે-'તારે ભોગ ભોગવ્યા વિના છૂટે એવું તારુ કર્મ નથી'-તે છતાંય જ્યારે શ્રી નંદિષેણ ભોગ માટે લાલાયિત થતા નથી, ભોગસુખ તરફ નજર સરખી પણ કરતા નથી, ત્યારે તે વખતે તેમને ભોગસુખ પ્રત્યે કેટલી બધી ઘૃણા હશે અને તેમના હૈયામાં મોક્ષસુખને મેળવવાની કેટલી બધી ભારે તમન્ના હશે? શ્રી નંદિષેણે ભગવાનના વચનની ઉપરવટ થઈને દીક્ષા લીધી-એની આ પ્રશંસા નથી; પણ તેમણે જે કાંઈ કર્યું, તે કઃતી વેળાએ તેમનો મનોભાવ કેવો પ્રશંસનીય હતો, તેની આ વાત છે. જેમ ગોશાળો જ્યારે ભગવાન શ્રી મહાવીર પરમાત્મા ઉપર તેજોલેશ્યા મૂકવાને માટે આવી રહ્યો હતો, ત્યારે ભગવાને ગણધરભગવાન શ્રી ગૌતમસ્વામીજી આદિ સર્વ મુનિઓને આઘા ખસી જવાનું અને વચ્ચે નહિ આવવાનું કહ્યું હતું; તેમ છતાંય, નક્ષત્ર અને સુનક્ષત્ર નામના બે મુનિઓ, ગોશાળો ભગવાન ઉપર જે ઉપદ્રવ કરતો હતો, તેને સહી શક્યા નહિ અને વચ્ચે પડ્યા. તો ત્યાં શું જોવાય? એમના હૈયામાં

ભગવાન પ્રત્યે રહેલા ભક્તિભાવે ઉછાળો માર્યો, એમ જ કહેવાય ને ? એ મુનિઓને જેમ આજ્ઞાભંજકની કક્ષામાં મૂકી શકાય નહિ, તેમ શ્રી નંદિષેણને પણ આજ્ઞાભંજકની કક્ષામાં મૂકી શકાય જ નહિ, કેમ કે-શ્રી નંદિષેણના હૈયામાં ભગવાને ફરમાવેલા ધર્મની આરાધના કરવાનો જ ઉત્સાહ હતો. એમને એમ હતું કે-'બળવાન એવા પણ ચારિત્રમોહ કર્મને હું તોડી-ફોડી નાખીશ !' કોઈ કહેશે કે-'ભગવાને જ્યારે કહ્યું કે એ કર્મ એમ તૂટે એવું જ નથી, પછી તો થોભવું જોઈએ ને ?' પણ જ્યારે ઉત્સાહનો જોરદાર આવેગ આવી ગયો હોય છે, ત્યારે માણસને એવો વિચાર સૂઝતો જ નથી. 'ઘણે ઉંચેથી નીચે પડીએ તો હાડકાં ભાંગી જાય અને મરી જવાય' અથવા તો 'કૂવામાં પડીએ તો ભારે વેદના ભોગવવી પડે અને મરી જવાય'-એવું જ્ઞાન જેઓને હોય છે, તેઓ પણ જો ક્રોધના જોરદાર આવેગમાં આવી જાય છે, તો ઉંચેથી નીચે અથવા નીચેથી કૂવામા પણ પડતું મૂકે છે ને ? જોરદાર આવેગ એ વસ્તુ જ એવી છે કે-એ પ્રતિકૂળ વિચારને ગણકારવા જ દે નહિ શ્રી નંદિષેણના હૈયામાં પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવાનો જોરદાર આવેગ પ્રગટ્યો હતો. 'ભોગને ભોગવીને કર્મને ક્ષીણ કરવુ, એમાં શૂરવીરતા કયી છે ? ભોગને લાત મારીને અને તપ-સંયમને સેવીને કર્મને ક્ષીણ કરવું, એમા જ ખરેખરી શૂરવીરતા છે.' -આવો વિચાર પણ એવા ઉત્સાહના આવેગમાં ચઢેલા આત્માઓને આવે, એ સંભવિત છે. જો કે-આવેગનું જોર વિવેકને અવરોધનારું હોય છે, પરન્તુ શ્રી નંદિષેણના આવેગમાં કારણ

એવું છે, કે જે કારણ પ્રશંસા માગી લે છે.

રાજકુમાર શ્રી નંદિષેણે વૈરાગ્યના આવેગમાં ને આવેગમાં દીક્ષા લઈ લીધી અને તે પછીથી તેમના વૈરાગ્યનો આવેગ ઘટી ગયો, એવું પણ બન્યું નથી. ભગવાને એમને દીક્ષા આપી, તેથી તો એમના આનંદનો પાર રહ્યો નહિ. પોતાનું ચારિત્રમોહ કર્મ કેવું બળવાન છે, એ વિષે જે ચેતવણી મળી હતી, તે ચેતવણીનો તેમણે બરાબર ખ્યાલ રાખ્યો અને જ્યારથી દીક્ષા લીધી ત્યારથી જ તેમણે કર્મની સામે ઘોર સંગ્રામ આદરી દીધો. છઠ્ઠ અને અઠ્ઠમ આદિ તપમાં તત્પર બનીને તેઓ, ભગવાન શ્રી મહાવીર પરમાત્માની સાથે અવિશ્રાન્તપણે વિહરવા લાગ્યા. તેઓ તપના સેવનમાં જેમ તત્પર બની ગયા, તેમ જ્ઞાન–ધ્યાનમાં પણ તત્પર બની ગયા. અનિત્યાદિ બાર ભાવનાઓને ભાવતા તેઓ, બાવીસ પરીષહોને પણ સુંદર પ્રકારે સહન કરતા હતા. આમ શ્રી નંદિષેણ મુનિવર પોતાનાં કર્મોને ક્ષીણ કરી નાખવાને માટે કેવો પુરુષાર્થ કરે છે, એ ભુલવા જેવું નથી. રાજકુમાર હતા, એટલે એમનું શરીર કેટલું કોમળ હશે? એ કોમળ શરીરને કઠોર બનાવ્યા વિના જ છઠ્ઠ અને અઠ્ઠમાદિ તપશ્ચર્યા ચાલુ રહી શકતી હશે ? તપશ્ચર્યા સાથે જ્ઞાનાર્જનનો પ્રયત્ન પણ સતત ચાલુ એટલે આળસનું તો નામ પણ નહિ ને ? યુદ્ધે ચઢેલો વીર આરામ શોધે ખરો ? એની આંખ સામે તો શત્રુ ઉપર વિજય મેળવવાનું દશ્ય રમ્યા કરે ને ? તેમ, આ મુનિવરનું લક્ષ્ય પણ એક જ હતું કે–તપથી, જ્ઞાન–ધ્યાનથી અને પરીષહોના સહનથી કર્મરૂપ શત્રુને ભગાડી દેવો !

આવી રીતિએ, પોતાનાં કર્મોને ક્ષીણ કરી નાખવાની સાધનામાં એકતાન બની ગયેલા મુનિવર શ્રી નંદિષેણને, ક્રમે કરીને, તેમના ચારિત્રમોહ કર્મનો ઉદય સતાવવા લાગ્યો. ચારિત્રમોહ કર્મના ઉદયે, શ્રી નંદિષેણ મુનિવરના હૈયામાં ભોગની ઈચ્છા પ્રગટાવવા માંડી અને શ્રી નંદિષેણ મુનિવરે ભોગની ઈચ્છાને જન્માવનાર કર્મના ઉદયને નિષ્ફળ બનાવી દેવાને માટે, ભોગની ઈચ્છાને દાબી દેવાને-કચડી નાખવાને માટે, પહેલાં કરતાં પણ પ્રબળ એવો તપ કરવા માંડ્યો. સંયમને બાધ ન પહોંચે, એવી આતાપના પણ કરવા માંડી.

આટલું આટલું કરવા છતાં પણ, મુનિવર શ્રી નંદિષેણ ભોગની અભિલાષાને પોતાના હૈયામાં ઉદ્‌ભવતી અટકાવી શકયા નહિ. ચારિત્રમોહ કર્મ એમને ભોગના ખૂબ ખૂબ અભિલાષી બનાવી દઈને ભોગોને ભોગવતા બનાવી દેવાની પેરવીમાં હતું; જ્યારે શ્રી નંદિષેણ મુનિવર એ કર્મનું મૂળમાંથી કાસળ કાઢી નાખવાની પેરવીમાં હતા. એવા સમયે એમના અંતરમાં, વિરાગભાવ અને કર્મોદય વચ્ચે, કેવું ભયંકર યુદ્ધ ચાલતું હશે, તેની તો કલ્પના કરવાની રહે છે

ચારિત્રમોહ કર્મની સાથેના યુદ્ધમાં જ્યારે શ્રી નંદિષેણ વિજય મેળવી શકયા નહિ, ત્યારે એ મહાપુરૂષે નિર્ણય કર્યો કે-'દેહને પાડી દેવો, પણ દેહને ભોગમાં તો પડવા જ દેવો નહિ!' એવો નિર્ણય કરીને તેઓએ એક પર્વત ઉપર ચઢીને નીચે ઝંપાપાત કર્યો. પરન્તુ પર્વત ઉપરથી પડતા તેમને એક દેવતાએ ઝીલી લીધા અને અન્યત્ર મૂકી દીધા. પછી દેવતાએ કહ્યુ કે-'મરવાનો વૃથા પ્રયત્ન શું કામ કરો છો? તમે

એવું છે, કે જે કારણ પ્રશંસા માગી લે છે.

રાજકુમાર શ્રી નંદિષેણે વૈરાગ્યના આવેગમાં ને આવેગમાં દીક્ષા લઈ લીધી અને તે પછીથી તેમના વૈરાગ્યનો આવેગ ઘટી ગયો, એવું પણ બન્યું નથી. ભગવાને એમને દીક્ષા આપી, તેથી તો એમના આનંદનો પાર રહ્યો નહિ. પોતાનું ચારિત્રમોહ કર્મ કેવું બળવાન છે, એ વિષે જે ચેતવણી મળી હતી, તે ચેતવણીનો તેમણે બરાબર ખ્યાલ રાખ્યો અને જ્યારથી દીક્ષા લીધી ત્યારથી જ તેમણે કર્મની સામે ઘોર સંગ્રામ આદરી દીધો. છઠ્ઠ અને અઠ્ઠમ આદિ તપમાં તત્પર બનીને તેઓ, ભગવાન શ્રી મહાવીર પરમાત્માની સાથે અવિશ્રાન્તપણે વિહરવા લાગ્યા. તેઓ તપના સેવનમાં જેમ તત્પર બની ગયા, તેમ જ્ઞાન–ધ્યાનમાં પણ તત્પર બની ગયા. અનિત્યાદિ બાર ભાવનાઓને ભાવતા તેઓ, બાવીસ પરીષહોને પણ સુંદર પ્રકારે સહન કરતા હતા. આમ શ્રી નંદિષેણ મુનિવર પોતાનાં કર્મોને ક્ષીણ કરી નાખવાને માટે કેવો પુરુષાર્થ કરે છે, એ ભુલવા જેવું નથી. રાજકુમાર હતા, એટલે એમનું શરીર કેટલું કોમળ હશે? એ કોમળ શરીરને કઠોર બનાવ્યા વિના જ છઠ્ઠ અને અઠ્ઠમાદિ તપશ્ચર્યા ચાલુ રહી શકતી હશે? તપશ્ચર્યા સાથે જ્ઞાનાર્જનનો પ્રયત્ન પણ સતત ચાલુ એટલે આળસનું તો નામ પણ નહિ ને? યુદ્ધે ચઢેલો વીર આરામ શોધે ખરો? એની આંખ સામે તો શત્રુ ઉપર વિજય મેળવવાનું દૃશ્ય રમ્યા કરે ને? તેમ, આ મુનિવરનું લક્ષ્ય પણ એક જ હતું કે–તપથી, જ્ઞાન–ધ્યાનથી અને પરીષહોના સહનથી કર્મરૂપ શત્રુને ભગાડી દેવો!

આવી રીતિએ, પોતાનાં કર્મોને ક્ષીણ કરી નાખવાની સાધનામાં એકતાન બની ગયેલા મુનિવર શ્રી નંદિષેણને, ક્રમે કરીને, તેમના ચારિત્રમોહ કર્મનો ઉદય સતાવવા લાગ્યો. ચારિત્રમોહ કર્મના ઉદયે, શ્રી નંદિષેણ મુનિવરના હૈયામાં ભોગની ઈચ્છા પ્રગટાવવા માંડી અને શ્રી નંદિષેણ મુનિવરે ભોગની ઈચ્છાને જન્માવનાર કર્મના ઉદયને નિષ્ફળ બનાવી દેવાને માટે, ભોગની ઈચ્છાને દાબી દેવાને-કચડી નાખવાને માટે, પહેલાં કરતાં પણ પ્રબળ એવો તપ કરવા માંડયો. સંયમને બાધ ન પહોંચે, એવી આતાપના પણ કરવા માંડી.

આટલું આટલું કરવા છતાં પણ, મુનિવર શ્રી નંદિષેણ ભોગની અભિલાષાને પોતાના હૈયામાં ઉદ્ભવતી અટકાવી શકયા નહિ. ચારિત્રમોહ કર્મ એમને ભોગના ખૂબ ખૂબ અભિલાષી બનાવી દઈને ભોગોને ભોગવતા બનાવી દેવાની પેરવીમાં હતું; જ્યારે શ્રી નંદિષેણ મુનિવર એ કર્મનું મૂળમાંથી કાસળ કાઢી નાખવાની પેરવીમાં હતા. એવા સમયે એમના અંતરમાં, વિરાગભાવ અને કર્મોદય વચ્ચે, કેવું ભયંકર યુદ્ધ ચાલતું હશે, તેની તો કલ્પના કરવાની રહે છે.

ચારિત્રમોહ કર્મની સાથેના યુદ્ધમાં જ્યારે શ્રી નંદિષેણ વિજય મેળવી શકયા નહિ, ત્યારે એ મહાપુરૂષે નિર્ણય કર્યો કે-'દેહને પાડી દેવો, પણ દેહને ભોગમાં તો પડવા જ દેવો નહિ!' એવો નિર્ણય કરીને તેઓએ એક પર્વત ઉપર ચઢીને નીચે ઝંપાપાત કર્યો. પરન્તુ પર્વત ઉપરથી પડતા તેમને એક દેવતાએ ઝીલી લીધા અને અન્યત્ર મૂકી દીધા. પછી દેવતાએ કહ્યું કે-'મરવાનો વૃથા પ્રયત્ન શું કામ કરો છો? તમે

ભોગોને ભોગવ્યા વિના તો મરી શકો તેમ પણ નથી!'

મુનિવર શ્રી નંદિષેણે, દેવતાના આવા વચનને પણ ગણકાર્યું નહિ અને પોતાના ચારિત્રમોહ કર્મને ક્ષીણ કરી નાખવાને માટે, એ મહાત્માએ, એકાંતવાસમાં રહીને પહેલાં કરતાં પણ તીવ્ર તપને આદરવા માંડયો. આ મહાત્માના જીવનમાં, ક્યાંય, તમને કર્મને ક્ષીણ કરી નાખવાની તાલાવેલી સિવાયની કોઈ તાલાવેલી દેખાય છે?

હવે આ મુનિવરના પતનનો પ્રસંગ આવે છે. આ મહામુનિ એક વખત વહોરવાને માટે નીકળ્યા છે.

પોતે હતા ત્યારે રાજપુત્ર હતા, પણ અત્યારે તો મુનિ છે ને? મુનિએ સંયમના નિર્વાહને અંગે જીવન-નિર્વાહને માટે જે કાંઈ વસ્ત્ર, પાત્ર અને અન્ન-પાનાદિ જોઈએ, તે ભિક્ષાથી જ મેળવવાનું હોય છે. શ્રી વીતરાગના શાસનની આ મર્યાદા છે. આ મર્યાદાને મુનિવર શ્રી નંદિષેણ સમજે છે, એટલે ઘેર ઘેર ફરીને પાત્રમાં ભિક્ષા લેવાની પ્રવૃત્તિને આચરતાં જરા પણ સંકોચ પામતા નથી, લેશ પણ લજ્જતયમાન થતા નથી. મુનિમાર્ગને સમજનારાઓને ભિક્ષાએ જવું-ગોચરી માટે જવું, એ હીણપતભર્યું લાગે જ નહિ. ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ઉપદેશેલી સંયમધર્મને અંગેની સઘળીય ક્રિયાઓમાં નિર્જરા સમાએલી છે. સંયમ નિર્જરા માટે લેવાય છે, કર્મોના નાશ માટે લેવાય છે અને ભિક્ષા પણ દીક્ષાનું એક અંગ જ છે; પણ શરત એટલી ખરી કે-ભિક્ષા વિધિ-પૂર્વક ગ્રહણ કરવી જોઈએ અને એ ભિક્ષા સંયમ-યોગના નિર્વાહ ખાતર જ હોવી જોઈએ; આહારગૃદ્ધિ કે રસલૌલુપ્ય

ખાતર નહિ. આહારગૃદ્ધિ કે રસલૌલુપ્ય ખાતર કરાતી ભિક્ષા કષ્ટ રૂપ છે, નિર્જરાને અટકાવનાર છે અને એથી એ મોક્ષને પણ અટકાવનાર છે.

ત્યાગીઓમાં શૃંગાર રૂપ, અનેકવિધ સિદ્ધિઓના સ્વામી, મહાન તપસ્વી અને જાગ્રત સંયમી એવા મુનિવર શ્રી નંદિષેણ ભિક્ષા ગ્રહણ કરવાને માટે નીકળ્યા છે. ઉંચ-નીચના ભેદ વિના ગોચરી લેવાના વિધિનું પાલન કરનારા આ મહામુનિ, એક મોટા મહાલયમાં પ્રવેશ કરે છે. ઉંચ–નીચનો ભેદ નહિ, એનો અર્થ 'શ્રીમંત કે રંકનો ભેદ નહિ'–એવો છે. પૈસાવાળાઓ કે ખાનદાન ગણાતાઓ–એવા ઉચ્ચને ત્યાં જવું અને સામાન્ય સ્થિતિવાળાને ત્યાં જવું નહિ, એવો ભેદ ગોચરી લેવા જતાં મુનિ રાખે નહિ. આગમિક ભાષામાં પૈસાવાળાને પણ 'ઉચ્ચ' કહેવામાં આવે છે. અને એક ભાષામાં પણ એક શબ્દના અનેક અર્થો હોય છે. शब्दानामनेकार्थाः। 'ગોત્ર' શબ્દ સાથે 'ઉચ્ચ' શબ્દને યોજવામાં આવે, તો ઉચ્ચ ગોત્ર એવોય અર્થ થાય અને 'પૂજવા યોગ્ય છે ગોત્ર જેનું' એવો અર્થેય થાય. આજે કેટલાકો ઉચ્ચ–નીચનો વર્ણભેદમાં અર્થ ઘટાવીને, 'સાધુઓ અઢારેય વર્ણની ગોચરી લેતા હતા.'–એવું પ્રચારે છે; પરન્તુ તેમનો તે અર્થ ખોટો છે, કેમ કે–શ્રી વ્યવહાર સૂત્રમાં સાધુ આશ્રી અમુક કુળને વર્જવાનું સ્પષ્ટ કથન છે.

મુનિવર શ્રી નંદિષેણે જે મહાલયમાં પ્રવેશ કર્યો હતો, તે મહાલય એક વેશ્યાનું નિવાસસ્થાન હતું. અનાભોગથી જ મુનિવર શ્રી નંદિષેણથી એ મહાલયમાં પ્રવેશ થઈ ગયો હતો.

શ્રી નંદિષેણ મુનિવરે એ મહાલયમાં પ્રવેશ કરીને 'ધર્મ-લાભ' એમ ઉચ્ચાર્યું. સાધુઓ કોઈ પણ ઘરમાં ભિક્ષાર્થે પેસે, કે તરત જ 'ધર્મલાભ'નો જ ઉચ્ચાર કરે, પણ બીજો કોઈ ઉચ્ચાર કરે નહિ. આની પાછળ પણ હેતુ છે. સાધુઓની ઈચ્છા પોતાને માટે પણ ધર્મની છે અને જગતના જીવોને માટે પણ ધર્મની જ છે. 'હું ધર્મને પામું અને જગતના જીવો ધર્મને પામે'–એ જ સાધુ માત્રની ભાવના હોય છે. 'ધર્મલાભ'નો ઉચ્ચાર સૂચવે છે કે–ભિક્ષાર્થે આવેલા મને તમે જે ભિક્ષા આપો, તે ધર્મને પામવાના હેતુથી આપો! ભિક્ષા આપનાર ઉપર પ્રસન્ન થઈને આપવાને માટેનો આ આશીર્વાદ નથી. તમારા ઘરમાં હું આવ્યો છું, તેથી તમને ધર્મનો લાભ થાય–એવા હેતુને સૂચવવાને માટે ધર્મલાભનો ઉચ્ચાર છે. આથી તો, જે ઘરમાંથી ભિક્ષા મળતી નથી, જે ઘરવાળા ભિક્ષા આપતા નથી અથવા તો ભિક્ષા આપવાને તૈયાર હોય છે પણ મુનિને ભિક્ષામાં લેવી કલ્પે નહિ એવી ચીજો હોય છે, તે ઘરમાંથી ભિક્ષા લીધા વિના જ નીકળતાં પણ, મુનિઓ ધર્મલાભ જ ઉચ્ચારે છે. આપે તેનેય ધર્મનો લાભ થાઓ અને ન આપે તેનેય ધર્મનો લાભ થાઓ! સારું આપે, ઘણું આપે, તેનેય ધર્મનો લાભ થાઓ! આવી જ મનોવૃત્તિ સાધુઓની હોય છે.

મુનિવર શ્રી નંદિષેણે 'ધર્મલાભ' એવો ઉચ્ચાર કર્યો. એ સાંભળીને વેશ્યા મુનિવરની પાસે આવી અને હસતાં હસતાં બોલી કે–'ધર્મલાભનું મારે શું પ્રયોજન છે? હું તો ધર્મથી

મળતા સુખને નહિ, પણ અર્થથી-પૈસાથી મળતા સુખને ઈચ્છનારી છું; મારે તો અર્થલાભ જોઈએ.'

વેશ્યા આવુ બોલી, એ મુનિવર શ્રી નંદિષેણથી ખમાયું નહિ મનમા તીખાશ આવી ગઈ માન કષાયે જોર કર્યું. એમને થયું કે-'મારી મશ્કરી અને તે પણ આ કરે? શું મારી પાસે પૈસા નથી, ધન નથી, માટે હું ભિક્ષાએ નીકળ્યો છું? આને બતાવી આપું કે-મારી પાસે તો એવી સિદ્ધિઓ છે કે-તણખલું ફેંકું ને સોનૈયા વર્ષે!' માન અને માનથી આવેલા ક્રોધના જોરમાં આવી જઈને, શ્રી નંદિષેણે જમીન પરથી એક ઘાસનું તણખલું લઈને જેવું ફેંક્યું કે તરત જ એમની તપોલબ્ધિથી એકદમ આકાશમાથી બાર ક્રોડ રત્નોની વૃષ્ટિ થઈ ગઈ. વેશ્યા પણ, ક્ષણ વાર તો, આ અકલ્પ્ય વૃષ્ટિને જોઈને હેબતાઈ ગઈ.

તપનો આ પ્રભાવ જેવો-તેવો નથી, પણ જે તપમા મુક્તિને આપવાની તાકાત છે, તે તપમા રત્નોનો વરસાદ વરસાવવાની તાકાત હોય, એમા નવાઈ પામવા જેવુ નથી અહીં દુઃખદ બીના તો એ છે કે-શ્રી નંદિષેણ જેવા મહા મુનિવર પણ, એક નહિ જેવા નિમિત્તને પામીને, અભિમાનના આવેશમાં તણાઈ ગયા. અભિમાનના આવેશે તેમની પાસે નહિ કરવા જેવું આ કામ કરાવી દીધું! અભિમાનથી સર્વસ્વ હારી જવાય છે. અભિમાન રૂપ અજગર સર્વ ગુણોને ગળી જાય છે, તેનો નાશ કરે છે. અભિમાન આવ્યા પછી પોતે કોણ છે-એનું ભાન રહેતું નથી, તેથી પોતાને માટે કર્ત્તવ્ય શુ છે અને અકર્ત્તવ્ય શુ છે, એને પણ વિસરી જવાય છે.

મુનિવર શ્રી નંદિષેણ ઉપર માન કષાયે કારમું આક્રમણ કર્યું. 'ઓત્તારી, અર્થલાભની માગણીના મિષે શું આ વારાંગના વ્યંગથી મારી અવજ્ઞા કરે છે? અહીં મારી પાસે શી કમીના છે? એને પણ બતાવી દઉં કે-મારી તપોલબ્ધિમાં રહેલા અર્થનિધાનની પાસે તો તારો આ મહાલય વગેરે કાંઈ કશી જ ગણનામાં નથી!' આટલે બધે ઊંચે ચઢેલા એ મહા મુનિવરને હવે અભિમાન આમ પટકી દે છે! રાજવૈભવના ત્યાગીને, વેશ્યાના ભોગમાં વિલુબ્ધ બનાવવાની જાળ, વિધિ આવા પ્રકારના અભિમાનને નિપજાવવા દ્વારા યોજે છે. અસાર માનીને જે ધનને વમ્યું હતું, તે જ ધનની તપોલબ્ધિના યોગે વૃષ્ટિ કરી દેખાડીને, વેશ્યાને ચમત્કાર બતાવવાનું આ મહામુનિના મનમાં અભિમાન પેદા થાય છે. વિશ્વ આખાનું ભાન ભૂલાવનારી વેશ્યા વ્યામોહ પામી, એ ભાન ભૂલી એ ખરું, પણ એ તો વિષયની પુતળી હતી, જ્યારે આ તો મહામુનિ હતા ને? વેશ્યા ભૂલ કરે એટલે મહામુનિ પણ ભૂલ કરે? અન્ય કોઈ ભૂલ કરી બેને તોય મુનિએ પોતે ભૂલ કરવાની હોય નહિ ત્યાં વળી વેશ્યા ભૂલ કરે એટલે મુનિ પણ ભૂલ કરે, એમ કેમ જ કહી શકાય? પણ આ મહામુનિ, જેમણે વિષયોનો તથા કષાયોનો પરિહાર કર્યો હતો, તેને મૂળમાથી ઉખેડી નાખવાને માટે જેમણે સંયમનો અને તપનો સ્વીકાર કર્યો હતો, તે ભુલ્યા, ખરેખર મહામુનિ ભુલ્યા મુનિનો ધર્મ માત્ર ધર્મલાભ આપવાનો છે. તેઓ કોઈને અર્થલાભ આપે નહિ આ મહામુનિ વેદોદયના પરિણામથી બચવાને માટે તો, અત્યાર સુધી ગજબનાક પ્રયત્ન-

શીલ રહ્યા હતા, એટલે જ એમને પાડવાને માટે વિધિએ- ચારિત્રમોહ કર્મે અભિમાન સુભટ દ્વારા કામ લીધું.

રત્નોની થયેલી વૃષ્ટિને વેશ્યા વિસ્ફારિત નેત્રોથી જોઈ રહી છે ત્યાં તો શ્રી નંદિષેણુ એને કહે છે કે-'આ ધનથી તને સુખનો લાભ થાઓ!' અને એમ કહીને શ્રી નંદિષેણુ પાછા વળવા જાય છે. પણ હવે વેશ્યા એમને જવા દે? શ્રી નંદિષેણુ એક તો રાજકુમાર હતા અને તેમાંય અત્યારે યૌવન વય છે. તપથી શરીર કૃશ બનેલું છે, પણ શરીરની કાન્તિ તો તેજોમય બનેલી છે આવા સુકુમાર, સુવાન, રૂપાળા અને લબ્ધિસંપન્ન પુરૂષના યોગને, કયી વિષયલોલુપ સ્ત્રી ઈચ્છે નહિ? વેશ્યાએ નિર્ણય કરી લીધો કે-'હવે તો આ મહા મુનિને જવા દેવા જ નહિ' વ્યામોહિત થઈ ગયેલી વેશ્યા રૂપ બલા હવે તો મુનિને વળગી અત્યાર સુધી ભલે એ ભાન ભૂલેલી હતી, છતાં અળગી હતી, પણ હવે તો બરાબર વળગી. આવા ભેદી ભાગ્યવંતને, આવી ભાન ભૂલેલી ભામા, હવે ત્યાંથી એક ડગલુંય ચસકવા દે ખરી?

મુનિ જો કોઈ ને અર્થની આશા બંધાવે, તોય તેના- મુનિના દુર્ગતિમાં વાસા થાય મુનિએ તો માત્ર ધર્મલાભ જ આપવો જોઈએ. મુનિએ પોતે સ્વીકારેલા ધર્મની મર્યાદા તોડી, અર્થાત્-અર્થલાભ આપવાથી આફત વહોરી! વેશ્યા ધનની પૂજારી હોય; ધન માટે મહા પાપને આદરનારી હોય, ધન માટે જિંદગીભર જેને-તેને દેહવિક્રય કરનારી હોય; એવી વેશ્યા નારી આવી અર્થસિદ્ધિને નજરો નજર નિહાળે, એક તણુખલાને તોડીને ફેંકતા ક્રોડો રત્નોનો ઢગલો થઈ ગયેલો

ભાળે; તેમાં પુરુષ પણ જુવાન અને રૂપાળો હોય; પછી એ વેશ્યા પોતાના સ્ત્રીચરિત્રને અજમાવવામાં, પોતાની વારાંગના કળાથી વશ કરવામાં પાછી પડે ખરી?

આડી કહેવાતી વેશ્યા, હવે તો ખરેખર મુનિના માર્ગમાં આડી પડી. કહે છે કે–'હવે જાવ છો ક્યાં? તમે તો મારા પ્રાણનાથ છો! તમે જશો તો હવે હું મરી જ જવાની! આટલાં બધાં તપો કર્યાં, તો તમારામાં મૃદુતા છે કે નહિ? હવે તો કૃપા કરો, અહીં જ રહી જાઓ અને મારી સાથે ભોગોને ભોગવો!'

વેશ્યા આડી પડી; રડી પડી; ખરેખરી નડી. એ જ કહેવા લાગી કે–'આ ધનને વર્ષાવનાર તમે છો, એટલે આ ધનના સ્વામી પણ તમે છો! ન્યાય–નીતિની રૂઈએ, આ ધનના ભોગવટાના હક્કદાર તમે છો. હવે અહીં રહો અને ભોગવો. આ સેવિકા આપની સેવામાં તૈયાર છે. આ દાસીને આપના સંસર્ગથી પાવન કરો. અન્યથા, મારે તો મરણ જ શરણ છે. તે છતાંય જો આપને મારી દયા ન આવતી હોય, તો તમે ખુશીથી જાઓ, પણ આપ આપનું વર્ષાવેલું આ ધન આપની સાથે જ લઈ જાઓ!' કેવી આફત? કેવી સીફત! 'આવ બલા, પકડ ગલા'–જેવું જ થયું ને? પોતે વર્ષાવેલું ધન વળગ્યું ગળે. મહાલય અને મદભરી યૌવના સહિત!

વેશ્યા જ્યારે આવું આવું બોલી રહી હતી, ત્યારે શ્રી નંદિષેણ જુદો જ વિચાર કરી રહ્યા હતા. શ્રી નંદિષેણે ભોગોને ભોગવવાનું કેમ સ્વીકાર્યું, તેનો એમની આ સમયની વિચારણામાંથી ખુલાસો મળે છે. 'मुनिर्देव्युक्तं भोगफलं

**मत्वा, तां वेदयामक्लीचके ।'** ભગવાને પણ જે કહ્યું હતું અને દેવીએ પણ જે કહ્યું હતું, તે કર્મના ઉદયનો આ પ્રતાપ છે ! એ કર્મ મને છોડે તેમ નથી. ભોગોને ભોગવ્યા વિના એ કર્મ જાય એવું નથી. આવો વિચાર કરીને શ્રી નંદિષેણે વેશ્યાનો સ્વીકાર કર્યો.

હવે વિચાર કરો કે–શ્રી નંદિષેણને પાડ્યા કોણે ? એમને કામે પાડ્યા કે કર્મે પાડ્યા ? કહેવું જ પડશે કે–શ્રી નંદિષેણને તેમને તેવા પ્રકારના કર્મે જ પાડ્યા. જો કે–શ્રી નંદિષેણને કામે પાડ્યા એવું ન જ કહી શકાય એમ નહિ, કારણ કે–એમના કર્મે પણ એમને કામ દ્વારા જ પાડ્યા હતા. કામને સેવવાની પ્રગટેલી ઈચ્છાને જ્યારે એ કોઈ પણ રીતિએ દબાવી શક્યા જ નહિ, ત્યારે આવો યોગ મળી જતા, એમને ભોગોને ભોગવી લેવાનો નિર્ણય કરવો પડ્યો હતો. આમ છતાંય, એમના પતનમાં મુખ્ય વસ્તુ કામ નથી પણ કર્મ જ છે, એ વાત ભૂલવા જેવી નથી. શ્રી નંદિષેણને કામે પાડ્યા, એમ તો ક્યારે કહી શકાત ? વેશ્યાને જોઈને એ ભોગની લાલસાવાળા બની ગયા હોત, એમને એમ થઈ ગયું હોત કે–ક્યારે આ મને વશ થાય તો ! પણ વેશ્યાને વશ કરવાનો પ્રયત્ન એમણે કર્યો જ નથી. રત્નોની વૃષ્ટિ પણ વેશ્યાને વશ કરવા નિમિત્તે નહોતી જ ! વળી જો એમને 'ભોગ ભોગવી જ લેવા છે'–એવું મનમાં થયું હોત, તો એમને ઘરે એમની સેવા કરે, એમના હૈયાને સંતોષે, એવી પાંચ સો કુલવધૂઓ હતી શ્રી નંદિષેણ જ્યારે દીક્ષિત થયા, તે વખતે તેઓ પાંચ સો સ્ત્રીઓને તજીને દીક્ષિત થયા હતા. એ પાંચ સો કેવી

ભાળે; તેમાં પુરુષ પણ જુવાન અને રૂપાળો હોય; પછી એ વેશ્યા પોતાના સ્ત્રીચરિત્રને અજમાવવામાં, પોતાની વારાંગના કળાથી વશ કરવામાં પાછી પડે ખરી?

આડી કહેવાતી વેશ્યા, હવે તો ખરેખર મુનિના માર્ગમાં આડી પડી. કહે છે કે-'હવે જાવ છો ક્યાં? તમે તો મારા પ્રાણનાથ છો! તમે જશો તો હવે હું મરી જ જવાની! આટલાં બધાં તપો કર્યાં, તો તમારામાં મૃદુતા છે કે નહિ? હવે તો કૃપા કરો, અહીં જ રહી જાઓ અને મારી સાથે ભોગોને ભોગવો!'

વેશ્યા આડી પડી; રડી પડી; ખરેખરી નડી. એ જ કહેવા લાગી કે-'આ ધનને વર્ષાવનાર તમે છો, એટલે આ ધનના સ્વામી પણ તમે છો! ન્યાય-નીતિની રૂઈએ, આ ધનના ભોગવટાના હક્કદાર તમે છો. હવે અહીં રહો અને ભોગવો. આ સેવિકા આપની સેવામાં તૈયાર છે. આ દાસીને આપના સંસર્ગથી પાવન કરો. અન્યથા, મારે તો મરણ જ શરણ છે. તે છતાંય જો આપને મારી દયા ન આવતી હોય, તો તમે ખુશીથી જાઓ, પણ આપ આપનું વર્ષાવેલું આ ધન આપની સાથે જ લઈ જાઓ!' કેવી આફત? કેવી સીફત! 'આવ બલા, પકડ ગલા'-જેવું જ થયું ને? પોતે વર્ષાવેલું ધન વળગ્યું ગળે. મહાલય અને મદભરી યૌવના સહિત!

વેશ્યા જ્યારે આવું આવું બોલી રહી હતી, ત્યારે શ્રી નંદિષેણ જુદો જ વિચાર કરી રહ્યા હતા. શ્રી નંદિષેણે ભોગોને ભોગવવાનું કેમ સ્વીકાર્યું, તેનો એમની આ સમયની વિચારણામાંથી ખુલાસો મળે છે. 'मुनिर्दध्युक्तं भोगफलं

मत्वा, तां वेदयामङ्गीचक्रे ।' ભગવાને પણ જે કહ્યું હતું અને દેવીએ પણ જે કહ્યું હતું, તે કર્મના ઉદયનો આ પ્રતાપ છે ! એ કર્મ મને છોડે તેમ નથી. ભોગોને ભોગવ્યા વિના એ કર્મ જાય એવું નથી આવો વિચાર કરીને શ્રી નંદિષેણે વેશ્યાનો સ્વીકાર કર્યો.

હવે વિચાર કરો કે–શ્રી નંદિષેણને પાડ્યા કોણે? એમને કામે પાડ્યા કે કર્મે પાડ્યા? કહેવું જ પડશે કે–શ્રી નંદિષેણને તેમને તેવા પ્રકારના કર્મે જ પાડ્યા. જો કે–શ્રી નંદિષેણને કામે પાડ્યા એવું ન જ કહી શકાય એમ નહિ, કારણ કે–એમના કર્મે પણ એમને કામ દ્વારા જ પાડ્યા હતા. કામને સેવવાની પ્રગટેલી ઈચ્છાને જ્યારે એ કોઈ પણ રીતિએ દબાવી શક્યા જ નહિ, ત્યારે આવો યોગ મળી જતા, એમને ભોગોને ભોગવી લેવાનો નિર્ણય કરવો પડ્યો હતો. આમ છતાંય, એમના પતનમાં મુખ્ય વસ્તુ કામ નથી પણ કર્મ જ છે, એ વાત ભૂલવા જેવી નથી. શ્રી નદિષેણને કામે પાડ્યા, એમ તો ક્યારે કહી શકાત? વેશ્યાને જોઈને એ ભોગની લાલસાવાળા બની ગયા હોત, એમને એમ થઈ ગયું હોત કે–ક્યારે આ મને વશ થાય તો! પણ વેશ્યાને વશ કરવાનો પ્રયત્ન એમણે કર્યો જ નથી. રત્નોની વૃષ્ટિ પણ વેશ્યાને વશ કરવા નિમિત્તે નહોતી જ! વળી જો એમને 'ભોગ ભોગવી જ લેવા છે'–એવું મનમાં થયું હોત, તો એમને ઘરે એમની સેવા કરે, એમના હૈયાને સંતોષે, એવી પાંચ સો કુલવધૂઓ હતી. શ્રી નદિષેણ જ્યારે દીક્ષિત થયા, તે વખતે તેઓ પાંચ સો સ્ત્રીઓને તજીને દીક્ષિત થયા હતા. એ પાંચ સો કેવી

હશે ? આ વેશ્યા કરતાં રૂપમાં, ગુણમાં, બધામાં ચઢિયાતી જ હશે ને ? તે છતાં પણ, શ્રી નંદિષેણે પાછા ઘેર જવાનો વિચાર કર્યો નથી અને હૈયામાં ઉદ્‌ભવેલી કામેચ્છાને ચેન કેન કચડી નાખવાને જ પ્રયાસ કર્યા કર્યો છે. આ બધી વિગતોને લક્ષ્યમાં રાખીને, વિચાર કરો કે–શ્રી નંદિષેણે વેશ્યાનો સ્વીકાર કર્યો, એમાં પ્રબળતા કોની ? કામની કે કર્મની ? કહેવું જ પડશે કે–એ મહાપુરુષનું કર્મ જો એટલું બધું જોરદાર ન હોત, તો કામમાં એવી કોઈ જ તાકાત નહોતી કે–એ એ મહાપુરુષને પટકી નાખે ! કર્મ જો એટલું બધું જોરદાર ન હોત, તો એમણે કામને તો ચપટી માત્રમાં ચોળી નાખ્યો હોત ! આ તો આવો યોગ આવી મળ્યો, એક પ્રકારની વિચિત્ર ફસામણ ઉભી થઈ ગઈ અને પોતાને પણ લાગ્યું કે–'મારા ચારિત્રમોહ કર્મને હું ભોગોને ભોગવ્યા વિના ભેદી શકું, એ શક્ય જ નથી.' ત્યારે જ શ્રી નંદિષેણે વેશ્યાનો સ્વીકાર કર્યો.

આવી રીતિએ, આવા સંજોગોમાં પણ શ્રી નંદિષેણે વેશ્યાનો સ્વીકાર કરતાં, કેવી પ્રતિજ્ઞા કરી હતી ? મુનિવેષને મૂકીને વેશ્યાની સાથે રહેવાનું શરૂ કરતાં પહેલાં, શ્રી નંદિષેણે અભિગ્રહ ગ્રહણ કર્યો કે–'રોજ જ્યાં સુધી દશ દશ માણસોને પ્રતિબોધ પમાડીને હું તેમને દીક્ષા લેવાને માટે મોકલી આપું નહિ, ત્યાં સુધી મારે ભોજન કરવું નહિ.'

ભોગોને ભોગવવાનો ઉલ્લાસ હોય, તો આવો અભિગ્રહ ગ્રહણ કરી શકાય ખરો ? હૈયામાંથી મોક્ષમાર્ગની આરાધનાની વાત ભૂલે–ચૂકે પણ વિસારે પડી જાય નહિ, એની

કેટલી બધી કાળજી છે? 'ક્યારે મારૂં ભોગફળ કર્મ તૂટે અને ક્યારે હું આ ભોગમાંથી ભાગી છૂટું'–આવી ભાવનામાં જ એ પડતાં પડતાં પણ રમતા હતા, માટે જ એમણે આવો અભિગ્રહ ગ્રહણ કર્યો હતો.

આવો અભિગ્રહ કરીને, શ્રી નંદિષેણે પોતાના દેહ ઉપરથી મુનિવેષને ઉતાર્યો. એ સમજતા હતા કે–જો આ શરીર મુનિપણાના આચારોનું પાલક ન હોય અને આ શરીર જો મુનિપણાને નહિ છાજતા એવા આચારોને આચરતું હોય, તો આ શરીર ઉપર મુનિવેષ રાખી શકાય નહિ. મુનિવેષ, એ એવો પવિત્ર વેષ છે કે–એની પણ અવગણના થઈ જવા પામે નહિ, એની કાળજી રાખવી જોઈએ જેમ સૈનિકો આદિનો વેષ ગમે તેનાથી પહેરાય નહિ અને સૈનિક પણ એ વેષને પહેરીને જો સૈનિકને નહિ છાજતું વર્તન કરે તો તે વધારે દંડાય; તેમ આ મુનિવેષ માટે પણ સમજી લો. મુનિવેષને શરીર ઉપર ધરી રાખીને અનાચારોને સેવવા, એ તો ભગવાનના શાસનની ભયંકર કોટિની વિરાધના છે આજે કેટલાક અનાચારીઓ મુનિપણાના આચારોને પાળતા નથી, મુનિપણાને તજી બેઠા છે, જ્યાં–ત્યાં જેમ–તેમ ભટકે છે, તે છતાં પણ મુનિવેષને તજતા નથી અને મુનિવેષના યોગે મળતો દુન્યવી લાભ ઉઠાવે છે. તેઓ ભયંકર કોટિનો શાસનદ્રોહ કરી રહ્યા છે અને એ રીતિએ તેઓ ઘોર પાપકર્મને જ ઉપાર્જી રહ્યા છે. મુનિવેષ રાખવો હોય, તો મુનિપણાના આચારોનું પાલન કરવા તરફ પૂરતું લક્ષ્ય રાખો. ભૂલ થઈ જાય તો પ્રાયશ્ચિત્ત લઈ લો અને ફરી ભૂલ ન થાય તેની તકેદારી રાખો. રહેવું મુનિવેષમાં અને

સેવવા અનાચારો, એ તો અનાચારોના પાપને એટલું બધું વધારી દે છે કે-એ પાપના પરિણામે કેટલોય કાળ દુર્ગતિઓમાં ભટકવું પડશે અને દુર્ગતિઓમાં પણ કદાચ છેલ્લામાં છેલ્લી કોટિનાં દુઃખોને ભોગવવાં પડશે. પવિત્રતાના પ્રતીક રૂપ, સંયમાચરણની જ સાક્ષી આપનારા આ મુનિવેષમાં રહીને અનાચારોનું ઈરાદાપૂર્વક સેવન તો, અતિ નિર્ધ્વંસ પરિણામો હૈયામાં પેદા થઈ જાય તો જ બની શકે છે. ઈરાદો ન હોય અને અનાચાર સેવાઈ જાય, તો પ્રાયશ્ચિત્તાદિથી છૂટાય; પણ મુનિવેષમાં રહીને અનાચારને આનંદ માટે સેવનારા બનનારને તો, કોઈ પ્રાયશ્ચિત્ત પણ ઉગારી શકે નહિ. એવો માણસ તો જેમ આત્માને છેતરે છે, તેમ જગતને અને ધર્મશીલ જનોને પણ છેતરે છે. જે મુનિવેષને ભક્તિથી હાથ જોડવાથી પણ લાભ થાય, પવિત્રતાનો હૈયામાં સંચાર થાય, પવિત્ર બનવાની ભાવના જાગે, આવા પાવન અને પાવનકારી મુનિવેષને છાંયે અનાચારોને આચરવાની દુર્બુદ્ધિ તો, ભયંકર કોટિના પાપાત્માઓમાં જ પેદા થઈ શકે.

શ્રી નંદિષેણે તો વેશ્યાને સ્પર્શ પણ કરતાં પહેલાં, જેમ અભિગ્રહને ગ્રહણ કર્યો હતો, તેમ મુનિવેષને ઉતાર્યો હતો. મુનિવેષને ઉતારીને શ્રી નંદિષેણે એ વેષને એ મહાલયમાં જ એક પવિત્ર સ્થાને મૂક્યો અને તે એવી રીતિએ મૂક્યો કે-પોતે પણ રોજ એ વેષનાં દર્શન કરી શકે અને વેશ્યા પણ રોજ એ વેષનાં દર્શન કરી શકે. એ વેષનું દર્શન પણ યાદ આપે કે-'તારે સાધવાનું તો આ વેષથી જ છે!'

આ પછી, શ્રી નંદિષેણ ત્યાં રહીને વેશ્યાની સાથે ભોગોને

ભોગવવા લાગ્યા. વેશ્યા પણ હવે તો વેશ્યા મટી જઈને ગૃહિણી બની ગઇ છે શ્રી નંદિષેણને પ્રસન્ન રાખવાની કાળજી રાખ્યા જ કરે છે. આવી ભોગસામગ્રીની અનુકૂળતાની વચ્ચે પણ, શ્રી નંદિષેણ પોતાના અભિગ્રહનું બરાબર પાલન કર્યા કરે છે. વેશ્યાને મન્દિરે બેઠાં બેઠાં પણ, એમણે તો દીક્ષાની જ પ્રભાવના શરુ કરી છે. ઘરમાં તો પોતે એક પેઠા, પણ રોજ દશ-દશ માણસોને પ્રતિબોધીને ઘર બહાર કાઢે છે અને સંયમના ઉપાસક બનાવે છે.

ભોગને ભોગવવા છતાં પણ, એ ભોગને જો રોગ જેવા ન માનતા હોત, રોગની જેમ નિરુપાયે જો એ ભોગને ભોગવતા ન હોત અને ભોગસુખમાં જ જો એમનું દિલ લાગી ગયું હોત, તો રોજ ધર્મોપદેશ દઇને દશને સંયમી બનાવવા, એ એમનાથી બની શકે ખરું ? એમનામાં ઉપદેશદાનની લબ્ધિ જરૂર હશે, પણ એ લબ્ધિને આવી રીતિએ ફોરવવાનું એમને સૂઝે, એ શું સૂચવે છે ? એ સૂચવે છે કે-પોતે જે ભોગોને ભોગવતા હતા, તે નિરુપાયે જ ભોગવતા હતા અને ભોગોને ભોગવતા પાછળ પણ એમનો આશય તો પોતાના તેવા પ્રકારના ભોગફલ કર્મને ક્ષીણ કરી નાખવાનો જ હતો.

રોજ એ જ્યારે ધર્મોપદેશ દેતા હશે, ત્યારે એમને એવું પૂછનારા પણ નહિ મળતા હોય કે-'આ મનુષ્યજન્મને પામીને જો સંયમ જ આરાધવા યોગ્ય છે અને ભોગો તજવા યોગ્ય જ છે, તો તમે અહીં કેમ પડી રહ્યા છો ?' એવું ય પૂછનારા મળે, એ સંભવિત છે. તેવા વખતે એ એમ જ કહે કે-'હું પણ આ ભોગોને તજવાની અને સંયમને સાધ-

વાની પેરવીમાં જ છું. મારી કોઈ એવી ભયંકર કોટિની ભવિતવ્યતા છે કે–મારે આ ભોગ રૂપ નરકમાં પડ્યા રહેવું પડે છે. આ નરકમાં નહિ પડવાને માટે, મેં તો ગજાથી બન્યું તેટલું કર્યું, પણ મારા ચારિત્રમોહ કર્મે મને લાચાર બનાવી દીધો.'

શ્રી નંદિષેણ વેશ્યાને ત્યાં કાંઈ બે–ચાર દહાડા કે બે–ચાર મહિના સુધી જ રહ્યા નથી. શ્રી નંદિષેણ બાર બાર વર્ષો સુધી વેશ્યાને ઘરે રહ્યા છે. એ બાર વર્ષોના લાંબા ગાળામાં એક પણ દિવસ એવો ગયો નથી, કે જે દિવસે એમણે દશને પ્રતિબોધીને દીક્ષા લેવાને માટે મોકલ્યા ન હોય ! કોઈ પણ દિવસ, તેમણે દશને પ્રતિબોધીને દીક્ષા લેવાને માટે રવાના કર્યા પહેલાં, આહાર કર્યો નથી.

પ્રશ્ન૦ આવો અભિગ્રહ ગ્રહણ કરવા પાછળ તેમનો કોઈ આશય હશે ખરો ?

ચારિત્રમોહ કર્મને તોડવાનો આ પણ એક સારામાં સારો ઉપાય છે. બીજાઓના હૈયામાં ચારિત્ર પ્રત્યે આદર-ભાવ ઉપજાવવો, બીજાઓને ચારિત્રનું પાલન કરનારા બનાવવા, ચારિત્રની ભાવનામાં રમવું, એ ચારિત્રમોહ કર્મને હળવું બનાવી દઈને, એને ક્ષીણ કરવાની યોગ્યતાને સંપાદન કરવાનો ઉપાય છે. શ્રી નંદિષેણ ભોગોને ભોગવવા દ્વારા પણ પોતાના ચારિત્રમોહ કર્મને હળવું બનાવી રહ્યા હતા, તેવું વિધાન તેમના આ અભિગ્રહના પાલનની વાતથી પુષ્ટ બને છે.

સમય જેમ જેમ વીતતો ગયો, તેમ તેમ શ્રી નંદિષેણનું નિકાચિત ભોગફલ કર્મ ક્ષીણ થતું ગયું. હવે એ તૂટવાની અણી ઉપર આવી ગયું હતું. એ કર્મ જેવું તૂટ્યું, કે તરત જ

શ્રી નંદિષેણુને ભોગોને તજીને ભાગી જવાની અને પુનઃ સંયમરમણીને ભેટી પડવાની તક મળી ગઈ.

બાર વર્ષે એક વાર એવું બન્યું કે-શ્રી નંદિષેણુ પોતાના નિત્યના ક્રમ મુજબ દશને પ્રતિબોધીને દીક્ષા લેવાને મોકલવાને માટે ધર્મોપદેશ કરી રહ્યા છે. એ દિવસે તેમના ધર્મોપદેશથી પ્રતિબોધને પામીને, નવ જણા તો દીક્ષા લેવાને માટે ચાલ્યા ગયા, પણ દશમો કોઈ મળતો નથી. એમના ધર્મોપદેશને સાંભળનારમાં હવે એક માત્ર સોની જ રહ્યો છે અને શ્રી નંદિષેણુ ઘણી ઘણી મહેનત કરવા છતાં પણ એ પલળતો નથી, પ્રતિબોધ પામતો નથી.

લોકમાં સોનીની જાત ધૂર્ત્ત ગણાય છે. 'સસ્સા રે સોનીનો વિશ્વાસ ન કીજે.' એવી ઉકિત પણ લોકોમાં પ્રચલિત છે. સંસ્કૃત ભાષામાં સોનીને 'पश्यतो हर' કહેવાય છે. એટલે ભાગે વાત પણ ખરી છે. તમે જોતા રહો અને ફૂંકે સોનું ઉડાવી દે, ઉડાવી લે, આ ધૂર્ત્તતા કમ છે? પણ સોનીની આડાઈ, શ્રી નંદિષેણુને માટે તો, પુનઃ પોતાને પ્રવ્રજિત થવામાં નિમિત્ત બને છે

શ્રી નંદિષેણુના બળવાન એવા ભોગફલ કર્મનો ઉદય પૂરો થવાની અણી ઉપર છે, એટલે જ કદાચ તેમને આવો સોની મળે છે. શ્રી નંદિષેણુની ઉપદેશલબ્ધિ સોનીને પ્રતિબોધવામાં સફળ નિવડતી નથી, છતાં શ્રી નંદિષેણુ એને સમજાવવાની મહેનત કર્યે જાય છે, કારણ કે-દશને પ્રતિબોધીને દીક્ષા લેવાને માટે મોકલ્યા વિના ભોજન નહિ કરવાનો અભિગ્રહ છે અને આજે નવને તો પ્રતિબોધીને દીક્ષા

લેવાને માટે મોકલ્યા છે, પણ દશમો સોની સિવાય કોઈ નથી, કે જેથી એને પડતો મૂકીને બીજાને પ્રતિબોધવાનો વિચાર પણ કરે. આમ કરતાં કરતાં ભોજનવેળા વીતી ગઈ. વેશ્યાએ એક વાર કરેલી રસોઈ કાઢી નાખી અને બીજી વાર તાજી રસોઈ કરી. પણ શ્રી નંદિષેણ ભોજન કરવાને ઉઠયા જ નહિ. વેશ્યાનેય ભૂખ લાગી છે, પણ તે શ્રી નંદિષેણના જમ્યા વિના જમે શાની ? ધણી ભૂખ્યો બેઠો હોય અને ધણીયાણી ખાય, એ બને. ખરું ? જુઓ કે–વેશ્યા પણ કેવી નમ્ર બની ગઈ છે ?

શ્રી નંદિષેણ એવો વિચાર પણ કરતા નથી કે–'આજે દશમો ન મળ્યો તો કાંઇ નહિ; મેં તો મારાથી બનતું બધું કર્યું, પણ આ ન માને તેમાં હું શું કરું ? આવતી કાલે દશને બદલે અગિયારને પ્રતિબોધીને દીક્ષા લેવાને મોકલી આપીશ.' ભોગ ભોગવવાનો જો જરા પણ રસ હોય, તો આવો વિચાર આવ્યા વિના રહે ? ભોગની લાલસાએ માણસો પોતે લીધેલા નિયમોના, ભગવાનની સાક્ષીએ સદ્ગુરૂ સમક્ષ લીધેલા નિયમોના પણ કેવા ભૂક્કા કરી નાખે છે, તે શું તમારાથી અજાણ્યું છે ? જરાક તકલીફ આવી, થોડી શી પ્રતિકૂળતા નડી, એટલે લીધેલા નિયમનું પાલન નેવે મૂકાઈ જતાં વાર લાગે નહિ, આવાઓ પણ હોય છે. શ્રી નંદિષેણ તો માત્ર પોતે જ ગ્રહણ કરેલા અભિગ્રહના પાલનમાં પણ દૃઢ છે. સોની પલળતો નથી ને શ્રી નંદિષેણ ભોજન કરવાને ઉઠતા નથી. તે દિવસે વેશ્યાએ બીજી વાર બનાવેલી રસોઈ પણ કાઢી નાખી અને ત્રીજી વાર તાજી રસોઇ બનાવી. ત્રીજી વાર

તાજી રસોઈ બનાવીને, તે શ્રી નંદિષેણ પાસે આવીને ઉભી રહી. શ્રી નંદિષેણને કાંઈ ગુસ્સો કરીને તો કહેવાય એવું નથી, પણ વેશ્યા વ્યાકુળ બની ગઈ છે. એ વ્યાકુળતાના યોગે, હસતાં હસતાં વેશ્યા અકસ્માત્ એવું બોલી જાય છે કે– 'સ્વામીનાથ! આપ હવે ઉઠો અને જમી લો. આજે તો દશમા આપ પોતે જ થાવ તો છે!'

બસ, વેશ્યાનું આવું બોલવું થવું અને શ્રી નંદિષેણમાં પુનઃ પ્રવ્રજિત થવાનો ઉત્સાહ જાગવો, એ સાથે જ થયું. શ્રી નંદિષેણ એકદમ ઉભા થયા. પોતે મૂકી રાખેલા પોતાના સાધુવેષને ગ્રહણ કરી લીધો. ભોજન કરવાને પણ થોભ્યા વિના શ્રી નંદિષેણ ચાલી નીકળ્યા. વેશ્યા કરગરતી રહી ગઈ, પણ શ્રી નંદિષેણે તેણીની સામે જોયું જ નહિ. શ્રી નંદિષેણે ભગવાનની પાસે આવીને સમ્યગ્ આલોચના ગ્રહણ કરી, દીક્ષા લીધી અને તીવ્ર તપને તપવા દ્વારા સકળ કર્મોને ક્ષીણ કરી નાખીને સિદ્ધિસુખને સાધ્યું.

**સઘળાં દુઃખોનું મૂળ–ભોગસુખની લાલસા :**

ભગવાન શ્રી જિનેશ્વરદેવો અસ્મર બન્યા હતા અને દુનિયામાં દેવ તરીકે પૂજાનારા તથા પૂજાતા દેવો અસ્મર નથી, એથી ટીકાકાર આચાર્યભગવાને ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'અસ્મર' તરીકે પણ સ્તવ્યા છે. અસ્મર બનવાને માટે, પહેલાં તો કામ ઉપર વિજય મેળવવો પડે છે. કામ ઉપર વિજય મેળવવાને માટે, માનુષી અને દૈવી ભોગસુખો તરફ ઘૃણાભાવ પેદા થવો જોઈએ. 'ભોગસુખની લાલસાએ

### ભોગસુખની લાલસા શું કરે છે?

ભોગસુખની લાલસા જીવને તત્કાલ તો દીનતાવાળો બનાવી દે છે, પણ પછીથીય એના યોગે ઘણી ઉપાધિઓ પેદા થાય છે. ભોગસુખની લાલસા જીવમાં ઇર્ષ્યાને પેદા કરી દે છે. ભયને પેદા કરી દે છે. મારા ભોગસુખના સાધનને કોઈ ભોગવે નહિ એની ચિન્તા અને એને કોઈ ઉપાડી જાય તેનો ભય પણ ખરો. ભોગસુખની લાલસા બીજાના ભોગસુખના સાધનને છીનવી લેવાની વૃત્તિ પણ પેદા કરે છે અને એથી જીવ અનેકવિધ હિંસાદિક પાપોનો સંગી બની જાય છે. ભોગસુખની લાલસા છે, માટે જ દુનિયામાં હિંસાદિ ભયંકર પાપો જોરશોરથી પ્રવર્તી રહ્યાં છે. દુનિયામાં કહેવાય છે કે–'જર, જમીન ને જોરૂ, કજિયાનાં ત્રણ છોરૂ.' પણ જો જોરૂની, સ્ત્રીની લાલસા મરી જાય, તો જરની અને જમીનની કેટલીક જરૂર પડે? જર અને જમીનના કજિયાઓ પણ મોટે ભાગે જોરૂની લાલસામાંથી જ જન્મેલા હોય છે.

### શાંતિને બદલે અશાંતિ કેમ વધે છે?

આજે દુનિયામાં શાંતિ સ્થાપવાની વાતો તો ઘણી ચાલે છે. છતાં દુનિયામાં અશાંતિ વધ્યે જ જાય છે: કારણ કે– ભોગસુખની લાલસા દિન–પ્રતિદિન વધતી જાય છે. મર્યાદા મૂકીને વધતી જાય છે. ભોગસુખની લાલસા ઉપર નિયન્ત્રણ મૂકયા વિના, કોઈ શાંતિને ભોગવી શકતો જ નથી. દુનિયામાં શાંતિનો પ્રસાર કરવો હોય, તો ભોગસુખમાં જ સાચું સુખ માની રહેલા જગતને, આત્મસુખની સાધના તરફ વાળવું

જોઈએ; જ્યારે આજે તો આત્મસુખ તરફ આકર્ષનારાં સાધનો તરફ પણ દ્વેષભાવ કેળવાઈ રહ્યો છે. દેવ–ગુરૂ–ધર્મ તરફ બહુમાન વધે–એવું કરવાને બદલે, દુનિયાના જીવો દેવ–ગુરૂ–ધર્મને વિસરી જાય, એવા પ્રકારનો પ્રચાર ચાલી રહ્યો છે. આ આર્યદેશમાં આત્મસુખ તરફ લક્ષ્ય દોરનારું જે વાતાવરણ હતું, તે વાતાવરણને ઘણે અંશે બદલી નાખવામાં આવ્યું છે. આર્ય સંસ્કૃતિ, કે જે ભોગસુખની લાલસા ઉપર કાબૂ મેળવીને સહન કરવાનું શીખવતી હતી, તે આર્ય સંસ્કૃતિના મૂળ ઉપર જ, આજે તો ભયંકર કોટિના કુઠારાઘાતો થઈ રહ્યા છે.

## શ્રી નંદિષેણ સાથેના સેચનક હાથીના પૂર્વસંબંધ

દુનિયામાં ભોગસુખની લાલસાએ તો ભયંકર અનર્થો સર્જ્યા છે. માણસો તો શું, પણ પશુઓય ભોગસુખની લાલસાના યોગે ભયંકર પાપોને સેવે છે મુનિવર શ્રી નંદિષેણ, કે જે મહાપુરુષની વાત આપણે કરી આવ્યા, તેમના પૂર્વભવના સંબંધમાં પણ આવી જ વાત આવે છે.

શ્રીપુર નામનું એક નગર હતું. તે નગરમાં મખપ્રિય નામે એક સુખી બ્રાહ્મણ અને ભીમ નામે એક દરિદ્રી બ્રાહ્મણ હતો. મખપ્રિય સુખી બ્રાહ્મણ હતો અને દાનની રૂચિવાળો હતો. એટલે એણે એક લાખ બ્રાહ્મણોને ભોજન કરાવ્યું. લાખ બ્રાહ્મણોને ભોજન કરાવવાને માટે નોકરો જોઇએ, એટલે તેણે ભીમ નામના એક બ્રાહ્મણને પણ નોકર રાખ્યો હતો. શરત એવી હતી કે–ભીમે પોતાના કામના બદલામાં રોજ બ્રાહ્મણોને જમાડતાં જે ભોજન વધે તે લઈ જવું. ભીમ પણ દાનરૂચિ-

વાળો તો હતો જ, પણ તેને એમ થતું હતું કે–'દાન તો સાધુઓને દેવું જોઇએ.' આથી તે પોતાને જે કાંઇ માગતું, તે સાધુઓને દેતો.

આમ દાનથી એ બન્ને બ્રાહ્મણોએ પુણ્યકર્મ તો ઉપાર્જ્યું, પણ બેયના પુણ્યકર્મમાં મોટો તફાવત રહ્યો.

ભીમ બ્રાહ્મણ મરીને સ્વર્ગે ગયો અને સ્વર્ગમાંથી ચ્યવીને મહારાજા શ્રી શ્રેણિકને ત્યાં રાજકુમાર શ્રી નંદિષેણ તરીકે ઉત્પન્ન થયો.

પેલો મખપ્રિય બ્રાહ્મણ પણ પોતાના પુણ્યકર્મના યોગે કેટલાક ભવોમાં વિષયસુખની સામગ્રીને પામ્યો.

બેયને વિષયસુખની સામગ્રી તો મળી જ, પણ વિષયસુખની સામગ્રી મળવા છતાંય શ્રી નંદિષેણમાં વિરાગભાવ પ્રગટ્યો, કારણ કે–એ પુણ્યવાનનું પુણ્ય પુણ્યાનુબંધી હતું; જ્યારે મખપ્રિય બ્રાહ્મણે જે પુણ્ય ઉપાર્જ્યું હતું, તે પાપાનુબંધી હતું, એટલે એ પુણ્યથી એને ભોગસામગ્રી તો મળ્યા કરી, પણ એ સામગ્રીમાં એ લુબ્ધ જ બનતો ગયો.

ઘણા ભવોમાં ભમીને, એ મખપ્રિય બ્રાહ્મણનો જીવ હાથીપણે ઉત્પન્ન થયો. હાથીપણે ઉત્પન્ન થયેલો એ જીવતો કેમ રહી શક્યો, એના પુણ્યે એને જીવિત રહેવામાં કેવી સહાય કરી, એ જાણવા જેવું છે.

એ હાથીનો પિતા હાથી, હાથિણીઓના એક મોટા ટોળાનો અધિપતિ હતો ઘણી હાથિણીઓને સાથે લઇને જ એ વનમાં ભમતો હતો અને બધી હાથિણીઓને પોતે જ ભોગવતો હતો. એમાં એના મનમાં એવી વૃત્તિ પ્રગટી કે–

'આ હાથિણીઓનો બીજો કોઈ અધિપતિ થવો જ જોઈએ નહિ; આ હાથિણીઓને ભોગવનારો બીજો કોઈ પાકવો જોઈએ જ નહિ.' એ હાથીમાં આવી વૃત્તિ પ્રગટવાથી, એ હાથીએ પોતાની હાથિણીઓનાં બધાં જ નર બચ્ચાંઓને જન્મતાંની સાથે જ મારી નાખવા માંડયાં.

હાથીઓમાં એવું હોય છે કે હાથીનું બચ્ચું જુવાન થાય, એટલે જોરમાં આવે અને જોરમાં આવે એટલે બીજાને મારીને પણ પોતે ભોગ ભોગવે. હાથીની જાતમાં કામવાસના ઘણી તીવ્ર હોય છે. હાથીઓને પકડનારાઓ, હાથીઓને પકડવાને માટે, હાથિણીનો ઉપયોગ કરે છે. નક્કી કરેલી જગ્યાએ ખાડો ખોદીને, તેના ઉપર ઘાસ ઢાંકી દે. પછી એ તરફ હાથી દોડતો આવે એવી રીતિએ હાથિણીને બાંધી રાખે. હાથી જેવો એ હાથિણીની પાસે પહોંચવા જાય, ત્યાં તો એ પેલા ખાડામાં પડે.

પેલો હાથી પોતાનાં જ બચ્ચાંઓને જન્મતાંની સાથે મારી નાખતો હતો. કામસુખની લાલસાના યોગે આવો હિંસકભાવ પણ પેદા થાય ને ? હાથી પોતાનાં બધાં જ નર બચ્ચાંઓને મારી નાખે છે, એ વાતની બધી હાથિણીઓને ખબર હતી. એમાં એક હાથિણી, કે જે સગર્ભા હતી, તેણે વિચાર કર્યો કે-'મારે આ વાર તો જરૂર મારા બચ્ચાને બચાવી લેવું.' એને એમ પણ થયું કે-'મને આ ગર્ભમાં રહેલા કલભને બચાવવાનું મન થાય છે, એથી એમ લાગે છે કે-આ કલભ મોટું થઈને બધા શત્રુઓને નમાવનારું થશે.' આથી એ હાથિણીએ નક્કી કર્યું કે-'મારા પેટમાં રહેલ

કલભ જન્મે કે તરત જ તેને અન્યત્ર મૂકી દઈને તેનું રક્ષણ કરવું.' પશુઓમાં પણ પોતાનાં બચ્ચાંને માટે કેવો મોહ હોય છે ?

એ હાથિણીએ ત્યારથી માંડીને કપટ આચરવા માંડયું. રોજ તે માયાથી, પગમાં વા આવી ગયો હોય તેમ, લથડાતા પગે ચાલવા માડી. લથડાતા પગે ચાલતી તે હાથિણી પોતાના ટોળાથી પાછળ પડી જતી, પણ પાછી મોડી મોડીય તે ટોળા ભેગી થઈ જતી, કે જેથી હાથીને કશો વહેમ પડે નહિ. હાથી પણ, એ હાથિણી બહુ પાછળ રહી જતાં બીજા કોઈ હાથીના ભોગવટામા આવી જાય નહિ, એવી વૃત્તિથી એના આવવાની રાહ જોવાને માટે થોભતો.

પણ હવે તો આ રોજનું થયું. પેલી હાથિણી ધીરે ધીરે બહુ દૂર પડવા લાગી અને હાથી રાહ જોઈને થોભતો, એટલે તે કોઈ વાર બીજે દિવસે તો કોઇ વાર ત્રીજે દિવસે પણ ટોળા ભેગી થતી. આખર હાથીને મન વાળવું પડયું. એને થયું કે-'મારી આ પત્ની વાતગ્રસ્તા થઈ ગઈ છે, એટલે બીજું થાય પણ શું ?' આમ હાથી જરા બેદરકાર બન્યો અને પેલી હાથિણીએ એનો લાભ લીધો.

પ્રસવસમય નજદીક આવ્યો છે, એમ જાણીને હાથિણી દૂર રહી ગઇ અને જ્યાં તાપસોનો એક આશ્રમ હતો ત્યાં ગઈ. તાપસોના આશ્રમમાં જઇને એ એવું દીન મુખ કરીને ઉભી રહી, કે જેથી તાપસોને લાગ્યું કે-' આ બીચારી શરણને યાચી રહી છે.' આથી તાપસોએ તેને બોલાવીને કહ્યું કે-'તું અહીં નિર્ભયપણે રહે.'

ત્યાં તે હાથિણીએ એક લક્ષણવંતા હાથીને જન્મ આપ્યો. પછી તે હાથિણી પાછી પોતાના ટોળા ભેગી થઇ ગઈ પોતાના ટોળા ભેગી થઇ જવા છતાં પણ, એ હાથિણી પાછળ પડી જઇને પોતાના બચ્ચાને ધવડાવવાને માટે વારંવાર આવી જતી હતી.

તાપસોએ પણ હાથીના તે બચ્ચાને ઘાસ ખવડાવીને ઉછેર્યું. તે બાળહાથી તાપસબાળોની સાથે ગેલ કરતો. તાપસબાળોને વૃક્ષોને પાણીનું સીંચન કરતાં જોઈને, એ બાળહાથીએ પણ પોતાની સુંઢમાં પાણી ભરીને, પાણીથી વૃક્ષોને સીંચવા માડ્યા આથી તાપસોએ તેનું 'સેચનક' એવું નામ પાડ્યું.

આ હાથી, એ જ પેલા મખપ્રિય બ્રાહ્મણનો જીવ છે. એનું પુણ્ય હતું તો એ આવી રીતિએ પણ પોતાના પિતાના હાથે મરણને શરણ થતાં બચી ગયો; પણ એનું પુણ્ય પાપાનુબન્ધી હોવાથી, એના હૈયામાં કેવા ભયંકર દુર્ભાવે સંચાર કર્યો, તે જોવાનું છે

સેચનક હાથી ક્રમે કરીને મોટો થયો. એક વાર એ નદીકાઠે પાણી પીવાને માટે ગયો હતો. ભવિતવ્યતાના યોગે એ જ નદીકાંઠે એનો પિતા હાથી પોતાની હાથિણીઓના ટોળાને લઈને પાણી પીવાને માટે આવ્યો.

સેચનકની અને એના પિતા હાથીની નજરે નજર મળતાં, બેયની આંખમાંથી તણખા ઝરવા લાગ્યા. સેચનકને થયું કે– 'આ હાથીને મારીને હું આ હાથિણીઓના જુથનો સ્વામી બનું.' અને સેચનકના પિતા હાથીને થયું કે–'આને મારી નાખીને હું મારી હાથિણીઓના ભોગવટામા નિર્ભય બનું.'

આમ કામભોગની લાલસાએ પિતા-પુત્ર બન્ને હાથીઓના હૈયામાં વૈરભાવ અને હિંસકભાવ પેદા કરી દીધો. એ બન્ને વચ્ચે તરત જ યુદ્ધ જામ્યું. એ યુદ્ધમાં સેચનક હાથી જીત્યો અને એનો પિતા હાથી માર્યો ગયો. હવે સેચનક એ બધી હાથિણીઓના ટોળાનો સ્વામી બન્યો.

આમ બધી હાથિણીઓના સ્વામી બન્યા બાદ, સેચનકને 'પોતાનો પિતા હાથી, શા માટે પોતાનાં બધાંય બચ્ચાંઓને જન્મતાંની સાથે જ મારી નાખતો હતો'-તેની ખબર પડી; તેમ જ 'પોતાની માતા હાથિણીએ, કેવી રીતિએ તાપસોના આશ્રમનો આશ્રય લઈને, પોતાને પિતાના હાથે મરતાં બચાવી લીધો હતો.'-તેની પણ સેચનકને ખબર પડી.

કમનસીબે જેવી વૃત્તિ તેના પિતા હાથીમાં હતી, તેવી જ વૃત્તિ સેચનકના હૈયામાં જન્મી. એવી વૃત્તિ પેદા થવાથી, સેચનકે, તાપસોના આશ્રમને જ ભાંગી નાખવાનો નિર્ણય કર્યો.

જે આશ્રમના સહારે એ સુખે જન્મી શક્યો, જન્મીને જીવી શક્યો, જીવીને મોટો થઈ શક્યો અને મોટો થઈને આટલી બધી હાથિણીઓનો એકદમ સ્વામી બની શક્યો; એ આશ્રમના ગુણને ભૂલી જઈને, એ આશ્રમના તાપસોએ કરેલા ઉપકારને વિસરી જઈને, સેચનકે એ આશ્રમને નેસ્તનાબૂદ કરી નાખવાનો નિર્ણય કર્યો. આ પ્રતાપ કોનો ? કામવાસનાની તીવ્રતાનો પણ એ પ્રતાપ ગણાય અને સાથે સાથે જે પુણ્યે આ બધી સામગ્રી આપી, તે પુણ્ય પાપાનુબંધી હતું, તેનો પણ એ પ્રતાપ ગણાય.

સેચનકે એટલા માટે જ તાપસોના તે આશ્રમને ભાંગી

નાખવાનો નિર્ણય કર્યો કે-'કોઈ હાથિણી મારા પિતા હાથીની જેમ મને પણ છેતરીને, આ આશ્રમનો આશ્રય લઈને, મારી જેમ મારા બચ્ચાને જીવાડી શકે નહિ!'

સેચનક હાથીએ જ્યારે પોતાના આશ્રમને ભાંગી નાખવા માંડયો, એટલે તાપસો રાવ લઈને મહારાજા શ્રી શ્રેણિકની પાસે ગયા. તેમની હકીકતને સાંભળીને, રાજા પોતે હાથી ઉપર બેસીને મોટા સૈન્ય સહિત વનમાં પહોંચ્યો. વનમાં પહોંચીને, એ સેચનક હાથીને યેન કેન પ્રકારેણ વશ કરવાને માટે, શ્રી શ્રેણિક મહારાજાએ ઘણું બળ પણ અજમાવ્યું અને ઘણું છલ પણ અજમાવ્યું; પરન્તુ સેચનક હાથીને તે વશ કરી શકયા નહિ. સેચનક હાથીને વશ નહિ કરી શકવાથી, શ્રી શ્રેણિક રાજા ખિન્ન થઈ ગયા.

તેમને ખિન્ન થયેલા જોઈને, તેમના પુત્ર શ્રી નંદિષેણ, સેચનક હાથીને વશ કરવાને માટે તે હાથીની સામે ગયા. સેચનક હાથીએ શ્રી નંદિષેણને જોયા અને એમને જોતાંની સાથે જ, સેચનક હાથીના હૈયામાં સ્નેહભાવ પ્રગટયો. સેચનક હાથી વિચાર કરવા લાગ્યો કે-'મને મારી નાખવાને અથવા તો મને પકડી પાડવાને માટે આવતા આ માણસને જોઈને મારા હૈયામા પ્રેમભાવ કેમ પ્રગટે છે?' એ વિચારમા ને વિચારમાં સેચનક હાથીને જાતિસ્મરણ જ્ઞાન થાય છે જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થવાથી, એ સેચનક હાથીને ખ્યાલ આવે છે કે-'એક વાર અમે બન્ને, આ અને હું, શ્રીપુર નામના નગરમાં બ્રાહ્મણો હતા અને અમારે શેઠ-નોકરનો પ્રેમભર્યો સંબંધ હતો.' જાતિસ્મરણ જ્ઞાનના યોગે સેચનક હાથીને પોતાના

પૂર્વભવોનો અને તેમાં શ્રી નંદિષેણ સાથેના પોતાના સંબંધનો ખ્યાલ આવ્યો. એટલે સેચનક હાથી શ્રી નંદિષેણને સામે આવતા જોઈને શાંત ઉભો રહ્યો અને તેમને વશ પણ થઈ ગયો. પછી શ્રી નંદિષેણે એ સેચનક હાથીને લાવીને શ્રી શ્રેણિક મહારાજાને સોંપ્યો અને શ્રી શ્રેણિક મહારાજાએ તે હાથીને લક્ષણવંતો જોઈને પટ્ટહસ્તિ બનાવ્યો. જાતિસ્મરણ જ્ઞાન પ્રગટવા છતાં પણ, એ સેચનક હાથી મર્યા બાદ પહેલી નરકે ગયો છે, કેમ કે-એણે જે પુણ્ય બાંધ્યું હતું, તે પાપાનુબંધી હતું. એ પુણ્ય ભોગસામગ્રી આપે, પણ એ ભોગસામગ્રીમાં લુબ્ધ બનીને જીવ પાપકર્મને ઉપાર્જે અને એથી એની દુર્ગતિ થાય.

આપણી વાત તો એ હતી કે-સ્મરને આધીન બનેલાં પશુઓમાં પણ આવા ભયંકર મનોભાવો પેદા થાય છે. મનુષ્ય તો પશુઓના કરતાં વધારે અક્કલવાળો ગણાય ને? પણ મનુષ્ય જ્યારે સ્મરને આધીન બને છે, ત્યારે તે પોતાની બધી અક્કલ-હોશિયારીનો ઉપયોગ પાપ કરવામાં જ કરે છે. એક ભોગસુખની લાલસા માણસના બધાય ગુણોને હરી જવાને સમર્થ બની જાય છે અને જો ભોગસુખની લાલસા કાબૂમા આવી જાય અને નાશ પામી જાય, તો માણસને ગુણોનો સમૂહ પામવો, એ તો એક સામાન્ય વાત બની જાય છે.

**ભોગસુખની લાલસાથી થતા અધઃપાત સબંધી–**
**–સિંહગુફાવાસી મુનિનું ઉદાહરણ :**

ભોગસુખની લાલસામાં તો ભલભલાનો અધઃપાત કરી

નાખવાની શક્તિ છે. મહામુનિઓ પણ જો કોઈ નિમિત્તને પામીને ભોગસુખની લાલસામાં ફસાઈ ગયા, તો એવા ગબડ્યા છે કે–એમની હીનતાની કોઈ સીમા જ રહી નથી.

શ્રી સંભૂતિવિજય નામના સૂરિવરના શિષ્ય અને શ્રી સ્થૂલભદ્રજીના ગુરૂભાઈ સિંહગુફાવાસી મુનિનો પ્રસંગ તો તમે ઘણી વાર સાભળ્યો હશે. ભોગની લાલસાએ એ મુનિને કેટલી બધી હલકી દશાએ પહોંચાડી દીધા હતા?

એ મુનિ કાંઈ કમ આરાધક નહોતા. એમનું સામર્થ્ય જેવું–તેવું નહોતું. ચોમાસાના ચારેય મહિના એમણે ઉપવાસ જ કરેલા. નહિ કાંઈ ખાવાનું કે નહિ કાંઈ પીવાનું. સંયમની શક્તિ એવી કેળવેલી કે–ચાર ચાર મહિનાઓ સુધી આહાર તો બંધ, પણ નિહારેય બંધ. શરીરને નહિ હલાવવાનું કે નહિ ચલાવવાનું. માત્ર કાયોત્સર્ગમાં જ રહેવાનું. ઉંઘવાનું પણ નહિ ને બેસવાનું પણ નહિ. પોતાના શરીરને જડ જેવું બનાવી દઈને, સિંહની ગુફામાં ચાર મહિના પસાર કરવાના. સિંહની ત્રાડ સાંભળીને ભય પામવાનું નહિ અને કદાચ સિંહ ફાડી ખાય તોય સહન જ કરી લેવાનું. આવું એ કરી શકયા હતા. ત્યારે એમણે સંયમની કેટલી બધી અદ્ભુત શક્તિ કેળવી હશે?

આવા સામર્થ્યવાન મુનિ, સંયમને નેવે મૂકીને, ભરચોમાસે વેશ્યાને પોતાની કરવાના હેતુથી રત્નકંબલ લેવાને માટે ગયા, એ પ્રતાપ કોનો? કેવળ વિષયલાલસાનો જ ને?

ગુરૂએ કરેલા શ્રી સ્થૂલભદ્રજીના બહુમાનને એ સહી શકયા નહોતા અને શ્રી સ્થૂલભદ્રજીની સરસાઈ કરવાને માટે

એ કોશા વેશ્યાને ત્યાં ચોમાસું રહેવાને માટે, ગયા હતા.

વેશ્યા સમજી ગઈ કે-'શ્રી સ્થૂલભદ્રજીની હોડ કરવાને માટે જ આ મુનિ અહીં આવ્યા છે' કોશા જાણતી હતી કે- 'આ મુનિએ દુસ્સાહસ કર્યું છે, કેમ કે-અહીં મારી પાસે રહીને, શ્રી સ્થૂલભદ્રજીની જેમ સંયમમાં ટકવાની તાકાત બીજા કોઈ મુનિની નથી.' પણ મુનિ આવ્યા જ, એટલે કરે શું ? કોશા વેશ્યાએ શ્રી સ્થૂલભદ્રજીને જે ચિત્રશાળામાં ઉતારો આપ્યો હતો, તે જ ચિત્રશાળામાં એ મુનિને ઉતારો આપ્યો; શ્રી સ્થૂલભદ્રજીને જેવો પડ્રસમય આહાર રોજ વહોરાવ્યો હતો, તેવો જ પડ્રસમય આહાર આવેલા મુનિને વહોરાવ્યો; અને તે પછી તે જેમ સ્થૂલભદ્રજીની પાસે જતી હતી, તેમ આ મુનિની પાસે પણ અદ્ભુત શૃંગારને સજીને વિલાસના અંગ રૂપ અંગમરોડ આદિ હાવ-ભાવોને કરતી આવી પહોંચી.

કોશા વેશ્યાની ચિત્રશાળા પણ એવી હતી કે-વિષય-વિકારને પેદા કરવાની, એ ચિત્રશાળાનાં ચિત્રોમાં પણ ગજબની શક્તિ હતી; એમાં મુનિના પેટમાં ષડ્રસમય આહાર પડેલો; અને સામે કોશા જેવી રૂપવતી, હાવ-ભાવમાં નિપુણ, કામકળામાં કુશળ વેશ્યા અદ્ભુત શૃંગાર સજીને આવી પહોંચી ! આવા સંયોગોમાં કેમ ટકી શકાય ? પેલા મુનિ, કે જે સિંહની ગુફામાં ચાર ચાર મહિનાઓ સુધી ઉપવાસ કરીને કાયોત્સર્ગમાં રહેવાની શક્તિનો સાક્ષાત્કાર કરાવી ચૂકયા હતા, તે મુનિ કોશા વેશ્યાના દર્શન માત્રથી ચલ-વિચલ બની ગયા. પોતે કોણ છે, પોતે અહીં શા માટે આવ્યા છે, પોતાને સાધવાનું શું છે, એ બધાને એ મુનિ

વિસરી ગયા અને કામાતુર બની ગયા. કામાતુર બનીને એ મુનિ, એ વેશ્યાની પાસે ભોગની યાચના કરવા લાગ્યા.

જુઓ કે–ભોગની લાલસા શું કામ કરે છે? હૈયામાં એને સ્થાન આપ્યું કે–દીનતા અને હીનતા આવી જ સમજો. જે મુનિનાં ચરણોમાં હજારોનાં માથાં ઝુકે, એ મુનિ ભોગની લાલસાને વશ થઈને કોશા વેશ્યાની પાસે ભોગની યાચના કરે છે.

કોશા વેશ્યાએ તો શ્રી સ્થૂલભદ્રજીની પાસે પણ કર્યું હતું કે–'રાજા પ્રસન્ન થઈને મારી પાસે જે પુરૂષને મોકલે, તે સિવાયના સર્વ પુરૂષો આજથી મારા ભાઈ સમાન છે.' એટલે આ વેશ્યા ગમે તેટલું ધન મળે તેમ હોય તોય અન્ય કોઈના ભોગનું સાધન બને એવી રહી જ નહોતી. પરન્તુ એને તો આ મુનિને એમ સમજાવવું હતું કે–'શ્રી સ્થૂલભદ્રજી તો એક જ છે. એમની સ્પર્ધા કરવાને નીકળેલા તો, મારી પાસે રાંકડા બની જાય.'

આથી, એ વેશ્યાએ ભોગની યાચના કરતા પેલા સિંહ-ગુફાવાસી મુનિને કહ્યું કે–'અહીં તો પૈસા જોઈએ, પૈસા! પૈસા વિના આવા ભોગને કોઈ પણ ભોગવી શકે નહિ!'

કામવશ બનેલા મુનિ કહે છે કે–'પણ સુન્દરી! હાલ મારી પાસે ધન નથી હું તને જરૂર ધન લાવી આપીશ.'

કોશા વેશ્યાએ જોયું કે–'આ મુનિ તો મારા નિમિત્તે ખલાસ થઈ જશે.' આથી, એ મુનિને પ્રતિબોધ પમાડવાને માટે, કોશા વેશ્યાએ એ મુનિને કહ્યું કે–'જો ભોગની જ ઈચ્છા હોય તો નેપાલ દેશમાં જાઓ. ત્યાંનો રાજા તેની પાસે જે કોઈ નવો સાધુ જાય છે, તેને લક્ષમૂલ્ય રત્નકંબલ

આપે છે. તમે ત્યાં જઈને એ રત્નકંબલ લઇ આવો અને તે પછી તમે તમારી ઈચ્છાને પૂર્ણ કરો.'

ભોગની લાલસાને તૃપ્ત કરવાનો આ ઉપાય એ મુનિને કોશા વેશ્યાએ બતાવ્યો, એટલે કામાતુર મુનિ તો ત્યાંથી નીકળ્યા અને ચોમાસામાં જ ગયા નેપાલ દેશમાં. ત્યાં જઈને, રાજાની પાસેથી રત્નકમ્બલને મેળવીને, તરત જ કોશા વેશ્યાની પાસે આવવાને માટે એ મુનિ નીકળ્યા.

રસ્તામાં ચોરની પલ્લી આવતી હતી. એ પલ્લીના પતિએ બધા માર્ગોએ પાળેલા પોપટો મૂકેલા. એ પોપટો જે કોઈ વટેમાર્ગુઓની પાસે કીમતી વસ્તુઓ હોય, તેને જાણી જતા અને પલ્લીપતિ સમજી જાય તેમ એ વાત બોલતા. એ પોપટે પેલા કામાતુર સાધુને રત્નકમ્બલ લઇને એ માર્ગેથી પસાર થતા જોયા, એટલે 'લક્ષ યાતિ, યાતિ' એવું ઉચ્ચારીને, પલ્લીપતિને સૂચના આપી દીધી. ચોરોએ આવીને એ મુનિની પાસેથી રત્નકંબલ લઈ લીધી.

એ વખતે કામાતુર મુનિના હૈયામાં કેવી અને કેટલી વેદના થઈ હશે ? રત્નકંબલ લઇને જ્યારે એ મુનિ રાજાની પાસેથી નીકળ્યા હશે ત્યારે અને ત્યારથી માર્ગમાં ડગલે ડગલે, એ મુનિએ આશાના તરંગોમાં કેટકેટલું ભોગસુખ ભોગવ્યું હશે ? કામલાલસા, એ એવી ભયંકર લાલસા છે કે-એ જેમ અક્કડને પગે પડતો બનાવી શકે છે, શૂરવીરને સલામ ભરતો બનાવી શકે છે, તેમ વિદ્વાનને હેવાન બનાવી શકે છે.

મુનિ લૂંટાઇ ગયા એટલે વળ્યા પાછા. કેમ કે-રત્ન-

કંબલ લીધા વિના જ જાય તો કાંઈ વળે એમ નથી, એવી એમને ખાતરી છે. મુનિને રૂપનું પરાવર્તન કરતાં આવડતું હતું, એટલે એમણે પોતાના રૂપને બદલીને રાજાની પાસે જઈને બીજી રત્નકંબલ મેળવી.

પોતાની પાસે રત્નકંબલ છે—એની કોઈનેય ખબર પડે નહિ અને ફરીથી લૂંટાઈ જવાનો અવસર આવવા પામે નહિ, એ માટે એ મુનિએ વાંસની એક લાકડી બનાવીને, એના પોલાણમાં રત્નકંબલને સંતાડી દીધી. એ પછી મુનિ નેપાળથી રવાના થયા, પણ જ્યાં ચોરોની પલ્લીવાળા માર્ગે આવી પહોંચ્યા, એટલે પોપટે પૂર્વવત્ 'लक्ष याति, याति' એવો ઉચ્ચાર કર્યો.

ચોરોએ આવીને મુનિના શરીરની અને મુનિની પાસેની બધી વસ્તુઓની જડતી લીધી, પણ તેમને કાંઈ હાથ લાગ્યું નહિ. આથી મુનિને છોડી દીધા. મુનિએ જ્યાં ચાલવા માંડયું, એટલે પેલા પોપટે ફરીથી એ જ શબ્દોનો ઉચ્ચાર કર્યો. ચોરોએ ફરીથી મુનિને બરાબર તપાસી લીધા, પણ કાંઈ હાથ લાગ્યું નહિ. પછી મુનિએ જ્યાં પાછું આગળ ચાલવા માંડયું, એટલે પેલા પોપટે ત્રીજી વાર પણ એ જ શબ્દો ઉચ્ચાર્યા અને ચોરોએ ત્રીજી વાર મુનિની તપાસ કરી. આખર થાકીને ચોરો ચાલ્યા ગયા અને મુનિ ભર ચોમાસામાં નેપાળ દેશની મુસાફરી કરીને રત્નકંબલ સાથે કોશા વેશ્યાને આંગણે પહોંચી ગયા.

કોશા વેશ્યાને ત્યાં પહોંચીને મુનિએ રત્નકંબલ તેણીને આપી. કોશા વેશ્યાએ એ રત્નકંબલને જેવી હાથમાં લીધી,

તેવી જ એક ક્ષણના પણ વિલંબ વિના અને જરા પણ ખંચકાયા વિના, એ રત્નકંબલને પોતાના આવાસના ખાળમાં ફેંકી દીધી.

મુનિ વેશ્યાના આ અકૃત્યને જોઇને એકદમ વિહ્વળ બની ગયા. જોરથી બોલી ઉઠયા કે–'આવી મહામૂલ્ય રત્નકંબલને ખાળમાં ફેંકી દેવાની મૂર્ખાઈ તેં કેમ કરી ?'

કોશા વેશ્યા કહે છે કે–'મૂર્ખાઈ તે મારી છે કે તમારી છે ? આ એક રત્નકંબલને મેં ખાળમાં નાખી દીધી, તેનું તમને દુઃખ થાય છે અને બહુ કષ્ટે કરીને ઉપાર્જેલા શુદ્ધ ચારિત્રયુક્ત એવા તમારા આ મનુષ્યજન્મને, મારા શરીર રૂપી અપવિત્ર મલથી ભરેલી ખાળમાં ફેંકી દેતાં તમને દુઃખ નથી થતું ?'

કોશા વેશ્યાનાં આવાં વચનો સાંભળીને મુનિ એકદમ ચોંકી ગયા; ભાનમાં આવી ગયા. ભોગની લાલસાને વશ બનીને પોતે કેવા દીન અને હીન બની ગયા હતા, એ એમના ખ્યાલમાં આવી ગયું. ભોગની લાલસા એમને ઝેર જેવી લાગી ગઈ. એમની કામાતુરતા ભાગી ગઈ. એકદમ એ સ્વસ્થ બની ગયા. હવે એના એ જ મુનિ કોશા વેશ્યાને કહે છે કે–'મહામોહની જાળમાં ફસાઇને અનંત દુઃખમાં ડૂબી જતા એવા મારો, તેં સત્પ્રપંચ કરીને ઉદ્ધાર કર્યો છે. તેં મારા ગુરુનું કામ કર્યું છે. હવે તો હું મને લાગેલાં પાપોથી છૂટીને નિર્મળ બનવાને માટે પુનઃ ગુરુદેવની પાસે જાઉં છું.'

પમાડતાં, મારાથી આપની જે કાંઇ આશાતના થવા પામી હોય, તેને માટે મને ક્ષમા કરો!'

અન્તે કોશા વેશ્યાને 'ધર્મલાભ' રૂપ આશીષ સંભળાવીને, એ મુનિ પોતાના ગુરુની પાસે પાછા આવ્યા.

ટીકાકાર આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ, ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સ્તવતા અસ્મર તરીકે એ તારકોને સ્તવ્યાનો પ્રસંગ ચાલે છે, એટલે અહીં આપણે સ્મરના વિજયની અને સ્મરના નાશની વાતો કરી રહ્યા છીએ દુનિયામાં ગણાતા બીજા દેવો અસ્મર નથી, સસ્મર છે, જ્યારે ભગવાન શ્રી જિનેશ્વરદેવો અસ્મર હોય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવો અસ્મર બન્યા–એટલુ જ નહિ, પણ એ તારકોએ જે માર્ગને ઉપદેશ્યો, તે માર્ગ પણ એવો છે કે–જે કોઈ આ માર્ગને આરાધવામા ઉજમાળ રહે, તે સાધુ તો ઠીક, પણ ગૃહસ્થ હોય તોય તે સ્મરનો વિજેતા બની શકે. ઇતરો જેમને દેવ તરીકે માને–પૂજે છે, તેમનાં ચરિત્રોમાં જેવું જિતેન્દ્રિયપણું નજરે ચઢે નહિ, તેવું જિતેન્દ્રિયપણું ભગવાન શ્રી જિનેશ્વરદેવોના માર્ગને પામેલા અને આ માર્ગની આરાધનામાં ઉદ્યત બનેલા ગૃહસ્થોનાં ચરિત્રોમાં પણ નજરે ચઢે

પ્રશ્ન૦ સિંહગુફાવાસી મુનિ તો ભગવાને કહેલા માર્ગના સમર્થ આરાધક હતા, તો એ કામાતુર કેમ બની ગયા?

ભગવાને કહેલા માર્ગના આરાધનની વિસ્મૃતિ થયા પછીથી જ એ કામાતુર બન્યા હતા વેષ ભલે સાધુનો હતો, પણ હૈયું સાધુનું રહ્યું નહોતું. હૈયું જો સાધુનું રહ્યું હોત, તો

એ મુનિને કામાતુર બનાવવાને માટે, લાખ કોશાઓ પણ સમર્થ બની શકત નહિ એ જ કોશા વેશ્યાને ત્યાં આગલે ચોમાસે મુનિવર શ્રી સ્થૂલભદ્રજી રહ્યા હતા. જે સંયોગો સિંહગુફાવાસી મુનિને મળ્યા, તેથી અધિક સંયોગો શ્રી સ્થૂલભદ્રજીને મળ્યા હતા. ગૃહસ્થપણે શ્રી સ્થૂલભદ્રજી એ કોશાને ત્યાં બાર વર્ષ પર્યંત રહ્યા હતા અને કોશાની સાથે ભોગો ભોગવ્યા હતા. સિંહગુફાવાસી મુનિ તરફ કોશા રાગવતી નહોતી, જ્યારે શ્રી સ્થૂલભદ્રજી તરફ તો કોશા એવી રાગવતી હતી કે-ક્યારે શ્રી સ્થૂલભદ્રજી મારી ભોગની ભૂખને સંતોષે, એવો એના હૈયામાં તલસાટ હતો. કોશાએ શ્રી સ્થૂલભદ્રજીને વારંવાર ભોગ માટે આમંત્રણ કર્યું હતું, વિનંતિઓ કરી હતી. કોઈ રીતિએ શ્રી સ્થૂલભદ્રજીનું હૈયું પીગળે, એ માટે કોશા વેશ્યા જાતે રોજ નવનવી રસમય વાનકીઓ બનાવીને વહોરાવતી; કામોત્તેજક પદાર્થોને ખવડાવતી; રોજ અવનવાં વસ્ત્રો ને આભૂષણો સજતી; કશી પણ શરમ રાખ્યા વિના ચેનચાળા કરતી; ગાતી, નાચતી અને આખર થાકતી ત્યારે રોતી. આવા સંયોગોમાં પણ શ્રી સ્થૂલભદ્રજીનું એક રુંવાડુંય ફરકયું નથી. કારણ ? એમની નજર એ બધા તરફ હતી જ નહિ; નજર હતી માત્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા માર્ગ તરફ. આથી તે કાજળની કોટડીને પણ ઉજ્વલ બનાવી શકયા અને જેવા પેઠા હતા તેવા જ નિષ્કલંકપણે બહાર નીકળી શકયા. પેલા મુનિ પણ જો ભગવાને કહેલા માર્ગની આરાધનાને જ લક્ષ્યમાં રાખી શકયા હોત તો બચી શકત: એ વાત પણ ભૂલવા જેવી નથી કે-નિમિત્તોની અસર પણ

હોય છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ પણ દુષ્કર્મના ઉદયમાં નિમિત્ત બની જાય છે. વિષયવાસનાનો અભ્યાસ જીવને અનાદિકાળથી છે, એટલે પણ નિમિત્ત મળતાં જીવ એ વાસનાવાળો બની જાય એ સંભવિત છે. ઉપાદાન કારણ વિના નિમિત્ત કારણો કાંઈ કરી શકે નહિ–એ જેમ સાચું છે, તેમ એ પણ એટલું જ સાચું છે કે–નિમિત્ત કારણો ઉપાદાન કારણને નિષ્પન્ન થવામાં ઘણાં ઘણા સહાયક નીવડે છે. આથી જ, ઉપકારિઓએ બ્રહ્મચર્યના પાલનની અભિલાષાવાળાઓને બ્રહ્મચર્યની નવ વાડોનું પાલન કરવાનું પણ ઉપદેશ્યું છે. વાડ જેટલી મજબૂત હોય, તેટલું ખેતરનું રક્ષણ સારૂં થાય વાડ હોય તો પશુઓ ખેતરમાં પેસીને પાકને નુકસાન કરી શકે નહિ કોઈ વાર કોઈ જબરૂં જનાવર વાડને તોડી નાખીનેય ખેતરમાં પેસી જાય એ બને, પણ વાડ ન હોય તો ખેતરનો પાક બકરી જેવું જનાવર પણ ખાઈ જાય; તેમ બ્રહ્મચર્યની નવ વાડોનું પાલન કરવા છતાં પણ, જબરા જનાવર જેવો દુષ્કર્મનો જોરદાર ઉદય આવે તો કદાચ સ્ખલના થઈ જાય, પરન્તુ એ કવચિત્ બને; જ્યારે બ્રહ્મચર્યની નવ વાડોના પાલનની દરકાર નહિ રાખનારના બ્રહ્મચર્યને તો લૂંટાઈ જતાં વાર જ નહિ. વિષયવાસના જાગે એવા સંયોગોથી જેમ બને તેમ દૂર જ રહેવું અને અણધારી રીતિએ એવા સંયોગો ઉપસ્થિત થઈ જવા પામે, તો એ વખતે ભગવાને કહેલા માર્ગની આરાધના તરફ જ પોતાની નજરને કેન્દ્રિત કરીને, એ સંયોગોને વિષયવાસના જગવવામાં નિષ્ફલ કરી નાખવા. 'શ્રી સ્થૂલભદ્રજી તો એક જ'–એમ જે કહેવાય છે, તે પણ સૂચવે છે કે–નિમિત્ત કારણોની

અમર પણ ગજબની છે. વિપરીત ભાવને જગવનારાં નિમિત્ત કારણોનો યોગ થતાં, એ વખતે પણ પોતાના શુદ્ધ આત્મભાવને ટકાવી રાખી શકે, એવા તો વિરલા જ હોય છે. મોક્ષના અર્થી આત્માઓએ તો, જો કદાચ એવા સંયોગોમાં જ મૂકાઈ જવાય, તો એ વખતે શ્રી સ્થૂલભદ્રજી જેવા મહાત્માઓને યાદ કરીને પણ, પોતાનું આત્મરક્ષણ કરી લેવુ જોઈએ.

**કામવિજેતા શ્રી સુદર્શન:**

કામવિજેતા બનવું હોય, તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા માર્ગનું આલંબન ગ્રહણ કરવું જોઈએ. અને એ માર્ગની આરાધના કરવાના લક્ષ્યવાળા બનવું જોઈએ ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા માર્ગની આરાધના કરવાને માટે પણ, કામવિજેતા બનવું એ આવશ્યક છે. કામથી જીતાએલો ભગવાને કહેલા માર્ગની આરાધનામાં લીન બની શકતો નથી. સઘળાંય, માનુષી અને દૈવી ભોગસુખો તરફ ઘૃણાભાવ પ્રગટે અને એક મોક્ષસુખની જ તાલાવેલી લાગે, તો જ ભગવાને કહેલા માર્ગની આરાધનામાં લીન બની શકાય છે. ભગવાને કહેલા માર્ગની આરાધના કરવાના અભિલાષી ગૃહસ્થો પણ, ધારે તો કામવિજેતા બની શકે છે. સ્વ–સ્ત્રીની સાથે ભોગને ભોગવવા છતાં પણ, જો ભોગસુખ તરફ ઘૃણા હોય છે, તો તેઓ પરસ્ત્રી તરફ નજર પણ કરતા નથી. ગૃહસ્થોને માટે, એ પણ કામનો વિજય જ છે. એવાઓ સ્વ–સ્ત્રીમાં પણ ભોગવ્યાકુળ બનનારા હોતા નથી. ભોગસુખની લાલસાએ આપણી કેટલી બધી પાયમાલી કરી નાખી છે,

એ વાતને તમે સમજો અને વિચારો ભોગસુખની લાલસા જ માણસને પાપી બનાવે છે એના તરફ ઘૃણાભાવ જન્મે અને મોક્ષસુખની લાલસા પ્રગટે, તો દુખો ભાગવા માંડે અને સુખો સર્જાવા માંડે. જે ગૃહસ્થો ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા ધર્મને પામે છે, તેઓને માટે કામનો વિજય એ બહુ સામાન્ય બની જાય છે ચારિત્રમોહના બળવાન ઉદયની વાત જુદી છે, બાકી તો એ વખતેય હૈયે જો ભગવાને કહેલો ધર્મ વસેલો હોય છે, તો એ ભોગી પણ કામના કારણને ભેદતો હોય છે સમ્યગ્દર્શન ગુણનો મહિમા અસાધારણ છે.

ભગવાન શ્રી જિનેશ્વરદેવોના ધર્મને પામેલા ગૃહસ્થો પણ કેવા કામવિજેતા હોઈ શકે છે, એ માટે મહાનુભાવ શ્રી સુદર્શન શેઠનું ઉદાહરણ યાદ કરવા જેવું છે. શ્રી સુદર્શન, ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા ધર્મની શ્રદ્ધાવાળા હતા અને અણુવ્રતધારી પણ હતા શ્રી સુદર્શન અણુવ્રતધારી હતા, એ સૂચવે છે કે–એમને ચારિત્રમોહનો ઉદય તો હતો જ, પણ તે ઉદય એવો બળવાન નહોતો કે–સર્વથા વિરતિને પામવા જ ન દે, આથી તેઓ સર્વવિરતિ નહોતા બન્યા, પણ દેશવિરતિપણાને તેમણે સ્વીકાર્યું હતું.

શ્રી સુદર્શનને કપિલ નામનો એક પુરોહિત મિત્ર હતો. શ્રી સુદર્શનના ગુણો ઉપર એ આફરીન હતો ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલા ધર્મને પામેલા પુણ્યવાનોમા એવા ઔદાર્ય, ધૈર્ય, ગાભીર્ય આદિ ગુણો હોય છે કે–ઈતરને એ ગુણો આકર્ષ્યા વિના રહે નહિ ભગવાને કહેલા માર્ગની શ્રદ્ધા માત્રમાં પણ, આત્માના ઘણા ગુણોને પ્રગટ કરવાની

તાકાત છે ખરેખર, શ્રી સુદર્શન સુદર્શન જ હતા; સુન્દર છે દર્શન જેમનું, એવા જ હતા.

આથી, એમના અનેક ગુણોથી આકર્ષાએલો એમનો પુરોહિતમિત્ર, રોજ પોતાની પત્નીની પાસે શ્રી સુદર્શનના વખાણ કર્યા કરતો હતો જ્યારે જ્યારે એ કપિલ પુરોહિત ઘેર મોડો આવતો, ત્યારે ત્યારે તેની કપિલા નામની પત્ની પૂછતી કે–'આપ અત્યાર સુધી ક્યાં હતા?' કપિલ કહેતો કે–'હું મિત્ર સુદર્શનની સાથે ગોષ્ઠી કરવામાં રોકાયો હતો' આમ કહીને તે શ્રી સુદર્શનના રૂપનું, શ્રી સુદર્શનની વાણીના માધુર્યનું, શ્રી સુદર્શનની બુદ્ધિમત્તાનું અને શ્રી સુદર્શનની સૌમ્ય પ્રકૃતિ આદિનું પ્રશંસાત્મક વર્ણન કરતો.

પોતાના પતિના મુખે શ્રી સુદર્શનની આવા પ્રકારની ખૂબ ખૂબ પ્રશંસાને સાભળવાના પરિણામે, કપિલા શ્રી સુદર્શન પ્રત્યે અનુરાગવતી બની. કપિલાનો એ અનુરાગ ગુણાનુરાગ નહિ હતો, પરન્તુ કામાનુરાગ હતો.

ખરેખર, સારી પણ વાણી પાત્રાનુસાર પરિણમે છે, એનું આ પણ એક જ્વલન્ત ઉદાહરણ છે. કપિલ જ્યારે શ્રી સુદર્શનના પ્રત્યે ગુણાનુરાગથી આકર્ષાઈને ભક્તિમય પ્રીતિવાળો બન્યો હતો, ત્યારે કપિલા કામરાગથી શ્રી સુદર્શન પ્રત્યે પ્રીતિવાળી બની શ્રી સુદર્શનના ગુણોની પ્રશંસાએ કપિલામાં કામરાગનું આકર્ષણ પેદા કર્યું, એમા દોષ કોનો? જેનામાં ગુણાનુરાગ હોય, તેને ગુણસમ્પન્નની પ્રશંમા કરવાનું મન તો થાય જ. એ પ્રશંસાને સાભળીને કોઈ અવળચંડી વૃત્તિવાળુ બને, તો તેમા પ્રશંસા કરનારો કરે શું?

## શ્રી નવકાર મહામંત્ર

નમો અરિહંતાણું।

નમો સિદ્ધાણં।

નમો આયરિયાણું।

નમો ઉવજ્ઝાયાણં।

નમો લોએ સવ્વસાહૂણું॥

એસો પંચ-નમુક્કારો, સવ્વ-પાવપ્પણાસણો।

મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઇ મંગલં ॥૧॥

卐

પ્ર. વિશ્વશાંતિ જૈન આરાધના – સમિતિ – મુંબઈ, ૩.

બનાવવાં, એ જ એ સાધ્વીઓનો આશય હતો. જો કે–પછી તો એ શેઠપુત્રી પણ આચાર્યભગવાન શ્રીમદ્ વજ્રસ્વામીજીના સદુપદેશથી સદ્ધર્મને જ પામી છે, પણ એ પહેલાં તો એણે એના પિતાને, ઘણું ઘણું ધન લઈને આચાર્યભગવાનની પાસે

જઈ પરણવાની વિનંતિ કરવાની લાચાર હાલતમાં મૂકી દીધા હતા. એટલે, સારી પણ વાણી સારા પાત્ર રૂપ આત્માઓના હૈયામાં જ સારી અસરને નિપજાવનારી નીવડે છે.

કપિલા તો હવે શ્રી સુદર્શનનો સંગ સાધવાની તક શોધવા લાગી. એના પતિ કપિલને કપિલાની આ કામવેદનાની ખબર નથી. આવા કુટીલ હૈયાની સ્ત્રીઓ તો પ્રાયઃ એવી કુશળ હોય છે કે–પતિને કદાચ પોતાની પત્ની મહા પતિવ્રતા છે એવું લાગ્યા કરે. એ તો કોઈ અવસરે એના પાપનો ઘડો ફૂટે ત્યારે, એનો અંધાપો ટળે તો ટળે!

એક વાર કપિલને કોઈ ખાસ કામસર અચાનક બહાર ગામ જવાનું થયું. શ્રી સુદર્શનને મળીને એ પોતાના બહાર ગામ જવા વિષેની ખબર પણ આપી શક્યો નહિ.

કપિલ બહારગામ ગયો, એટલે કપિલાને થયું કે–'ઘણા દિવસોથી હૈયામાં સમાવી રાખેલી અભિલાષાને પૂર્ણ કરવાનો આજે ઠીક જ અવસર આવી લાગ્યો છે. આજે સુદર્શનને અહીં લાવીને, એના સંગના રંગનો ઉમંગ માણું!'

આવો નિર્ણય કરીને, કપિલા તરત જ શ્રી સુદર્શનના ઘરે ગઈ અને શ્રી સુદર્શનને કહ્યું કે–'આપના મિત્રને તાવ આવ્યો છે, તેથી આપને તે બોલાવે છે. આપને તેડવાને માટે જ હું આવી છું. આપ જરા પણ મોડું કરો નહિ, કારણ કે–આપના વિના એમને એક ક્ષણ પણ ચેન પડતું નથી.'

પોતાની પાપવાસનાને સફળ બનાવવાના હેતુથી કપિલા કેવું અસત્ય બોલે છે? એક પાપની વૃત્તિ અનેક પાપોની સર્જક બની જાય છે. પાપ કેવું ભૂંડું છે? એને સેવવાને

માટે પણ અનેક પાપોનો આશ્રય લેવો પડે અને એમ અનેક પાપોનો આશ્રય લેવા છતાં પણ, જો પુણ્યનો યોગ ન હોય, તો ધાર્યું ધૂળમાં મળે; જ્યારે પુણ્યનો યોગ હોય તો ધાર્યું થઈ જાય, પણ એ શું કહેવાય ? જેની ખરી સહાય તેનો દ્રોહ અને તેના દુશ્મનનું પોષણ ! પુણ્યની સહાયે પાપ આચરવું એ શું છે ? પુણ્યનો દ્રોહ જ છે ને ? અને પાપ એ પુણ્યનું દુશ્મન ગણાય, એટલે પાપ રૂપ દુશ્મનનું પોષણ જ કર્યું ગણાય ને ? પણ વિષયસુખોના ભોગવટામાં જ સુખની કલ્પના કરી બેઠેલાઓને તો, ગમે તેનો દ્રોહ કરવાનું પણ મન થાય, એમાં નવાઈ નથી.

શ્રી સુદર્શન તો, કપિલાએ કહેલી વાતને સાચી જ માની લે છે તે કહે છે કે–'મને આવી ખબર નહોતી.' આમ કહીને શ્રી સુદર્શન તરત જ પોતાના સઘળાય કાર્યને પડતું મૂકી દે છે અને પોતાના મિત્રને ઘરે આવે છે.

મિત્રની પાસે જવા માટે શ્રી સુદર્શન કપિલના ઘરમાં પેસે છે. જ્યાં એ અંદરના ઓરડામા પેસે છે, કે તરત જ કપિલા ઘરનાં બારણાને બંધ કરી દઈને, એ ઓરડામાં આવે છે. શ્રી સુદર્શન પોતાના મિત્ર વિષે પૂછે છે, ત્યારે કપિલા કહે છે કે–'સ્વામિન્ ! ઘણા કાળથી હું તમારા સંગને ઈચ્છી રહી હતી. આ શય્યા અને આ મારૂં શરીર આપને સ્વાધીન છે. મારી ઈચ્છાને પૂર્ણ કરો !'

શ્રી સુદર્શન કાંઈ બોલતા નથી. હાલતા નથી કે ચાલતા નથી. કેવા કપરા સંયોગોમાં પોતે મૂકાઈ ગયા છે, એનો વિચાર કરે છે. કામને વિવશ બની ગયેલી કપિલાને આવી

યાચના કરતી જોઈ ને, શ્રી સુદર્શનને થાય છે કે–'ભોગસુખની લાલસા કેવી ગજબની છે?'

શ્રી સુદર્શનને મૌન અને જડવત્ ઉભા રહેલા જોઈ ને, કપિલા, શ્રી સુદર્શનના શરીરને ભેટી પડે છે; પણ શ્રી સુદર્શનના હૈયામા જરા પણ વિકાર પેદા થતો નથી.

શ્રી સુદર્શન તો અહીંથી છૂટવાનો ઉપાય જ અજમાવી રહ્યા છે. કપિલા પોતાના અંગનો સંગ કરવા લાગી, એટલે નિર્વિકારપણે સુસ્થિર રહેલા શ્રી સુદર્શને કહ્યું કે–'તને કોણે આવા ઊંધા ચકાવે ચઢાવી દીધી? હું તો નપુંસક છું, પણ તારે આ વાત કોઈનેય કહેવી નહિ.'

શ્રી સુદર્શનની વાતને સાંભળીને કપિલા તો ઠંડી જ પડી ગઈ. એકદમ ક્ષોભ પામી ગઈ. એણે માની લીધું કે–શ્રી સુદર્શન નપુંસક જ છે, કારણ કે–એણે શ્રી સુદર્શનના અંગનો સ્પર્શ કરવા છતાં પણ, શ્રી સુદર્શન તદ્દન નિર્વિકાર ને નિશ્ચળ ઉભા રહ્યા હતા.

આથી તેણીએ પણ શ્રી સુદર્શનને કહ્યું કે–'તમારે પણ મારા આ દુષ્કાર્યની વાત કોઈનેય કહેવી નહિ.'

આમ કહીને, હતાશ બની ગયેલી કપિલાએ, શ્રી સુદર્શનને પોતાના ઘરની બહાર કાઢયા અને શ્રી સુદર્શન પોતાના ઘર તરફ રવાના થયા.

વસ્તુતઃ શ્રી સુદર્શન કાંઈ નપુંસક જ નહોતા; પરસ્ત્રીને માટે જ એ નપુંસક હતા; અને એથી એમણે જે કહ્યું તે સાચું જ હતું. આમ છતાં પણ, એવા અવસરે આવું બોલવું એ માયા ગણાતી હોય, તોય વસ્તુતઃ તે માયા નથી. સુવિહિત-

શિરોમણી, પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવ્યું છે કે–'*धर्मे माया नो माया*' એ સૂત્ર આવા પ્રસંગોમાં જ બંધબેસતું થાય છે.

આપણે તો વિચાર એ કરવાનો છે કે–એ કામોન્મત્ત બનીને ભોગની પ્રાર્થના કરતી કપિલા સમક્ષ એ સુદર્શન નિર્વિકાર કેમ રહી શકયા ? વિકારને પેદા થવાને માટેનું એ નિમિત્ત કાંઈ જેવું–તેવું નહોતું, પણ ઉપાદાન કારણનો યોગ નહિ થવાથી જ, એ નિમિત્ત નિષ્ફળ નીવડ્યું. આવું નિમિત્ત કારણ મળવા છતાં પણ, ઉપાદાન કારણનો યોગ શાથી થયો નહિ ? એથી જ કે–ભગવાને કહેલા માર્ગને શ્રી સુદર્શન ભૂલ્યા નહિ. એમની નજર ભગવાને કહેલા માર્ગની આરધનાની સામે જ રહી. શ્રી સુદર્શન કાંઈ ત્યાગી નહોતા, ભોગી હતા; પરન્તુ ભોગી હોવા છતાંય શ્રી સુદર્શનનું લક્ષ્ય ત્યાગ તરફ જ હતું. ભોગોને ભોગવવા છતાં પણ, એમને 'ભોગો ભોગવવા જેવા નથી જ, પણ છોડવા જેવા જ છે' –એમ લાગતું હતું. ભોગને એ ભોગવતા હતા, તે રોગને જેમ ભોગવવો પડે તેમ ભોગવતા હતા, કારણ કે–એ સમ્યગ્દૃષ્ટિ હતા.

પ્રશ્ન૦ સમ્યગ્દૃષ્ટિ પરસ્ત્રીને ભોગવે જ નહિ ?

સમ્યગ્દર્શન એમ જ સૂચવે કે–ભોગ તજવા જેવા જ છે અને પરસ્ત્રી આદિની સાથેનો ભોગ તો વિશેષે કરીને તજવા જેવો છે. સમ્યગ્દર્શન આવા ભાનને જીવન્ત રાખે, પરન્તુ જો અવિરતિનો તીવ્ર ઉદય હોય, તો પરસ્ત્રીને પણ પોતાની અનુરાગિણી આદિ બનાવી લઈને તેને ભોગવવાની લાલસા

જન્મે, એ શક્ય છે. પાપથી વિરામ પામવા દે જ નહિ, એવા પાપકર્મનો ઉદય હોય, તો સમ્યગ્દષ્ટિ પણ મહાપાપોને સેવનારો હોય એ બને. પરન્તુ સમ્યગ્દર્શનની હાજરીના યોગે, એને ભોગસુખ ઉપાદેય તો લાગે જ નહિ.

શ્રી સુદર્શન તો સમ્યગ્દષ્ટિ હોવા સાથે પરસ્ત્રીના ત્યાગી છે અને કપિલાએ ઉભી કરેલી ફસામણ વખતે પણ એમની નજર જો પોતાના સ્વીકારેલા ત્યાગ તરફ જ રહી, તો ભોગી હોવા છતાં પણ, એ કામવિજેતા બનીને કપિલાથી મુક્ત બની શક્યા. આ રીતિએ કામ ઉપર વિજય મેળવીને પોતાને ઘરે પાછા આવ્યા બાદ, શ્રી સુદર્શન અભિગ્રહ કરે છે કે–'હવેથી હું એકલો કોઈનેય ઘરે જઈશ નહિ!'

શ્રી સુદર્શન જેવા કામવિજેતાએ પણ આવો અભિગ્રહ કેમ ગ્રહણ કર્યો? એ માટે કે–નિમિત્ત કારણોની પ્રબળતાને પણ એ સમજતા હતા. ખરાબ નિમિત્તો ખરાબ ભાવને પેદા થવામાં ઘણાં સહાયક બની જાય છે. માટે જેણે સારા રહેવું હોય, તેણે ખરાબ નિમિત્તોથી બચતા રહેવાનો અને સારાં નિમિત્તોનો યોગ સાધ્યા કરવાનો જ પ્રયત્ન કરવો જોઈએ. આજે કેટલાકો અધ્યાત્મના નામે ઉપાદાન કારણને મહત્ત્વ આપીને, 'નિમિત્ત કારણોની કાંઈ અસર જ નથી' –એવા ઉન્માર્ગને પ્રચારી રહ્યા છે અને તેમ છતાં પણ તેઓ દેવદર્શન, શાસ્ત્રવાંચન આદિ પણ કરી રહ્યા છે. એટલે એમનો ઉન્માર્ગપ્રચાર તો 'माता मे वन्ध्या' કોઇ એમ કહે કે–'મારી મા વાંઝણી છે.' એના જેવો જ પૂરવાર થાય છે. નિમિત્ત કારણની અસર જ ન હોય, તો દેવદર્શન અને શાસ્ત્રવાંચન

આદિ પણ અસર ઉપજાવી શકે જ નહિ, એમ માનવું જોઈએ. શ્રી સુદર્શન તો ભગવાને કહ્યું છે તે મુજબ નિમિત્ત કારણોની અસરને પણ માનતા જ હતા અને એથી જ એમણે કપિલાની કપટજાળમાંથી છૂટીને પોતાને ઘરે આવ્યા બાદ, તરત જ એવો અભિગ્રહ કરી લીધો કે-'હવેથી હું એકલો કોઈનેય ઘરે જઈશ નહિ.'

કપિલાવાળા બનાવને બન્યાને કેટલાક દિવસો પસાર થઈ ગયા. એ વિષે શ્રી સુદર્શને કોઈને કાંઈ કહ્યું નહિ અને કપિલા તો એ વાત ઉચ્ચારી શકે એવું હતું જ નહિ; પણ કપિલાના મનમાં તો એ વાત રહી જ ગઈ હતી.

એક વાર એવું બન્યું કે-રાજાએ વસન્ત ઋતુમાં વસન્તોત્સવ યોજ્યો. એ વસન્તોત્સવમાં નગરજનોએ પણ જવાનું હતું. વસન્તોત્સવમાં જવાને માટે, શ્રી સુદર્શનની ધર્મપત્ની મનોરમા પણ, પોતાના ૭ પુત્રોની સાથે ઘેરથી નીકળી.

રસ્તામાં મનોરમાને પોતાના પુત્રો સહિત જતી કપિલાએ જોઈ. કપિલા પુરોહિતપત્ની હતી, એટલે રાજરાણી અભયાની સાથે જ રથમાં બેસીને એ પણ વસન્તોત્સવમાં જતી હતી. મનોરમાનો અને શ્રી સુદર્શનના પુત્રોનો દેખાવ, પહેરવેશ આદિ ધ્યાન ખેંચે એવાં હતાં. કપિલા મનોરમાને ઓળખતી નહોતી, પરન્તુ મનોરમાને ૭ છોકરાઓની સાથે જોઈને, એ કોણ છે એ જાણવાનું એના મનમાં કૌતુક જાગ્યું.

કપિલાએ રાણી અભયાને પૂછ્યું કે-'આ સ્ત્રી કોણ છે? અને આ કોના પુત્રો છે?'

અભયા રાણી કહે છે કે-'તું ઓળખતી નથી? સુદર્શન

શેઠની આ પત્ની છે અને તેના જ આ પુત્રો છે.'

કપિલા આશ્ચર્યમાં ડૂબી ગઈ. એને પેલી વાત યાદ આવી ગઈ. સુદર્શને તો એને કહ્યું હતું કે-પોતે નપુંસક છે. ક્ષણ વાર વિચાર કરીને કપિલા બોલી કે-' ગજબની વાત છે. સુદર્શનને પુત્રો છે ?'

અભયા રાણી કહે-'એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ?'

એ વખતે કપિલા કહે છે કે-'સુદર્શન તો નપુંસક છે. મેં એની પરીક્ષા કરેલી છે.' અને એમ કહીને તેણીએ પોતાનો અનુભવ અભયા રાણીને કહ્યો.

આવી વાત કેવી સ્ત્રી કેવી સ્ત્રીની પાસે કરી શકે ? અભયા રાણી વિષે પણ કપિલાએ કેવું ધાર્યું હશે, ત્યારે કપિલા આવી વાત અભયા રાણીને કહી શકી હશે ? આવી વાતને સાંભળીને પતિવ્રતા સ્ત્રીને તો ક્ષોભ જ થાય. કપિલા પ્રત્યે દુર્ભાવ આવે. એમ લાગે કે-'આવી સ્ત્રીનો સંગ મારાથી થાય નહિ.' એને બદલે અભયા રાણી જુદું જ કહે છે !

રાણી અભયા કહે છે કે-' સુદર્શન નપુંસક નથી પણ તારામાં જ કુશળતા નથી. તું છેતરાઈ. તારી જગ્યાએ જો હું હોઉં તો એમ છેતરાઈ જાઉં નહિ. હું કામોન્મત્ત બનીને ગમે તેવા પુરુષનો હાથ પકડું, તો તે પછી એની તાકાત નથી કે-એ કામાતુર બને નહિ !'

આ સાંભળીને કપિલાને દુઃખ પણ થાય છે અને ગુસ્સો પણ આવે છે. કપિલા આવેશમાં આવી જઈને કહે છે કે- ' બીજાની ભૂલ કાઢવી સહેલી છે. જો તમે એની સાથે ભોગ ભોગવો, તો હું જાણું કે-તમે ખરાં ચતુર છો !'

અભયા રાણીએ અભિમાનમાં આવી જઈને પ્રતિજ્ઞા કરી કે—'જો સુદર્શનની સાથે હું રમું નહિ, તો મારૂં નામ અભયા નહિ.'

છે કાંઈ કહેવાપણું ? આવી હુંસાતુંશી તે હોતી હશે ? શીલ, એ તો સ્ત્રીઓનું ઉમદામાં ઉમદા ભૂષણ છે. લાખો અલંકારથી લદાએલી સ્ત્રી પણ જો શીલહીન હોય, તો તે શોભાહીન જ છે. શીલસંપન્ન સ્ત્રીઓ તો કદી પણ આવી હુંસાતુંશીમાં પડે નહિ.

તે દિવસથી અભયા રાણી ચિન્તાતુર બની ગઈ. શ્રી સુદર્શનને મળવાનો કોઈ ઉપાય સૂઝતો નહોતો અને જો શ્રી સુદર્શનને પોતે વશ કરી શકે નહિ, તો કપિલા પાસે હલકા પડવાનો ડર લાગતો હતો. એ ચિન્તામાં ને એ ચિન્તામાં, તે બરાબર ખાતી-પીતી પણ નહિ. એનું શરીર સુકાવા લાગ્યું. આથી એક વાર પણ્ડિતા નામની તેની ધાત્રીએ તેને પૂછ્યું કે—'હમણાં હમણાંથી તમે બહુ ચિન્તામાં રહો છો, તો ચિન્તાનું એવું તે કયું કારણ તમને મળ્યું છે ?'

અભયા રાણીએ એને પોતાના હૈયાની વાત કહી. પણ્ડિતા કહે છે કે—'આ તમે કર્યું શું ? આવું તે પણ લેવાતું હશે ? સુદર્શન શીલમાં કેવો નિશ્ચળ છે, તે જાણો છો ? મેરૂ ચળે, પણ સુદર્શન શીલથી ચળે નહિ. સુદર્શન પરસ્ત્રી માત્રને પોતાની માજાયી બેન ગણે છે.'

અભયા રાણી કહે છે કે—'હવે એવી બધી વાત કરવી નકામી છે. જે થઈ ગયું, તે થઈ ગયું. હવે તો લીધેલા પણને પાર પાડ્યે જ ઝંપું. તું મને માત્ર એટલી જ મદદ-

કર કે-ગમે તેમ કરીને પણ એ સુદર્શનને તું અહીં લઈ આવ. એ અહીં આવ્યા પછીનું બધું હું સંભાળી લઈશ.'

પણ્ડિતાએ કહ્યું કે-'કોઈક પર્વદિવસે વાત.'

આ પછી રાજ્યયોજિત કૌમુદી મહોત્સવ આવ્યો. રાજાએ પટહ વગડાવીને નગરનાં સઘળાંય સ્ત્રી-પુરૂષોને કૌમુદી-મહોત્સવમાં ભાગ લેવાને માટે વનમાં આવવાની આજ્ઞા કરી હતી અને પોતે પણ અન્તઃપુર સહિત વનમાં જવાની તૈયારી કરી હતી. એ દિવસે ચતુર્દશી તિથિ હતી, એટલે એ પર્વદિવસ હતો. એ પર્વદિવસે શ્રી સુદર્શનને પૌષધ કરવાનો હોવાથી રાજાની અનુમતિ મેળવીને શ્રી સુદર્શન દેવકુળમાં ગયા અને ત્યાં પૌષધ લઈને કાયોત્સર્ગમાં સ્થિર બન્યા.

પણ્ડિતાને આ વાતની ખબર પડી ગઈ. અભયા રાણીની પાસે આવીને તેણીએ કહ્યુ કે-'આજે તમે પણ વનમાં જશો નહિ આજે ઘણી સારી તક છે અને આવી તક ફરીથી મળશે નહિ' આથી અભયા રાણીએ પણ પોતાની તબિયત નાદુરસ્ત હોવાનું બહાનું કાઢીને રાજાની સંમતિ મેળવી લીધી અને મહેલમાં રહી ગઈ.

પણ્ડિતાએ હવે એક યુક્તિ રચી. કારણ કે-અન્તઃપુરના પહેરેગીરોને છેતરીને શ્રી સુદર્શનને મહેલમાં લઈ જવા હતા. યક્ષની પ્રતિમાને મહેલમાં લાવવાનો તેણે દેખાવ કર્યો પહેલાં તો પહેરેગીરોએ તપાસ કરી, પણ પછી વિશ્વાસ બેસી ગયો એટલે ઉપેક્ષા સેવવા માંડી. પહેરેગીરોની ઉપેક્ષાનો લાભ લઈને, શ્રી સુદર્શનને શિબિકામાં નાંખીને, તે પણ્ડિતા તે શિબિકાને રાણી અભયાની પાસે લઈ આવી. શ્રી સુદર્શનને

કાયોત્સર્ગ સ્વીકાર્યો હતો, એટલે એ ગમે તેવો ઉપદ્રવ આવે તો પણ નિશ્ચળ રહેવાના જ લક્ષ્યવાળા હતા અને એથી જ પણ્ડિતાને આમ કરવામાં ફાવટ આવી ગઈ હતી.

શ્રી સુદર્શનને અભયા રાણીની પાસે મૂકીને, પોતે કબૂલેલું કાર્ય પૂરૂં થઈ ગયેલું હોવાના કારણે, પણ્ડિતા ત્યાંથી રવાના થઈ ગઈ. પછી અભયાએ કામકળા અજમાવવા માંડી. જેનું વર્ણન પણ શિષ્ટજનોથી થઈ શકે નહિ, એવી અનેક યુક્તિ–પ્રયુક્તિઓ અભયા રાણીએ અજમાવી; પણ શ્રી સુદર્શન તો કાયોત્સર્ગમાં હતા, એટલે એક મુડદાની જેમ નિશ્ચેષ્ટ જ રહ્યા.

અહીં પણ વિચાર કરવા જેવો છે. શ્રી સુદર્શનની પાસે ભોગ ભીખ માગી રહ્યા છે. તમારી પાસે ભોગ ભીખ માગે છે કે ભોગની પાસે તમે ભીખ માગો છો ? સારાય જગતને પાગલ બનાવી મૂકનાર કામ, અભયા રાણીના રૂપમાં, શ્રી સુદર્શનની પાસે પ્રાર્થના કરી રહ્યો છે. શમ્ભૂ, સ્વયમ્ભૂ અને હરિને દાસ બનાવી દેવાના સામર્થ્યવાળો કામદેવ, શ્રી સુદર્શનની પાસે દીન દાસ બની ગયો છે. ભગવાને કહેલા માર્ગના લક્ષ્યવાળા ભોગી ગૃહસ્થોની પાસે પણ કામ જો આટલો કમતાકાત હોય છે, તો ખુદ ભગવાન અસ્મર હોય એમાં નવાઈ શી છે ? જેના ભક્તો પણ આવા કામવિજેતા હોય, તે ભગવાન પોતે કામરહિત હોય, એ તો આપોઆપ સિદ્ધ થઈ જાય છે. શ્રી સુદર્શનનું લક્ષ્ય જો એક માત્ર ભગવાને કહેલા ધર્મ તરફ ન હોય, મોક્ષસુખ તરફ ન હોય, મોક્ષની સાધના તરફ ન હોય, તો આ સંયોગો કાંઈ જેવા–તેવા નથી. ભોગની

પ્રાર્થના કરનાર, યુક્તિ–પ્રયુક્તિથી મનાવવા મથનાર, દીનતા દાખવનાર, આમની અનિચ્છા છતાં આપમેળે અંગસમર્પણ કરનાર કોઈ સામાન્ય સ્ત્રી નથી, પણ રાણી પોતે જ છે! એકાન્ત છે અને રાત્રિનો સમય છે. રાણી રીઝે તો ઘણો ફાયદો થવાનો સંભવ છે અને ખીજે તો ખૂન થવાનો સંભવ પણ છે. આટલું છતાંય, શ્રી સુદર્શન તો પોતાના કાયોત્સર્ગમાં જ સુસ્થિર રહે છે.

જ્યારે અભયા રાણીનું પોતે પ્રીતિ બતાવવાથી કાંઈ સર્યું નહિ, એટલે તેણીએ ભીતિ બતાવવા માંડી; પણ પ્રીતિની જેમ ભીતિ પણ નિષ્ફળ જ નીવડી.

હવે રાણીને ભય લાગ્યો. સાપે છછુંદર ગળ્યા જેવી રાણીની હાલત થઈ હતી. શ્રી સુદર્શનને ત્યાં પણ રાખી શકાય નહિ અને પાછા મોકલી દે તો આબરૂ જવાની બીક. શ્રી સુદર્શન પ્રત્યે રાણીને ખૂબ ખૂબ ગુસ્સો આવી ગયો. રાણી વિકરાળ બની ગઈ. પોતાનું પાપ શ્રી સુદર્શનને શિરે નાંખી દેવાનો નિર્ણય રાણીએ કરી લીધો. પોતાના હાથે જ પોતાનાં વસ્ત્રોને રાણીએ ફાડી નાંખ્યાં. પોતાના શરીરે તેણીએ પોતાના નખોથી જ વલુરા ભર્યા. આવેશમાં ને આવેશમાં શ્રી સુદર્શનને રાણીએ કહ્યું કે–'હવે તું જો, કે મને તરછોડવાનું ફળ તને કેવું મળે છે!' અને એમ કહીને રાણીએ રાડો પાડવા માંડી : 'દોડો, દોડો; કોઈ બચાવો, બચાવો; આ દુષ્ટ પાપી મારી લાજ લૂંટી રહ્યો છે.'

રાણીની આવા પ્રકારની રાડોને શ્રી સુદર્શને સાંભળી, તે છતાં પણ એ ચલચિત્ત બન્યા નહિ. કામ તો એમને

કાયોત્સર્ગમાંથી ચલિત કરી શક્યો નહિ, પરન્તુ ભય પણ એમને મુઝવી શક્યો નહિ નહિતર આ કેવો વિષમ પ્રસંગ છે ? કારમું કલંક લાગે અને અંતે જીવથી પણ જાય.

રાણીની રાડોને સાંભળીને, મહેલના પહેરેગીરો દોડી આવ્યા શ્રી સુદર્શનને પકડીને એ પહેરેગીરો રાજાને બોલાવી લાવ્યા. રાજા આવીને રાણીને પૂછવાને બદલે શ્રી સુદર્શનને પૂછે છે કે-'શું બન્યું છે, તે કહો !'

રાજાને, રાણી કરતાં પણ શ્રી સુદર્શન ઉપર વધારે વિશ્વાસ છે, એમ આથી જણાઈ આવે છે! પણ શ્રી સુદર્શન કાંઈ જ બોલતા નથી. કેમ ? એક તો કાયોત્સર્ગમાં છે અને બીજી વાત એ પણ છે કે-સાચી હકીકત કહેવાથી રાણીનુ આવી બને તેમ છે. એક જીવના નાશના ભોગે જ પોતે બચી શકે તેમ છે. પોતે નિર્દોષ છે, સર્વ દોષ માત્ર રાણીનો જ છે, છતાં પણ પોતાના નિમિત્તે રાણીની હિંસા થાય તેમ હોવાથી, તેવું નહિ થવા દેવાને માટે, પોતે મૌન રહીને, પોતાના યશનો અને પોતાના જીવિતનો ભોગ આપવાનું શ્રી સુદર્શન પસંદ કરે છે અહિંસક મનોવૃત્તિનો આ કેવો સુન્દર નમુનો છે?

શ્રી સુદર્શન કાંઈ બોલતા નથી, એટલે રાજા પણ શ્રી સુદર્શનને દોષિત માનવાને પ્રેરાય છે. શ્રી સુદર્શનને દોષિત માનવાને પ્રેરાયા પછી તો, રાજાને પણ ઘણો ક્રોધ આવે છે. અત્યાચાર અને તેય પોતાની રાણી ઉપર, એ સામાન્ય ગુન્હો કેમ લાગે ? રાજા પોતાના કર્મચારીઓને હુકમ કરે છે કે-'આને શહેરમા ફેરવીને, આના પાપની પૂરેપૂરી જાહેરાત કરીને, આને શૂલીએ ચઢાવી દો !'

રાજપુરુષો શ્રી સુદર્શનનો ગજણનો ઢેઢફજેતો કરે છે. શ્રી સુદર્શન બધું જ જુએ છે અને સાંભળે છે. છતાં પોતાનાં કર્મોની નિર્જરાને સાધવામાં ધીર અને વીર બનેલા એ મહાપુરુષ, એક હરફ પણ ઉચ્ચારતા નથી.

એમની ધર્મપત્ની મનોરમાને કાને આ વાત જાય છે. એ નિર્ણય કરે છે કે-'મારા સ્વામીમાં આ સંભવે જ નહિ.' તરત જ તે પણ જ્યાં સુધીને માટે પોતાના પતિનો છૂટકારો થાય નહિ, ત્યાં સુધીને માટેના કાયોત્સર્ગનો સ્વીકાર કરે છે.

રાજપુરુષો શ્રી સુદર્શનને નગરમાં ફેરવીને નગર બહાર લઈ ગયા અને શ્રી સુદર્શનને શૂલીએ ચઢાવ્યા. ત્યાં તો શ્રી સુદર્શનના પુણ્યબળે આકર્ષાએલી શાસનદેવીએ શૂલીનું સ્વર્ણમય સિંહાસન બનાવી દીધું.

પૂર્વ ભવોમાં કરેલા અશુભ કર્મના ઉદયથી, શ્રી સુદર્શન જેવા તદ્દન નિર્દોષ અને શીલસંપન્ન પુરૂષની ઉપર પણ આવી આફત આવવા પામી, પરન્તુ એ મહાપુરૂષ વિવેકી હતા, તો તેમણે એ આફતને એવા સમભાવથી વેઠી કે-એથી એ પાપકર્મ ખપી જવા સાથે, બીજાં ઘણાં ઘણાં પાપકર્મોની થોકબંધ નિર્જરાને તેઓ સાધી શક્યા.

આ નિમિત્તે, તેમના વિરાગભાવને ખૂબ જ ઉત્તેજિત કર્યો. તેમનું રાજાએ તો ઘણું બહુમાન કર્યું, પરન્તુ તેમણે તો સંયમનો જ સ્વીકાર કર્યો. એ મહાપુરૂષે એવી સાધના કરી કે-કેવલજ્ઞાનને ઉપાર્જીને આયુષ્યને અંતે એ મુક્તિએ પહોંચ્યા.

તેમની ધર્મપત્ની શ્રીમતી મનોરમા પણ, સંયમને સાધી, કેવલજ્ઞાનને ઉપાર્જી, મોક્ષે પહોંચ્યાં.

**બ્રહ્મચર્યનો મહિમા :**

આ બધો પ્રતાપ કોનો ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો જ, કારણ કે-એ તારકોએ જ 'અસ્મર' બનીને 'અસ્મર' બનવાનો માર્ગ જગતના જીવોને બતાવ્યો છે. સસ્મરોને પણ દુનિયાના અજ્ઞાન જીવો દેવાદિ તરીકે પૂજે છે, માટે ટીકાકાર આચાર્યભગવાને આ 'અસ્મર' વિશેષણ દ્વારા એમ સ્પષ્ટ કર્યું કે-હું જે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તવના કરૂં છું તે સસ્મર નથી, અસ્મર છે. પ્રભુ અસ્મર તો છે જ, પરન્તુ એવા અસ્મર છે કે-બીજાઓને પણ અસ્મર બનાવીને અજરામર પદને પમાડનાર છે. જે કામરહિત ન હોય, કામના કારણથી પણ જે રહિત ન હોય, તે સાચો દેવ નથી અને કામનો જે વિજેતા ન હોય, કામની કામનાથી પણ જે પર ન હોય, તે સાચો ગુરુ નથી. જે દેવ અસ્મર નહિ, તે વસ્તુતઃ દેવ નહિ. સસ્મર દેવ ભક્તોને અસ્મર બનાવી શકે જ નહિ અને અસ્મર બન્યા વિના કદી પણ અવ્યાબાધ સુખના ઉપાયને સેવી શકાય નહિ. અસ્મર એવા ભગવાન શ્રી જિનેશ્વરદેવોના શાસનમાં બ્રહ્મચર્ય ગુણને ઘણું જ મહત્ત્વ અપાએલું છે. બ્રહ્મચર્ય એટલે કામનો મન, વચન અને કાયાથી ત્યાગ; એથી આગળ વધીને કહીએ તો 'ब्रह्मणि-आत्मनि चरणम् ब्रह्मचर्यम्।' એટલે કે-આત્મરમણતા એ જ બ્રહ્મચર્ય છે. આ બ્રહ્મચર્યના ગુણ ગાવા બેસીએ તો પાર ન આવે. કેવલજ્ઞાની ભગવાન પણ બ્રહ્મચર્યના બધા ગુણોને જાણવા છતાંય બ્રહ્મચર્યના બધા ગુણોને વર્ણવી શકે નહિ. કારણ ? કારણ એ જ કે-મોટામાં મોટી ઉંમર પણ સંખ્યાતાં વર્ષોની જ હોઈ શકે

અને વાણી ક્રમસર જ નીકળી શકે; એટલે અનન્તનું પૂર્ણ વર્ણન તો કોઈથી પણ થઈ શકે જ નહિ. બ્રહ્મચર્યનો મહિમા વર્ણવતાં, પરમ ઉપકારી-કલિકાલસર્વજ્ઞ-આચાર્યભગવાન શ્રીમદ્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે-

"प्राणभूतं चरित्रस्य, परब्रह्मैककारणम्।
समाचरन् ब्रह्मचर्यं, पूजितैरपि पूज्यते ॥ १ ॥"

બ્રહ્મચર્યને આચરતે આચરતે આત્મા એવી કોટિએ પહોંચી જાય છે કે-પહેલાં જેમને એ પૂજતો હતો, તેઓથી પણ તે પૂજાવા યોગ્ય બની જાય છે: કારણ કે-બ્રહ્મચર્ય એ સમ્યક્ ચારિત્રનો પ્રાણ છે અને પરબ્રહ્મ એટલે આત્માની જે પરમ શુદ્ધાવસ્થા, તેનું એ કારણ છે. કામના ત્યાગ રૂપ અને આત્મામાં રમણતા રૂપ બ્રહ્મચર્યને સેવનારો આત્મા, ક્રમે કરીને જગત્પૂજ્ય બની જાય, એમાં કોઈ નવાઈ જ નથી. પૂજક મટીને પૂજ્ય બનવાનો ખરો ઉપાય આ જ છે. આવા અપરંપાર ગુણોવાળું બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્ય, એ ગુણગણોનો આરામ છે. એમાં દાહ મૂકનાર સ્મર છે. તે સ્મરને સંહારનાર, આત્મામાંથી તેની જડને પણ ઉખેડીને ફેંકી દેનાર અને જગતના જીવોને સ્મરના સંહારનો માર્ગ ઉપદેશનાર ભગવાન શ્રી જિનેશ્વરદેવો છે.

## ૧૧. ભગવાનની અનીશ તરીકે સ્તવના :

### સર્વ વિઘ્નોનું મૂળ છદ્મસ્થપણું :

પંચમાંગ શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચના કરવાને માટે ઉદ્યુક્ત બનેલા, પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્

અભયદેવસૂરીશ્વરજી મહારાજા, પ્રારંભમાં મંગલનું આચરણ કરી રહ્યા છે. મંગલની આચરણા કરીને તેઓ સંભવિત વિઘ્ન-દળનું વિદારણ કરવાને ઈચ્છે છે. આથી તેઓશ્રી મંગલાચરણને માટે શ્રી જિનસ્તુતિ કરે છે. સર્વ વિઘ્નોને વિદારનાર અને સર્વ દુરિતોને દળનાર શ્રી જિનસ્તુતિ છે. શ્રી જિનસ્તુતિને કરનારો આત્મા, પોતાનાં ચારેય ઘાતી કર્મોને ક્ષીણ કરી નાંખનારો પણ બની શકે છે. સર્વ વિઘ્નોનું મૂળ ચાર ઘાતી કર્મો જ છે. મહાનમાં મહાન વિઘ્નો આ ચાર જ છે. આમ તો હજારો, લાખો અને અનન્તાં વિઘ્નો પણ જુદી જુદી અપેક્ષાએ ગણી શકાય; પરન્તુ આત્માના ગુણોનો ઘાત કરી શકે એવાં સઘળાંય વિઘ્નોનો સમાવેશ ચાર ઘાતી કર્મોમાં થઈ જાય છે; એટલે ખરાં વિઘ્નો તો આ ચાર ઘાતી કર્મો જ છે. આ ચાર વિઘ્નો જો ઠાર થઈ જાય, તો આત્માની ચાર મહા શક્તિઓ પ્રગટી જાય અને સંસારના પારને પામી જવાય. જ્ઞાનાવરણીય કર્મ જ્ઞાનને રોકનારૂં છે, દર્શનાવરણીય કર્મ દર્શન–સામાન્ય જ્ઞાનને રોકનારૂં છે, મોહનીય કર્મ સમ્યગ્દર્શન તથા સમ્યક્ચારિત્રને રોકનારૂં છે અને અંતરાય કર્મ વીર્યોલ્લાસ, દાન, ભોગ, ઉપભોગ અને લાભને રોકનારૂં છે. આ ચાર કર્મોને ઘાતી કર્મો કહેવાય છે, કેમ કે–આ ચાર કર્મો આત્માના સ્વાભાવિક અનંતજ્ઞાનાદિ ગુણો ઉપર એક ભારે ઢાંકણા સમાન છે. જેમ દીપક ગમે તેટલો પ્રકાશવંતો હોય, એનો પ્રકાશ ઘણે દૂર સુધી પહોંચી શકે તેવો હોય, પરન્તુ એના ઉપર જો ગાઢું ઢાંકણ આવી જાય છે, તો એનો પ્રકાશ પ્રસાર પામી શકતો નથી; તેમ આત્મામાં રહેલા

અનન્ત જ્ઞાન રૂપ ગુણને, અનન્ત દર્શન રૂપ ગુણને, અનન્ત ચારિત્ર રૂપ ગુણને અને અનન્ત વીર્ય રૂપ ગુણને પોતપોતાની શક્તિનો પડછો કરાવતાં અટકાવનાર આ ચાર ઘાતી કર્મો છે. જ્ઞાનાવરણીય આદિ ચાર કર્મોને જેમ 'ઘાતી' તરીકે ઓળખાવાય છે, તેમ 'છદ્મ' તરીકે પણ ઓળખાવાય છે. છદ્મ એટલે ઢાંકણું. આથી જ જે જીવો કેવલજ્ઞાનને પામ્યા નથી હોતા, તે જીવોને છદ્મસ્થ તરીકે ઓળખાવાય છે. સ્વભાવે અનન્તજ્ઞાની એવા પણ આત્માને 'છદ્મસ્થ' જેવા વિશેષણને યોગ્ય બનાવનાર, જ્ઞાનાવરણીયાદિ ચાર કર્મો છે. આત્મા સ્વભાવે છદ્મસ્થ નથી; સ્વભાવે આત્મા છદ્મસ્થ બને એવો પણ નથી; પણ અનાદિકાળથી આત્મા છદ્મસ્થ અવસ્થામાં છે. છદ્મસ્થપણું જ્યાં સુધી બહુ જ જોરદાર હોય છે, ત્યાં સુધી તો, છદ્મસ્થ આત્માને 'પોતે છદ્મસ્થ અવસ્થામાં છે' --એનું પણ ભાન થતું નથી. મોહનીય કર્મના મિથ્યાત્વ-મોહનીય અને ચારિત્રમોહનીય એવા બે પ્રકારો છે. એ બે પ્રકારોમાંથી જ્યારે મિથ્યાત્વમોહનીય કર્મ ઉપશમાદિભાવને -મન્દતાને પામે છે, ત્યારે તો છદ્મસ્થ જીવને 'પોતે કોણ છે અને પોતે કેવો છદ્મસ્થ છે'--એનો કાંઈક પણ યોગ્ય ખ્યાલ આવે છે. જીવનું છદ્મસ્થપણું, એ જ જીવના ભવભ્રમણનું કારણ છે. જે જીવ છદ્મસ્થપણાથી છૂટ્યો, તે જીવ તે જ ભવમાં ભવથી પણ છૂટી જ જાય. છદ્મસ્થપણું, એ આત્માના અનંતજ્ઞાનાદિ ગુણોને આવરનાર હોવાથી, જીવને સંસારમાં ભમવું પડે છે. અને એથી સઘળાંય વિઘ્નોનું મૂળ છદ્મસ્થપણું જ છે એમ કહી શકાય.

'મોહનીય કર્મ લ્હેર કરાવે' એવું તો–

**–મોહનીય કર્મના જોરથી મરેલો હોય તે કહે!**

ઘાત, વિઘાત, વિઘ્ન–આ તમામ પર્યાયો છે; અર્થાત્–એક જ અર્થવાળા શબ્દો છે. આથી જેનામાં ખરેખરું સર્વ વિઘ્નોના વિદારણનું સામર્થ્ય હોય, તેનામાં ઘાતી કર્મોને ક્ષીણ કરવાનું સામર્થ્ય પણ હોય જ. શ્રી જિનસ્તુતિમાં એ સામર્થ્ય છે. આત્માના અનન્ત જ્ઞાનગુણને રોકનારા જ્ઞાનાવરણીય કર્મનો, સામાન્ય જ્ઞાનને રોકનારા દર્શનાવરણીય કર્મનો, આત્માના સાચા આનંદને રોકનારા મોહનીય કર્મનો અને આત્માના અનન્ત વીર્યાદિને રોકનારા અંતરાય કર્મનો–એ ચારેય ઘાતી કર્મોનો ઘાત, શ્રી જિનસ્તુતિથી થઈ શકે છે.

**પ્રશ્ન૦** મોહનીય કર્મ તો લ્હેર કરાવે ને?

મોહનીય કર્મમાં લ્હેર કરાવવાની નહિ, પણ લ્હેરને લૂંટી લેવાની તાકાત છે. મોહનીય કર્મ તો આત્માને મુઝવનારું કર્મ છે. મોહનીય કર્મ ક્ષીણ થયા વિના, જ્ઞાનાવરણીયાદિ કર્મો ક્ષીણ થઈ શકતાં જ નથી. મોહનીય કર્મનું વિઘ્ન તો બધાંય કર્મોનાં વિઘ્નોને ટપી જાય એવું છે. મોહનીય કર્મના એક વિભાગ રૂપ મિથ્યાત્વમોહનીય કર્મ જ્યાં સુધી જોરદાર હોય છે, ત્યાં સુધી તો આત્માને પોતાના આત્મત્વનું ભાન પણ થતું નથી; એનામાં આત્માને ઉદ્દેશીને, એટલે કે–આત્માના કલ્યાણના હેતુથી કાંઈ પણ કરવાની વૃત્તિ જ પેદા થઇ શકતી નથી. નાશવંત સુખનાં નાશવંત અને વ્યભિચારી સાધનોની સાધનામાં જ, એ સુખ માન્યા કરે છે.

**પ્રશ્ન૦** વ્યભિચારી કેમ?

એ સાધનો સુખ આપે જ અથવા તો સુખ જ આપે એવો નિયમ નહિ. એ સાધનોને સેવવા છતાં પણ સુખ ન જ મળે એમેય બને અને એ સાધનોને સેવતાં દુઃખ મળે એમેય બને એટલે એવા સાધનોને વ્યભિચારી સાધનો કહેવાય.

મિથ્યાત્વમોહનીય કર્મનો ક્ષયોપશમાદિ થવાના યોગે આત્મામાં સમ્યગ્દર્શન ગુણ પ્રગટે. એથી આત્માને આત્મસ્વરૂપનું સાચું ભાન થાય આત્મસ્વરૂપને પ્રગટાવવાના સાચા ઉપાયની રુચિ જન્મે. પણ એ ઉપાયને આચરવામાં વિઘ્ન કરનાર, એ ઉપાયને આચરતાં અટકાવનાર ચારિત્રમોહનીય કર્મ છે. ચારિત્રમોહનીય કર્મ જેટલે જેટલે અંશે દબાય, તેટલે તેટલે અંશે જ સમ્યગ્દૃષ્ટિ આત્મા આત્મસ્વરૂપને પ્રગટાવવાના ઉપાય રૂપ સમ્યક્ ચારિત્રને આચરી શકે. આવા મોહનીય કર્મને લ્હેર કરાવનાર કહી શકાય ખરું ? પહેલાં આત્માને પોતાના સ્વરૂપનું ભાન થવામાં વિઘ્ન કરે અને તે પછીથીય આત્માના સ્વરૂપને પ્રગટાવવાના ઉપાયને સેવવામાં વિઘ્ન કરે, એવા મોહનીય કર્મને લ્હેર કરાવનાર કર્મ માનનારો તો મોહનીય કર્મના જોરથી મરેલો છે, એમ કહેવું પડે ! મોહનીય કર્મના ઉદયથી ભોગાદિકની લાલસા થાય, પણ એ લાલસાય ફળે ક્યારે ? ભોગાન્તરાય આદિ અન્તરાય કર્મ જોરદાર હોય તો ભોગસામગ્રી મળે નહિ અને ભોગસામગ્રી મળે તો ભોગ ભોગવવા જોગી શારીરિક સ્થિતિ આદિ ન હોય. મોહનીય કર્મનો ઉદય ન હોય, તો ભોગ ભોગવવાની ઈચ્છા પણ થાય નહિ કામસુખને ભોગવનારો મોહનીય કર્મના ઉદયવાળો જ હોય-એ સાચું, પરન્તુ મોહનીય કર્મના ઉદયવાળો કામ-

સુખને ભોગવનારો જ હોય, એ સાચું નહિ. સંસારમાં કયા જીવોને મોહનીય કર્મનો ઉદય નથી ? લગભગ બધા જીવોને મોહનીય કર્મનો ઉદય વર્તે છે. તો શું બધા ભોગસુખને ભોગવે છે ? નહિ જ. ભોગસુખને ભોગવી શકનારા તો બહુ જ થોડા છે. મોટો ભાગ તો ભોગસુખની લાલસામાં ને લાલસામાં જ રીબાઈ મરે છે. દાનમાં, ભોગમાં, ઉપભોગ આદિમાં અન્તરાય કરનાર અંતરાય કર્મ છે.

**વિઘ્નવિદારક શ્રી જિનસ્તુતિ :**

મોટામાં મોટાં વિઘ્નો તો આ ચાર ઘાતી કર્મો છે. જ્ઞાનગુણને પ્રકાશિત થવામાં વિઘ્ન કરનારાં સઘળાંય વિઘ્નોનો સમાવેશ જ્ઞાનાવરણીય કર્મમાં થાય છે; દર્શન એટલે સામાન્ય બોધ, અર્થાત્-'આ કે આમાં કાંઇક છે' ઇત્યાદિ પ્રકારનો સામાન્ય બોધ થવામાં એટલે મુખ્યપણે સામાન્ય બોધ થવામાં વિઘ્ન કરનારાં સઘળાંય વિઘ્નોનો સમાવેશ દર્શનાવરણીય કર્મમાં થાય છે; આત્માને પોતાની પિછાન થવામાં તથા આત્માને પોતાના સ્વરૂપને પ્રગટાવવાને માટે સાચા ઉપાયને આચરવામાં વિઘ્ન કરનારાં સઘળાંય વિઘ્નોનો સમાવેશ મોહનીય કર્મમાં થાય છે; અને દાનાદિકમાં વિઘ્ન કરનારાં સઘળાંય વિઘ્નોનો સમાવેશ અન્તરાય કર્મમાં થાય છે. આ ચારમાં જે વિઘ્નોનો સમાવેશ ન થાય, એવું વિઘ્ન કયું છે ? સામાન્ય વિઘ્નો, આત્માના સ્વભાવને રોકી શકવાને અસમર્થ વિઘ્નોની વાત જુદી છે; બાકી તો સઘળાંય વિઘ્નોનો સમાવેશ આ ચાર મહા વિઘ્નો રૂપ ઘાતી કર્મોમાં જ થઈ જાય

છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ પોતાનાં એ ચાર ઘાતી કર્મોને સર્વથા ક્ષીણ કરી નાંખ્યાં છે, એટલે એ તારકોની સ્તુતિ, એ ચાર મહા વિઘ્નોના ક્ષય રૂપ ફળને આપનારી પણ નીવડી શકે છે. જે શ્રી જિનસ્તુતિમાં આવું અદ્ભુત સામર્થ્ય છે, તે શ્રી જિનસ્તુતિ અન્યાન્ય સામાન્ય વિઘ્નોનું વિદારણ કરનારી નીવડે, એમાં તો આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ. આથી ટીકાકાર આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચનાનો આરંભ કરતાં, વિઘ્નોનું વિદારણ આદિ અનેકવિધ હેતુઓથી મંગલની આચરણા કરી રહ્યા છે અને મંગલની આચરણાને માટે તેઓશ્રી શ્રી જિનસ્તુતિ કરી રહ્યા છે. આ શ્રી જિનસ્તુતિમાં ટીકાકાર આચાર્યભગવાને ભગવાન શ્રી જિનેશ્વરદેવોને પંદર વિશેષણોથી સ્તવ્યા છે. એ પંદર વિશેષણો પકી સર્વજ્ઞ, ઇશ્વર, અનન્ત, અસંગ, અગ્ર્ય, સાર્વીય અને છેલ્લે છેલ્લે અસ્મર વિશેષણ–એ વિશેષણો વિષે આપણે અત્યાર સુધીમાં કાંઇક વિચાર કરી આવ્યા.

**શ્રોતાને શ્રદ્ધાળુ બનાવવાની વક્તાની ફરજ :**

સૂત્રને વાંચવા બેઠા પછીથી, ઘણા દિવસો આમ ભગવાનનાં વિશેષણોને અંગેના વર્ણનમાં જાય, એ એક પ્રકારનું વક્તાનું અસમ્બદ્ધ વક્તવ્ય છે, એવું જો કોઈ કહે, તો તે ખોટું છે. આ વક્તવ્ય અસમ્બદ્ધ નથી, પરન્તુ સુસમ્બદ્ધ છે. જે સૂત્રને વાંચવાનું હોય, તે સૂત્રમાં કહેવાએલા પદાર્થો અને તેના સ્વરૂપ ઉપર, શ્રોતાઓને શ્રદ્ધાવાળા બનાવવા, એ તો

વક્તાની અનેક ફરજોમાંની એક મુખ્ય ફરજ છે. સૂત્રમાં કહેવાએલી વાતને વિસ્તીર્ણ કરીને, શ્રોતાઓને બુદ્ધિગમ્ય બનાવવી–એ જેમ વક્તાની અનિવાર્ય ફરજ છે, તેમ સૂત્રમાં કહેવાએલી પ્રત્યેક વાતને વિષે શ્રોતાઓને શ્રદ્ધાળુ બનાવવા –એ પણ વક્તાની અનિવાર્ય ફરજ છે. સમજનું સાચું પરિણામ શ્રદ્ધા વિના આવી શકતું જ નથી. શ્રદ્ધા જન્મે તો જ સમજ આચરણમાં પરિણમે. શ્રદ્ધા વિનાની સમજ આત્માને સ્પર્શનારી નીવડે નહિ. આથી તમને પહેલાં શ્રદ્ધાળુ બનાવીને, પછી જ તમને સૂત્ર સંભળાવવું જોઈએ. શ્રદ્ધાના યોગે સૂત્રનું શ્રવણ બહુમાનપૂર્વક, પ્રેમપૂર્વક થાય; એટલું જ નહિ, પણ સૂત્રના તાત્પર્યાર્થને પામવામા પણ શ્રદ્ધા ઘણી સહાયક નીવડે. મતિની મન્દતાથી સૂત્રાર્થનો ઝટ ખ્યાલ ન આવે, તો પણ શ્રદ્ધાળુને સૂત્રાથ ને સમજવાનો જ પ્રયત્ન કરવાનું મન થાય, પણ 'આ વાત તો બરાબર લાગતી નથી' એવો વિચાર સરખોય ઉદ્ભવે નહિ. આ હેતુથી, તમને શ્રદ્ધાળુ બનાવવાનો જ પ્રયત્ન ચાલી રહ્યો છે શ્રોતાઓને શ્રદ્ધાળુ બનાવવાને માટે શું કરવું જોઈએ? સૂત્રમાં જેમનાં વચનોનું નિરુપણ હોય, તેમના પ્રત્યે શ્રોતાઓના હૈયામાં એવો ભાવ પેદા કરવો જોઈએ કે–'આ જે કાંઈ કહે તે સાચું જ કહે અને હિતકર જ કહે.' આ શ્રી ભગવતીજી સૂત્રમા કોના વચનોનું નિરુપણ કરાએલું છે? પાચમા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજી તો આ સૂત્રના પ્રણેતા છે, પરંતુ એ ગણધરભગવાને આ સૂત્રમાં નિરુપણ તો ભગવાન શ્રી મહાવીર પરમાત્માનાં વચનોનું જ કર્યું છે ને? ભગવાન શ્રી મહાવીર પરમાત્મા

છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ પોતાનાં એ ચાર ઘાતી કર્મોને સર્વથા ક્ષીણ કરી નાંખ્યાં છે, એટલે એ તારકોની સ્તુતિ, એ ચાર મહા વિઘ્નોના ક્ષય રૂપ ફળને આપનારી પણ નીવડી શકે છે. જે શ્રી જિનસ્તુતિમાં આવું અદ્ભુત સામર્થ્ય છે, તે શ્રી જિનસ્તુતિ અન્યાન્ય સામાન્ય વિઘ્નોનું વિદારણ કરનારી નીવડે, એમાં તો આશ્ચર્ય પામવા જેવું કાંઈ છે જ નહિ. આથી ટીકાકાર આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચનાનો આરંભ કરતાં, વિઘ્નોનું વિદારણ આદિ અનેકવિધ હેતુઓથી મંગલની આચરણા કરી રહ્યા છે અને મંગલની આચરણાને માટે તેઓશ્રી શ્રી જિનસ્તુતિ કરી રહ્યા છે. આ શ્રી જિનસ્તુતિમાં ટીકાકાર આચાર્યભગવાને ભગવાન શ્રી જિનેશ્વરદેવોને પંદર વિશેષણોથી સ્તવ્યા છે. એ પંદર વિશેષણો પકી સર્વજ્ઞ, ઈશ્વર, અનન્ત, અસંગ, અગ્ર્ય, સાર્વીય અને છેલ્લે છેલ્લે અસ્મર વિશેષણ–એ વિશેષણો વિષે આપણે અત્યાર સુધીમાં કાંઇક વિચાર કરી આવ્યા.

**શ્રોતાને શ્રદ્ધાળુ બનાવવાની વક્તાની ફરજ :**

સૂત્રને વાંચવા બેઠા પછીથી, ઘણા દિવસો આમ ભગવાનનાં વિશેષણોને અંગેના વર્ણનમાં જાય, એ એક પ્રકારનું વક્તાનું અસમ્બદ્ધ વક્તવ્ય છે, એવું જો કોઈ કહે, તો તે ખોટું છે. આ વક્તવ્ય અસમ્બદ્ધ નથી, પરન્તુ સુસમ્બદ્ધ છે. જે સૂત્રને વાંચવાનું હોય, તે સૂત્રમાં કહેવાએલા પદાર્થો અને તેના સ્વરૂપ ઉપર, શ્રોતાઓને શ્રદ્ધાવાળા બનાવવા, એ તો

વક્તાની અનેક ફરજોમાંની એક મુખ્ય ફરજ છે. સૂત્રમાં કહેવાએલી વાતને વિસ્તીર્ણ કરીને, શ્રોતાઓને બુદ્ધિગમ્ય બનાવવી–એ જેમ વક્તાની અનિવાર્ય ફરજ છે; તેમ સૂત્રમાં કહેવાએલી પ્રત્યેક વાતને વિષે શ્રોતાઓને શ્રદ્ધાળુ બનાવવા –એ પણ વક્તાની અનિવાર્ય ફરજ છે. સમજનું સાચું પરિણામ શ્રદ્ધા વિના આવી શકતું જ નથી. શ્રદ્ધા જન્મે તો જ સમજ આચરણમાં પરિણમે. શ્રદ્ધા વિનાની સમજ આત્માને સ્પર્શનારી નીવડે નહિ. આથી તમને પહેલાં શ્રદ્ધાળુ બનાવીને, પછી જ તમને સૂત્ર સંભળાવવું જોઈએ. શ્રદ્ધાના યોગે સૂત્રનું શ્રવણ બહુમાનપૂર્વક, પ્રેમપૂર્વક થાય; એટલું જ નહિ, પણ સૂત્રના તાત્પર્યાર્થને પામવામાં પણ શ્રદ્ધા ઘણી સહાયક નીવડે. મતિની મન્દતાથી સૂત્રાર્થનો ઝટ ખ્યાલ ન આવે, તો પણ શ્રદ્ધાળુને સૂત્રાથ ને સમજવાનો જ પ્રયત્ન કરવાનું મન થાય, પણ 'આ વાત તો બરાબર લાગતી નથી' એવો વિચાર સરખોય ઉદ્ભવે નહિ. આ હેતુથી, તમને શ્રદ્ધાળુ બનાવવાનો જ પ્રયત્ન ચાલી રહ્યો છે. શ્રોતાઓને શ્રદ્ધાળુ બનાવવાને માટે શું કરવું જોઈએ? સૂત્રમાં જેમનાં વચનોનું નિરુપણ હોય, તેમના પ્રત્યે શ્રોતાઓના હૈયામાં એવો ભાવ પેદા કરવો જોઈએ કે–'આ જે કાંઈ કહે તે સાચું જ કહે અને હિતકર જ કહે.' આ શ્રી ભગવતીજી સૂત્રમાં કોનાં વચનોનું નિરુપણ કરાએલું છે? પાંચમા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજી તો આ સૂત્રના પ્રણેતા છે, પરંતુ એ ગણધરભગવાને આ સૂત્રમાં નિરુપણ તો ભગવાન શ્રી મહાવીર પરમાત્માનાં વચનોનું જ કર્યું છે ને? ભગવાન શ્રી મહાવીર પરમાત્મા

કેવા હતા? અન્ય ભગવાન શ્રી જિનેશ્વરદેવોના જેવા જ. અનન્તાય ભગવાન શ્રી જિનેશ્વરદેવોની પ્રરૂપણામાં કદી પણ પરસ્પર અર્થભેદ થાય જ નહિ; કારણ કે-જે જ્ઞાનાદિના યોગે પ્રરૂપણા થાય છે, તે જ્ઞાનાદિમાં એ તારકોની અંદર કાંઈ પણ તારતમ્ય હોતું નથી. આથી, ભગવાન શ્રી જિનેશ્વરદેવો પ્રત્યે જેનામાં શ્રદ્ધા જન્મે, તેનામાં ભગવાન શ્રી મહાવીર પરમાત્મા વિષે પણ અવશ્ય શ્રદ્ધા જન્મે. જો કે-ટીકાકાર આચાર્યભગવાને પહેલા શ્લોક દ્વારા સઘળાય ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સ્તવ્યા પછીથી, બીજા શ્લોકમાં ભગવાન શ્રી મહાવીર પરમાત્મા આદિની એ તારકોના નામોલ્લેખ પૂર્વક સ્તવના કરી છે અને એ અવસરે અનુકૂળતા હશે, તો આપણે ભગવાન શ્રી મહાવીર પરમાત્માના જીવનચરિત્રમાં પણ થોડાક દૃષ્ટિપાત કરી લઈશું; પરન્તુ અત્યાર સુધીમાં ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અંગે જે વર્ણન થયું છે અને હવે પછીથી જે વર્ણન થશે, તે ભગવાન શ્રી મહાવીર પરમાત્માને અંગે પણ બંધબેસતું જ છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવો કેવા સર્વોત્તમ કોટિના હોય છે અને એ તારકોએ ઉપદેશેલો માર્ગ પણ કેવો સર્વોત્તમ કોટિનો છે-એ વાત જેટલે અંશે તમને સમજાય તેમજ જેટલે અંશે તમે ભગવાને કહેલા માર્ગના મર્મથી સુજ્ઞાત બનો, તેટલે અંશે તમને આ સૂત્રના શ્રવણથી લાભ થવાનો હોવાથી, આપણે ભગવાનનાં વિશેષણો અંગેના વર્ણનમાં આટલા બધા દિવસો પસાર કર્યા છે. આવા હેતુથી, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના સ્વરૂપ આદિના સંબંધમાં તમારી પાસે મૂકવા જેવી વાતો, ઘણે ખરે અંશે

મૂકાઈ ગઈ છે અને એથી જ આગળનાં વિશેષણોના રહસ્યને સમજતાં તમને વાર લાગવાની નથી. આ કારણે, હવે આપણે આગળનાં વિશેષણોને અંગે વિશેષ વિસ્તારને કર્યા વિના, આગળનાં વિશેષણો દ્વારા ટીકાકાર આચાર્યભગવાન શું શું સૂચન કરે છે, તે જ જોઈ લેવાને ઈચ્છીએ છીએ.

**કયો અર્થ સમર્થ છે-એ જોવું જોઇએ :**

ટીકાકાર આચાર્યભગવાન, ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'અસ્મર' તરીકે સ્તવ્યા પછીથી 'અનીશ' તરીકે સ્તવે છે. અહીં અનીશ એવું આઠમું વિશેષણ છે. અનીશ શબ્દનો અર્થ '**न ईश- अनीशः**' એવો પણ થઈ શકે અને '**नास्ति ईशः यस्य सः अनीशः**' એવો અર્થ પણ અનીશ શબ્દનો થઈ શકે. જે પોતે ઈશ ન હોય તેને પણ અનીશ કહેવાય અને જેનો કોઈ ઈશ ન હોય તેને પણ અનીશ કહી શકાય. આમાંથી કયા અર્થમાં ટીકાકાર આચાર્યભગવાને અહીં અનીશ શબ્દનો પ્રયોગ કર્યો છે, એ વિચારવું જોઈએ ને? આવા શબ્દપ્રયોગો અણસમજુને ગુંચવાડો ઉભો કરનારા લાગે, ત્યારે સમજુને આવા શબ્દપ્રયોગો વાંચીને આનંદ ઉપજે. સમાસથી ગ્રાહ્ય થતા અર્થોમાં કયો અર્થ સમર્થ છે, કયો અર્થ બંધબેસતો આવે છે, એ ખાસ જોવું જોઈએ.

**કામધેનુનો અર્થ :**

જેમ કે-કામધેનુ શબ્દ છે. કામધેનુ શબ્દ બે શબ્દોના સમાસથી બનેલો છે, એટલે પણ એ શબ્દના અનેક અર્થો થઈ શકે. કામધેનુ એટલે 'કામદેવની ગાય' એવો અર્થ પણ થઈ

શકે અને કામ એટલે ઇચ્છા, તેને પૂર્ણ કરનારી જે ધેનુ એટલે ગાય, અર્થાત્-'મનોભિલાષાઓને પૂર્ણ કરનારી ગાય' -એવો અર્થ પણ થઈ શકે. આવા વખતે જોવું જોઈએ કે-કેવો અર્થ કરવાથી, કામધેનુ શબ્દના વાચકનો આશય સ્પષ્ટ થઈ શકે. કામદેવની ગાય હોય ખરી? ન જ હોય; અને મનઃકામનાઓને પૂર્ણ કરનારી ગાય જરૂર હોઈ શકે; માટે કામધેનુ શબ્દનો અર્થ 'મનઃકામનાઓને પૂર્ણ કરનારી ગાય.' એવો જ કરવો જોઈએ.

**સંઘપતિ શ્રી વસ્તુપાલ :**

કામધેનુ શબ્દમાં તો આવો જ અર્થ બંધબેસતો થાય છે, પરન્તુ કેટલાક શબ્દો એવાય હોય છે કે-એના અનેક અર્થો બંધબેસતા થઈ શકે. અર્થનો જાણકાર હોય, તે જે શબ્દથી માલિક નારાજ થયો હોય, તે જ શબ્દનો અન્ય અર્થ કહીને તે જ શબ્દથી માલિકને રાજી કરી શકે. શ્રી વસ્તુપાલના સંબંધમાં એવો એક પ્રસંગ બન્યાનું કહેવાય છે. શ્રી વસ્તુપાલ એક વાર સંઘ લઈને નીકળ્યા છે. સંઘ લઈને નીકળેલા તેમને, તેમનો એક સ્તુતિકાર, સંઘપતિ તરીકે સ્તવે છે. સ્તુતિકારે શ્રી વસ્તુપાલને 'સંઘપતિ' કહ્યા, એથી શ્રી વસ્તુપાલને માઠું લાગ્યું. સંઘ કાઢનાર પોતે છે, પછી કોઈ સંઘપતિ કહે, તેમાં માઠું શાનું લાગે? તમને કોઈ સંઘપતિ કહે, તો એથી તમને માઠું લાગે કે પછી એનું બોલવું મીઠું લાગે? તમારા અછતા ગુણો, તમારામાં ન હોય તેવા ગુણો તમારામાં છે એવું કોઈ બોલે, તો એવું

બોલનારો તમને શઠ નથી લાગતો, શાન વગરનો નથી લાગતો, પણ શાણો લાગે છે અને માટે જ તમે ગુણોમાં કાણા જેવી દશા ભોગવો છો. પેલાએ શ્રી વસ્તુપાલના કાંઈ અછતા ગુણો ગાયા નહોતા. શ્રી વસ્તુપાલે સંઘ કાઢયો હતો. સંઘમાં આવેલા સૌની શ્રી વસ્તુપાલ દરેક પ્રકારની ખબર અંતર લેતા હતા. કોઈનેય તકલીફ પડે નહિ અને સૌ સુખ રૂપ રહે, એ માટેની સઘળીય સગવડ શ્રી વસ્તુપાલે કરી હતી. બધો ખર્ચો શ્રી વસ્તુપાલનો હતો. આથી તેમને સ્તુતિકાર સંઘપતિ તરીકે સ્તવે, તો તેમાં ખોટું શું છે? પરન્તુ શ્રી વસ્તુપાલને જુદો જ વિચાર આવે છે. 'સંઘપતિ હું શાનો ? શ્રીસંઘ તો પચીસમા તીર્થંકરની ઉપમાને પામનારો છે. શ્રીસંઘનો તો હું દાસ જ છું. સંઘનો પતિ હું નહિ.' આવા વિચારથી શ્રી વસ્તુપાલને માઠું લાગે છે. શ્રી વસ્તુપાલ પ્રભુશાસનના પરમ આરાધક છે, પરમ વિવેકી છે, પરમ નમ્ર છે, માટે તેમને પોતાને માટેનું 'સંઘપતિ' વિશેષણ પણ મીઠું લાગવાને બદલે માઠું લાગે છે. મંત્રીશ્વર શ્રી વસ્તુપાલના ભાવને સ્તુતિકાર સમજી જાય છે. એ કહે છે કે-'સંઘ છે પતિ જેમનો એવા શ્રી સંઘપતિ વસ્તુપાલ જયવંતા વર્તો!' શબ્દ તો એનો એ જ રહ્યો, પણ અર્થ કેવો ફેરવી નાંખ્યો ? શ્રી વસ્તુપાલ તત્પુરૂષ સમાસથી અર્થ કરતા હતા, એટલે એમને માઠું લાગ્યું; પણ સ્તુતિકારે એ જ શબ્દનો બહુવ્રીહી સમાસ દ્વારા અર્થ કરી બતાવ્યો, એટલે એ જ શબ્દ શ્રી વસ્તુપાલને મીઠો લાગ્યો. સંઘપતિ શબ્દનો અર્થ 'સંઘના પતિ' એવો કરીએ, તો તે તત્પુરૂષ સમાસ દ્વારા

અર્થ કર્યો એમ કહેવાય અને 'સંઘ છે પતિ જેમનો એવા' એવો અર્થ કરીએ, તો તે બહુવ્રીહી સમાસ દ્વારા અર્થ કર્યો એમ કહેવાય. સમાસ ફરવાથી અર્થ ફર્યો અને અર્થ ફરવાથી માઠો લાગતો શબ્દ જ મીઠો લાગ્યો.

**અનીશનો અર્થ :**

અહીં તો આપણે અનીશ શબ્દના અર્થનો પ્રસંગ છે. તત્પુરૂષ સમાસ દ્વારા અનીશ શબ્દનો અર્થ કરીએ, તો અનીશ કહેવાથી ભગવાન ઈશ નથી એવો અર્થ થાય; અને બહુવ્રીહી સમાસ દ્વારા અનીશ શબ્દનો અર્થ કરીએ, તો અનીશ કહેવાથી ભગવાનનો કોઈ ઈશ નથી એવો અર્થ થાય. ભગવાન શ્રી જિનેશ્વરદેવો ઈશ છે, એ તો સુનિશ્ચિત બીના છે; આપણે પણ એ તારકોને ઈશ જ માનીએ છીએ; એટલે 'ભગવાન ઈશ નથી'–એ અર્થ બંધબેસતો થતો નથી. ત્યારે 'ભગવાનનો કોઇ ઈશ નથી'–એ અર્થ બંધબેસતો થાય છે કે નહિ, એ વિચારો. ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો કોઈ ઈશ જ નથી હોતો, એ વાત તમે જાણો છો ખરા? 'ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો ઈશ તો હોય છે, પરન્તુ ભગવાન શ્રી જિનેશ્વરદેવો ઈશને ઈશ માનતા નથી.'–આવું નથી જ. ભગવાન શ્રી જિનેશ્વરદેવો એવા હોય છે કે–એમનો કોઈ ઈશ હોઈ શકે જ નહિ એ તારકોના ઈશ બનવાની લાયકાત કોઇ જીવમાં સંભવિત જ નથી. કોઈ કહેશે કે–'શ્રી સિદ્ધ ભગવાનો એ ભગવાનના ઈશ નહિ?' તો કહેવું કે–ના, કારણ કે–શ્રી સિદ્ધપદ, એ પણ શ્રી અરિહંતપદનું જ ફળ છે.

સંસારી જીવ સિદ્ધ બન્યો, તે પ્રતાપ કોનો? ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો! જો ભગવાન શ્રી જિનેશ્વરદેવો ન હોત, તો શ્રી સિદ્ધો હોત જ નહિ. આમ શ્રી સિદ્ધભગવાનો તો શ્રી જિનેશ્વરદેવોના ઈશ નથી, ત્યારે સંસારમાં કોઈ જીવ એવો છે, કે જે એમનો ઈશ ગણાઇ શકે? સંસારમાં ઉંચામાં ઉંચા જીવો શ્રી કેવલિભગવંતો. અનન્તજ્ઞાનાદિ ગુણોની અપેક્ષાએ ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓનીસાથે એમની સમાનતા ખરી, પણ કશી જ અધિકતા તો નહિ જ. વળી અન્ય કેવલિભગવંતો કેવલજ્ઞાનને પામ્યા, તેમાંય પ્રતાપ ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો જ છે, કારણ કે–એ તારકોએ જો કેવલજ્ઞાનને પ્રગટ કરવાનો ઉપાય ન બતાવ્યો હોત, તો શ્રી કેવલિભગવંતો કેવલજ્ઞાની બનત જ શી રીતિએ? આથી તો, કેવલિભગવંતો પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની પર્ષદામાં બેસે છે વળી ભગવાન શ્રી જિનેશ્વરદેવો પોતાની અનન્તજ્ઞાનાદિ રૂપ સંપદાને કોઈના પણ આલંબને પ્રગટ કરતા નથી. એ તો એ તારકોની સ્વાયત્ત સંપદા હોય છે એ તારકો જ્યારે દીક્ષા ગ્રહણ કરે છે, ત્યારે એ તારકો સર્વ સાવદ્ય યોગોના પચ્ચખ્ખાણનું સૂત્ર ઉચ્ચરે છે ખરા, પણ તેમા ' भंते ' પદ નથી બોલતા. બીજા સાધુ થાય તો એમ બોલે કે–" करेमि भंते सामाइय, सव्वं सावज्जं जोगं पच्चक्खामि।" જ્યારે ભગવાન શ્રી જિનેશ્વરદેવો સંયમને ગ્રહણ કરતાં એમ બોલે કે–" करेमि सामाइयं सव्वं सावज्जं जोगं पच्चक्खामि।" એ તારકો કોઈનીય સાક્ષીએ પચ્ચખ્ખાણ કરતા નથી, પરન્તુ આત્મસાક્ષીએ જ પચ્ચખ્ખાણ કરે છે. એ પુણ્યપુરુષો સંયમ-

માર્ગનું પાલન પણ આત્મસાક્ષીએ જ કરે છે અને તે કોઈના બતાવેલા માર્ગના આલંબનથી નહિ, પરન્તુ પોતાના જ્ઞાન-બળથી નક્કી કરેલા માર્ગે જ સંયમપાલન કરે છે. એ તારકો બાપકમાઈવાળા હોતા નથી, પણ આપકમાઈવાળા જ હોય છે અને એથી જ એ તારકો 'અનીશ' તરીકેની સ્તવનાને પણ યોગ્ય જ હોય છે.

ભગવાનની યોગ્યતાની પ્રધાનતા:

આ તો અન્તિમ ભવની વાત છે, પરંતુ ભગવાન શ્રી જિનેશ્વરદેવો તો સમ્યગ્દર્શનની પ્રાપ્તિમાં પણ 'સ્વયંસંબુદ્ધ' હોય છે. એ તારકોના આત્માઓને સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થવામાં સદ્ગુરૂનો ઉપદેશ નિમિત્ત હોય, તો પણ એ પવિત્રાત્માઓ પોતાની યોગ્યતાના પ્રકર્ષથી જ સમ્યગ્દર્શન ગુણને પામ્યા, એમ કહેવાય છે: કારણ કે–એ પુણ્યાત્માઓની યોગ્યતા અજોડ હોય છે. જેમ બે માણસોને માથે મહા આફત આવી હોય: તેમાં એકને સામાન્ય સહાય મળી જાય તોય બચી જાય અને બીજાને બચાવવાને માટે ઘણી સહાય કરવી પડી હોય; ત્યારે પહેલાને માટે લોકમાં પણ એમ કહેવાય છે કે–એ એના પુણ્યથી જ બચી ગયો અને બીજાને માટે એમ કહેવાય છે કે–એને અમુકે બચાવી લીધો. બેય જણા બચ્યા તે પોતપોતાના પુણ્ય વિના બચ્યા નથી જ, પરન્તુ લોક સામાન્ય સહાય અને વિશેષ સહાય વચ્ચેનું પૃથક્કરણ કરે છે. મધ્ય દરિયે કોઈ નૌકા તૂટે, તો તે વખતે જેઓને કોઈ નાવડીમાં લઈને બચાવી લે છે, તે લોકોને માટે એમ કહે-

વાય છે કે-એ લોકોને અમુકે બચાવી લીધા; જ્યારે એવા વખતે જેઓ કોઈ લાકડાનું કે એવું કોઈ બીજું આલંબન મળી જતાં પોતે તરીને કિનારે આવે છે, તેઓને માટે એમ કહેવાય છે કે-એ તરી ગયા. આવી જ રીતિએ, ગુરુના ઉપદેશથી બીજાઓ સમ્યગ્દર્શન ગુણને પામે, તે ગુરુએ ગુણ પમાડ્યો એમ કહેવાય અને ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને સમ્યગ્દર્શન ગુણની પ્રાપ્તિમાં ગુરુનો ઉપદેશ નિમિત્ત બને તોય, તેઓ પોતાની યોગ્યતાના પ્રકર્ષથી સમ્યગ્દર્શન ગુણને પામ્યા એમ કહેવાય. સમ્યગ્દર્શન ગુણની પ્રાપ્તિના યોગથી જે જે પરિણામો નીપજવાના હોય છે, તેમાં પણ બીજાઓ અને ભગવાનના આત્માઓ વચ્ચે મોટો ભેદ રહે છે ભગવાનના આત્માઓને થતું સમ્યગ્દર્શન ભગવદ્‌ભાવનું નિવર્તક નીવડે છે, જ્યારે બીજા આત્માઓનું સમ્યગ્દર્શન ભગવદ્‌ભાવનું નિવર્તક બનતું નથી. આવા અનેક હેતુઓથી, ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ જે સમ્યગ્દર્શનને પામે છે, તેને 'વરબોધિ' કહેવાય છે અને અન્ય આત્માઓના સમ્યગ્દર્શનને માત્ર 'બોધિ' કહેવાય છે. બોધિમા આવો ભેદ રહેતો હોવાથી, પછીની આરાધનાઓમા પણ ભગવાનના આત્માઓની સ્વભાવ-સિદ્ધ યોગ્યતા પ્રધાન કારણ બને, તે સ્વાભાવિક છે અર્થાત્-જેમ મહા પરાક્રમી રાજાઓ સૈન્ય સહિત હોવા છતાં પણ, પોતાની ભુજાના બળે જીવનાગ તથા જીતનારા ગણાય છે, તેમ ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓને, એ તારકોના અન્તિમ ભવની પૂર્વેના ભવોમા આલંબનો મળતા હોવા છતા પણ, પ્રધાનતા એ પરમ પુરુષોના

આત્માઓની યોગ્યતાની જ ગણાય. એ બધાના ફળસ્વરૂપ એ તારકો પોતાના અન્તિમ ભવમાં અનીશ તરીકે જીવીને, પોતાના બળથી જ કેવલજ્ઞાનને પ્રગટાવીને, સર્વ જીવોના ઇશ બને છે.

**અનીશપણાનો આદર્શ :**

અહીં કોઈ એવો પ્રશ્ન જરૂર કરી શકે કે–

"ભગવાન શ્રી જિનેશ્વરદેવો અનીશ હોય છે એ વાત બરાબર છે, પણ એ તારકોને અનીશ તરીકે સ્તવવા એ શું બરાબર છે? અનીશપણું, એ શું એવી મહિમાવંતી ચીજ છે? અથવા તો, જગતના જીવો સમક્ષ શું તમારે અનીશપણાનો આદર્શ ખડો કરવો છે, કે જેથી તમે ભગવાનને અનીશ તરીકે સ્તવો છો?"

જો કોઈ આવું પૂછે, તો જરુર કહી શકાય કે–ખરેખર, અનીશપણું એ એવી સર્વોત્તમ ચીજ છે કે–જગતના જીવો સમક્ષ અનીશ બનવાનો જ આદર્શ ખડો કરવો જોઈએ. જગતમાં કોઈ જીવ એવો નથી, કે જેને પરાધીનતા પસંદ હોય અને સ્વાધીનતા નાપસંદ હોય. ઈચ્છા હોય તો સૌને સ્વામી બનવાની ઈચ્છા છે, પણ પોતાને માથે કોઈ સ્વામી હોય તો તે પસંદ તો નથી જ. આમ છતાં પણ, સંસારમાં કયો એવો જીવ છે, કે જેને માથે સ્વામી ન હોય? કોઈ જીવ માને કે ન માને, પણ એના ઉપર સત્તા ચલાવનાર છે, છે ને છે જ. વસ્તુતઃ આત્માનો સ્વભાવ એવો નથી કે–એ કોઈની સત્તામાં રહે. આત્માનો સ્વભાવ તો એવો છે કે–પોતે જ સ્વતન્ત્રપણે જીવે. આત્માનો એ સ્વભાવ આવરાએલો છે, માટે જ જીવોમાં સ્વામી-સેવક ભાવ પ્રવર્તી રહ્યો છે. આપણે ઈશને માનીએ

છીએ, ઈશને સ્તવીએ છીએ, તે પણ શા માટે ? સ્વામી-સેવક ભાવમાથી મુક્ત બનીને તદ્દન સ્વતન્ત્ર બનીએ, એ માટે જ ! કોઈ આપણા ઉપરી ન હોય, કોઈ આપણાથી અધિક ન હોય, એવી અવસ્થાને કોણ ઇચ્છતું નથી ? પણ એ અવસ્થા ક્યારે સંભવે ? મુક્તિને પામ્યા સિવાય એ અવસ્થા સંભવતી નથી, એટલે મુક્તિને પામવાને માટે ઈશની ભક્તિ આદિ આવશ્યક છે. આથી એટલી વાત તો સિદ્ધ થાય જ છે કે-અનીશપણું, એ જીવ માત્રને ગમતી ચીજ છે અને ઈશની ભક્તિ આદિ કરનારાઓ પણ એ અનીશપણાને પામવાને માટે જ ઈશની ભક્તિ આદિ કરે છે. જગતના જીવોને જો સાચું અનીશપણું ક્યાં સંભવે છે અને જ્યાં અનીશપણું સંભવે છે ત્યાં પહોંચવાનો વાસ્તવિક માર્ગ કયો છે, એનો ખ્યાલ આવી જાય, તો તો ઘણું કામ થઈ જાય; એટલે જ ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અનીશ તરીકે સ્તવવા દ્વારા પણ, જગતના જીવો સમક્ષ અનીશપણાને પામવાનો આદર્શ ખડો કરવામાં આવે છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ અનીશપણે સાધના કરીને શ્રી સિદ્ધિપદને પામે છે, જ્યારે અન્ય આત્માઓ ઈશના આશ્રયે સાધના કરીને શ્રી સિદ્ધિપદને પામે છે. શ્રી સિદ્ધિપદને પામ્યા પછી તો, સૌ કોઈ અનીશ જ હોય છે.

## ૧૨. ભગવાનની અનીહ તરીકે સ્તવના :

**ઈહા માત્રથી રહિત :**

હવે નવમું વિશેષણ છે-અનીહ. આઠમા અને નવમા

વિશેષણમાં ફેર છે માત્ર 'શ'કારનો અને 'હ'કારનો, પરન્તુ અર્થમાં ઘણો મોટો તફાવત છે. ટીકાકાર આચાર્યભગવાને કહ્યું છે કે–અનીહ એવા ભગવાન શ્રી જિનેશ્વરદેવોની હું સ્તવના કરું છું. 'અનીહ' એટલે શું ? અનીશ શબ્દનો જેમ બહુવ્રીહી સમાસ દ્વારા અર્થ કર્યો હતો, તેમ આ અનીહ શબ્દનો પણ બહુવ્રીહી સમાસ દ્વારા જ અર્થ કરવો પડે તેમ છે. '**नास्ति ईहा यस्य स अनीहः।**' ઈહા એટલે ઈચ્છા. ભગવાન શ્રી જિનેશ્વરદેવો ઈચ્છા માત્રથી રહિત હોય છે. અહીં પહેલો વિચાર એ કરવા લાયક છે કે–ઈચ્છા હોય કોને ? જો કશી પણ ખામી ન હોય, તો કોઈ પણ પ્રકારની ઈચ્છા પેદા થવા પામે જ નહિ. જે નથી તેની જ ઈચ્છા સંભવે, પણ જે હોય તેની ઈચ્છા સંભવે જ નહિ. જે નથી તેની પણ ઈચ્છા અજ્ઞાનના યોગે જ સંભવે. અજ્ઞાન પણ ન જ હોય અને અભાવ પણ ન જ હોય, તો ઈચ્છાને ઉદ્ભવવાને કોઈ અવકાશ જ નથી. એથી જ ઉપકારીઓ કહે છે કે–જ્યાં મોહ છે, ત્યાં જ ઈચ્છા સંભવે. મોહ ન હોય તો ઈચ્છા હોય જ નહિ. જે મુઝવે એનું નામ મોહ. ભગવાનને મોહ તો છે જ નહિ. ભગવાને મોહને મારીને, જ્ઞાનાવરણીય કર્મનો પણ ક્ષય કરીને, કેવલજ્ઞાન ઉપાર્જેલું છે. હવે એમનામાં ઈચ્છા સંભવે શી રીતિએ ? જે જે આત્માઓ કેવલજ્ઞાનને પામે છે, તે તે આત્માઓ કૃતકૃત્ય બની જાય છે. વસ્તુતઃ એ આત્મા-ઓને સાધવા જેવું કાંઈ રહેતું નથી. કેવલજ્ઞાન ઉપજ્યું, એટલે બાકીનાં ચાર અઘાતી કર્મો ક્ષીણ થઈ જ જવાનાં અને એથી મોક્ષની પ્રાપ્તિ પણ થઈ જ જવાની, એ સુનિશ્ચિત થઈ જાય

છે. આથી કહેવાય છે કે–બારમા ગુણસ્થાનકને પામનારા આત્માને મોક્ષની ઈચ્છા પણ રહેતી નથી. ' मवे मोक्षे च समो मुनि।'–એવી દશા પ્રાપ્ત થઈ જાય છે. કેવલજ્ઞાન પામ્યા પછી તો આત્માને, માત્ર જેટલું આયુષ્યકર્મ બાકી હોય, તેટલો વખત દેહધારી રહેવું પડે છે એટલું જ. એ જાણતા હોય છે કે–હું મુક્તિને પામવાનો છું અને તે અમુક સમયે જ; એ સમયની પહેલાં પણ નહિ જ અને એ સમયની પછી પણ નહિ જ! આવા જ્ઞાનવાનને મોક્ષની ઈચ્છા પણ સંભવે કેમ? કોઈ કહેશે કે–'ભગવાન પોતે ભલે કૃતકૃત્ય બની ગયા, પરન્તુ એ તારકોમાં અન્ય જીવોને તારવાની ઈચ્છા તો હોય ને?' તો કહેવું કે–"એવી ઈચ્છા પણ ન હોય, કેમ કે–કયો જીવ તરવાનો છે અને કયો જીવ તરવાનો નથી, કયો જીવ હમણાં તરવાનો છે અને કયો જીવ પછી તરવાનો છે, કયો જીવ કેવા નિમિત્તે તરવાનો છે અને કયો જીવ કેવા પુરુષાર્થથી તરવાનો છે, એ વગેરે સર્વ એ તારકો યથાસ્થિતપણે જાણતા જ હોય છે તેમજ ' એમાં કાંઈ પણ ફેરફાર થઈ શકે જ નહિ '–એમ પણ એ તારકો જાણતા જ હોય છે. એટલે એ તારકોમાં અન્ય જીવોને તારવાની ઈચ્છા પણ જન્મે જ શી રીતિએ?" કોઈ કહેશે કે–' તો પછી ભગવાન દેશના દે છે, તે કેમ?' તો કહેવું કે–'ભગવાન દેશના દે છે, તે પણ કોઈ ઈચ્છાને વશ થઈને, મનની કોઈ અભિલાષાને પાર પાડવા ખાતર દેશના દેતા જ નથી. શ્રી તીર્થંકર–નામકર્મના વિપાકોદયનું જ એ પરિણામ છે. એ તારકો જાણે છે કે–શ્રી તીર્થંકર-નામકર્મ આ રીતિએ વેદાય છે. જેમ આયુષ્યકર્મને વેદાય છે,

વિશેષણમાં ફેર છે માત્ર 'શ'કારનો અને 'હ'કારનો, પરન્તુ અર્થમાં ઘણો મોટો તફાવત છે ટીકાકાર આચાર્યભગવાને કહ્યુ છે કે–અનીહ એવા ભગવાન શ્રી જિનેશ્વરદેવોની હું સ્તવના કરું છું. 'અનીહ' એટલે શું ? અનીશ શબ્દનો જેમ બહુવ્રીહી સમાસ દ્વારા અર્થ કર્યો હતો, તેમ આ અનીહ શબ્દોનો પણ બહુવ્રીહી સમાસ દ્વારા જ અર્થ કરવો પડે તેમ છે. '**नास्ति ईहा यस्य स अनीहः**' ઈહા એટલે ઈચ્છા. ભગવાન શ્રી જિનેશ્વરદેવો ઈચ્છા માત્રથી રહિત હોય છે. અહીં પહેલો વિચાર એ કરવા લાયક છે કે–ઈચ્છા હોય કોને ? જો કશી પણ ખામી ન હોય, તો કોઈ પણ પ્રકારની ઈચ્છા પેદા થવા પામે જ નહિ જે નથી તેની જ ઈચ્છા સંભવે, પણ જે હોય તેની ઈચ્છા સંભવે જ નહિ જે નથી તેની પણ ઈચ્છા અજ્ઞાનના યોગે જ સંભવે. અજ્ઞાન પણ ન જ હોય અને અભાવ પણ ન જ હોય, તો ઈચ્છાને ઉદ્‌ભવવાને કોઈ અવકાશ જ નથી. એથી જ ઉપકારીઓ કહે છે કે–જ્યાં મોહ છે, ત્યાં જ ઈચ્છા સંભવે. મોહ ન હોય તો ઈચ્છા હોય જ નહિ જે મુઝવે એનું નામ મોહ ભગવાનને મોહ તો છે જ નહિ ભગવાને મોહને મારીને, જ્ઞાનાવરણીય કર્મનો પણ ક્ષય કરીને, કેવલજ્ઞાન ઉપાર્જેલું છે હવે એમનામાં ઈચ્છા સંભવે શી રીતિએ ? જે જે આત્માઓ કેવલજ્ઞાનને પામે છે, તે તે આત્માઓ કૃતકૃત્ય બની જાય છે વસ્તુતઃ એ આત્માઓને સાધવા જેવું કાંઈ રહેતું નથી. કેવલજ્ઞાન ઉપજ્યું, એટલે બાકીના ચાર અઘાતી કર્મો ક્ષીણ થઈ જ જવાનાં અને એથી મોક્ષની પ્રાપ્તિ પણ થઈ જ જવાની, એ સુનિશ્ચિત થઈ જાય

છે. આથી કહેવાય છે કે-બારમા ગુણસ્થાનકને પામનારા આત્માને મોક્ષની ઈચ્છા પણ રહેતી નથી. '**भवे मोक्षे च समो मुनिः**।'–એવી દશા પ્રાપ્ત થઈ જાય છે. કેવલજ્ઞાન પામ્યા પછી તો આત્માને, માત્ર જેટલું આયુષ્યકર્મ બાકી હોય, તેટલો વખત દેહધારી રહેવું પડે છે એટલું જ. એ જાણતા હોય છે કે-હું મુક્તિને પામવાનો છું અને તે અમુક સમયે જ; એ સમયની પહેલાં પણ નહિ જ અને એ સમયની પછી પણ નહિ જ ! આવા જ્ઞાનવાનને મોક્ષની ઈચ્છા પણ સંભવે કેમ? કોઈ કહેશે કે-'ભગવાન પોતે ભલે કૃતકૃત્ય બની ગયા, પરન્તુ એ તારકોમાં અન્ય જીવોને તારવાની ઈચ્છા તો હોય ને?' તો કહેવું કે-"એવી ઈચ્છા પણ ન હોય, કેમ કે-કયો જીવ તરવાનો છે અને કયો જીવ તરવાનો નથી, કયો જીવ હમણાં તરવાનો છે અને કયો જીવ પછી તરવાનો છે, કયો જીવ કેવા નિમિત્તે તરવાનો છે અને કયો જીવ કેવા પુરુષાર્થથી તરવાનો છે, એ વગેરે સર્વ એ તારકો યથાસ્થિતપણે જાણતા જ હોય છે તેમજ 'એમાં કાંઈ પણ ફેરફાર થઈ શકે જ નહિ'-એમ પણ એ તારકો જાણતા જ હોય છે. એટલે એ તારકોમાં અન્ય જીવોને તારવાની ઈચ્છા પણ જન્મે જ શી રીતિએ ?" કોઈ કહેશે કે-'તો પછી ભગવાન દેશના દે છે, તે કેમ ?' તો કહેવું કે-'ભગવાન દેશના દે છે, તે પણ કોઈ ઈચ્છાને વશ થઈને, મનની કોઇ અભિલાષાને પાર પાડવા ખાતર દેશના દેતા જ નથી. શ્રી તીર્થંકર-નામકર્મના વિપાકોદયનું જ એ પરિણામ છે. એ તારકો જાણે છે કે-શ્રી તીર્થંકર-નામકર્મ આ રીતિએ વેદાય છે. જેમ આયુષ્યકર્મને વેદાય છે,

તે શું સંદેહે જીવવાની ઈચ્છાથી વેદાય છે? જીવવાની ઈચ્છા ન હોય તો જીવાય જ નહિ? એવું નથી. જીવવાની ઇચ્છા હોય કે ન હોય, તો પણ આયુષ્યકર્મ વેદાય છે, તેમ જ શ્રી તીર્થંકર-નામકર્મ પણ એને વેદવાની ઇચ્છા વિના જ વેદાય છે.' વળી કોઈ કહેશે કે-'ભગવાન અમુકના ઉપકારને માટે વિહાર કરે છે અથવા કોઈને વિહાર કરાવે છે, તો તે શું ઇચ્છા વિના? તો કહેવું કે-'હા, તે પણ ઈચ્છા વિના જ. શું બનવાનું છે અને જે બનવાનું છે તે કેમ બનવાનું છે, તે એ તારકો જાણે જ છે. પોતે કેમ વિહરવાના છે અને પોતે અન્યને કેમ વિહરાવવાના છે, એ પણ એ તારકો જાણે જ છે. આથી, હું આ કરૂં અગર હું આમ કરાવું-એવી ઇચ્છા પણ એ તારકોમાં જન્મે જ નહિ.' ઈચ્છા તો તેને જ હોય, કે જેનામાં અજ્ઞાન હોય. રાગ, દ્વેષ અને મોહનો ક્ષય કરી ચૂકેલા ભગવન્તોને કદી પણ ઈચ્છા હોય જ નહિ. તમે જ તમારી ઈચ્છાઓનાં કારણોનો વિચાર કરો. તમને જ્યારે જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે ત્યારે તે ઇચ્છા શામાંથી ઉદ્ભવે છે? તમારી પાસે જે નથી અને જેની ખામી તમને ખામી રૂપે લાગી, તેની જ તમને ઈચ્છા થાય ને? શરીર તમારું છે, તો કદી એવી ઇચ્છા થાય છે ખરી કે-આ શરીર મારું બને તો સારું? નહિ જ. જે અશક્ય હોય છે, જે અશક્ય જ છે એવી તમારી પૂરેપૂરી ખાત્રી છે, એની પણ ઇચ્છા થાય છે? નહિ જ. ત્યારે ખામી લાગે અને સાથે અજ્ઞાન હોય તો જ ઈચ્છા જન્મે ને? તમને કોઈ ચીજ અમુક વખતે જ મળવાની છે, તે પહેલાંય નથી મળવાની ને તે પછીય નથી મળવાની, આવું તમને જો સુનિશ્ચિત

જ્ઞાન હોય, તો એ ચીજ વહેલી મળે એવી ઇચ્છા જન્મે ખરી ? જ્ઞાનમાં ખામી હોય તો જ એવી ઇચ્છા જન્મે. આથી તમે સમજી શકો તેમ છો કે-જે આત્માઓને કશી પણ ખામી લાગે નહિ અને જે આત્માઓમાં અજ્ઞાન હોય જ નહિ, તેઓને કદી પણ ઇચ્છા જન્મે નહિ. આથી જ ભગવાન શ્રી જિનેશ્વરદેવો 'અનીહ' જ હોય, તે સ્વાભાવિક છે.

**અનીહ તરીકે સ્તવવાનો હેતુ :**

અનીહ એવા પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અનીહ તરીકે સ્તવવાનો હેતુ શો ? એ સૂચવવા કે-દુનિયામાં મનાતા બીજા દેવો અનીહ નથી પણ ઇહાવાળા છે અને એથી તેઓમાં સાચું દેવત્વ ઘટી શકતું જ નથી. સૃષ્ટિનું સર્જન, સૃષ્ટિનું સંચાલન, સૃષ્ટિનો પ્રલય, યુવતીઓની સાથે લીલા, એ વગેરેનુ દેવોમાં આરોપણ કરનારાઓએ, એમના માનેલા દેવો ઇહાવાળા જ છે, એવું સાબિત કરી આપ્યું છે, અને એથી એ કહેવાતા દેવો ખામીવાળા છે, અજ્ઞાનવાળા છે, મોહથી મુંઝાએલા છે-એવું પણ આપોઆપ સાબિત થઈ જાય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'અનીહ' એવા વિશેષણથી સ્તવવા પાછળ, જગતના જીવોની સમક્ષ અનીહપણાનો આદર્શ રજૂ કરવાનો આશય છે, એમ પણ કહી શકાય. દુનિયા આખી ઇચ્છામાં મરી રહી છે અને ઇચ્છાને છોડનારી દુનિયા તરી રહી છે. પૌદ્ગલિક ઇચ્છા, એ દુર્ધ્યાન જ છે. એમાં કોઈના ભૂંડાની ભાવના ન હોય તો તે આર્ત્તધ્યાન છે, નહિ તો રૌદ્રધ્યાન પણ છે. પૌદ્ગલિક ઇચ્છામાં જ રમણ કરતાં મૃત્યુ

થાય, તો મરીને તિર્યંચગતિમાં ઉત્પન્ન થવું પડે, અને કોઈની હિંસાદિની જ ભાવનાની રમણતામાં મૃત્યુ થાય, તો નરકગતિમાં ઉત્પન્ન થવું પડે. પૌદ્ગલિક ઈચ્છા માત્રમાં પણ આટલું બધું નુકસાન કરી નાંખવાની તાકાત છે. ત્યાગની ઈચ્છામાં રમતાં મરનાર સદ્ગતિને જ પામે છે. ઈચ્છા કરો નહિ અને ઈચ્છા કરો તો રાગને મારવાની તથા ત્યાગને સાધવાની ઈચ્છા કરો, કે જેથી અનીહપણાને પામી શકાય.

## ૧૩. ભગવાનની ઈદ્ધ આદિ તરીકે સ્તવના :

**દશમું વિશેષણ ઈદ્ધ :**

હવે ટીકાકાર આચાર્યભગવાન, ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'ઈદ્ધ' તરીકે સ્તવે છે. ઇદ્ધ એટલે દીપ્તિમાન. 'ञिइन्धी दीप्तौ' ધાતુથી ઈદ્ધ શબ્દ બનેલો છે. શબ્દો ધાતુથી બને છે. આપણું શરીર ધાતુનું બનેલું છે. ધાતુમાં વિકૃતિ થાય, એટલે શરીરમાં પણ વિકૃતિ થાય. ધાતુની ક્ષીણતાથી શરીરની ક્ષીણતા થાય. સ્ત્રીઓ અને પુરુષો-બન્નેનો દેહ ધાતુથી બને છે. સાત ધાતુ સ્ત્રીદેહને સ્ત્રીદેહ તરીકે અને પુરુષદેહને પુરુષદેહ તરીકે કેળવે. વાત તો એ છે કે-શબ્દદેહ ધાતુજન્ય છે. ધાતુમાં જે પરિબળ હોય, તે પરિબળ શબ્દમાં આવે. ઈદ્ધ શબ્દ દીપ્તિવાચક ધાતુમાંથી બનેલો છે, માટે ઇદ્ધનો અર્થ દીપ્તિમાન થાય. ञिइन्धी दीप्तौ એ ધાતુને 'क्त' પ્રત્યય લાગવાથી ઇદ્ધ શબ્દ બને છે. ભગવાન ઈદ્ધ છે એટલે દીપ્તિમાન છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને જન્મથી જ ચાર

અતિશયો હોય છે. ભગવાનના એ ચાર અતિશયોમાં પહેલો અતિશય દેહ સંબંધી હોય છે. કહે છે કે–

**"तेषां च देहोऽद्भुतरूपगन्धो, निरामयः स्वेदमलोज्झितश्च"**

એ તારકોનો દેહ અદ્ભુત રૂપ તથા અદ્ભુત ગંધવાળો હોય છે તેમજ નીરોગી અને પરસેવાના મેલથી રહિત જ હોય છે. નીરોગી, નિર્મળ અને અદ્ભુત રૂપવાળી કાયા કેવી દીપ્તિમાન હોય? આ પ્રતાપ શ્રી તીર્થંકર–નામકર્મના યોગનો જ છે. એ તીર્થંકર–નામકર્મનો જ્યારે વિપાકોદય થાય, ત્યારે તો એ તારકોની દીપ્તિ એટલી બધી વધી જાય છે કે–અનેક સૂર્યોનું તેજ ભેગું થાય, તો પણ આ તેજની તોલે આવી શકે નહિ, એવું તેજ એ તારકોના મુખ ઉપર વિલસે છે. હવે એ મુખની સામે જોઈ શકાય શી રીતિએ? એક સૂર્યની સામે પણ માણસોથી જોઈ શકાતું નથી. સૂર્યની સામે તો જોઈ શકાતું નથી જ, પણ સૂર્યના વિમાનની સામે પણ જોઈ શકાતું નથી. આપણને જે દેખાય છે, તે સૂર્ય નથી દેખાતો પણ સૂર્યનું રત્નમય વિમાન દેખાય છે એ વિમાનની સામે પણ ટગર ટગર સ્થિરતાથી જોઈ શકાતું નથી, તો પછી અનેક સૂર્યોના એકત્રિત રૂપ જેટલું રૂપ જે મુખ ઉપર ઝળહળતું હોય, તે શ્રી જિનમુખને જોઈ શકાય શી રીતિએ? આથી જ, દેવો ભગવાનના મુખની પાછળ ભામંડળ બનાવે છે. દેવો ભામંડળ બનાવે છે, તેમા પણ પ્રભુનો અતિશય છે એ ભામંડલમાં પ્રકાશ પ્રતિબિમ્બિત થવાથી, ભગવાનના મુખને જોઈ શકાય છે. ભગવાનના રૂપનો ખ્યાલ આપતાં, ઉપકારીઓ ફરમાવે છે કે–બધાય દેવો પોતપોતાની રૂપનિર્માણની શક્તિનો

થાય, તો મરીને તિર્યંચગતિમાં ઉત્પન્ન થવું પડે અને કોઈની હિંસાદિની જ ભાવનાની રમણતામાં મૃત્યુ થાય, તો નરકગતિમાં ઉત્પન્ન થવું પડે. પૌદ્ગલિક ઈચ્છા માત્રમાં પણ આટલું બધું નુકસાન કરી નાંખવાની તાકાત છે. ત્યાગની ઈચ્છામાં રમતાં મરનાર સદ્ગતિને જ પામે છે. ઈચ્છા કરો નહિ અને ઈચ્છા કરો તો રાગને મારવાની તથા ત્યાગને સાધવાની ઈચ્છા કરો, કે જેથી અનીહપણાને પામી શકાય.

## ૧૩. ભગવાનની ઈદ્ધ આદિ તરીકે સ્તવના :

**દશમું વિશેષણ ઈદ્ધ :**

હવે ટીકાકાર આચાર્યભગવાન, ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'ઈદ્ધ' તરીકે સ્તવે છે. ઈદ્ધ એટલે દીપ્તિમાન. '**ञइन्धी दीप्तौ**' ધાતુથી ઈદ્ધ શબ્દ બનેલો છે. શબ્દો ધાતુથી બને છે. આપણું શરીર ધાતુનું બનેલું છે. ધાતુમાં વિકૃતિ થાય, એટલે શરીરમાં પણ વિકૃતિ થાય. ધાતુની ક્ષીણતાથી શરીરની ક્ષીણતા થાય. સ્ત્રીઓ અને પુરુષો-બન્નેનો દેહ ધાતુથી બને છે. સાત ધાતુ સ્ત્રીદેહને સ્ત્રીદેહ તરીકે અને પુરુષદેહને પુરુષદેહ તરીકે કેળવે. વાત તો એ છે કે-શબ્દદેહ ધાતુજન્ય છે. ધાતુમાં જે પરિબળ હોય, તે પરિબળ શબ્દમાં આવે. ઈદ્ધ શબ્દ દીપ્તિવાચક ધાતુમાંથી બનેલો છે, માટે ઇદ્ધનો અર્થ દીપ્તિમાન થાય. **ञइन्धी दीप्तौ** એ ધાતુને '**क्त**' પ્રત્યય લાગવાથી ઇદ્ધ શબ્દ બને છે. ભગવાન ઈદ્ધ છે એટલે દીપ્તિમાન છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને જન્મથી જ ચાર

અતિશયો હોય છે. ભગવાનના એ ચાર અતિશયોમાં પહેલો અતિશય દેહ સંબંધી હોય છે. કહે છે કે—

" तेषां च देहोऽद्भुतरूपगन्धो, निरामय. स्वेदमलोज्झितश्च "

એ તારકોનો દેહ અદ્ભુત રૂપ તથા અદ્ભુત ગંધવાળો હોય છે તેમજ નીરોગી અને પરસેવાના મેલથી રહિત જ હોય છે. નીરોગી, નિર્મળ અને અદ્ભુત રૂપવાળી કાયા કેવી દીપ્તિમાન હોય? આ પ્રતાપ શ્રી તીર્થંકર—નામકર્મના યોગનો જ છે. એ તીર્થંકર—નામકર્મનો જ્યારે વિપાકોદય થાય, ત્યારે તો એ તારકોની દીપ્તિ એટલી બધી વધી જાય છે કે—અનેક સૂર્યોનું તેજ ભેગું થાય, તો પણ આ તેજની તોલે આવી શકે નહિ, એવું તેજ એ તારકોના મુખ ઉપર વિલસે છે. હવે એ મુખની સામે જોઈ શકાય શી રીતિએ? એક સૂર્યની સામે પણ માણસોથી જોઈ શકાતું નથી. સૂર્યની સામે તો જોઈ શકાતું નથી જ, પણ સૂર્યના વિમાનની સામે પણ જોઈ શકાતું નથી. આપણને જે દેખાય છે, તે સૂર્ય નથી દેખાતો પણ સૂર્યનું રત્નમય વિમાન દેખાય છે. એ વિમાનની સામે પણ ટગર ટગર સ્થિરતાથી જોઈ શકાતું નથી, તો પછી અનેક સૂર્યોના એકત્રિત રૂપ જેટલું રૂપ જે મુખ ઉપર ઝળહળતું હોય, તે શ્રી જિનમુખને જોઈ શકાય શી રીતિએ? આથી જ, દેવો ભગવાનના મુખની પાછળ ભામંડળ બનાવે છે દેવો ભામંડળ બનાવે છે, તેમાં પણ પ્રભુનો અતિશય છે. એ ભામંડલમાં પ્રકાશ પ્રતિબિમ્બિત થવાથી, ભગવાનના મુખને જોઈ શકાય છે. ભગવાનના રૂપનો ખ્યાલ આપતાં, ઉપકારીઓ ફરમાવે છે કે—બધાય દેવો પોતપોતાની રૂપનિર્માણની શક્તિનો

ઉપયોગ કરીને, એક અંગુઠા જેટલા ભાગમાં જ એ સર્વ રૂપને એકત્રિત કરી દે, તો પણ એ દેવનિર્મિત અંગુઠો ભગવાનના અંગુઠાની પાસે કોલસા જેવો લાગે. બધાય ભગવાન શ્રી જિનેશ્વરદેવો આવા અજોડ ઈદ્ધ હોય છે.

## રૂપનો પણ પ્રભાવ :

અહીં કોઈ કહેશે કે–'ભગવાન શ્રી જિનેશ્વરદેવો ઈદ્ધ હોય છે, પણ એ પરમ પુરુષોને ઈદ્ધ તરીકે સ્તવવાનો હેતુ શો?' જેમને આવો વિચાર આવે, તેમણે વિચારવું જોઈએ કે–સારા માણસનું સઘળુંય પ્રશંસનીય બને છે. ભગવાનનો દેહ તારક છે, એટલે એ તારક દેહની દીપ્તિમત્તાનાં વખાણ કરવાથી પણ ભગવાન પ્રત્યેના ભક્તિભાવની અભિવૃદ્ધિ થાય છે. એ પુણ્યપુરુષોનું રૂપ પણ અનેકોને ધર્મના માર્ગે વાળનારું બને છે. રૂપ પણ આકર્ષક છે. ભગવાનના રૂપને જોઈને પણ ક્રોડો ઝુકી પડતા હતા. તમારા વ્યવહારમાં જ જુઓ. દીવ્ય ચહેરાવાળો કોઈ આવીને ઉભો રહે છે અને પ્રવચન કરે છે, તો એનો પ્રભાવ ઓર જ પડે છે; જ્યારે બીજો બોલતો હોય પણ શોભતો ન હોય, તો એનું બોલેલું બફાય છે કે બાતલ જાય છે. તેજસ્વી ચહેરાવાળાઓ આદેયવાક્ય બને છે. ચહેરાની તેજસ્વીતા, એના વચનને આદેય બનાવનારી નીવડે છે. પ્રભુના તેજથી દુનિયા અંજાય; એમના ત્યાગને વિશેષતઃ માને; વાદિઓ એમને જોઈને કંપે; રૂપથી જ તેઓ હિંમત કરી શકતા નથી. રૂપના તેજમાં સૌ કોઈ અંજાઈ જાય છે. આ તમામ પ્રભાવ રૂપનો છે, દેહની દીપ્તિનો છે. 'રૂપ

નકામું છે, તેજ નકામું છે' એમ કહેનારાઓનો ફેજ કરવો જોઈએ. બાહ્ય અંધકારને પણ રૂપ જ, તેજ જ હરે છે. રાત્રિએ અન્ધકારમાં ગભરાટ ન થાય, મુઝવણ ન થાય, એ માટે દીવાની જરૂર પડે છે ને? દીવો અંધકારના યોગે જન્મતી મુશ્કેલીઓને દૂર કરે છે અને જોઈતી ચીજ બતાવે છે. એ તેજ દુનિયાની ચીજોને દેખાડે છે, જ્યારે આ તેજ પ્રવચનશ્રવણાર્થ–દર્શનાર્થ આકર્ષક વસ્તુ છે.

**આંગી વીતરાગતાની શોષક નથી :**

ભગવાનનો ભવ્ય ચહેરો ભવ્યોને લહેરો આપનાર બને છે. ત્રણ લોકના નાથનો ચહેરો એવો હતો કે–તે વખતના ભાગ્યવંત ભવ્યો નીરખી નીરખીને લહેરો લેતા હતા. તેની ઝાંખી કરવા ભગવાનની આંગી બનાવાય છે 'ભગવાન વીતરાગ હોય છે, માટે એમના બિમ્બને આગી શા માટે?' –આવું કહેનારા મૂર્ખ છે સ્વયં ભગવાન પોતે, શ્રી વીતરાગ પોતે જ દેવરચિત મણિ–રત્ન–સુવર્ણના કાંગરાવાળા ત્રણ ગઢની વચ્ચે રચાએલા સુવર્ણમય સિંહાસન ઉપર વિરાજમાન થઈને દેશના દેતા હતા ત્યા વીગરાગપણાને હાનિ ન આવે? માખણ જેવાં મુલાયમ સુવર્ણકમલો ભગવાનને પગ મૂકવાને માટે ગોઠવાયે જ જાય અને ભગવાન એ કમલો ઉપર પગ મૂકીને જ ચાલે, ત્યાં વીતરાગપણાને હાનિ ન આવે? જો ત્યાં વીતરાગપણાને હાનિ ન આવે એવું આપણે માનીએ છીએ, તો પછી આંગીમાં, પ્રભુની પ્રતિમાજીની અંગરચનામાં, પ્રભુના વીતરાગપણામાં વાંધો આવે, એવી વિચારણા પણ કેમ જ

થઈ શકે ? ભગવાનને અંગરચના ભગવાન માટે નથી કરવાની, આપણે માટે કરવાની છે. એમની સેવા કરવાને ઉત્સુક બનશો, તો એ અલિપ્તની સેવાથી તમે અલિપ્ત થશો. ભગવાનની ભક્તિ કરો, ઉંચામાં ઉંચી ચીજો તેમના ચરણે ચઢાવો, તો મરણોથી બચી જશો. 'વીતરાગને ઠઠારા મઠારા શા ?' આવું બોલનારને શાસનનું ભાન નથી. ભક્ત ભક્તિ કરે, તેમાં શ્રી વીતરાગની વીતરાગતાને વાંધો શાનો આવે ? કોઇ તર્ક કરે કે–'એમનો ઉપદેશ વીતરાગતાનો પોષક છે, તો સરાગતાનાં પોષક તત્ત્વોથી તેમને કેમ પૂજાય ?' આવો તર્ક કરનારાઓને કહેવું કે–શ્રી વીતરાગને ચઢેલાં સરાગતાનાં પોષક તત્ત્વો પણ વીતરાગતાનાં પોષક બની જાય છે. 'આવા ચમકતા દમકતા ચહેરાવાળા ભગવાને પણ વિષયોને લાત મારી; વિષયોના જ વિરાગને જીવનમાં વર્ણ્યો; આવા રૂપમાં પણ ભગવાને ભોગની ભાવનાને આવવા દીધી નહિ અને ત્યાગની ભાવનાને જીવનમાં ઉતારીને જીવનને અજવાળ્યું.'–આવી બધી ભાવનાઓ વીતરાગપણાની પોષક છે. તે આંગીથી બતાવી શકાય છે, બતાવાય છે. આંગી વીતરાગપણાની શોષક છે જ નહિ. ભગવાનના ઈદ્ધ વિશેષણને ભગવાનની પ્રતિમાની આંગી પણ સિદ્ધ કરે છે જેઓ આંગીમાં વાંધા કાઢે છે, તેમના હૈયામાં વસ્તુત: વસ્તુપ્રેમના જ વાંધા છે એવું હૃદય ભક્તિમાં ભળતું નથી પણ બીજે ઢળે છે અને તેથી જ એવાં હૃદયોમાંથી કંઈ કંઈ તુક્કાઓ નીકળે છે ભગવાનની ભક્તિ તો તેઓને ફળે છે, કે જેઓનું હૈયું ભક્તિમાં સમર્પિત થઈ ને ઢળે છે.

**શ્રી અનાથી મુનિના રૂપનો પ્રભાવ:**

સુન્દર રૂપમાં કેવી આકર્ષણશક્તિ છે, તે શું તમને બધાને અથવા દુનિયાના બીજા જીવોને સમજાવવાની જરૂર પડે તેમ છે? રૂપ નજરે ચઢે ને નજર રાગી ન બને, એવા કેટલા? માણુસ જાતે રૂપાળા દેખાવાનો કેટકેટલો પ્રયત્ન કરે છે? પોતે રૂપાળો દેખાય, એ માટે માણુસ શરીરની અને શરીર ઉપરનાં વસ્ત્રાલંકારોની માવજત કેટલી કરે છે? શરીરે ખોડ હોય કે ડાઘ હોય, તો તે બીજાઓની નજરે ન ચઢી જાય, એની કાળજી માણુસને કેટલી બધી હોય છે? માણુસ પોતે જેમ રૂપાળો દેખાવા મથે છે, તેમ એની નજર જ્યાં જ્યાં પડે, ત્યાં ત્યાં રૂપાળું દેખાય તો તે તેને ગમી જાય છે. રૂપનું આ આકર્ષણ છે. એ રૂપ સાથે જો ત્યાગ હોય, તો એ રૂપથી પણ ત્યાગનો મહિમા વધી જાય છે. શ્રી વીતરાગને, ત્યાગીને રૂપાળા જોઈને, વીતરાગ-પણા તરફ-ત્યાગ તરફ આકર્ષણ થાય છે. જે મુનિને શ્રી આચાર્યપદે સ્થાપિત કરવાના હોય, તે મુનિમાં જેમ બીજી યોગ્યતાઓને જોવાનું શાસ્ત્રે કહ્યું છે, તેમ રૂપને જોવાનું પણ શાસ્ત્રે કહ્યું છે. કમથી કમ અંગોનું અખંડપણું આવશ્યક છે, એમ કહ્યું છે. ધર્મના યોગે જ રૂપ મળે છે અને રૂપ-વાળો જો ધર્મને સમર્પિત બન્યો હોય છે, તો તે ધર્મની અદ્‌ભુત પ્રભાવના કરી શકે છે. રૂપ આકર્ષે છે અને રૂપના આકર્ષણને કારણે રૂપવાળાનું બોલવું પણ મીઠું લાગે છે. આથી જ, ધર્મી જનોના રૂપની પણ પ્રશંસા કરવામાં આવે છે.

તમે શ્રી અનાથી મુનિનું દૃષ્ટાન્ત તો સાંભળ્યું હશે.

એમનું રૂપ અપ્રતીમ હતું. અપ્રતીમ રૂપવાળા એમણે યુવાનવયે દીક્ષાને ગ્રહણ કરી હતી. એક વાર તેઓ રાજગૃહી નગરીની બહારના એક ઉપવનમાં કાયોત્સર્ગમાં રહ્યા હતા.

બરાબર એ જ વખતે મહારાજા શ્રેણિક ફરતા ફરતા એ સ્થળે આવી પહોંચ્યા. એ સમયે મહારાજા શ્રેણિક સમ્યક્ત્વને પામ્યા નહોતા. ભગવાન શ્રી મહાવીર પરમાત્માનો એમને યોગ થયો નહોતો. આથી તેઓ તે સમયે તો ભોગ-સુખને ભોગવવા લાયક જ માનતા હતા.

કાયોત્સર્ગમાં રહેલા શ્રી અનાથી મુનિવરને શ્રી શ્રેણિકે જોયા અને જેવા જોયા તેવા જ એ થંભી ગયા, આશ્ચર્ય-મૂઢ બની ગયા. એમને એમ થઈ ગયું કે–'આવું રૂપ, આવું લાવણ્ય, આવું યૌવન અને ભોગનો સંગ નહિ? ભોગનાં સર્વોત્તમ ગણાતાં સાધનોનો યોગ હોવા છતાં પણ આવો યોગ? લાવ પૂછું તો ખરો કે–આમણે આ અવસ્થામાં ભોગનો ત્યાગ અને યોગનો સ્વીકાર કયા કારણે કર્યો છે?'

આવો વિચાર કરીને શ્રી શ્રેણિક તે મુનિવરની પાસે પહોંચ્યા. મુનિવરની પાસે પહોંચીને શ્રી શ્રેણિકે પહેલાં તો મુનિવરને નમસ્કાર કર્યા. ત્યાગનું એ સામર્થ્ય છે કે–ભોગમાં જ સુખ માનનારો પણ ત્યાગીને હાથ જોડનારો બને છે.

મુનિવરે કાઉસ્સગ્ગ પાર્યો, એટલે શ્રી શ્રેણિક રાજાએ મુનિવરને પૂછ્યું કે–'આ અવસ્થામાં આપે દુષ્કર એવું આ વ્રત કેમ આદર્યું છે?'

મુનિવર કહે છે કે–'હું અનાથ છું, મારા ઉપર અનુકંપા કરે તેવો આ સંસારમાં કોઈ નથી, તેથી જ દુષ્કર એવા

પણ આ વ્રતને મેં યુવાવસ્થામાં ગ્રહણ કર્યું છે.'

શ્રી શ્રેણિક કહે છે કે–' આપ અનાથ છો એવી વાત, આપનું આ રૂપ વગેરે જોતાં, માન્યામાં આવે એવી નથી; છતાં પણ, તમે જો અનાથ હો તો હું તમારો નાથ થવાને તૈયાર છું. તમે ખુશીથી યથેચ્છ ભોગોને ભોગવો અને સામ્રાજ્યનું પાલન કરો!'

શ્રી શ્રેણિકનું આ કથન વિચારવા જેવું છે. કોઈ માણસ આધાર વિના દુઃખી થતો હોય, તો તેને આધાર આપવામાં જ માણસાઈ છે, એવું શ્રી શ્રેણિક મિથ્યાદૃષ્ટિ હોવા છતાં ય સમજતા હતા. મુનિવરે કાંઈ લાચારી બતાવી નથી, પણ લાચારપણે કોઈ કષ્ટ વેઠે તો તે શ્રી શ્રેણિકને અણગમતું હતું. એ અણગમતું પણ માત્ર વાતો કરવા પૂરતું નહોતું, પણ લાચારને મદદ કરવાની તૈયારીવાળું હતું. તમને કોઈ જૈન ભાઈ પણ દુઃખી દેખાય, ત્યારે આવી રીતિએ તેને સહાયક થવાનું મન થાય છે કે નહિ, તેનો વિચાર તમે જ કરી લેજો.

મુનિવર કહે છે કે–' રાજન્! તમે પોતે જ જ્યાં અનાથ છો, ત્યાં વળી તમે મારા નાથ શી રીતિએ બની શકશો?'

જૈન મુનિઓ આવા ત્યાગી હોય છે. ભોગસામગ્રીના એવા ત્યાગી કે–સામેથી કોઈ આપવા આવે, તો પણ તે લે જ નહિ. જૈન મુનિઓનો ત્યાગ એ લાચારનો, દીનનો ત્યાગ નથી હોતો.

શ્રી શ્રેણિક તો મુનિવરના કથનને સાંભળીને આશ્ચર્ય-મગ્ન બની જાય છે. જીંદગીમાં એને આવું સંભળાવનારા આ પહેલા જ હતા. એક દિવસમાં પણ જે અનેકાનેક વાર

એમનું રૂપ અપ્રતીમ હતું. અપ્રતીમ રૂપવાળા એમણે યુવાનવયે દીક્ષાને ગ્રહણ કરી હતી. એક વાર તેઓ રાજગૃહી નગરીની બહારના એક ઉપવનમાં કાયોત્સર્ગમાં રહ્યા હતા.

બરાબર એ જ વખતે મહારાજા શ્રેણિક ફરતા ફરતા એ સ્થળે આવી પહોંચ્યા. એ સમયે મહારાજા શ્રેણિક સમ્યક્ત્વને પામ્યા નહોતા. ભગવાન શ્રી મહાવીર પરમાત્માનો એમને યોગ થયો નહોતો. આથી તેઓ તે સમયે તો ભોગ-સુખને ભોગવવા લાયક જ માનતા હતા.

કાયોત્સર્ગમાં રહેલા શ્રી અનાથી મુનિવરને શ્રી શ્રેણિકે જોયા અને જેવા જોયા તેવા જ એ થંભી ગયા, આશ્ચર્ય-મૂઢ બની ગયા. એમને એમ થઈ ગયું કે–'આવું રૂપ, આવું લાવણ્ય, આવું યૌવન અને ભોગનો સંગ નહિ? ભોગનાં સર્વોત્તમ ગણાતાં સાધનોનો યોગ હોવા છતાં પણ આવો યોગ? લાવ પૂછું તો ખરો કે–આમણે આ અવસ્થામાં ભોગનો ત્યાગ અને યોગનો સ્વીકાર કયા કારણે કર્યો છે?'

આવો વિચાર કરીને શ્રી શ્રેણિક તે મુનિવરની પાસે પહોંચ્યા. મુનિવરની પાસે પહોંચીને શ્રી શ્રેણિકે પહેલાં તો મુનિવરને નમસ્કાર કર્યા. ત્યાગનું એ સામર્થ્ય છે કે–ભોગમાં જ સુખ માનનારો પણ ત્યાગીને હાથ જોડનારો બને છે.

મુનિવરે કાઉસ્સગ્ગ પાળ્યો, એટલે શ્રી શ્રેણિક રાજાએ મુનિવરને પૂછ્યું કે–'આ અવસ્થામાં આપે દુષ્કર એવું આ વ્રત કેમ આદર્યું છે?'

મુનિવર કહે છે કે–'હું અનાથ છું, મારા ઉપર અનુકંપા કરે તેવો આ સંસારમાં કોઇ નથી, તેથી જ દુષ્કર એવા

પણ આ વ્રતને મેં યુવાવસ્થામાં ગ્રહણ કર્યું છે.'

શ્રી શ્રેણિક કહે છે કે-'આપ અનાથ છો એવી વાત, આપનું આ રૂપ વગેરે જોતાં, માન્યામાં આવે એવી નથી; છતાં પણ, તમે જો અનાથ હો તો હું તમારો નાથ થવાને તૈયાર છું. તમે ખુશીથી યથેચ્છ ભોગોને ભોગવો અને સામ્રાજ્યનું પાલન કરો!'

શ્રી શ્રેણિકનું આ કથન વિચારવા જેવું છે. કોઈ માણસ આધાર વિના દુઃખી થતો હોય, તો તેને આધાર આપવામાં જ માણસાઈ છે, એવું શ્રી શ્રેણિક મિથ્યાદૃષ્ટિ હોવા છતાં ય સમજતા હતા. મુનિવરે કાંઈ લાચારી બતાવી નથી, પણ લાચારપણે કોઈ કષ્ટ વેઠે તો તે શ્રી શ્રેણિકને અણગમતું હતું. એ અણગમતું પણ માત્ર વાતો કરવા પૂરતું નહોતું, પણ લાચારને મદદ કરવાની તૈયારીવાળું હતું. તમને કોઈ જૈન ભાઈ પણ દુઃખી દેખાય, ત્યારે આવી રીતિએ તેને સહાયક થવાનું મન થાય છે કે નહિ, તેનો વિચાર તમે જ કરી લેજો.

મુનિવર કહે છે કે-'રાજન્! તમે પોતે જ જ્યાં અનાથ છો, ત્યાં વળી તમે મારા નાથ શી રીતિએ બની શકશો?'

જૈન મુનિઓ આવા ત્યાગી હોય છે. ભોગસામગ્રીના એવા ત્યાગી કે-સામેથી કોઈ આપવા આવે, તો પણ તે લે જ નહિ. જૈન મુનિઓનો ત્યાગ એ લાચારનો, દીનનો ત્યાગ નથી હોતો.

શ્રી શ્રેણિક તો મુનિવરના કથનને સાંભળીને આશ્ચર્યમગ્ન બની જાય છે. જીંદગીમાં એને આવું સંભળાવનારા આ પહેલા જ હતા. એક દિવસમાં પણ જે અનેકાનેક વાર

અનેકાનેકના મુખે નાથ તરીકે સંબોધાતો હોય, તે માણસને કોઈ અનાથ કહે, ત્યારે તેને અતિ આશ્ચર્ય જ થાય ને? અને એવાને અનાથ કહેવાનું વીર્ય અને ધૈર્ય, જૈન મુનિ સિવાય-નામાં સંભવે પણ ક્યાથી?

શ્રી શ્રેણિક કહે છે કે–'આપનું કથન અસમ્બદ્ધ છે. અનેક હસ્તિઓ, અશ્વો, રથો અને સ્ત્રીઓ વગેરેનું હું પાલન કરૂં છું, એટલે હું તેઓનો નાથ છું; તો તમે મને અનાથ કેમ કહો છો?'

મુનિવર કહે છે કે–'રાજન્! તમે અનાથ અને સનાથના મર્મને જાણતા નથી, માટે જ તમને આમ લાગે છે. એ વાત હું તમને મારા દૃષ્ટાન્તથી જ સમજાવું.' આમ કહીને મુનિવર 'પોતે કેમ મુનિ બન્યા?'–એનું વર્ણન કરે છે.

મુનિવર કહે છે કે–"કૌશામ્બીના રાજા મહીપાલનો હું પુત્ર છું. મને એક વાર આંખની ભારે પીડા ઉપજી અને તેમાંથી મારા શરીરમાં દાહજ્વર પેદા થયો. મારી પીડા અસહ્ય હતી. મારા પિતાએ મારી પીડાને દૂર કરવાને માટે ઉપચારો કરવામાં કમીના રાખી નહિ. અનેક મંત્ર–તંત્રવાદિઓને અજમાવી જોયા. પોતાનું સર્વસ્વ આપતાં પણ જો કોઈ મારી પીડાને દૂર કરનારો મળે, તો તે માટે મારા પિતા તૈયાર હતા; પરન્તુ મારા દર્દના નિવારણમાં કોઇનોય કોઈ ઉપચાર કાર્યગત નીવડ્યો નહિ. મારા પિતા, માતા, ભ્રાતા, ભગિની અને ભાર્યા બધાં મારી પીડાને જોઈને રોતાં હતાં, પણ કોઈ મારી પીડાને હરી શકતું નહોતું. એ સમયે મને મારી અનાથતાનું ભાન થયું. મારા દુઃખે મને જ્ઞાન આપ્યું. મને વિચાર

આવ્યો કે-'• આ અનાદિ સંસારમાં મેં આના કરતાં પણ અધિક વેદનાઓ અનેક વાર સહન કરી હશે; તે છતાં પણ આજે હું આટલી વેદનાનેય, સમભાવે સહી શકતો નથી; તો પછી આ સંસારમાં આગામી કાળમાં આવનારી વેદનાઓને હું કેમ સહન કરી શકીશ ? માટે મારે તો આ વેદનાઓના મૂળ કારણનો જ ઘાત કરી નાંખવો જોઈએ.' આવો વિચાર આવતાં, મેં નિર્ણય કર્યો કે-'જો ક્ષણ વાર પણ આ વેદનાઓથી હું મુક્ત બનું, તો તરત જ દીક્ષા લઈ લઉં, કે જેથી હું ક્ષીણકર્મા બની શકું અને એથી મારે આગામી કાળે વેદનાઓને સહન કરવાનો વખત જ આવે નહિ.' રાજન્ ! આવો નિર્ણય કરીને હું જરાં ઉંઘી ગયો, ત્યાં તો મારી વેદનાઓ શમી ગઈ. એથી મને ખાતરી થઈ ગઈ કે-'આત્મા પોતે જ પોતાનો સાચો નાથ બની શકે છે. નાથ તે કહેવાય, કે જે યોગ અને ક્ષેમ કરનાર હોય, અને આત્માને યોગ અને ક્ષેમ કરનાર આત્મા પોતે જ છે.' આથી સવારે ઉઠીને મેં મારાં સ્વજનોને મારી હકીકત સમજાવી અને તેઓ પણ મારી વાતમાં સંમત થયાં એ પછી તરત જ મેં આ ચારિત્રનો સ્વીકાર કર્યો.'

મુનિવરના મુખે મુનિવરના પૂર્વજીવનની હકીકતને સાંભળીને, શ્રી શ્રેણિક રાજાને ઘણો આનંદ થયો. શ્રી શ્રેણિકે ભક્તિભર હૈયે હાથ જોડીને મુનિવરને કહ્યું કે-' તમે અનાથ અને અનાથનું જે રહસ્ય કહ્યું, તે બરાબર છે. તમારું જ મનુષ્યપણું સફળ છે. સંયમને સેવતા તમે તમારા સાચા નાથ બન્યા છો, તેમ સ્થાવર અને જંગમ એવા અનાથ પ્રાણિઓના પણ

તમે નાથ બન્યા છો. તમારા જેવા મહામના મુનિવરને મેં ભોગોને ભોગવવાને માટેનું આમંત્રણ કર્યું, તે મારો અપરાધ થયો, તો આપ તે માટે ક્ષમા કરો.'

આમ કહીને અને વારંવાર વંદનાદિ કરીને, શ્રી શ્રેણિક રવાના થયા. આપણો મુદ્દો તો એ છે કે-રૂપ આવી રીતિએ ધર્મનું પ્રભાવક પણ નીવડી શકે. રૂપસંપન્ન જો ધર્મસંપન્ન હોય, તો તે અનેક ભોગીઓને ત્યાગીઓ બનાવી શકે છે અને ભોગમાં સુખ માની બેઠેલાઓને ત્યાગમાં જ સાચું સુખ છે, એવું માનનારા બનાવી શકે છે.

### ભગવાનનું રૂપ ગર્વને ગાળનારૂં નીવડે છે :

ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું રૂપ તો, અનેકોના ગર્વને ગાળી નાખનારૂ પણ બને છે. પરાક્રમ, વિભવ આદિ વસ્તુઓ જેમ અજ્ઞાન આત્માઓમાં ગર્વને પેદા કરે છે, તેમ રૂપસંપત્ પણ અજ્ઞાન આત્માઓમાં ગર્વને પેદા કરે છે. ભગવાનનું રૂપ એવું અનુપમ હોય છે કે-એ તારકના રૂપને જોતાં જ ગમે તેવા રૂપવાળાને પણ એમ લાગે કે-આમની પાસે હું કાળી શાહી જેવો છું. આ ઉપરાન્ત, ઉન્મત્ત બનીને ભગવાનનો સામનો કરવાને માટે આવેલાઓ પણ, દીપ્તિમાન ભગવાનને જોતાંની સાથે જ, ઉપશાન્ત થઈ જાય છે. ભગવાન શ્રી મહાવીર પરમાત્માના પ્રથમ ગણધરદેવ બનેલા શ્રી ઈન્દ્રભૂતિ બ્રાહ્મણ, જ્યારે ભગવાનની પાસે આવવાને નીકળ્યા હતા, ત્યારે કેટલાક ઉન્મત્ત બનીને નીકળ્યા હતા ? અજાણ્યાને એમ જ લાગે કે-'આ જઈને ભગવાનને ચપટીમાં જ ચોળી

નાંખશે.' ગુસ્સોય એવો ને ગર્વય એવો. પણ જ્યાં ભગવાન નજરે પડયા, ત્યાં એ ઇન્દ્રભૂતિજીની કયી હાલત થઈ જવા પામી? ભગવાનની પાસે પહોંચવાને તલપાપડ થઇ ગયેલા તે, સમવસરણના પગથિયા ઉપર જ સ્થિર થઇ ગયા. ગુસ્સોય દબાઈ ગયો, ગર્વય દબાઈ ગયો અને એમ થઈ ગયું કે-'આ કોણ છે? બ્રહ્મા છે, વિષ્ણુ છે, સદાશિવ છે કે શંકર છે?' તરત જ નિર્ણય કર્યો કે-'આ બ્રહ્માય નથી, વિષ્ણુય નથી, સદાશિવેય નથી ને શંકરેય નથી.' પાછો વિચાર થયો કે-'તો પછી શું ચન્દ્ર છે, સૂર્ય છે કે મેરૂ છે?' અને તરત જ નિર્ણય કર્યો કે-'એય નથી.' વિચાર આવે, જે હોવા વિષેની કલ્પના આવી હોય તેમના સ્વરૂપની સાથે સરખાવે અને નિર્ણય કરે કે-'એ તો નથી જ.' આમ વિચાર, સરખામણી અને નિર્ણય કરતાં કરતાં એમને લાગ્યું કે-'આ ચોવીસમા તીર્થંકર છે.' આ પ્રસંગ તો ઘણો મોટો છે અને દરવર્ષે છેવટ એક વાર તો શ્રી પર્યુષણ પર્વમાં તમને આ પ્રસંગ સાંભળવાનો મળે જ છે, એટલે આ પ્રસંગનો વિસ્તાર અહીં આપણે કરતા નથી. અહીં તો આ પ્રસંગ એટલા પૂરતો જ યાદ કર્યો કે-ભગવાનનું રૂપ પણ આવી રીતિએ અન્યોના ગર્વના ગાળનારું નીવડે છે, એનો તમને ખ્યાલ આવે તેમજ બીજા કોઈ દેવ ગણાતાઓ પણ આવા રૂપસંપન્ન હોતા નથી, એ વાત સ્પષ્ટ થઈ જાય.

**'સિદ્ધ' તરીકેની સ્તવના :**

ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'ઇદ્ધ' તરીકે સ્તવ્યા પછીથી,

ટીકાકાર આચાર્યભગવાન, એ તારકોને અગિયારમા વિશેષણ દ્વારા 'સિદ્ધ' તરીકે સ્તવે છે. સિદ્ધ શબ્દ, સામાન્ય રીતિએ, પોતપોતાના આઠેય કર્મોને ક્ષીણ કરી નાખીને મુક્તિને પામેલા આત્માઓને માટે વપરાય છે. શ્રી નવકાર મંત્રમાં 'નમો સિદ્ધાણં' બોલીને જે શ્રી સિદ્ધભગવાનોને નમસ્કાર કરાય છે, તે શ્રી સિદ્ધભગવાનો તરીકે પોતપોતાનાં આઠેય કર્મોને સર્વથા ક્ષીણ કરીને મુક્તિને પામેલા આત્માઓને જ સમજવાના છે; પરન્તુ અહીં વિશેષણ તરીકે વપરાએલા 'સિદ્ધ' શબ્દનો અર્થ એવો કરવાનો નથી, કારણ કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવો તો ચાર અઘાતી કર્મોએ સહિત હોય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવો એટલે ભાવ અરહિંતો તો, જ્યારથી એ તારકો કેવલજ્ઞાનને ઉપાર્જે ત્યારથી તે મુક્તિને પામે ત્યાં સુધી જ કહેવાય છે. આથી અહીં વપરાએલું સિદ્ધ વિશેષણ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની કૃતકૃત્યતાનું જ સૂચક છે એમ સમજવાનું છે. કરવા લાયક બધું જેમણે કરી લીધું હોય અને એથી જેમને પોતાને કરવા લાયક કાંઇ પણ બાકી ન હોય, તેમને કૃતકૃત્ય કહેવાય છે.

**'શિવ' તરીકેની સ્તવના :**

હવે ટીકાકાર આચાર્ય ભગવાન, બારમા વિશેષણ દ્વારા, ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'શિવ' તરીકે સ્તવે છે. શિવ તે કહેવાય, કે જે ઉપદ્રવરહિત હોય. રોગાદિક કોઇ પણ વસ્તુ ભગવાન શ્રી જિનેશ્વરદેવોને ઉપદ્રવ કરી શકતી નથી. પ્રખર મિથ્યાત્વીઓ પણ ભગવાન શ્રી જિનેશ્વરદેવોને ઉપદ્રવ કરી

શકતા નથી. દેવો અને દેવેન્દ્રો પણ એ તારકોને ઉપદ્રવ કરવાને સમર્થ બની શકતા નથી. ભગવાન કેવલજ્ઞાન ઉપાર્જે તે પહેલાં ઉપદ્રવ સંભવિત છે, પરન્તુ કેવલજ્ઞાનને ઉપાર્જ્યા પછીથી જો ભગવાનને કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ થાય, તો તે આશ્ચર્ય કહેવાય છે. ભગવાન શ્રી મહાવીર પરમાત્મા ઉપર ગોશાળાએ તેજોલેશ્યા મૂકી અને એથી ભગવાનના પવિત્ર દેહમાં મરડાનો રોગ પેદા થયો. આવું તો કવચિત જ અને કોઈક જ ભગવાનને માટે બને. આથી તો એને આશ્ચર્ય કહેવાય છે. સામાન્ય રીતિએ તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોને, કેવલજ્ઞાનની પ્રાપ્તિ બાદ, કોઈ પણ પ્રકારનો ઉપદ્રવ સંભવે જ નહિ અને એથી જ ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'શિવ' તરીકે ઓળખાવવા એ પણ વ્યાજબી છે. સારાય જગતના જીવો શિવના જ અભિલાષી છે. શિવ બનવાની કામના સૌને છે. અહીં શિવ વિશેષણનો પ્રયોગ કરવા દ્વારા ટીકાકાર આચાર્યભગવાને સૂચવ્યું છે કે–સાચા શિવ ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ છે, માટે તમારે પણ શિવ બનવું જ છે, તો શિવ એવા આ ભગવન્તોને જ તમે ભજો! કોઇ કહેશે કે–'ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અશાતાનો પણ ઉદય હોય ને?' પણ એ તારકોને અશાતાનો જે ઉદય હોય છે, તે નામ માત્રનો હોય છે અને સાથે જ શાતાનો ઉદય એટલો બધો જોરદાર હોય છે કે–અશાતાનો ઉદય તો તદ્દન અકિંચિત્કર બની જાય છે. જેમ દોઢ મણ સાકરના પાણીમાં કડવા લીંબડાના રસનું એક ટીપું પડ્યું હોય, તો તે ટીપું પોતાની હયાતિને અગર તો પોતાના સ્વાદને બતાવી શકવાને માટે અસમર્થ જ નીવડે

છે, તેમ ભગવાન શ્રી જિનેશ્વરદેવોને અશાતાનો ઉદય છે, એવું જ્ઞાનિઓ માત્ર જ્ઞાનબળે જ જાણી શકે છે; બાકી તો સૌ કોઈ ને એમ જ લાગે કે–આ ભગવન્તોને શાતાવેદનીય કર્મનો જેવો ઉદય છે, તેવો શાતાવેદનીય કર્મનો ઉદય તો બીજા કોઈને પણ નથી! ભગવાન શ્રી જિનેશ્વરદેવો પણ જ્યાં સુધી તેરમા ગુણસ્થાનકે વર્તતા હોય છે, ત્યાં સુધી તેઓને પણ વેદનીય કર્મનો બંધ તો ચાલુ જ હોય છે, પરન્તુ તે શાતાવેદનીય કર્મનો બંધ થાય છે; અને તેમાંય એ કર્મ પહેલા સમયે બંધાય અને બીજા સમયે નિર્જરે, એમ ચાલ્યા જ કરે છે.

'શિવકર' તરીકેની સ્તવના :

ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'શિવ' તરીકે સ્તવ્યા પછીથી, ટીકાકાર આચાર્યભગવાન એ તારકોને તેરમા વિશેષણ દ્વારા 'શિવકર' તરીકે સ્તવે છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'શિવ' તરીકે સ્તવ્યા પછીથી 'શિવકર' તરીકે સ્તવવામાં એ હેતુ છે કે–જે સ્વયં શિવ હોય નહિ, તે શિવકર બની શકે નહિ. ભગવાન શ્રી જિનેશ્વરદેવો સદાને માટે સર્વ જીવોના શિવને જ કરનારા હોય છે, પરન્તુ કોઈનાય અશિવને કરનારા હોતા નથી. આ તો એક ઔપચારિક ભાષા છે. બાકી તો ભગવાન નથી તો કોઈનાય શિવને કરતા કે નથી તો કોઈનાય અશિવને કરતા. ખરી વાત એ છે કે–એ તારકોથી જે કાંઈ થાય છે, તે સર્વ જીવોના સુખને જ માટે થાય છે, પરન્તુ કોઈ જીવનાય દુઃખને માટે થતું નથી. આ વાત આપણે 'સાર્વીય'

વિશેષણના વર્ણનના પ્રસંગમાં કાંઈક વિસ્તારથી વિચારી આવ્યા છીએ. ભગવાન શ્રી જિનેશ્વરદેવો મોક્ષમાર્ગના પ્રકાશક હોવાના કારણે તો શિવંકર છે જ, પરન્તુ એ તારકોના પ્રભાવથી પણ જીવોને માટે એ શિવકર નીવડે છે. ભગવાનનો અતિશય એવો પણ હોય છે કે–જ્યાં ભગવાન વિરાજતા હોય, ત્યાં ઉર્ધ્વ દિશામાં પણ સાડા બાર યોજન સુધી અને અધોદિશામાં પણ સાડા બાર યોજન સુધી તેમજ પૂર્વ પશ્ચિમ, ઉત્તર ને દક્ષિણ–એ ચારેય દિશાઓમાં પચીસ પચીસ યોજન સુધી કોઈ પણ જીવને રોગ થતો નથી. વળી એ તારકો જ્યાં વિરાજતા હોય છે, ત્યાં પરસ્પર વૈરભાવ પેદા થતો નથી, ઉંદર, તીડ આદિ અનાજને ઉપદ્રવ કરતા નથી; રોગચાળાથી સામટાં મરણો થતાં નથી; અતિવૃષ્ટિ પણ થતી નથી, અનાવૃષ્ટિ પણ થતી નથી; અને દુકાળ પણ પડતો નથી આથી પણ એ તારકોને 'શિવકર' તરીકે સ્તવી શકાય. વળી ભગવાનને અંગે કરાતા બલિમાં પણ અજબ જેવો પ્રભાવ હોય છે સમવસરણમાં વિરાજમાન ભગવાન પહેલી પોરિસીની ધર્મકથા પૂર્ણ કરે છે, તે વખતે ચક્રવર્તી આદિ વિધિપૂર્વક છડેલા, વીણેલા, અખંડ અને તરાડ વિનાના ઉત્તમ જાતિના ચોખાઓ ભગવાનને વધાવતા હોય તેમ આકાશમાં ઉછાળે છે. એ ચોખાઓમાંથી અડધો ભાગ દેવો જ આકાશમાંથી ને આકાશમાંથી લઈ લે છે, બાકીના અડધા ભાગના ચોખામાંથી અડધો ભાગ ચક્રવર્તી કે રાજા આદિ લે છે અને શેષ અડધો ભાગ લોકો લે છે. આ બલિના ચોખાઓનો એ પ્રભાવ હોય છે કે–તેમાનો એક પણ ચોખો

જેના મસ્તક ઉપર નાંખવામાં આવે, તેનો વ્યાધિ ઉપશમી જાય છે અને છ મહિના સુધી તેને નવો વ્યાધિ થતો નથી. ભગવાન શ્રી જિનેશ્વરદેવો આમ અનેક પ્રકારોએ કરીને જગતના જીવોના બાહ્ય તેમજ આભ્યન્તર શિવના કારણ બને છે, એટલે એ તારકોને 'શિવકર' તરીકે પણ સ્તવાય છે.

'ઇન્દ્રિયરહિત' તરીકેની સ્તવના :

ટીકાકાર આચાર્યભગવાન હવે ચૌદમા વિશેષણ દ્વારા ભગવાન શ્રી જિનેશ્વરદેવોને કરણવ્યપેત તરીકે સ્તવે છે. કરણ એટલે ઇન્દ્રિયો અને વ્યપેત એટલે રહિત. કરણવ્યપેત એટલે ઇન્દ્રિયોથી રહિત. શ્રી અરિહંતદેવો દેહધારી જ હોય છે અને દેહધારી ઇન્દ્રિયરહિત હોઈ શકે નહિ. ભગવાનને તો પાંચેય ઈન્દ્રિયો સંપૂર્ણ હોય છે, છતાં અહીં એ તારકોને ઈન્દ્રિયરહિત તરીકે કેમ સ્તવ્યા છે? એ સૂચવવાને માટે કે–ભગવન્તો અતીન્દ્રિય જ્ઞાની હોય છે. આપણને કોઈ પણ વસ્તુનું કાંઈ પણ જ્ઞાન ઇન્દ્રિયો અને મન દ્વારા થાય છે ને? આંખે દેખાય નહિ, તો પાસેની વસ્તુ પણ જણાય નહિ; નાકે સુંઘાય નહિ, તો કયી વસ્તુની ગંધ કેવી છે તે જણાય નહિ; કાને સંભળાય નહિ, તો બોલનાર શું બોલે છે એ સમજાય નહિ; કોઈ સ્પર્શે સ્પર્શાય નહિ, તો વસ્તુને અડ્યા છતાં તે કેવી મુલાયમ કે ખરબચડી છે, એ જાણી શકાય નહિ; અને જીભ વગર કયી વસ્તુનો સ્વાદ કેવો છે તે જણાય નહિ. ભગવાન શ્રી જિનેશ્વરદેવો કોઈ પણ વસ્તુને ઈન્દ્રિયની સહાયથી જાણનારા હોતા નથી, પરન્તુ સર્વ વસ્તુઓના સર્વ

પર્યાયોને એ તારકો પોતાના આત્માના જ્ઞાનગુણ માત્રથી જ જાણનારા હોય છે. ઈન્દ્રિયોની સહાયથી થતું જ્ઞાન વિપરીત પણ હોઈ શકે, જ્યારે આત્માના કેવળજ્ઞાનગુણથી જ થતું જ્ઞાન યથાતથ્ય જ હોઈ શકે. ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું જ્ઞાન આવું સર્વોત્તમ કોટિનું હોય છે અને એથી એ તારકોનો ઉપદેશ એકાન્તે વિશ્વસનીય જ છે, એવું સૂચન કરવાને માટે અહીં ભગવાન શ્રી જિનેશ્વરદેવોને 'કરણવ્યપેત' તરીકે સ્તવવામાં આવ્યા છે.

જિતરિપુ તરીકેની સ્તવના:

પંદર વિશેષણો પૈકી પંદરમું એટલે છેલ્લું 'જિતરિપુ' એવું વિશેષણ છે. જિતરિપુ એટલે રિપુઓને જીતેલા. ભગવાને કયા રિપુઓને જીત્યા હતા ? ભગવાન શ્રી જિનેશ્વરદેવોના આત્માઓ જ્યારથી શ્રી તીર્થંકર-નામકર્મને નિકાચિત કરે છે, ત્યારથી તો એ તારકોનું પુણ્યબળ એવું હોય છે કે-એ પુણ્યપુરુષોના રિપુ બનવાની કોઈ હિંમત જ કરી શકે નહિ. કોઈ એમનો શત્રુ બની શકે નહિ અને બને તો ટકી શકે નહિ આવા પુણ્યવાનોને પણ શત્રુઓને જીતવા પડે છે, પણ તે આન્તરિક શત્રુઓને ! કોઈ પણ જીવના ખરેખરા શત્રુઓ કોઈ હોય, તો તે આન્તરિક શત્રુઓ જ છે. પોતાના આન્તરિક શત્રુઓને ક્ષીણ કરનારને બાહ્ય શત્રુઓને ક્ષીણ કરવા પડતા નથી, પણ તેના બાહ્ય શત્રુઓ આપોઆપ ક્ષીણ થઈ જાય છે. જેને આન્તરિક શત્રુઓ હોતા નથી, તેને બાહ્ય શત્રુઓ તો હોતા જ નથી. બાહ્ય શત્રુઓ તેને જ હોય છે, કે જેનો

આત્મા આન્તરિક શત્રુઓની ભયંકર કોટિની જાળમાં સપડાએલો હોય છે આન્તરિક શત્રુઓ કયા ? કોઈ કહેશે કે-કામ, ક્રોધ આદિ, પણ કામ અને ક્રોધ આદિ શત્રુઓનેય નિપજાવનાર કોણ ? કર્મો જ ! જેને કર્મોનો સંયોગ ન હોય, તેને કામ અને ક્રોધ આદિ હોય જ નહિ મોહનીય કર્મ જ કામ અને ક્રોધ આદિ શત્રુઓને પેદા કરે છે ભગવાન શ્રી જિનેશ્વરદેવો તો, પોતાના મોહનીય કર્મનો તેમજ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મનો સંપૂર્ણ ક્ષય કરી ચૂકેલા હોય છે અને આથી જ એ તારકો વાસ્તવિક રીતિએ 'જિતુ-રિપુ' તરીકે સ્તવવાને યોગ્ય છે તમનેય દુશ્મનો તો ગમતા જ નથી, પણ તમારી નજર બાહ્ય દુશ્મનોને જોયા કરે છે. અંતરચક્ષુને ખોલો અને તમારા ખરા શત્રુઓને પિછાનો ! એ શત્રુઓથી મુક્ત બનવાને માટે 'જિતરિપુ' એવા આ ભગવાનને સેવો એ વિના કોઈ, દુશ્મનોના પંજામાથી છૂટી શક્યો પણ નથી અને છૂટી શકવાનો પણ નથી આ ભગવાન 'જિતરિપુ' કેવી રીતિએ બન્યા અને આ ભગવાને 'જિત-રિપુ' બનવાને માટે કયો ઉપાય બતાવ્યો છે, એને અંગેનું વર્ણન આપણે કરી આવ્યા છીએ તેમજ આગળ પણ એ વર્ણન અવસરે અવસરે આવ્યા જ કરવાનું છે, એટલે અહીં તેનો વિસ્તાર કરાતો નથી

આવા શ્રીમજ્જિનને હું પ્રયત્નપૂર્વક સ્તવું છુ !

આ સર્વજ્ઞ આદિ પંદર વિશેષણોના વિશેષ્ય તરીકે, ટીકાકાર આચાર્યભગવાને માત્ર 'જિન' શબ્દનો પ્રયોગ

નહિ કરતાં, શ્રીમજ્જિન એવો પ્રયોગ કર્યો છે. કેમ ? એકલા જિન કહેવાથી શ્રી કેવલીજિન આદિ આમાં સમજાઈ જાય, એ વગેરે હેતુઓ તો છે જ, પરન્તુ આથી ટીકાકાર આચાર્ય-ભગવાનનું હૈયું કેવું ભક્તિભર છે, એની પણ માહિતી મળે છે. ટીકાકાર આચાર્યભગવાને વાપરેલાં પંદર વિશેષણો એવાં છે કે-એ વિશેષણોને વાંચનાર અને સમજી શકનાર સમજી જ જાય કે-આ સ્તુતિ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની જ છે; એટલે એમ કહેવું એ વધારે સારૂ છે કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવોને પંદર પંદર વિશેષણોથી સ્તવવા છતાં પણ ટીકાકાર આચાર્યભગવાનના હયામાં રહેલી ભક્તિ તો, ભગવાન શ્રી જિનેશ્વરદેવોને વધુ ને વધુ વિશેષણો દ્વારા સ્તવવાને જોર કર્યા જ કરે છે અને એના જ ફળસ્વરૂપે 'જિન' શબ્દની સાથે 'શ્રીમદ્' શબ્દ ચોજાઈ ગયો છે. અન્ય વિશેષણોની માફક જો 'શ્રીમદ્' શબ્દને વિશેષણ તરીકે વાપરયો હોત તો શ્રીમન્તં એવો જુદો જ પ્રયોગ થાત; જ્યારે અહીં તો જિન શબ્દની સાથે જ પૂર્વે શ્રીમદ્ શબ્દને યોજી દીધો છે. શ્રીમજ્ જિનનો અર્થ શો ? શ્રી એટલે લક્ષ્મી અને મત્ એટલે યુક્ત. લક્ષ્મીયુક્ત જિનની આ સ્તવના છે. લક્ષ્મી અંતરંગ અને બાહ્ય, એમ બે પ્રકારની કહેવાય છે ભગવાન શ્રી જિનેશ્વરદેવો બન્નેય પ્રકારની લક્ષ્મીએ યુક્ત હોય છે: કારણ કે-કેવલજ્ઞાનાદિ રૂપ અંતરંગ લક્ષ્મીથી પણ યુક્ત હોય છે અને અષ્ટ પ્રાતિહાર્ય રૂપ બાહ્ય લક્ષ્મીથી પણ યુક્ત હોય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવો કેવલજ્ઞાનને ઉપજે ત્યારથી તે નિર્વાણ પામે ત્યાં સુધી, સર્વ કાળે અને સર્વ

આત્મા આન્તરિક શત્રુઓની ભયંકર કોટિની જાળમાં સપડાએલો હોય છે. આન્તરિક શત્રુઓ કયા ? કોઈ કહેશે કે–કામ, ક્રોધ આદિ; પણ કામ અને ક્રોધ આદિ શત્રુઓનેય નિપજાવનાર કોણ ? કર્મો જ ! જેને કર્મોનો સંયોગ ન હોય, તેને કામ અને ક્રોધ આદિ હોય જ નહિ. મોહનીય કર્મ જ કામ અને ક્રોધ આદિ શત્રુઓને પેદા કરે છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવો તો, પોતાના મોહનીય કર્મનો તેમજ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મનો સંપૂર્ણ ક્ષય કરી ચૂકેલા હોય છે અને આથીજ એ તારકો વાસ્તવિક રીતિએ 'જિતુરિપુ' તરીકે સ્તવાવાને યોગ્ય છે. તમનેય દુશ્મનો તો ગમતા જ નથી, પણ તમારી નજર બાહ્ય દુશ્મનોને જોયા કરે છે. અંતરચક્ષુને ખોલો અને તમારા ખરા શત્રુઓને પિછાનો ! એ શત્રુઓથી મુક્ત બનવાને માટે 'જિતરિપુ' એવા આ ભગવાનને સેવો. એ વિના કોઈ, દુશ્મનોના પંજામાંથી છૂટી શક્યો પણ નથી અને છૂટી શકવાનો પણ નથી. આ ભગવાન 'જિતરિપુ' કેવી રીતિએ બન્યા અને આ ભગવાને 'જિતરિપુ' બનવાને માટે કયો ઉપાય બતાવ્યો છે, એને અંગેનું વર્ણન આપણે કરી આવ્યા છીએ તેમજ આગળ પણ એ વર્ણન અવસરે અવસરે આવ્યા જ કરવાનું છે, એટલે અહીં તેનો વિસ્તાર કરાતો નથી.

આવા શ્રીમજ્જિનને હું પ્રયત્નપૂર્વક સ્તવું છું !

આ સર્વજ્ઞ આદિ પંદર વિશેષણોના વિશેષ્ય તરીકે, ટીકાકાર આચાર્યભગવાને માત્ર 'જિન' શબ્દનો પ્રયોગ

નહિ કરતાં, શ્રીમજ્જિન એવો પ્રયોગ કર્યો છે. કેમ ? એકલા જિન કહેવાથી શ્રી કેવલીજિન આદિ આમાં સમજાઈ જાય, એ વગેરે હેતુઓ તો છે જ, પરન્તુ આથી ટીકાકાર આચાર્યભગવાનનું હૈયું કેવું ભક્તિભર છે, એની પણ માહિતી મળે છે. ટીકાકાર આચાર્યભગવાને વાપરેલાં પંદર વિશેષણો એવાં છે કે–એ વિશેષણોને વાંચનાર અને સમજી શકનાર સમજી જ જાય કે–આ સ્તુતિ ભગવાન શ્રી જિનેશ્વરદેવોની જ છે; એટલે એમ કહેવું એ વધારે સારૂ છે કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવોને પંદર પંદર વિશેષણોથી સ્તવવા છતાં પણ ટીકાકાર આચાર્યભગવાનના હયામાં રહેલી ભક્તિ તો, ભગવાન શ્રી જિનેશ્વરદેવોને વધુ ને વધુ વિશેષણો દ્વારા સ્તવવાને જોર કર્યા જ કરે છે અને એના જ ફળસ્વરૂપે 'જિન' શબ્દની સાથે 'શ્રીમદ્' શબ્દ યોજાઈ ગયો છે. અન્ય વિશેષણોની માફક જો 'શ્રીમદ્' શબ્દને વિશેષણ તરીકે વાપરવો હોત તો શ્રીમન્તં એવો જુદો જ પ્રયોગ થાત; જ્યારે અહીં તો જિન શબ્દની સાથે જ પૂર્વે શ્રીમદ શબ્દને યોજી દીધો છે શ્રીમજ્ જિનનો અર્થ શો ? શ્રી એટલે લક્ષ્મી અને મત્ એટલે યુક્ત. લક્ષ્મીયુક્ત જિનની આ સ્તવના છે લક્ષ્મી અંતરંગ અને બાહ્ય, એમ બે પ્રકારની કહેવાય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવો બન્નેય પ્રકારની લક્ષ્મીએ યુક્ત હોય છે: કારણ કે–કેવલજ્ઞાનાદિ રૂપ અંતરંગ લક્ષ્મીથી પણ યુક્ત હોય છે અને અષ્ટ પ્રાતિહાર્ય રૂપ બાહ્ય લક્ષ્મીથી પણ યુક્ત હોય છે. ભગવાન શ્રી જિનેશ્વરદેવો કેવલજ્ઞાનને ઉપજે ત્યારથી તે નિર્વાણ પામે ત્યાં સુધી, સર્વ કાળે અને સર્વ

અવસ્થાઓમાં, આઠ પ્રાતિહાર્યો એ તારકોની સાથે જ રહે છે. અશોકવૃક્ષ, સુર પુષ્પવૃષ્ટિ, દિવ્યધ્વનિ, ચામર, સિંહાસન, ભામંડલ, દંદુભિ અને છત્ર–આ આઠ પ્રાતિહાર્યોથી યુક્ત જ ભગવાન શ્રી જિનેશ્વરદેવો હોય છે. આથી જ ટીકાકાર આચાર્યભગવાન ફરમાવે છે કે–

"હું એવા શ્રીમજ્ જિનોની પ્રયત્નપૂર્વક સ્તવના કરું છું, કે જેઓ સર્વજ્ઞ પણ છે, ઈશ્વર પણ છે, અનન્ત પણ છે, અસંગ પણ છે, અગ્રય પણ છે, સાર્વીય પણ છે, અસ્મર પણ છે, અનીશ પણ છે, અનીહ પણ છે, ઈદ્ધ પણ છે, સિદ્ધ પણ છે, શિવ પણ છે, શિવકર પણ છે, કરણવ્યપેત પણ છે અને જિતશત્રુ પણ છે!"

આવા ભગવાન શ્રી જિનેશ્વરદેવોને સ્તવીને, નમીને અને વર્ણવીને હાલ તો આપણે પણ વિરામ પામીએ છીએ.

सर्वमंगलमांगल्यं, सर्वकल्याणकारणम् ।
प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥